

# કંકાવટી

જાન્યુઆરી, ૧૯૯૯

હરીશ મીનાશ્રુ
રતિલાલ 'અનિલ'
નીતિન મહેતા

# કંકાવટી

જાન્યુઆરી, ૧૯૯૯
સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૫ : અંક ૪૬૬
દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ.૪૦, બે વર્ષના રૂ.૭૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૨૪, રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સુરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'
માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૨૪, રીવર બેંક સોસાયટી,
ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી
સુરત-૩૯૫ ૦૦૯
ફોન નં. ૬૮૫ ૬૪૧



પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
પુયુત્સુ પંચાલ
૨૩૩/રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા. ફોન : ૩૨૬૬૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દ્રપુરા, આંબાવાડી, સુરત-૨
ફોન નં. ૪૨૮ ૯૪૧

## ભ્રૂણાનુબંધ / હરીશ મીનાશ્રુ

કમળનાળ ચૂંટી કે ચૂંટ્યા ભ્રૂણ રે
આંચ અડી કે સૂનાં જીવતર પીગળ્યાં
જીવ પડીકે બાંધી ઝૂલ્યાં તૃણ રે
ઝાકળવેશે વડવાનળ કૈં નીકળ્યાં

જીભ દઝાડી ગળથૂથીને છાંટણ રે
મનમાં ગરતા આંબલડીના કાતરા
રગતળિયામાં કિયા જનમનાં આંટણ રે
જળથળમાં ફંગોળે ઝૂરણજાતરા

તિમિરનાં જ્યાં બોલ બહુ તમરાંળાં રે
જનમકુંડળી મધ્યયે અધમણ ઓરડા
નવગ્રહનાં મોંઢે મણમણનાં તાળાં રે
કઈ કૂંચીથી ખૂલશે પળનાં ખોરડાં

પંડ પ્રજાળી મંગળના પડછાયે રે
નડતર નાથ્યાં નંડ જડીને વીંટીએ
બેસ પનોતી બસ રૂપાના પાયે રે
પૂર્વજનાં પ્હેરણ ટીંગાડી ખીંટીએ

વીતક વીત્યાં સતજુગ ત્રેતા દ્વાપર રે
કળિમાં હડહડતા સતવાદી આઈના
આમ જુઓ તો ઘટના સૌ પૂર્વાપર રે
આમ જુઓ તો કાંઈ કહેતાં કાંઈ ના

ચૂંટી ખણતાં ફૂટ્યાં શાહીના ટશિયા રે
અમે ભૂણનાં રચ્યાં ભરમણાકાંડ રે
કોણ ગળગળે સાદે ગાય મરશિયાં રે
રવિ-ઇન્દુ ઝીલે, ઝીલે બ્રહ્માંડ રે

ભવની વચ્ચે ભૂવો ને કેવળ ધૂણવું રે
જજે ગાંગલી ઘાંચણને ઘેર અલાબલા
લખચોરાસી માના પેટે ભૂણવું રે
ફેર ચડ્યા બવ, બાંહ્ય હવે તો ઝાલ, ભલા.

ત્રિપદી

થરથર કેસરકિરણ પરોઢે
પ્રિયજન અરસપરસને ઓઢે
તેજકટારી તૃણની પત્તી
માંહ્ય લીલોકચ સૂરજ સોઢે

*

સરગમમાં તેતર ને સૂડા
વાજીંતર : રાતાં કેસૂડાં
પલાશમાં ને ભીમપલાશ
ભેદ કરે તું ? - ફદ્દ રે ભૂંડા

*

ગુંજાફળનાં દીપ પ્રજાળી
જળઝિંગોર ઝરે દ્રૂમડાળી
મેઘફૂલથી તોળ્યા મઘમઘ
સવા વાલ કેવળ વનમાળી

## મુક્તાવલી

મુઠ્ઠીક રોશની ને મુઠીક રાત આપે
ખેરાત જેમ તમને મુઠ્ઠી પ્રભાત આપે
આ તો સમય છે : એની સાથે ટણી ન કરીએ
ખુલ્લી હથેળીઓમાં મુઠ્ઠી હયાત આપે

ભૂલેચૂકેય દૃષ્ટિ દર્પણ ભણી ન કરીએ
આંસુની અદબ જાળવીએ, મોજણી ન કરીએ
બત્રીસલક્ષણો તું : માની લીધું, - છતાં પણ
આ તો સમય છે : એની સાથે ટણી ન કરીએ

બત્રીસલક્ષણો તું : માની લીધું, - છતાં પણ
અથથી ઇતિ તરફ આ રસ્તા બધાં જતાં પણ
બીજમાં છે વૃક્ષ અઢળક ખરવાના ઓરતા પણ

રીઝે તો પાનખરની ખાખી જમાત આપે
ખુલ્લી હથેળીઓમાં મુઠ્ઠી હયાત આપે
અથથી ઇતિ તરફ આ રસ્તા બધાં જતાં પણ
મુઠ્ઠી ખૂલે તો રેખા મૂંઝવે ને મ્હાત આપે

સૂનો ભાઈ સાધો

એક
કમળકૂંચીથી લાગલગાટ
મથું ખોલવા વજ્રકપાટ

નહીં કોઈ ઘટકે નહિ કોઈ ઘાટ
વહી ચાલે વણઓછી વાટ

નિજ મૂરત અનવધ અઘાટ
કોણ શિલા ને કોણ સલાટ

તૃષા હવે તુષ્ટિનું રૂપ
ઘટ બોળું ત્યાં છલકે ઘાટ

જે વિધિવત્ બીજ વૃક્ષ બને
એક વિપળમાં વ્યક્ત વિરાટ

અહો શબ્દની ઠેસ અને
ગગન ચગી હિંડોળાખાટ

ગઝલ ગણી ગણગણતા રહો
અમે લખ્યા જે લેખ લલાટ

સાવ ઝીણા બિસતંતુથી
મુરશિદ બાંધે મુશ્કેટાટ

બે

જાત હળવેથી સવા વાલ કરી
કોને ખાતર, કહે, કમાલ કરી

એકેક પળને પાયમાલ કરી
ઉપરથી ફ્હેશે, અમે ન્યાલ કરી

મારી ભીતરમાં ડોકિયું કરશે
એ કરચલીભર્યું કપાલ કરી

હું સ્થિર, માત્ર સ્થિર ઊભો છું
દશે દિશાનો પૂરો ખ્યાલ કરી

તીર તાકો તો લાગ સાધીને
હું ઊભો રહું જીગરની ઢાલ કરી

આમ મળવા ગયાં તો પંડિતે
આડી પોથી ધરી દીવાલ કરી

તું ય ટાંપીને બેસ કે મુરશિદ
વાત માંડીને કરશે વ્હાલ કરી

શ્યામળો વાન છે ગઝલનો ભલે
તે ગણગણી સહજ ગુલાલ કરી

ત્રણ

ઘર તો ખોયું - ઘાટ જડશે ?
મધ્યની એ વાટ જડશે ?

રિન્દને રઘવાટ જડશે
સ્વાતિજળની છાંટ જડશે

જો હકીકી હાટ જડશે
ચીજ મોંઘીદાટ જડશે

આ જણસ જેવી ઘડીને
મન મજૂસ કે માટ જડશે

સંતની તોલે સૂરજનું
પોત મેલુંદાટ જડશે

સોગઠાં બ્રહ્માંડનાં જ્યાં
એવડી ચોપાટ જડશે

સ્થળ સમય ખંડેર કરતો
શબ્દનો વસવાટ જડશે

તલ અતલને તોલવાને
શું નર્યો તલસાટ જડશે ?

સ્થિર તું છે તો ગતિ પણ
સનૂસનનૂ પૂરપાટ જડશે

વાહ, જો મુરશિદ ચીડાશે
ગેબનો ઘોંઘાટ જડશે

૬ : ૧૯૯૯, જાન્યુઆરી

કંકાવટી

ચાર

ઝીણી ઝીણી જકાત મુરશિદની
જાગરણ મારું, રાત મુરશિદની

તું જો આકાશ ઓઢવા આપે
હું બિછાવું બિછાત મુરશિદની

સીધીસટ ને સરળ છે એવી કે
ખૂબ અઘરી છે વાત મુરશિદની

હેસિયત છે તો માત્ર તારી છે
છે તો કેવળ વિસાત મુરશિદની

માલમિલકત ને મન લખી આપું
આજથી આ હયાત મુરશિદની

અશોકવૃક્ષ જેમ હું ય ખીલ્યો
સ્હેજ વેઠી જો લાત મુરશિદની

બ્હાર પાડે છે ફૂલ પણ ફત્તવો
કેમ ટાળું હું ઘાત મુરશિદની

કાચાપોચાનું અહીં કામ નથી
માથાભારે છે જાત મુરશિદની

મેં જો માથું ધૂણાવ્યું ના હોતે
તો વલે કેવી થાત મુરશિદની

ગાંઠે બાંધી લે ગરથ જેમ ગઝલ
સાધો, મોંઘી મિરાત મુરશિદની

•

પાંચ

આ પળ અસ્તિ, ઓ પળ અસ્તુ
બે મધ્યે વ્યાપે તે વસ્તુ

હવા અને હોવું લઈ નીકળ્યા
સાવ અટપટું સાવ અમસ્તુ

અંજળ થળ પળ અહીં ઠાલવો
સત્ય મળે ના આથી સસ્તું

એક રેવડી : અઢળક આંસું
મુરશિદ ઉચ્ચારે, 'તથ-અસ્તુ'

ગઝલ નામની એક વસાહત
નિશ્ચેના ઘરમાં જઈ વસ તું

•

છ

સાવ ઓચિંતી જડી પન્નીગલી
સાચાં મોતીની લડી પન્નીગલી

તું જો બારીક થઈને સરનામું પૂછે
હું બતાવું અબઘડી પન્નીગલી

આ ગણિકાઘાટ છે તો યે સતત
અળગી માયાથી દડી પન્નીગલી

એને શું ગુજરાતી કે શું ફારસી
ધન્યતમ બારાખડી પન્નીગલી

જ્યાં ઉઘાડે પગ ફરે શાગિર્દ કૈં
ભાવની છે ભૂખડી પન્નીગલી

શિરને સાટે ત્યાં પૂરા મુરશિદ મળે
સાવ સસ્તામાં પડી પન્નીગલી

જ્યાં ગુરુદ્વારામાં માથું ટેકવ્યું
બાદશાહતથી બડી પન્નીગલી

આંખ મીંચું, અહીંથી આરંભાઈને
અંતરીક્ષે જઈ ચડી પન્નીગલી

તું ય ખોબો ધર, તને પણ આપશે
એક મુઠ્ઠી રેવડી પન્નીગલી

ઘટની ભીતર કેટલું ઘૂંટ્યા કરી
ત્યારે છેવટ આવડી પન્નીગલી

હું જ અંતર્ધ્યાન થઈ ઊભો રહ્યો
પ્રેમ સરખી સાંકડી પન્નીગલી

આગ્રા આખું ય ઘૂમો બેધડક
ગજવે ઘાલી રોકડી પન્નીગલી

*પન્નીગલી : આગ્રાની એક અત્યંત સાંકડી ગલી જ્યાં ગણિકાઓનો વસવાટ છે ને ગલીને છેડે ગુરુદ્વારા આવેલું છે.*

કેસરવટી

જાન્યુઆરી, ૧૯૯૯ : ૯

## શેરીનું ગોકુળ / રતિલાલ 'અનિલ'

દ્વાપર ગયો પણ ગોકુળની શેરી ગલી જેવી શેરી ગલી રહી ગઈ હતી એટલે કનૈયો પણ રહી ગયો હતો. પાંચમા વર્ષે એ નિશાળે જાય તે પહેલાં એણે શેરીની ધૂળ અંગાંગે ઊડવા દીધી હોય. પોતે કનૈયો નહીં ને બીજા ગોપબાળ નહિ - સરખેસરખા બધા કનૈયા. કોઈના ગજવામાં ચિધોરા તો કોઈના ગજવામાં કોડી. અને પીળી આંખ જેવા ટપકાંવાળી કોડી હોય તે ભોંગાય કહેવાય. વારં વારં મૂંગું આંગણ અને શેરી બોલાવતી હોય, ઘરમાંથી વારવામાં આવે તો ય ઓટલે બારણે અને શેરીમાં છટકી જતો કનૈયો. ઘોડો બનતો, ગળામાં દોર નાખી સારથિને લગામ સોંપી દોડતો વછેરો એ જ તો કનૈયો. શેરીના છોકરા બધા જ કનૈયા. આખો દિવસ એમની લીલા ચાલે, આ આંગણે કે પેલા ઘરના આંગણે. 'અલ્યા'વ આગળ જાવ !' એવો પડકાર સાંભળીને હસતા અને રમત ચાલુ રાખતા અને ઘરવાળો બહાર આવે તો બીજા ઘરના આંગણે રમત માંડતા. સવારે ને સાંજે શેરી એમની લીલાથી રૂડી લાગે. કાચના માણકા અને ગિલ્લી, બધું જ હાથવગું. રમતાં રમતાં ચડ્ડી ઊંચી કરે ને હસીને રમવા માંડે... રમતોની ક્યાં કશી ખોટ હતી, આ નહીં તો આ. ઉનાળુ બપોરે શેરી ફાવે નહિ તો કોઈ ઘરના ઓટલે કોલસાથી ચોરસાવાળી બાજી ચીતરી રમવા માંડે. 'સાળા, અંચઈ કરે છે ?' એ શબ્દો સાંભળ્યાને વર્ષો વહી ગયાં... સ્કૂલે જોતરાયાં પછીયે સવાર સાંજ તો પોતાને ફાળે આવે જ. ચારપાંચની એકબીજા સાથે મસ્તી કરતી ટોળી સાંજે પાછી ફરે તો

ચોપડાને ખૂણે પટકી, લૂસ લૂસ નાસ્તો કરીને ઘરબહાર નીકળીને, શેરીમાં ઊતરીને ગોપબાળો કનૈયા થઈ જતા.

કોઈ બાવો આવે તો તેનાથી દૂર રહીને સાંભળે, તેના હાથમાં કોઈ વાદ્ય હોય તો તે કઈ રીતે વગાડે છે, તેનું કૌતુકરાગી અવલોકન કરે. 'પેલી હવેલીએ જાઓ, ત્યાં મળશે' એવું માર્ગદર્શન પણ બાવાને આપે ! રાવણહથ્થાવાળો આવે ત્યારે તો રમત બંધ – બધા એકધ્યાને સાંભળે. પોતે કોઈ ડબલામાં લાકડી ખોસી તાર બાંધી રાવણહથ્થો બનાવી વગાડી શકે કે નહિ ? એનો અંદાજ બાંધે. કોઈ માગણ બાઈ ખોટા ઘરે ઊભી રહી કાકલૂદી કરતી હોય તો તેને ય કહે, 'પેલા ઘરે જા, તને મળશે !' કોઈ અજાણ્યો કોઈનું ઘર શોધતો આવે તો 'કોનું ઘર શોધો છો ?' એવું સામેથી પૂછી તેને ઠેઠ પેલા ઘરે પહોંચાડે. કોઈ મારવાડી અનાજ પહોંચાડવા આવ્યો હોય તો તેની પાસેની ચિઠ્ઠી વાંચી તેને ઘર બતાવે કે સાથે જઈને સરનામે પહોંચાડે. કોઈ વાર બકરા જાતે ભગાડે ક્યાં પછી પોતાના પ્રિય કૂતરાને છૂ... છૂ... કરીને બકરાની પૂઠે દોડાવે. એ કનૈયા ટોળીની આસપાસ શેરીનો વડો કૂતરો હોય જ. કૂતરાને કોઈની પાછળ દોડાવે ને પોતે પણ કૂતરા સાથે મેરેથોન દોડ લગાવે. કનૈયા શેરીની હદ વટાવે તો કૂતરો પણ હદ વટાવે અને તેમની સાથે સલામત પાછો ફરે. કનૈયાઓને આવતા જુએ કે ક્યાંક બેઠેલો કૂતરો ઊભો થઈ એમની સાથે થઈ જાય. સાયકલવાળો ટપાલી – તારવાળો આવે એટલે તેની આસપાસ કનૈયા ભેગા થઈ જાય. પેલો નામ વાંચે કે ઘર ચીંધવામાં આવે, એકાદ તો દોડીને સરનામે પહોંચી તમારો તાર આવ્યો છે કહીને સાબદા કરી દે. કામ પડતું મૂકી ઓટલે આવે ને ભૈ તારમાં શું છે તે તું જ વાંચી સંભળાવ ને...' એવું કહે ને તારવાળો બોલે તે સાંભળવા બધા ઉત્સુક. કોઈના ઘરે તાર આવે એ બહુ મોટી ઘટના. મોટે ભાગે અશુભ હોય, તે સમાચાર શેરીમાં એજ ટેણિયાં પહોંચાડે એટલે ઘણાં ઘરોમાંથી કોઈ ને કોઈ બહાર આવે : 'શું થયું, શું થયું ?' એવું ચિંતાતુર સાદે પૂછે અને મરણના સમાચાર હોય તો તારવાળા ઘરે ટોળું ભેગું થઈ જાય. રમત છોડીને આખી ટોળી ત્યાં જ ચકરાતી હોય...

શેરીમાં કેરીનાં ગાલ્લાં આવે તેની આસપાસ કનૈયાટોળી બાઝેલી હોય. પોતાને ઘરે પણ ખબર પહોંચાડી દીધી હોય. કેરી જોખાતી હોય ત્યારે નજર બચાવી એકાદ કનૈયો દિલ્હી સર કર્યું હોય એવા ઉલ્લાસે કેરી તફડાવી ભાગી જાય અને કેરીવાળો, 'હટ્ સાળા !' બોલીને ફરી કેરી જોખવા માંડે. બે અઢી રૂપિયે મણની કેરી 'તોલવાની' નહિ 'જોખવાની' હોય અને જોખનારાના હાથની કાંડા-કરામત પર નજર રાખવાની હોય. એક સાથે બેત્રણ ગાલ્લાં આવ્યાં હોય તો વારાફરતી એ કનૈયાટોળી સૌની વિઝિટે જાય અને કેરી તફડાવાય નહિ તો ઓળખીતાની ટોપલીમાંથી ફુલ  માલિકી દાવે ઉઠાવી લેવાની હોય... બહેનોને ગરબા ગાવાના એટલે આસોની રાત રળિયામણી લાગે, પણ શેરીના કનૈયાઓને તો કેરીનાં ગાલ્લાં શેરીમાં આવે એ દિવસો જ રળિયામણા લાગે. હોળી પહેલાં બળતણનાં લાકડાં, કપાસછોડની કરાંઠી, છાણાં અડાયાંનાં ગાડાં શેરીમાં આવે ત્યારે એ જ કનૈયાટોળી કાંઈક ને કાંઈક ખેંચી કાઢી તફડાવીને ભાગે અને હોળીનાં લાકડાંના સ્ટોરરૂમમાં મૂકી આવે. રાજાને તો વિજય માટે યુદ્ધો કરવાં પડે એવું આ છોકરડાંઓ માટે કંઈ નહિ. તેઓ તો દરરોજ કોઈ નેકોઈ વિજય મેળવે અને ખુશી મનાવે. કોઈને ઘરમાં ગજવું ભરીને કંઈ ખાવાનું મળ્યું હોય તે વહેંચાય, તેમાં આંચકી લેવાની છૂટ અને એને વિજય ગણી માણવાની પણ સરિયામ છૂટ.

ચણાદાળવાળો ભૈયો આવે, ખુમચાવાળો આવે, સિંગચણાવાળો, બરફના પંખાવાળો, ફુગ્ગાવાળો આવે તેના ઘરાક કોણ ? આ જ ટોળી. પાઈએ પડીકું મળે અને પાઈ તો ઘરમાં તાણ ઊભી કરીને મેળવાય. ઘરના માણસો બ્રાહ્મણ ભાગ તો કાઢતા કાઢે, પણ આ કનૈયા ભાગ કાઢવાનો જ, અલબત્ત માંગ થાય ત્યારે નનૈયો પાડીને પણ આપવાનું સ્વીકારેલું જ હોય. 'મૂઓ બહુ જબરો છે !' એવો સરપાવ વળી કોણ સાંભળવા થોભે ? પણ તે 'જબરો' હોય.

શેરીમાં રીંછવાળો આવે તેના મફતિયા દર્શકો એ જ છોકરા. કોઈ પાઈ પૈસો આપે, રોટલો આપે, પણ આપણે કૈં જ આપવાનું નહિ. એ પ્રેક્ષકોના પ્રોત્સાહને તો ખેલવાળા શેરીમાં આવે. મોટાઓને તો છોકરાઓ પાછળ

ખેંચાવું, તણાવું પડે ! અને શેરીએ શેરીએ નાથિયા વાંદરાને પરણાવતો મદારી પણ આવે અને એની આંખે આંજ્યો આનંદ પણ એ ટોળી જ માણે. નાથિયાને વળી શેરીના નાકા સુધી વળાવવા પણ જાય. શેરીની રમતવાળા આવે, 'દિલ્હીકા કૂતુબમિનાર દેખો, આગ્રાકા તાજમહલ દેખો- એક પૈસેમેં' કહેતા ડબ્બા સિનેમાવાળો આવે તો એના પ્રેક્ષકો પણ એ જ કનૈયા. પૈસાની તાણ હોય તો એક પૈસામાં બે ભાઈબંધ અડધી અડધી ફિલ્મ જુએ, પણ જુએ ખરા.

ઉતરાણ તો એમની જ. એક પૈસામાં કુદ્દી કિંવા લેફરીનો પંજો નાકેના કરિયાણાવાળાને ત્યાં જ મળે. અને દોર તો ગમે ત્યાંથી શોધી કાઢે. એમાં વળી કોઈ કન્ના બાંધનાર ઉસ્તાદ હોય. લેફરી ચગે નહિ તો તેને લઈને શેરીમાં દોડે. જાતે પણ મર્હૂમ પતંગોના કાપ, વાંસની સળી, સાચવી સંઘર્યા હોય તેના મળી આવતા કાગળના પતંગ બનાવી, ઉડાડે, ઢાંચો તો બનાવવો જ જોઈએ. કોઈ વળી વાંસને છોગું ચડાવ્યું હોય એમ કાંટાળી ઝાડીનું ઝરડું બાંધી પતંગ લપટાવવા કે માંજો લપટાવા, તફડાવવા ઊભી શેરીએ ઝંડુ પકડીને ગબરડી મારે, અને કનૈયાઓમાં વળી તકરાર પણ પડે. એમાં ગુસ્સો, ચીઢ અને તાણ હોય પણ કિન્નો નહિ. યુનો જેવા કોઈ વચેટની દરમિયાનગીરી વિના સુલેહ પણ કરે.

રાત્રે મોટેરા ચોક્કસ અંતરે બે થાંભલા રોપી હાથમાં કાચના કણ ભેળવેલો લૂઓ લઈને માંજો ઘસે તેનું જીવંત નિરીક્ષણ કરે, મદદનીશ પણ થાય. બધી સેવા માનદ્ ! થોડી દોર ઈનામમાં મળી જાય ખરી. અને સંક્રાંતિ તો એમની જ. વસાવેલા પતંગ કરતા લૂંટેલા પતંગનો પોરસ ઓર. એ ઢેફાં યે ફેંકે, હરીફોનો હૂરિયો બોલાવે અને પોતાનો હૂરિયો બોલાય તે પણ ચીઢભરી હોંસે સાંભળે ય ખરા. એ દિવસોમાં રાત્રે એટલા થાકેલા હોય કે લૂસ લૂસ જમીને પથારી ભેગાં થાય કે ઊંઘવા માંડે.

હોળી વખતે અઠવાડિયા પહેલાથી નગારા ઢીબવા માંડે. 'અલ્યાઓ, આ શું માંડ્યું છે ?' એવા પ્રશ્નના જવાબમાં વધારે જોરથી નગારા ઢીબે. જૂનું નગારું હોય નહિ ને નગારાં વેચાવા મુકાયા ન હોય તો માટીનાં વાસણ,

ડબ્બા પર બ્રાઉન પેપર ચઢાવી જૂનિયર નગારા બનાવી વગાડે – ઢીબે નહિ, ચામડું અને બ્રાઉન પેપરનો ભેદ બધા સમજે. હોળીના આગલા દિવસે જ શેરીમાં ભાડભૂંજો ને તેની વહુ મોટું કઢાયું અને ભૂંસુ ભરેલો ઝોલ્લો લઈને આવે. શેરીને નાકે ખાડો ખોદી તેના પર મોટું કઢાયું માંડીને અગ્નિ બહાર ન જાય એવી રીતે કઢાયાની કોર સુધી લીંપે. કઢાયામાં ઝીણી કાળી રેતી ભરી હોય. ઘરે ઘરેથી ગૃહિણીઓ લાલ જુવારની પોટલી અને ધાણી ભરવાનું વાસણ લઈને ત્યાં પહોંચે ત્યારે દરેકની સાથે કનૈયો કહો કે પોયરો, હોય જ. લાલ જુવાર કઢાયામાં પડે, ગરમ રેતીમાં ધાણી ફૂટે, ભાડભૂંજો લાકડીથી રેતી હલાવે ને ધાણી ફૂટ્યે કાઢી આપે. એનું ઊંડું નિરીક્ષણ આ કૌતુકવીરો કરે. ચણાયે શેકાય તેમાં એમનો ભાગ ખાસ હોય. ચણા શેકાય તેની સોડમ સૂંઘીને આહ્‌લાદ માણે. હોળીના દિવસોમાં એમના ગજવાં ધાણીચણાથી ભર્યા ભર્યા હોય. એમના શ્રેષ્ઠ ઉલ્લાસના દિવસો મેળાના. શેરીમાં કોઈ રમકડું કે ફુગ્ગો લઈને પ્રવેશે તે એમને પડકાર જેવું લાગે ! અસ્તિત્વને ચેલેંજ ! એ રડી જીદ કરીને પણ વડીલોની સાથે મેળામાં જાય અને ભરપુર કૌતુક-કુતૂહલથી મેળો માણે. લારી પર શેકાતો મક્કાઈ ભુટ્ટો મેળવીને મેળામાં ચાલતાં ચાલતાં જ મોઢે માંડી મક્કાઈના દાણા મોઢામાં ખેરવે. પાછો ફરે ત્યારે વિજયનો વાવટો ફરકાવતો હોય તેમ ફુગ્ગો, ચકરડી ઊંચા હાથે લઈને કોઈ જુએ છે કે નહિ તેની પરવા કર્યા વિના ગૃહપ્રવેશ કરે.

એકાદ આને મળતો પીસવો તો પડાવ્યો હોય તે ઘરમાં વગાડતો ફરે અને કોઈનું ધ્યાન ખેંચવા ઓટલે આવીને પણ વગાડે. અરે ભૈ, ગોકુલના કનૈયાની લીલા દર જન્માષ્ટમીએ ગાવ છો, પણ કનૈયો તો તમારા જ ઘરમાં છે એની લીલા કેમ જોતા, માણતા નથી !

પાડોશણો ભેગી થઈ છે. વાતો કરતી જાય છે અને પાપડ વણે છે. આંગણે ખાટલો ઢાળ્યો છે, તેના પર પછેડી પાથરી છે, તેના પર પાપડ સુકાવા નાખ્યા છે અને કનૈયો હાથમાં લાકડી લઈને એની રખેવાળી કરે છે. જિજ્ઞાસુ, બકરો, ગાય, કૂતરાને લાકડાથી લક્ષ્મણરેખા બતાવે છે. એમ જ ઉનાળે ગોદડાં ખાટલે હૂંફાળાં કરવા નાખ્યાં છે, તો તે પર શેરીનું

કૂતરું પથારી સમજી આડું ન થાય એની ચોકી પણ એ જ પહેરેગીર કરે છે. કંઈ નહિ કરનારાં કેટલું બધું અને વિધવિધ કરે છે એ કર્મયોગ પર બોલનારા, કનૈયાની એકતરફી લીલા ગાનારા આંખ સામેનું જોતા નથી, અને જુએ છે તો મોઢામાં મગ ઓરી રાખવા જેટલા મીંઢાં છે.

હવે એ શેરી રહી નથી, એની સામે વિવિધ લીલા કરનારા કનૈયા પણ ચાલ્યા ગયા છે. એમના વિના ટ્રાફિકે ખળભળતી શેરી પણ સૂની ભેંકાર લાગે છે... ચોથા વર્ષે તો શરીફ બાળકો ગણવેશ પહેરીને લાકડાની હેલ્યની જેમ ઓટોરિક્શામાં સિંચાઈને જાય છે અને એવા જ સિંચાઈને પાછાં ફરે છે. ઘરમાં નોકરડી, નોકર હોય તો યે 'ઘરકામ' કરે છે. એટલું ઓછું હોય તેમ ટ્યૂશને જાય છે. મઝા અને આનંદ અમારી બહાર છે એવા અજ્ઞાને ટી.વી. ગેઈમ રમે છે. 'મારે મિયાં અને ખુશ થાય પિંજારા' એ કહેવતને જીવતી કરવા કોઈને પોરસ તોડી કુદાવીને જીતાડીને ખુશ થાય છે. રમત પણ મારી બહાર છે - એવું બ્રહ્મજ્ઞાન એમને મળ્યું છે. વાંસે જ્ઞાનના પોટલાનો બોજ લઈ વાહનમાંથી ઊતરી સીધાં પગથિયાં ચઢી જાય છે. ટી.વી. દર્શનથી સોલો ચઢે છે તો ચારેક છોકરા શેરીમાં ક્રિકેટ રમવા ઊતરી આવે છે પણ પૂરો કલાક પછી ટકતા નથી. શેરીમાંથી શેરી જ નિર્મૂળ થઈ ગઈ છે. શેરી રસ્તો થઈ ગઈ છે અને રસ્તો હોય ત્યાં આંગણ નથી હોતાં, આંગણાની રમત નથી હોતી, આંગણાના આંખવગા ખેલતમાશા નથી હોતા. રસ્તો ભાતીગળ નહિ, સપાટ હોય છે. માત્ર ધુમાડિયાં વાહનોની આવજા નહિ, અફરાતફરી છે અને સોસાયટીના માર્ગે સોપો પડ્યો હોય એવો સૂનકાર છે, તે માત્ર કોઈક પેટ્રોલિયા દ્વિચક્રી વાહનના અવાજે ભેદાય છે પણ છૂટું પડેલું પાણી ફરી નહિ સાંધો, નહિ રેણ એમ સંધાઈ જાય છે એમ સૂનકાર ફરી સંધાઈ જાય છે.

## સુરેશ જોષીની એક રચના વિશે / નીતિન મહેતા

સુરેશ જોષીના વિવેચને, કથાસાહિત્યે અને નિબંધસાહિત્યે જેટલો પ્રભાવ આજની પેઢી પર પાડ્યો છે તેટલો પ્રભાવ તેમની કાવ્યપ્રવૃત્તિએ ભાગ્યે જ પાડ્યો છે એમ કહેવાય છે. 'સુરેશ જોષીએ આપણી રૂઢ કાવ્યવિભાવનાને હચમચાવી આઘાત આપી નવે માર્ગે ચઢાવી, કાવ્યના મૂલ્યાંકનનાં નવાં ધોરણો પ્રવર્તાવ્યાં, પણ કવિ લેખે એમની શક્તિ બહુ ફૂલીફાલી નહીં.'[1] આ રીતે જયંત પાઠકના મતે સુરેશ જોષી કવિતામાં પોતાનો આગવો અવાજ જન્માવી શક્યા નથી. તેઓ કવિતાને નવો માર્ગ દર્શાવે છે પણ તેના અગ્રગામી બની રહેતા નથી. તેમની કાવ્યવિચારણાએ જેટલો નવકવિ પર પ્રભાવ પાડ્યો છે તેટલો ખુદની કવિતાએ નથી પાડ્યો તે તો હવે જાણીતી હકીકત છે. તેમ છતાં પોતાની કવિતા અંગેની સભાનતા, વિકાસોન્મુખતા તેમની 'ઇતરા' તથા 'તથાપિ'ની કેટલીક રચનામાં જોઈ શકાય છે તે ભૂલવું ન જોઈએ. આ બે કાવ્યસંગ્રહોની કેટલીક કાવ્યરચનામાં એક વિકાસશીલ કવિની છબી પણ જોવા મળે છે. પ્રકૃતિ, માનવ, મૃત્યુ, એકલતા, વેદના, વિસ્મય, વિચ્છિન્નતા આ બધાંની અનુભૂતિને અનેક રીતે વ્યક્ત કરવાનો ઉપક્રમ સુરેશ જોષીની કવિતામાં જોઈ શકાય છે. પ્રમુખ સર્જક અનેક સ્વરૂપે આમ તો એક જ રચના કરતો હોય છે તેથી ઘણી વાર કોઈને તે તેમની મર્યાદા લાગવા પણ સંભવ છે. સુરેશ જોષીની નવલિકા, નવલકથા, નિબંધ તથા કવિતાની સામગ્રી એક સરખી હોય તેવું પણ લાગે છે. તેમાં આવતાં પ્રતિરૂપો, વિસ્મય,

ભયાનક, અદ્‌ભુતની યોજના પણ સરખી લાગે. પણ કવિ તરીકે જ્યારે આપણે તેમની કવિતા તપાસીએ ત્યારે પોતાને ઉપલબ્ધ સામગ્રીનું, કાવ્યપ્રકારની સીમામાં રહી, કવિએ કેટલું રૂપાંતર કર્યું છે અને તે રૂપાંતર એનો આગવો રસકીય સંદર્ભ પ્રગટ કરે છે કે નહીં તે પણ વિવેચનની તપાસનો મુદ્દો હોવો જોઈએ. જ્યારે સર્જક કોઈ પણ કાવ્યપ્રકાર સ્વીકારે છે ત્યારે તે જ કાવ્યપ્રકાર તેની સામગ્રીને પણ અમુક અંશે નિયંત્રિત કરે છે. જ્યારે સર્જક એમ કહે છે કે આ નવલિકા છે, આ નિબંધ છે કે આ કવિતા છે ત્યારે આ દરેક સર્જનના પ્રકારમાં વિહાર કરવા માટેની પોતાની સીમા તેણે નક્કી કરવી પડે છે. આ સંદર્ભને ધ્યાનમાં રાખીને, સુરેશ જોષીની કવિતાની પદાવલિ તપાસીશું. એક વાત તો એ છે કે પોતાના સમકાલીન કવિઓ પર આ કવિની પદાવલિએ ઝાઝી અસર કરી નથી, બીજું એ નોંધવાનું કે કવિ ઘણી વાર પોતાની જ જાણીતી કલ્પનયોજના, ભાવપરિસ્થિતિઓના આલેખનમાં પોતાની આગળની રચનાઓમાં આવતાં કલ્પનો, પ્રતીકો, શબ્દસાહચર્યોનો વિનિયોગ વારંવાર ભાવની ઉત્કટતા સાધવા કરે છે. ત્રીજી વાત એ કે કવિ મર્યાદિત શબ્દભંડોળમાં રહીને પોતાની રચના કરતા આવ્યા છે. કવિએ કાવ્યરચનાને પહેલાં 'એક ભૂલા પડેલા રોમેન્ટિક કવિનું દુઃસ્વપ્ન' એવું શીર્ષક આપ્યું હતું.[૨] આમ અહીં પ્રલાપના કાકુઓમાં, આરોહઅવરોહમાં, વિવિધ વાણીના લહેકાઓ દ્વારા, ઉદ્‌બોધનની લઢણોમાં, પદાવલિનાં વિવિધ સ્તરોના વિનિયોગમાં, નાટ્યતત્ત્વ, કથનતત્ત્વ અને ઊર્મિતત્ત્વનો વિનિયોગ કરીને, કલ્પનની તથા પ્રતીકની અન્વયયોજનાથી, વર્તમાન તથા ભૂતકાળની સંનિધિ દ્વારા, બે સમયના સંકર્ષણ-વિકર્ષણ દ્વારા, પદાવલિના વ્યંજના તથા અભિધાનાં સ્તરો વડે વ્યુત્ક્રમ, પ્રાસયોજના, રવાનુકારી શબ્દો અને શ્રુતિગમ્ય કલ્પનોની યોજના વડે આવી અનેક પ્રયુક્તિઓથી કાવ્યનાયકના પ્રેમ, મરણ, વેદના, એકલતા, પ્રકૃતિ, એકાંત વિશેની વિવિધ ભૂમિકાઓને રૂપ આપવાનો કવિનો પ્રયત્ન છે. કવિતામાં વારંવાર કવિ મૃણાલને સંબોધન કરી, ઉદ્‌બોધનની શૈલીમાં પોતાનું વક્તવ્ય પ્રસ્તુત કરતા રહે છે. આ 'મૃણાલ, મૃણાલ, તું સાંભળે છે ?'ના પુનરાવર્તનના કાકુઓ જ સંવાદના અભાવનું

સૂચન કરતો, નાયકના ઉત્કટ વિષાદને પંક્તિએ પંક્તિએ સ્થાપે છે.

બીજું કાવ્યની પદાવલિ તથા કાવ્યનું વક્તવ્ય બંને વિરુદ્ધ દિશાના છે તેથી વિડંબનાનો સૂર તીવ્રપણે વ્યક્ત થાય છે. પણ કવિ માત્ર આની અતિશયોક્તિભરી વિડંબના કરી અટકી ગયા હોત તો તેમાં પરિસ્થિતિ પ્રત્યેનો સપાટ પ્રતિભાવ જ કટાક્ષની સ્થૂળ ભૂમિકાએ વિસ્તર્યો હોત; પણ કવિએ તે નિમિત્તે પદાવલિની અનેક પ્રયુક્તિઓ પ્રયોજીને પોતાના વક્તવ્યની વ્યંજનાને વિસ્તારવાની ભૂમિકા રચી આપી છે.

અહીં મૃણાલની કથાનો આભાસ ઊભો કરવામાં આવ્યો છે. મૂળ તો તેનો કોઈ પણ કથાસંદર્ભ છે જ નહીં અને કથા પણ નથી પણ કથાની સંભાવના છે. મૃણાલ દૂર છે માટે નાયક સંબોધન કરે છે તેને જે રીતે જાણી છે તે હવે નથી. આમ ઉદ્‌ગાર રૂપે, ઉદ્‌બોધન રૂપે નાટ્યાત્મકતાથી, કલ્પનોની શ્રેણીથી નાયક મૃણાલના વ્યક્તિત્વની તથા પોતાના વ્યક્તિત્વની સાથે સાથે રચના કરતા જાય છે. કાવ્યમાં એક પછી એક આવર્તનો જેમ જેમ આવતાં જાય છે તેમ તેમ નાયિકા મૃણાલ તથા નાયકની છબી, ક્રમશઃ પ્રગટ થતી આપણે જોઈએ છીએ. આમ પરિવેશ સાથેના નાયકના વૈષમ્યને કવિ વિવિધ પદાવલિની યોજનાથી મૂર્ત કરતા જાય છે. પ્રેમ, માનવનિયતિ, મરણની વિસ્તરતી જતી છાયા પદાવલિનાં વિવિધ સ્તરો દ્વારા ઊઘડતી આવે છે તેવી કવિની રચના છે.

કાવ્યના પ્રારમ્ભમાં નાયક મૃણાલને સંબોધન કરે છે. અહીં પ્રશ્નાર્થ વાક્ય છે :

મૃણાલ મૃણાલ
તું સાંભળે છે ?

અહીં મૃણાલ મૃણાલના બે પુનરાવર્તનમાં નાયકની ઉત્કટ ભાવના સૂચવાય છે. તો સાંભળે છેના પ્રશ્નાર્થમાં નાયક મૃણાલને કશુંક કહેવા માગે છે. પછી તરત જ મૃણાલ ક્યાં હશે, શું કરતી હશે તેની એક સંભાવના કલ્પીને મૃણાલના વર્તમાન જીવનના પરિવેશને તાદૃશ કરે છે.

અત્યારે તું બેઠી હશે તારા પરિવાર વચ્ચે સુરક્ષિત

આજ્ઞાંકિત ઘડિયાળનો નિયમિત ટીક ટીક અવાજ
ચાર દીવાલનો પહેરો
સોફાનો પોચો પોચો ખોળો
બિહામણી છાયાઓને ભગાડી મૂકતી ફ્લોરેસન્ટ લાઇટ

અહીં મૃણાલની વર્તમાનની બુર્ઝવા સુરક્ષિતતા વર્ણવી છે અને તે દ્વારા મૃણાલના વર્તમાન જીવનનું બોદાપણું તથા ઠાલાપણું સૂચવ્યાં છે. મૃણાલને આ વર્તમાનની સ્થિતિમાં મૂકવા માટે 'અત્યારે'થી તેના વર્તમાનને કવિ પ્રત્યક્ષ કરે છે. મૃણાલ પોતાના પરિવાર વચ્ચે સુરક્ષિતતાનું કવચ જાળવી બેઠી હશે. 'આજ્ઞાંકિત' ઘડિયાળના 'નિયમિત' સમયને સાચવતી જીવે તે દર્શાવવા કવિ 'આજ્ઞાંકિત' તથા 'નિયમિત' એવા બે શબ્દો યોજે છે. જ્યાં સમય બદ્ધ છે, સમયનાં બંધન છે, એ સમયના બંધનના સત્યની સીમાને સ્વીકારી એક સરખું યાંત્રિક જીવન જીવતી હજારો મૃણાલ જેવી આ નાયિકા મૃણાલ જીવતી હશે. 'ટીક ટીક અવાજ'માં મૃણાલના યાંત્રિક જીવનનો નિર્દેશ જોઈ શકાય છે. કવિ વર્તમાન જીવનની મૃણાલની પરિસ્થિતિને નિરૂપવા વર્તમાન કાળનાં રૂપોની જોડે, વર્તમાન નગરસંસ્કૃતિનાં ઉપકરણો પણ યોજે છે. પરિવારના નિયમમાં સુરક્ષિતતા છે, આરામ તથા નિશ્ચિંતતા છે. 'પરિવારની વચ્ચે સુરક્ષિત'માં મૃણાલનું કોઈ આગવું વ્યક્તિત્વ નથી, તે અનેક વ્યક્તિઓથી (પરિવારથી) ઘેરાયેલી છે. બધાં વચ્ચે બધાં જેવી થઈ રહે છે, એને આ જીવન કઠણ કોઠે પડી ગયું છે. સમય અહીં રૈખિક ગતિમાં વહે છે, સમયનું કોઈ નવું જીવંત પરિમાણ નથી તે દર્શાવવા 'આજ્ઞાંકિત', 'નિયમિત' જેવા શબ્દો યોજે છે. આ તેના વર્તમાનની યાંત્રિકતા, ગૂંગળામણ દર્શાવવા નાયક પોતાની દૃષ્ટિ વર્તમાન નગરજીવનના બીજા પરિવેશના વર્ણન દ્વારા પણ કરે છે. અહીં પહેરો છે પણ દીવાલોનો છે. જડની સાથે જડ બનીને, સ્થગિત બનીને જીવન જીવ્યે જવાનું છે. અહીં 'દીવાલો' એ બંધનનું સૂચન કરે છે તો 'પહેરો'માં તેની પર સતત ચોકીપહેરો રહે છે. સ્વતંત્રતાના અભાવનું સૂચક તેનું જીવન છે તે પણ કવિ સૂચવી દે છે. અહીં સોફાનો પોચો પોચો ખોળો છે. સોફા વર્તમાન સગવડશીલતાના વૈભવનો નિર્દેશ કરે છે.

પોચાપોચાની દ્વિરુક્તિમાં માંદલી વિલાસિતાનું સૂચન પણ છે. સોફા
ખોળામાં હૂંફ નથી, ઉષ્માનો અભાવ છે. ઘરના એક ફર્નિચર જેવી
મૃણાલની સ્થિતિ છે તે પણ અહીં જોઈ શકાય છે. અહીં બિહામણી છાયાઓ
ભગાડી મૂકતી ફલોરેસન્ટ લાઇટ છે. તેના પ્રકાશમાં જીવનના અદ્ભુ
અનુભવો તો ક્યાંથી શક્ય બને ? જે વિરોધી જીવન છે, જે જીવવું એ
બિહામણાપણું છે, ઉપર ઉપરથી સમૃદ્ધ દેખાતા જીવન પાછળ તેનું બિહામ
રૂપ પ્રચ્છન્નપણે ન જોવાનો, તેના બિહામણાપણાથી પલાયન થઈ, માયાવ
જુઠ્ઠી સૃષ્ટિને સત્ય માની વર્તમાનમાં ટકી રહેવાની, હવાતિયાં મારવા
માનવીની વૃત્તિ છે તેનું જ સમગ્ર પરિવેશના વર્ણનમાં દર્શન થાય છે. અ
લાઇટ વડે જે બિહામણું છે તેનાથી ભાગવાના માનવીના પ્રયત્નો કેવા ક્ષુલ્લ
છે તે પણ જોઈ શકાય છે. આ ઝગમગાટભર્યા જીવન પાછળ કદર્યતા છુપાયે
છે. આ ચળકાટ કેવો કૃતક છે તેનું નિદર્શન આ વિરોધમૂલક વાક્યમાં જો
શકાય છે. હવે આ વર્તમાનની સહોપસ્થિતિમાં કવિ ભૂતકાળની અદ્ભુ
કપોલકલ્પિતની સૃષ્ટિ રચે છે. એક વર્તમાનની મૃણાલ જો આ છે
અદ્ભુતની સૃષ્ટિની મૃણાલ પણ આ જ છે. કઈ મૃણાલ સત્ય છે ? કવિ '
છતાં' જેવા સંયોજકથી વર્તમાનનો અતીત જોડેનો વિરોધી સંબંધ પણ સ્થા
આપે છે. અહીં 'ને' બે કાળને સાંધનાર તથા 'છતાં' બે કાળનો વિરો
કરનાર તરીકે આવે છે. વર્તમાન સમયનાં બંધનો, યાંત્રિકતાને છેદીન
તોડીફોડીને, વર્તમાનની પાછળ છુપાયેલા ભૂતકાળની સૃષ્ટિ કવિ વર્ણ
કથન, તથા કલ્પનોની યોજના દ્વારા હવે ઊભી કરે છે. અહીં એ પણ નોંધવા
છે કે કવિ જ્યારે ભૂતકાળની વાત કરે છે ત્યારે ભાષાને પરીકથાની ભૂમિકા
રહી યોજે છે. વર્તમાનની પડછે અથવા તો જ્યાં વર્તમાન બોદો, ઠાલે
લાગવા માંડે કે તરત જ કવિ ભૂતકાળની અદ્ભુત તથા વિસ્મયથી સભ
એવી સૃષ્ટિનું આલેખન કરે છે. સુરેશ જોષીની 'રાક્ષસ' કે 'કપોલકલ્પિત
વાર્તાનો પરિવેશ પણ અહીં સહજ રીતે સ્મરી શકાય. આમ નાયક 'ને છત
દ્વારા એકાએક ભૂતકાળની અદ્ભુત સૃષ્ટિમાં સરી પડે છે. વર્ષોના જામે
થર જાણે એકાએક ઊડી જાય છે. વર્તમાનમાં જે નિષ્ક્રિયતા છે, ઠાલાપ

તથા યાંત્રિકતા છે તેની પડછે વ્યુત્ક્રમથી કવિ આવી પંક્તિ મૂકે છે.

'વર્ષોના જામેલાં ઘર ઊડી જાય છે એક ફૂંકે'

અહીં 'એક ફૂંકે'માં જાદુઈ, અદ્‌ભુત તથા વિસ્મયની સૃષ્ટિ ઊઘડે છે. 'જામેલાં ઘર'માં તથા ઊડવાની ક્રિયામાં વર્તમાનની સ્થગિતતાની પડછે કવિ અતીતની જીવંતતા તથા ગત્યાત્મકતાને સજીવ કરે છે. વર્તમાનની દીવાલને જ જાણે કે ગાઢું જંગલ ઘેરી વળે છે. કવિની આ સંક્રાંતિની યોજનામાં કોઈ સાંધો દેખાતો નથી. બે પરિસ્થિતિના આવા સહજ આલેખનમાં સમયનો જ જાણે વ્યતિક્રમ રચાય છે. આ ચાર દીવાલ એ એકાએક ખંડેરમાં ફેરવાય છે. સમયની નિયમિતતા એકાએક સ્થળની ભવ્યતામાં ફેરવાય છે. આગળ સમય રૈખિક ગતિમાં વહેતો હતો, અહીં સમય અનિયમિત, અસ્ખલિત વહે છે; તેને કોઈ બંધન નથી. આગળ યાંત્રિકતા જ આશ્રયસ્થાન, ઘર, તથા ચાર દીવાલ વગેરે હતું, જ્યારે અહીં અદ્‌ભુત કે વિસ્મયની સૃષ્ટિનું આશ્રયસ્થાન મહેલ છે. આમ સમયની ગતિમાં ઘર તે મહેલ કે ખંડેરમાં ફેરવાય છે. દીવાલોને ગાઢું, ભયંકર, અદ્‌ભુત તથા ભયાનક ખચિત જંગલ ઘેરી વળે છે. તે ગતિશીલ કલ્પન દ્વારા સૂચવાય છે. રાતી ઈંટોનો રંગ ફેરવાઈને લીલો બને છે. અહીં લાલનું લીલામાં થતું રૂપાંતર સમયના પરિમાણને આભારી છે. આ રાતી ઈંટને ફાડીને, લીલામાંથી પીપળા ઊગી નીકળ્યા છે. અહીં કાવ્ય વર્ણનની કક્ષાએ ચાલે છે. આમાં કથાનું તત્ત્વ પણ ભળેલું છે. અહીં અભિવ્યક્તિને સઘન બનાવવા વ્યુત્ક્રમવાળાં વાક્યોની શ્રેણી કવિએ રચી છે, જે આ અદ્‌ભુતના વાતાવરણને પ્રગટાવવા અસરકારક લાગે છે. આ વ્યુત્ક્રમની યોજનાથી કથનાત્મકતાનો ભાર લાગતો નથી. પોતાના પરિવાર વચ્ચે સુરક્ષિત એવી નાયિકા પણ અહીં મહેલની કુંવરી તરીકે જ સ્થાપિત થાય છે. અર્ધા તૂટેલા ઝરુખામાં નિષ્પલક પ્રતીક્ષા રૂપે તે બેઠી છે ને તેની આજુબાજુ કેટલાયે કજળી ગયેલા સૂરજ પણ બેઠા છે. આ પ્રકારનું વર્ણન અદ્‌ભુતના નિરૂપણ માટે કવિ સર્જે છે. અહીં પણ વિભીષિકા છે પણ તે આધુનિક વર્તમાન સમાજની નથી પણ વેદનાના ભાવને પુટ આપવા માટે, કાવ્યમાં સામગ્રી તરીકે બધી વીગતો આલેખાઈ છે. ઝરુખાની નીચેની

તલાવડીમાં કોઈનું મસ્તક તરે છે એવું સરરિયલ કલ્પન આવે છે, તે મરણના વાતાવરણને, ભયાનકને પોષક નીવડે છે તેમાંથી પણ અંતે વેદના જ આકાર પામે છે. અહીં વર્ણનમાં કથાની ગતિ છે. તળાવની પાસેની સીડી તથા તેના પર બેઠેલું રૂમઝુમ રૂમઝુમ કોઈનું ચઢવું : આ દૃશ્ય શ્રાવ્ય કલ્પનને સાકાર કરે છે. અહીં પ્રયોજાયેલા રવાનુકારી શબ્દ 'રૂમઝુમ-રૂમઝુમ'ની પુનરુક્તિ સીડીના ચઢવાઊતરવાની ક્રિયાને અવાજના કલ્પન દ્વારા દૃશ્યરૂપ આપે છે. 'અડધો તૂટેલો ઝરૂખો' સમયની વિચ્છિન્નતા તથા તલાવડીમાં તરતા મસ્તકમાં પણ ભયાનકની સૃષ્ટિ નિરૂપાય છે. અહીં આગળ ફરી નાયિકા તથા મૃણાલ વચ્ચે એકતા સ્થપાય છે. 'ને પેલી બારી / હજુ એમાં જડાયું છે તારું મુખ. કથામાં જિજ્ઞાસા જાળવવા વળી કવિ 'ને'થી વર્ણન કરે છે. સાચી મૃણાલ તો આ ભૂતકાળમાં જ પામી શકાય કે જેમાં નાયિકાનું મુખ જડાઈ ગયું છે. અહીં 'જડાયું છે'માં સ્થિર, ગતિહીન ભૂતકાળને નાયિકાના વર્તમાનની સામે કવિએ વિરોધાવ્યો છે પણ તેમાંય કવિ નાયિકાની આંખોને પાંખો ફફડાવી ઊડું ઊડું કરતી બતાવે છે. અહીં ગતિ માટેની કોઈ શક્યતા નથી. અહીં ગતિ છે પણ તે માત્ર આંખોની, આમ 'આખોપાંખો'ના આંતરપ્રાસ તથા 'ઊડુંઊડું'ની દ્વિરુક્તિ 'જડાયેલું મુખ'ની સામે મૂકી જોતાં વિરોધ સર્જે છે. તેમાં સ્થિત થઈ ગયેલી નાયિકા, તેની નિષ્પલક પ્રતીક્ષા અને તેની વેદના મૂર્ત થાય છે. પછી કવિ ભયાનકનાં કલ્પનોની શ્રેણી આપે છે. આ કલ્પનો સ્થિર થઈ ગયેલા, અચલ ભૂતકાળને વર્ણવે છે. અહીં સર્પયુગલના મૈથુનના પડઘા બોદા છે, તેમાં પણ જીવંતતાનો અભાવ છે, તેના સિસકારાથી વાવનું અંધ જળ ડહોળાય છે. અહીં સમય પણ બહેરો છે અને તે વટવાગોળની જેમ લટકે છે. આ વર્ણનોમાં ભયાનકની અસર જોવા મળે છે. 'સિસકારા' જેવા રવાનુકારી શબ્દને 'બોદા પડઘા' જોડે કવિ સાંકળે છે. પડઘા તો વાતાવરણમાં ફેલાય તથા તેમાં એક જ ધ્વનિના પુનરાવર્તન થાય તેના સૂચન વડે યાંત્રિક રતિક્રિયાનો નિર્દેશ છે, વાવનું જળ અંધ છે તેમાં જીવનરક્તિતા જોવા મળે છે; જળ જોડે જીવંતતા વહેતાપણાનો ભાવ હોય પણ અહીં થીજી ગયેલી એક સ્થિતિ જોવા મળે છે. જળમાં તો પ્રતિબિંબ

પડે પણ જળ સ્વયં જ થીજી ગયેલું છે. તેમાં ગતિ નથી. અહીં સમયને કવિએ બહેરો કહ્યો છે અને વળી પાછો તેને વટવાગોળની જેમ લટકતો કહ્યો છે. આ રીતે સમયનાં કલ્પનો દ્વારા ભૂતકાળની ભયાનક સૃષ્ટિ રચાય છે. આમ બે જગતની વિરુદ્ધ સમય સ્થિતિ, રૂપક તથા ઉપમાઓ દ્વારા વર્ણવી છે. 'સિસકારાના બોદા પડઘા'માં બે મૂર્ત શબ્દોને સાથે મૂક્યા છે. 'જળને અંધ' કહી તેની અગતિ બતાવી છે તો 'સમય'ને કવિ બે ઉપમાનો 'બહેરો' તથા 'વટવાગોળ'થી મૂર્ત કરે છે. આમ મૂર્ત અને અમૂર્ત તથા શબ્દોની યોજનાથી કવિ વાતાવરણ ઇન્દ્રિયગ્રાહ્ય બનાવે છે. સમયને વટવાગોળની જેમ ઊંધો લટકતો બતાવ્યો છે. અહીં કાવ્યમાં પણ સમયની બે સમાંતર ને વિરુદ્ધ ગતિ મૃણાલ તથા નાયકના જીવનમાં જોઈએ છીએ.

આ રીતે કવિ વર્તમાન જીવનની મૃણાલની સંભાવ્ય સૃષ્ટિના નિરૂપણ માટે શહેરી જીવનના અસબાબને મૂર્ત કરતી પદાવલિ યોજે છે. તેમાં મૃણાલના જીવનના યાંત્રિક પરિવેશને નિરૂપતી શબ્દયોજના તથા કલ્પનયોજના ને પ્રતીકો પ્રયોજાયાં છે જે તેના જીવનની છબિને મૂર્ત કરે છે. જ્યારે અદ્‌ભુતની સૃષ્ટિ સર્જવા માટે કવિ પરીકથાનો વિસ્મય તથા ભયાનકખચિત પરિવેશ યોજે છે ત્યારે તે સમયને તાદૃશ કરતી પદાવલિ યોજે છે. અદ્‌ભુતની સૃષ્ટિ જોડે કથાનો અંશ સંકળાયેલો જોઈએ છીએ. તેથી તેમાં આવતાં કલ્પનો વાવ, ઝરુખો, વટવાગોળ, તૂટેલો ઝરુખો, પ્રતીક્ષાનો ભાવ, ભયંકરનો ડરામણો ભાવ, તેને નિરૂપવા કવિ મૂર્ત ને અમૂર્ત શબ્દો સાથે યોજે છે. ઘણી વાર કવિ અલંકારરચનાને વ્યર્થ લંબાવતા હોય તેવી છાપ પણ પડે છે. દા.ત. કવિ સમયનાં બે પરિમાણો નિરૂપવા તેને 'બહેરો' તથા વટવાગોળ જેવો કહે છે. 'બહેરો' શબ્દ વાપર્યા વિના તેની બહેરાશને મૂર્ત કરે તેવું કલ્પન કવિ યોજી શક્યા નહોત ? બીજું અદ્‌ભુતની સૃષ્ટિ વર્ણવવા માટે તેની જોડે જ સંકળાયેલા પરિવેશને મૂર્ત કરતા શબ્દો ને હવે તો જાણીતી થયેલી લઢણોનું જ પુનરાવર્તન જોઈ શકાય છે. કવિ અમુક નિશ્ચિત પદાવલિની બહાર ગતિ કરી શકતા નથી તેથી તે શબ્દો જોડેના સાહચર્યોથી કોઈ આગવું અદ્‌ભુતનું જ સાહચર્ય કવિ જન્માવી

શકતા નથી. અલબત્ત આ રોમેન્ટિકના દુઃસ્વપ્નનો જ આ પ્રભાવ છે તેથી આવા શબ્દો તો વિડમ્બના માટે આવે એવું કહી તેનો બચાવ કરવા પણ કોઈ પ્રેરાય.

હવે ફરીથી ભૂતકાળની અદ્‌ભુત, ભયાનક સૃષ્ટિમાંથી કવિ આપણને વર્તમાન જીવનની છબિ ઉપસાવવા વર્તમાનમાં સંક્રાંત કરે છે. અહીં પ્રતીક તથા કલ્પનની યોજના સમયના પરિમાણને સમર્પક નીવડે તે રીતે થઈ છે. આ રીતે કવિની કલ્પન તથા પ્રતીકયોજનામાં સમયનાં, સ્થળનાં વિવિધનાં રૂપો ઉપસાવી આપે તેવો અન્વય રચવામાં આવ્યો છે, પ્રથમ તો આગળ વર્તમાન જીવનમાં વ્યક્તિ મૃણાલના જીવનની આજુબાજુનો પરિવેશ મૂર્ત કરે તે રીતે પદાવલિની યોજના કવિ કરે છે. અહીં વર્તમાન નગરજીવન વિશેની કવિની દૃષ્ટિ વિવિધ ઉપમાઓ, રૂપક, સજીવારોપણ દ્વારા વર્ણનની ભૂમિકાએ, વેદનાની રજૂઆત કરવા તથા પોતાની એકલતાની સૃષ્ટિનું આલેખન કરવા રજૂ કરે છે. અહીં આધુનિક નગરના જીવનના પરિવેશને કવિએ ઉપસાવ્યો છે તો બીજી બાજુ પોતાની આંતરિક વેદનાને મૂર્ત કરતી પદાવલિ યોજી છે. અદ્‌ભુત-ભયાનકની સૃષ્ટિમાં કથન હતું, અહીં વર્ણન છે. તેથી અહીં મૂર્ત શબ્દયોજના નાયકની ચિત્તસ્થિતિની પડછે મૂકી આપી તેના અટૂલાપણાને મૂર્ત કર્યું છે. નાયકનો આર્ત સ્વર ફરીથી મૃણાલ મૃણાલની પુનરુક્તિમાં સંભળાય છે. નાયક પોતાનો અવાજ મૃણાલને સંભળાવવા માગે છે. મૃણાલનું વિશ્વ આગળ અંગત વિશ્વ તરીકે નિરૂપાયું છે. તેમાં દીવાલ છે, બંધન છે પણ અહીં નાયકનું વિશ્વ દીવાલ વિનાનું છે. વચ્ચે રોમેન્ટિક પરિવેશ સાથે સંકળાયેલી પદાવલિની પરંપરિત યોજના પછી અહીં આગળ આધુનિક નગરજીવનની તાસીરના દર્શક તરીકે નાયક શું શું જુએ છે તેનું વર્ણન આવે છે. કવિને જ્યારે સંક્રાંતિ કરવી હોય છે ત્યારે એવા પ્રકારની કલ્પન કે પ્રતીકયોજના કરે છે કે જેમાં સમયની બદલાતી ગતિનું, નાયકની સ્થિતિનું તથા આવનાર પરિવેશનું દર્શન હોય. સમયની ગતિ વટવાગોળ જેવી કહ્યા પછી હવે તે સમયને સામે છેડે રહેલા વર્તમાનમાં પોતાની સ્થિતિ સમગ્ર નગરસંસ્કૃતિના પરિવેશમાં કેવી વિરોધી છે તે વર્ણનની કક્ષાએ રહી

દૂરથી જ આલેખે છે. અહીં નાયક પોતે માત્ર દર્શક કે આલેખક બની રહે છે. પ્રથમ કવિ અવાજ ને પછી મૌન બંનેને સાથે મૂકી આપતાં કલ્પનો યોજે છે. નાયક પોતાની જાતને થોર સાથે સરખાવે છે. 'થોરને જેમ કાંટો ફૂટે તેમ એ ફૂટે છે મારે કંઠે,' થોર મરુભૂમિમાં ઊગે, નાયક પણ મરુભૂમિ જેવા નગરમાં આવી ગયો છે. કાંટાની સાથે વેદના, ટીસનો ભાવ સંકળાયેલો હોય; કાંટો અંતરતમ ફોડીને ફૂટી નીકળે. આવી રીતે નાયકનો અવાજ પણ વેદના જીરવતા કાંટાની જેમ એના કંઠમાં ફૂટે છે. આ પ્રતીકમાં નાયકની વેદનાનું પરિમાણ તેના ઊંડાણ સાથે તેની એકલતા, વિચ્છિન્નતા, ગોઠવાઈ ન શકવાની અશક્તિ છતાં પણ આ મરુભૂમિમાં જે ડંખ છે તેના સાક્ષી બની રહેવાની સજા રૂપે અહીં વ્યંજિત થાય છે. એક બાજુ મરુભૂમિની એકલતામાં થોર જેમ અફાટ અવકાશની વચ્ચે એકાકી ઊભું છે ને તેની વેદનાને રણ પણ જાણી શકતું નથી તો બીજી બાજુ શહેરની વચ્ચે પણ એકાકી એવો નાયક છે, તેના અવાજને પણ સાંભળનાર કોઈ નથી. આમ એક શક્તિશાળી પ્રત્યક્ષ કલ્પન વડે પોતાની વેદનાને નાયક વ્યંજિત કરે છે. અહીં પંક્તિના અન્વયમાં 'ફૂટે-ફૂટે'ની બે ઉક્તિઓ, 'થોરને' 'મારે' એવા શબ્દો દ્વારા નાયકની વેદનાને આલેખે છે. અહીં એક જ વાર વ્યુત્ક્રમ આવે છે. શહેરની સંસ્કૃતિની વચ્ચે પોતે પણ કેવો વિપાદગ્રસ્ત છે તેનું જ સૂચન જોવા મળે છે. તે પછી આવતી પંક્તિમાં 'છે' ક્રિયાપદનો અધ્યાહાર તરીકે જ વિનિયોગ થયેલો જોઈ શકાય છે. કવિ તરત જ શહેરના પરિવેશ જોડે, શહેરના જીવનની યાંત્રિકતા, એકલતા, વેદના, નિઃસંગતા, કદર્યતા દર્શાવતી કલ્પનશ્રેણી પછી રચે છે. આ શહેર છે પણ તે મૌન છે. અહીં મૌનને કવિએ કણસતું કહ્યું. આ સજીવારોપણ દ્વારા શહેરની એકલતાને કવિએ રૂપ આપ્યું છે. અહીં 'મૌન' જેવા અમૂર્ત શબ્દની જોડે 'કણસતું' જેવું ક્રિયાપદ મૂકી વેદનાની ધાર કવિએ તીવ્ર બનાવી છે. પૂતળાંઓને પણ અહીં નિઃસંગતા વીંટળાઈ વળી છે. આ પૂતળાંઓ ભૂતકાળને સૂચવે છે. ભૂતકાળની ભવ્ય કીર્તિ સાચવતાં તે બેઠાં છે, કવિએ જ પૂતળાંને પણ કલ્પનના બળે સજીવન કર્યાં છે. કવિની પદાવલિયોજનામાં શબ્દ અને તેના સંદર્ભો અનેક પરિમાણો સાથે કેવા વ્યક્ત

થાય છે તેનું નિદર્શન આ તથા આગળ આવતી ઉપમાની શ્રેણીમાં જોઈ શકાય છે. અહીં આવતાં કલ્પનો તથા ઉપમાઓમાં સમય વિશેની સતત સભાનતા, તેનાં અનેક પરિમાણો સહિત સમગ્ર કવિતામાં સ્ફુટ થતી આવે છે. પદાવલિની યોજના દ્વારા સમય જોડે સંકળાયેલી પરિસ્થિતિ પણ અહીં રૂપ.પામતી આવે છે. અહીં કોલાજ ચિત્રની પદ્ધતિએ સમયને મૂર્ત કરતાં કલ્પનોની શ્રેણી આવે છે. પણ નિર્જનની જોડે જ આમ તો મૌનનો ભાવ આવી જાય, ચોક નિર્જન છે, તેમાં માત્ર મૌન કણસે છે તો શહેરના ખૂણામાં દૃઢ આસન જમાવી બેઠેલાં, ભૂતકાળની કીર્તિગાથાને સૂચવતાં પૂતળાંઓ છે, તેમને નિઃસંગતા વીંટળાઈ વળી છે. અહીં નિઃસંગતા વીંટળાઈ વળી છે, કીર્તિ સાથે એનો કે શહેરનો મેળ ખાય નહીં, નિઃસંગતા છે છતાં રૂઢિ છે એટલે તેને ફંગોળી પણ શકાતી નથી. 'દૃઢ આસને'માં ભૂતકાળને ભૂતકાળ તરીકે સાચવી રાખવાની આપણી વૃત્તિનાં દર્શન થાય છે. નિઃસંગતા જેવા અમૂર્ત ભાવને સૂચવવા કવિ 'વીંટળાઈ' જેવી ક્રિયા જોડે સાંકળી તેને પણ મૂર્ત રૂપ આપે છે. આ શહેરમાં માણસો છે પણ તે બારાખડીના ખોડા વ્યંજનો જેવાં છે. વ્યંજનનું સ્વર સિવાય કોઈ મૂલ્ય નથી. અહીં વૈયક્તિક અવાજ વિનાના માણસોનું ટોળું છે. આમ ભૂતમાં અને લોકો બંને વચ્ચે કોઈ ફરક જ નથી. આ રીતે મૌનના, મૂંગાપણાના ભાવને વર્ણવતાં આ ત્રણ કલ્પનોમાં વિસ્તરતી જતી સમયની ગતિ વર્ણવે છે, ચોકનું કણસતું મૌન, નિઃસંગતા તથા આગવા સ્વર વિનાના નિરાધાર લોકોમાં કવિની પદાવલિ, આ વર્ણનોમાં માત્ર વર્ણનનું સ્તર સાચવતી નથી તેની વ્યંજના પણ કલ્પનની મૂર્ત યોજનાથી સિદ્ધ કરે છે. આ રીતે અહીં યોજાયેલાં કલ્પનો મૌનના તથા અટૂલાપણાના ભાવને મૂર્ત કરવા સાથે પણ યોજાયેલાં જોઈ શકાય છે. કવિ માનવસૃષ્ટિની વાત કર્યા પછી પ્રકૃતિ તરફ વળે છે. આ શહેરમાં પ્રકૃતિ પણ કૃત્રિમ છે, પાંદડાંનો રંગ પણ લીલો હોવો જોઈએ પણ અહીં ધોળા સિગારેટના કાગળ જેવાં જ વૃક્ષ લાગે છે. આમ તેની સમૃદ્ધિ જ નાશ પામી છે. છતાં શહેરમાં અન્ય વ્યક્તિઓ જે રીતે ચહેરો ભૂંસી, આગવી વ્યક્તિતા સિદ્ધ કર્યા વિના જીવ્યા કરે છે, આંતરિક સમૃદ્ધિ તથા શાંતિથી વંચિત રહી જીવ્યા કરે છે તે

શહેરમાં પ્રકૃતિનો વૈભવ પણ ક્યાંથી હોય? માટે કવિએ વૃક્ષના પર્ણને ધોળાં કહ્યાં છે. અહીં અર્થની વક્રતા જોઈ શકાય છે. આ ધોળા કાગળ દ્વારા ફિક્કાશનો ભાવ કવિએ આલેખ્યો છે. આ કાગળનાં પાંદડાંવાળા વૃક્ષ પર પંખીઓ છે પણ તે ય ચાવી આપેલા એલાર્મ ક્લૉકનાં યાંત્રિક પંખીઓ છે. આમ કવિ સમયની યાંત્રિકતા દર્શાવવા એલાર્મ ક્લૉકના ચાવી આપેલા પંખીનું પ્રતીક આપે છે. ચાવી આપવાથી, બીજા ચાવી આપે ને જીવ્યા કરે, તો સિગારેટના ધોળા કાગળમાં તો ધુમાડોનો નિર્દેશ પણ છે. ધોળા કાગળમાં ધુમાડો સૂચવતી ફિક્કાશ છે. આમ વૃક્ષ તથા ધુમાડો પરસ્પર વિરોધ સૂચવતી વીગતની સાથે જ સમયની યાંત્રિકતા દર્શાવતા પંખીનું પ્રતીક મૂકી આપે છે. પંખીઓ તો આંતરસ્ફુરણા કે સહજસ્ફુરણાથી સમયને જાણે, અહીં તો પંખીઓ પણ યાંત્રિક. આમ શહેરની યાંત્રિકતા, ફિક્કાશને નિર્જીવતા, ટકી રહેવાની મથામણ આ પ્રકારની પ્રતીક તથા ઉપમાયોજનામાં જોઈ શકાય છે. આ વૃક્ષની છાયામાં શું છે? બે મોટા સિક્કા જેવાં પ્રેમીઃ આમ અહીં પ્રકૃતિના વર્ણનમાં વિડમ્બનાનો ભાવ ભળેલો છે. વૃક્ષ, પંખી, પ્રેમી આ રોમેન્ટિકતા સાથે સંકળાયેલાં પ્રતીકોની કવિએ અહીં વિડમ્બના કરી છે. આ વિડમ્બના પાછળ કટાક્ષ નથી, પણ વેદના છે. આ વૃક્ષની છાયામાં બે પ્રેમી છે, પણ ખોટા સિક્કા જેવા છે. અહીંનો પ્રેમ પણ કૃતક, રેઢિયાળ તે દર્શાવવા 'ખોટા સિક્કા' જેવા એવો બોલચાલનો શબ્દપ્રયોગ કવિએ કર્યો છે. તો બીજી બાજુ અહીં થિયેટરોની નિયોન લાઇટનો કામુક ઘોંઘાટ છે. એક બાજુ કૃતક પ્રેમ, બીજી બાજુ કામુક ઘોંઘાટ ને પછી તરત જ પવનને કવિએ ગંદી અફવાની જેમ પ્રસરતો બતાવ્યો છે. પવન તો સ્પર્શનું કલ્પન, અહીં તે શ્રવણેન્દ્રિયનું કલ્પન બને છે તો આ શહેરની નદી વારાંગનાના મેલા દર્પણ જેવી છે, દર્પણમાં તો ચોખ્ખું પ્રતિબિંબ પડે, અહીં તો તે પણ શુદ્ધિનો અભાવ છે, વારાંગનાની કાયા જેવી મેલી ગંદી છે. આ કલ્પનોની યોજના પાછળ કોઈ રસકીય યોજના જોવા મળતી નથી. અદ્‌ભુતની ભાવસૃષ્ટિની સાથે વિરોધ ઊભા કરવા આવતી આવી કલ્પનથી પછી યાંત્રિકતામાં સરી પડે છે. અહીં શહેરની સંસ્કૃતિની નિઃસારતા, કદર્યતા, યાંત્રિકતા ઇત્યાદિ દર્શાવવાની પાછી એક

લઢણ પડી ગયેલી જોવા મળે છે. એ દ્વારા જાણે કે શહેરના જીવનમાં, યંત્રસંસ્કૃતિનાં દૂષણો કેવાં પ્રવેશી ગયાં છે તેને જ કવિ ઘૂંટ્યા કરે છે. તેથી અદ્દ્ભુતની સૃષ્ટિ સાથેનો વિરોધ આવી વિસંગત કલ્પનયોજનાને કારણે પ્રગટ થઈ જાય છે. કવિની ઉપમાયોજનાની આવી યદૃચ્છા દરેક વખતે કાવ્યને ઉપકારક થાય છે એવું ભાગ્યે જ કહી શકાશે. આ યાદી લંબાવી શકાય. આમ એક ઉપમેયને અનેક ઉપમાનોથી સરખાવવા જતાં તેમાં યાંત્રિકતા પ્રવેશવાનો, સભાન ન હોઈએ તો, ભય રહે છે. તેથી તે ઘણી વાર શૈલીસુખનો નમૂનો બની રહે છે. પછી કવિ એને મમળાવ્યા કરે, આવું આગળ પણ બને છે તેની તો અહીં માત્ર નોંધ જ લઈએ. આથી એક વીગતમાંથી બીજી વીગત ફૂટતી હોય એવું ઓછું બને. નદીનું જ કલ્પન આમ તો કલ્પન તરીકે સરસ છે, નદી સાર્વજનિક છે પણ એને વારાંગનાના મેલા દર્પણ તરીકે જ કવિ ઓળખે છે, મલિનતા અને તે પણ પાછી વારાંગનાના ઘરની, આકાશને પણ આધુનિક માનવીએ કેવું કદરૂપું બનાવ્યું છે, કેવું ખંડિત બનાવ્યું છે, ચારે બાજુ જાહેરખબરના પોસ્ટર જેવું તે લાગે છે. અહીં તો શહેરમાં ભાષા પણ પ્રચારાત્મક છે, ભાષાની વૈયક્તિકતા પણ નથી તેનું સૂચન છે અને સૂરજ પણ અહીં તો માંદલો છે. તેને પોતાના સાત અશ્વને શોધવા આવવું પડે તેવી સ્થિતિ છે. આમ, સૂરજ, આકાશ, નદી, આ પ્રવાહ, પ્રકાશ જીવંતતાનાં પ્રતીકો છે, પણ અહીં તેઓ વરવી દશાને વરેલાં છે. અહીંના રુગ્ણ વાતાવરણમાં સૂરજ તે ક્યાંથી પ્રકાશી શકે? આમ શહેરની સંસ્કૃતિની વિરૂપતા પ્રગટ કરતાં પ્રતીકો આવ્યા પછી અહીં તો ચંદ્ર પણ ફિક્કો છે, આને માટે કવિ ભૂવાની ડાકલીના ફિક્કા પડઘા જેવો માંદલો ચંદ્ર અહીં ઊગે છે એવું કહે છે. આમ સમયનાં બદલાતાં બધાં જ રૂપો અહીં વિરૂપ છે. શહેરની સંસ્કૃતિને વર્ણવતાં પ્રતીકો, કલ્પનો ને ઉપમાની યોજનામાં અંતિમ ઉપમા તેનો સંદર્ભ જાળવતી નથી. તેમાંથી અદ્દ્ભુત કે ભયાનકના વિશ્વનો અધ્યાસ 'ભૂવાની ડાકલી'માંથી જાગે છે. આવા આ શહેરમાં મૃણાલ ક્યાં હશે, શહેરી સંસ્કૃતિમાં મૃણાલ ક્યાં હશે એવો વેદનાપૂર્ણ નાયકનો સૂર સંભળાય છે. આવી શહેરી સંસ્કૃતિમાં, મૃણાલ ન જ હોઈ શકે. આ રીતે અહીં પણ શહેરની સંસ્કૃતિના

વિકૃત રૂપને મૂર્તતા આપવા કવિ એક સાથે અનેક ઉપમાઓ યોજે છે, મૂર્તિકરણ માટે પણ કવિ અમૂર્ત-મૂર્ત તથા મૂર્ત અને મૂર્ત શબ્દના સંયોજન કરે છે તેથી પદાવલિમાં તાદૃશતા આવે છે, આવી મૂર્ત શબ્દયોજનાથી વર્ણન પણ નક્કરતા ધારણ કરે છે. ને તેથી શહેરના વાતાવરણની પ્રત્યક્ષતા પણ સ્ફુટ થાય છે. આવી સંસ્કૃતિમાં મૃણાલને કેમ શોધાય? આ શહેરની સંસ્કૃતિનાં વિવિધ ચિત્રો પછી તરત જ નાયક પોતાના અવાજને પણ શોધે છે, આવા નગરના ઘોંઘાટ વચ્ચે નાયકનો અવાજ નાયિકા કેમ સાંભળી શકે ? માટે આશંકા દર્શાવતા બે પ્રશ્ન નાયક પૂછે છે - ''આ બધામાં ક્યાં છે તું ?'' અને ''સાંભળે છે મારો અવાજ ?'' નાયક પોતાના અવાજને જુદી જુદી ઉપમાઓ દ્વારા વર્ણવે છે. નાયકનો અવાજ પથ્થરના હૃદયમાં રહેલા ઉલ્કાના સ્મરણ જેવો, વાઘના તણખાથી ત્રોફાયેલો, આંસુના તેજાબથી કોતરાયેલો, ધૂળધોયા વિષાદભીનો, બોખા કાળ જેવો, આદિમ સ્પર્શના નિશ્વાસ જેવો, સાપ જેવો નિઃશબ્દ, એવો નાયકનો અવાજ બીજા અવાજોમાં ઘેરાયેલી નાયિકા કેવી રીતે સાંભળી શકે? અહીં અવાજના રૂપને વ્યક્ત કરતાં કલ્પનો નવું પરિમાણ સિદ્ધ કર્યા વિના યાંત્રિકતાથી નાયકની વેદનાના ભાવને દૃઢાવ્યા વિના ખડકાયે જાય છે. કવિને આ પ્રકારની વિવિધ ઉપમાયોજના કહેવતો હાથવગી છે. આ પ્રકારની ઉપમાયોજના કાવ્યમાં વ્યર્થ લંબાણ સિવાય બીજું ઝાઝું પરિમાણ સિદ્ધ કરતી નથી. અહીં અવાજને મૂર્તરૂપ આપતાં કલ્પનો અદ્‌ભુતની સૃષ્ટિ સર્જે છે. ઉલ્કા જેવા અવાજમાં એક કાળે તેમાં તેજ હતું. તેમાં ગતિ હતી પણ હવે તે પથ્થર બની બેઠી, તેના જેવો અવાજ છે. વનમાં લાગેલા દવથી ભડકેલા 'વાઘની આંખના તણખાથી ત્રોફાયેલો'માં અવાજને ભય જોડે કવિ સાંકળી આપે છે. ત્રોફાવામાં વેદના પણ રહેલી છે, પછી તરત જ અવાજને નાયિકાનાં આંસુના તેજાબથી કોતરાયેલો કહી વાચાળ બને છે. એક સભાન કવિ જ્યારે પદાવલિનો રસાત્મક સંદર્ભ ચૂકી જાય ત્યારે કેવી નિરર્થક શબ્દયોજના કરે તેનું ઉદાહરણ અહીં જોવા મળે છે. અવાજને આગળ કબ્રસ્તાનના ધોળા ધૂપધોયા વિષાદભીનો કહ્યો. - અહીં 'વિષાદભીનો' શબ્દ પદાવલિ તથા ભાવની નિરર્થકતાને જ પોષક બની રહે છે ''વિષાદભીનો'' કહ્યા વિના

# સમાચાર

• કેન્દ્રિય પ્રધાન મંડળમાં કેટલાક મોટા પાયા પરના ફેરફારો થવાની શક્યતાઓ છે.

• અમેરિકાના પ્રમુખ ક્લિન્ટન સામે સેનેટમાં અવિશ્વાસભંગની દરખાસ્ત અંગે ચર્ચા શરૂ થશે.

• ઘાસચારા કૌભાંડમાં બિહારના માજી મુખ્યમંત્રી લાલુ યાદવને ત્રણ માસના જામીન આપવામાં આવ્યા છે.

• વિવાદાસ્પદ બનેલ વિમા વિધેયક વિશે નિર્ણય કરવાનો હક સ્થાયી સમિતિને સોંપવામાં આવ્યો છે.

• રાષ્ટ્રીય લઘુમતી પંચે આહવાની ઘટના અંગે પુરાવાઓ નોંધવાનું કાર્ય શરૂ થયું છે.

• વડાપ્રધાન અને વિરોધપક્ષના નેતા ડાંગ જિલ્લાની મુલાકાત લેશે.

• ભારત પાકિસ્તાન ક્રિકેટ શ્રેણી શરૂ ન થાય એટલા માટે શિવસેના કટિબદ્ધ બને છે. બીજી બાજુએ પાકિસ્તાન ટીમનો પ્રવાસ કોઈ પણ હિસાબે ચાલુ રહે એટલા માટે કેન્દ્રસરકાર પોતાના બધા જ પ્રયત્નો કરી છુટશે.

ગઝલ / રતિલાલ 'અનિલ'

એક

વ્હેતા જીવનજળના માણસ,
અમે નહીં મૃગજળના માણસ.

અમે, અમારા વળના માણસ
શિખર નહીં, પણ તળના માણસ.

ધૂળિયા વેશે હાંકે, ચાલે;
વણઝારે પાછળના માણસ.

સૂર્યે એવું અચરજ દીઠું,
સહરા ખેડે હળના માણસ!

દીવો નિરખે પંડ-પ્રકાશે,
પડછાયા, કાજળના માણસ.

આદર્શના એ પ્રતીક નોખાં,
દીઠા લલાટે સળના માણસ.

નિજની પીઠે ચાબૂક વીંઝે,
એવા છે હયદળના માણસ.

ચોઘડિયાં બદલાય છે એવાં,
અમૃતના તે ચળના માણસ !

માણસ સામે ન ખૂલે માણસ,
એવા યે છે કળના માણસ.

દીવા થઈને આવે છે પણ,
હોય છે દાવાનળના માણસ.

સંવત્સર બીજાએ લીધા,
રહ્યા સહ્યા તે પળના માણસ.

બપ્પોરે તો તડકો, તડકો,
પરોઢિયે ઝાકળના માણસ.

માણસને શોધો તો મળશે,
કળના માણસ, બળના માણસ.

ભવસાગરનાં મત્સ્ય નથી કંઈ,
એ તો કૂવા, નળના માણસ !

કીડીની વણઝાર રચે છે,
પેન અને કાગળના માણસ !

૨ : ૧૯૯૯, ફેબ્રુઆરી કંકાવટી

એવા છે કંઈ ઢળતા માણસ,
ઝરણા શા ખળખળતા માણસ.

કહો નહીં બળબળતા માણસ,
અંગારે ઝળહળતા માણસ.

કણકણમાં કંઈ મળતા માણસ,
ખુદ પોતાને દળતા માણસ.

બ્હાર નથી નીકળતા માણસ,
પોતીકામાં ભળતા માણસ.

આકાશી સીડી શું શોધે,
પૃથ્વિમાં ઓગળતા માણસ.

બીજાને મળવા દોડે છે,
પોતાને નહિ મળતા માણસ.

બીચ બજારે કૌતુક દીઠું,
કીર્તિ-શોહરત રળતા માણસ.

મોરપિચ્છનો માળો બાંધે,
ઘાસ-સળીથી ચળતા માણસ!

મોઢું નહિ પણ કાન મળ્યા છે;
છીએ અમે સાંભળતા માણસ.

એ જ હથોડા ત્રિકમ ઝીંકે,
અંગે અંગે કળતા માણસ.

ચાલો, ચાલો રાજમહેલે,
ત્યાં જ હશે સૌ લળતા માણસ !

આવાસો સૌ ફ્રિજ થયા શું ?
કેમ નથી સળવળતા માણસ ?

વિશેષણોની પાછળ ચાલે,
આગળ ક્યાંય ન મળતા માણસ.

અળગા રહેવાનું પ્રણ લઈને,
એકબીજાને મળતા માણસ .

રાખ નહીં ને નહીં કોલસો,
માણસ, સાવ કજળતા માણસ !

ચાલો નિજને વિદાય આપો,
આપણે તો ભૈ વળતા માણસ !

ત્રણ

સમય નહીં, ક્ષણક્ષણના માણસ,
માટીના કણકણના માણસ.

ઝાકળ જેવું કૈંક રળે છે,
શીલા પરના તૃણના માણસ.

૪ : ૧૯૯૯, ફેબ્રુઆરી

ભગવા વેશે આવે છે, જો,
ડોલીમાં તોરણના માણસ !

ગતોત્કચની લીલા વસ્તી;
છીએ અમે તો રણના માણસ.

ચકલી, ચકલી, તું શું જાણે,
ચાંચ વગરના ચણના માણસ.

માણસ ? સાવ સહેલી ગણના,
આ પણ માણસ, તે પણ માણસ !

તોલા, માસાના તો ઘણાં છે,
થોડા છે મણમણના માણસ.

માણસ છે એ ઘાસ નથી કંઈ,
તલવારે ભૈ તું લણ માણસ !

રાજપાટ માગે છે મોટા,
એવા યે છે માંગણ માણસ.

રોજ રોજ તો રૈયત છે એ,
એક દિવસ છે જનગણ માણસ !

## અદ્ધરતાલ / કિસન સોસા

આ સમયની ચાલ અદ્ધરતાલ છે,
આપણા યે હાલ અદ્ધરતાલ છે.

તેગ વીંઝાશે અચાનક ક્યાંકથી,
એ ભયે કર ઢાલ અદ્ધરતાલ છે.

જીવતો જણ ક્યાં સુધી મૂંગો રહે,
પ્રશ્નનો વૈતાલ અદ્ધરતાલ છે.

ગ્રહનું નક્ષત્રનું ઠેકાણું નથી,
નભ રૂપેરી જાલ અદ્ધરતાલ છે.

આભ અદ્ધરતાલ છે માથા ઉપર,
પગ તળે પાતાલ અદ્ધરતાલ છે.

ક્યાંથી પ્રગટે ત્યાં મધુ સંવાદિતા,
શબ્દ લય સૂરતાલ અદ્ધરતાલ છે.

૬ : ૧૯૯૯, ફેબ્રુઆરી

## આપણે

પાણીએ પાષાણ પવને હાથ જોડ્યા આપણે,
પૂજી પૂજી કેટલા ભગવાન છોડ્યા આપણે.

એ તરફ દુવા ફળે છે, આ તરફ પરચો સુખદ;
કેટલી અફવાએ ક્યાં ક્યાં પાય તોડ્યા આપણે.

તપ્ત આવરદાના રસ્તે વ્યક્તિની કે વૃક્ષની,
છાંયડી જેવું જરા જોયું કે દોડ્યા આપણે.

ધીરે ધીરે એમની હર યાદ ઝંખવાતી ગઈ,
મૃત પતંગિયાઓ પછીથી પાને ચોડ્યા આપણે.

કર વડે છાતી કપાળે ક્રૂસ ચીતરતા રહ્યા,
છેવટે એ ક્રૂસ પર આપણને ખોડ્યા આપણે.

### મુશ્કેલ છે / મહેશ દાવડકર

ભીડ વચ્ચેથી નીકળવાનું ઘણું મુશ્કેલ છે,
ને હવે તો ખુદને મળવાનું ઘણું મુશ્કેલ છે.

હર ક્ષણે ખુદને સમજવાનું ઘણું મુશ્કેલ છે,
વ્હેતા જળમાં બિંબ જોવાનું ઘણું મુશ્કેલ છે.

એક ટીપું આંસુનું દરિયા સમું યે હોય છે,
દોસ્ત ! એને પાર કરવાનું ઘણું મુશ્કેલ છે.

છાતીમાં સળગે ચિતા જેવું તો થઈ પણ શું શકે ?
સાવ અળગા થઈ નિરખવાનું ઘણું મુશ્કેલ છે,

લાગણીનો ઢાળ કેવો છે ખબર ક્યાં છે તને ?
ચાલીને જો ત્યાં અટકવાનું ઘણું મુશ્કેલ છે.

દૂર તારાથી સતત ક્યાં જઈ રહ્યો છું તું 'મહેશ'
કે પછીથી પાછા ફરવાનું ઘણું મુશ્કેલ છે.

એક

પંચોતેર પાપી દુનિયાને દુઃખ આપી
જૂઠા પડ્યાં છે જોશ, છૂટ્યા વાડીના કોશ... ૧

દુનિયા બોલે ખોટું, ખાવાનું દુઃખ મોટું
શું કરશું ઘરનારી, બચવાની નથી બારી... ૨

દુનિયા બોલે વાણી, ખાવાનું ધૂળધાણી
શું કરશું ઘરનારી, બચવાની નથી બારી... ૩

મેનાં પડ્યાં નંઈ સાંટા, ઉબેળી લ્યોને બાટા
શું કરશું ઘરનારી, બચવાની નથી બારી... ૪

વાયરાના પડે તડકા પેટમાં બળે સે ભડકા
શું કરશું ઘરનારી, બચવાની નથી બારી... ૫

દાણા નો મળે ગડિયું, શેનું શીવડાવું કડિયું
શું કરશું ઘરનારી, બચવાની નથી બારી... ૬

સાડલાના બેહે સાત, ચણિયાના બેહે શાર
શું કરશું ઘરનારી, બચવાની નથી બારી... ૭

તેલના બેહે તેર, ઘી રૂપિયાનું પાશેર,
મારે આ ખાવું કે પેલું, મારું મન કિયા મેલું ? ... ૮

સાળી આવી વેલી, તો લાપશી રાંધી પેલી
સાંભળો ને ગુરુ મારા, દુનિયાના એવા ધારા.. ૯

સાળીને લીધો સાડલો, ને ઉપર્ય લીધું કાપડું
હસીને વાત કરી, તમે આવજો ને ફરી... ૧૦

બેન આવી મળવા, હૈડામાં મંડ્યું બળવા
ઘરમાંથી બોલી નારી, એને કાઢો પરબારી.. ૧૧

બેન આવી રોતી, તો ગઈ આંસુડા લોતી
એને સાડલો નો લીધો, મારગ બતાડી દીધો.. ૧૨

સસરા ઘેર્યે જાશું, સાસુડી દુઃખ દેશે
દેરીડો આવી પૂસે, ભાભી બગસામાં શું છે ?.. ૧૩

નથી જ કાકાકાકી, માબાપ ગ્યાસે મેલી
ભોજાઈ આવી વેલી, મારા બગસામાં શેલી.. ૧૪

---

બાટા : બાજરીના છોડવા પર ડૂંડાં ન બેસે. વરસાદના અભાવે ગોઠણ સમાણા છોડવાને બાટા કહેવાય. ઢોરને નાખવા ઉપાડી લેવાય.

ગડિયુ : અનાજનું સૌથી નાનું માપ. અઢી ગડિયે પાલી થાય.

બગસો : બચકો, પોટલી

શેલી : રાખ

બે

પંચોતેર પાપી, દુનિયાને દુઃખ આપી,
જૂના પડ્યા છે જોડ, જુત્યા વાળીના કોડ...  ૧

મારે નૈં ખેતી, નૈં વાડી, શું કરશું માડી?
વાયરાના વાય તડકા, મારા પેટમાં મોટા ભડકા...  ૨

પાંહે નૈ ઘરાણું ગાંઠું, ને પાંહે નૈ છે નાણું,
કોના રે દાણા લેશું, ને રૂપિયા કોના દેશું?...  ૩

બાજરાના ભેરા પાકા, તેમાંથી દાણા ખાવા,
ત્યાં ચોર કરે છે ચોરી, ચોરની વધી છે જોરી...  ૪

સાવણ હાલ્યો હાલ્યો, સમજને સડકે ચાલ્યો,
સડકે આવી છે ધાણી, કોઈ કોઈને પાયે નૈં પાણી...  ૫

મારે ગર્ય જોવી વાંકી, મારે ઢોર જવાં હાંકી,
ભેળાં ભાતાં લઈને, રે'વાં છે ગર્યમાં જઈને...  ૬

મારે સડકે જવું રળવા, ચોઆનાં પાણી પીવાં,
ચોઆનાં પાણી થોળાં, માણસ પડી ગ્યા મોળા...  ૭

તેલના બેઠે તેર, ને ઘી રૂપિયાનું પાશેર,
ઘરમાં નથી હવેલી, અમે ઘી ખાઈએ કે તેલી? ...  ૮

કેસવડ — ફેબ્રુઆરી, ૧૯૯૯ : ૧૧

કંત્રાટ રાખ્યો હજારે, વેપાર નથી બજારે,
તમે સાંભળો ગુરુ મારા, દુન્યામાં એવા ધારા... ૯

મારી નણંદ આવી મળવા, હૈડામાં લાગ્યું બળવા,
મારી બેન આવે વે'લી, હું લાપશી રાંધું પે'લી... ૧૦

સાળીને સાડલો લીધો, ને કાપડું ઉપર લીધું,
એની બેન્ય ગઈ છે રોતી, આંખે આંસુડાં લોતી... ૧૧

ભાળીને હું તો ભણું, એની ગાળ્ય ન એકે સાંખું,
તમારી માને કે'વું, કે છાનું માનું રે'વું... ૧૨*

ક્રમાંક ૧ ગીત મેં મારી બાના મોઢે કંઈક વાર સાંભળ્યું છે. ઢાળ ગમી જાય એવો. વાત રસ પડે એવી. દુષ્કાળની વાત સાથે સામાજિક પ્રશ્નની વાત પણ થાય... શરૂઆતમાં ધણીના મોઢેથી વાત આવે. 'શું કરશું ઘરનારી, બચવાની નથી એકે બારી' કહેતો પુરુષ લાચારી વ્યક્ત કરે. ૯મી કડીથી દુષ્કાળને બદલે બેન-નણંદ વચ્ચે વારો-તારો કરતી પત્નીની વાત... કથક બદલતો નથી. કહેવાની લઢણ ફરી જાય છે. ૧૩ અને ૧૪ કડીમાં આંસુડાં લોતી, ખાલી હાથે ભાઈના ઘરેથી પાછી ફરતી બેન કથક છે....

આવું ગીત ક્યાંય નોંધાયું હશે ખરું એવો પ્રશ્ન થતાં કનુભાઈ જાનીને ઉપરોક્ત ગીત મોકલ્યું. એમણે હસુ યાજ્ઞિકના સંપાદનમાંથી આને મળતું આવતું ગીત તો ઉતારી મોકલ્યું, સાથે નોંધ પણ મોકલી. કનુભાઈએ આ ગીત નાનપણમાં જૂની રંગભૂમિ પર ને ભવાઈના વેશોમાં સાંભળ્યું છે. ગીત લોકહૈયે હજીયે સચવાઈ રહ્યું છે એ તેની લોકપ્રિયતા સૂચવે છે. હસુ યાજ્ઞિકના

---

*'ગુજરાતી લોકસાહિત્યમાં કથાગીતો' સંપાદક : ડૉ.હસુ યાજ્ઞિક, ગુ.સા.અકાદમી, ગાંધીનગર, ૧૯૯૪, પૃ. ૪૬૨

સંપાદિત ગીતમાં 'ગર્થ'નો ઉલ્લેખ છે... બોલી કાઠિયાવાડી છે એટલે ગીત સૌરાષ્ટ્રમાં ગવાતું હશે એ તો નક્કી. સંપાદિત પાઠમાં સ્ત્રીના મુખેથી વાત આવતી હોવાને કારણે નણંદને કાઢી મૂકતી, બેનને સાચવતી, પતિને દબાવતી સ્ત્રીનું માથાભારે પાત્ર આંખ સામે ખડું થાય છે. મને મળેલ પાઠમાં કથકના ફરવાથી સ્ત્રીની છબિ બદલાય છે. નણંદની ઉક્તિની કરુણતા સ્પર્શી જાય છે.. મારી બાવાળો પાઠ ગાવાની મજા પડે એવો છે... જ્યારે સંપાદિત પાઠની ગેયતા, પ્રાસ પ્રશ્નો ઊભા કરે છે. હસુ યાજ્ઞિક સંપાદિત ગીત યથાતથ મને લખી મોકલતા કનુભાઈએ જે નોંધ કરી છે તે અહીં શબ્દશઃ ઉતારું છું :

'આ નકલ ઉતારનારે આ ગીત જૂની રંગભૂમિ પર ને ભવાઈના વેશોમાં બચપણમાં સાંભળ્યું છે. એટલે એક જમાનામાં એ વ્યાપક રીતે લોકહૈયે હશે. કાળ ધંધાદારી રંગભૂમિને ભવાઈ જ્યારે લોકમાં સહજ હશે ત્યારનો -ને ઘી રૂપિયાનું પાશેર હોય તે પણ મોંઘું લાગે એવો - આજથી૮૦-૯૦ વરસ પહેલાંનો તો ખરો જ. આના પાઠાંતરો મળે છે, એનો અર્થ જ એ કે લોકોને આ રચના જીભે રમતી રાખવી ગમતી હતી. ભવાઈસંગ્રહો અને 'દેશીઓની સૂચિ' (જયંત કોઠારી, જૈનગૂર્જર કવિઓ, ભા. ૮, ૧૯૯૭)માં નથી એટલે તે પછીની - ૧૯મી સદીની રચના હોવી જોઈએ.'

જૂની રંગભૂમિ સાથે સંકળાયેલ વ્યક્તિ આ પાઠફેર વિશે વધુ વાત કરી શકે. મને તો આ ગીત ગમી ગયેલું એટલે નોંધેલું. બીજા પાઠ સાથે સરખાવતાં પાસે પાસે મૂકવા જેવા લાગ્યા... કોઈને મારી જેમ રસ પડે પણ ખરો... પ્રથમ ગીતમાં પુરુષ કથક છે. બીજા ગીતમાં ૧૦મી કડીથી સ્ત્રી કથનનો દોર સંભાળે છે અને પતિને બાપડો બનાવી દેતી સ્ત્રી, સાસુને પણ છાનીમાની રહેવા કહી શકે છે... બંનેનાં વિષયવસ્તુ એક જ છે પણ પાઠભેદે, કથકભેદે ઘણો ફેર પડી જાય છે.

## ટાઢી તો ટાઢી / શરીફા વીજળીવાળા

એક તો રજપૂત ને એમાં રાંગમાં જાતવંત ઘોડું રમતું હોય પશી ઈ માટ઼ ઝાલ્યો રે ખરો ? નીકળ્યો'તો એકાદ હૈણકું મારવા પણ ભાઈ ઘોડી ઘોડી• ઘોડાને મોઢે કીણના ફોહા આવી ગ્યા ને તોય હૈણકું હાથ નો આવ્યું.. માથ઼ ધોમ તડકો ને બાળી નાખે એવી લૂ વરસે... ગળે કાંસકી બાઘી ગઈ'તી.. હૈણકુ મેલ્ય પડતું ને માટી પાણી હારુ થયને ડાફોરિયા મારતો'તો.. એમ આઘેરાક એક ઝૂંપડી દેખાણી. રજપૂત તો ભાય ફળિયામાં જઈને ઊભોર્યો 'એલા કોઈ સે માલીપા ?' રાડ્ય નાખી.: એક આદમી બારો આવ્યો. ફાટેલ ટૂટેલ ઘોતિયું ને બંડી પેર્યાતાં. હાથ જોડીને ઊભો રહી ગયો. 'બોલો માઈબાપ, આંય લગણ કાંય આવ્યા ? કાંય કામે નીહર્યાસો ?' રજપૂત કયે 'સાહ્યબાહ્ય હશે ?' ઓલ્યો માણહ તો મોઢા હામુ જોતોક ઘોડતોક ઘરમાં ગ્યો.. દેશી નળિયામાં સાહ્ય લયાવ્યો.. ઈ જોતાંવેંત ભાય રજપૂતનું મગજ ફાટી ગ્યુ.. 'માળા હાળા ભૂત, આ તારી ડોહી સાહ્મા ઢોળાય સે ઈ ભાળતો નથી ? જા, જઈને નળિયાના બેય શેડે ખીસડી સાંહતો આવ.' ઓલ્યો હાથ જોડીને કયે 'બાપુ, હું ઢાઢી સું, તમે અભડાશો..' રજપૂત કયે. 'હું કપું ? ખીસડી ટાઢી સે ? ટાઢી તો ટાઢી, હાલશે જા તું તારે લયાવ્ય... ' ઓલ્યો તો નળિયાના બેય શેડે ખીસડી સાંહી લાવ્યો... રજપૂત હાથમાં લેતોક ઘૂંટડો ભરીને કયે,એલા આમાં સાહ્ય તો દડી ગઈ સે.. રેડ્ય બીજી.' ઢાઢી બિસારો દોણી લયાવ્યો માલીપાથી, રેડી સાહ્ય... લે માળા હાળા ભૂત, આટલી બધી સાહ્ય

રેડાતી હશે ? હવે થોડીક ખીસડી સાંહ્ય .. સાંહ્ય ઢોળાઈ જાહે તારી મા...' ઓલ્યો તો ભાઈ ઘોડતોક ખીસડી લયાવ્યો એમ સાહ્ય, ખીસડી, ખીસડી સાહ્ય કરતા રજપૂતે ઘરાઈને ગળશી લીધું.. મુશે હાથ ફેરવતોક ટબ્બારેખા રજપૂતે પૂછ્યું 'એલા કેવા ? નાત્યે કેવા ? ' 'બાપુ, મેં ક્યું તો ખરું ઢાઢી સિએ..' રજપૂત તો હાથ ઉગામતોક 'હઠ હાળા, ઢાઢી સો ? મોઢેથી કટાતું નો'તું? અભડાવ્યો ને મને ? જા હવે તારી જેવું કોણ થાય ? બાકી બે અડબોથ દીધી હોય ને તો મોઢું ફરી જાય..' રજપૂત તો ભાય ઘોડે બેહીને વયોગ્યો. ને ખાલી તપેલી ને ખાલી દોણી હામુ મોં વકાસીને જોતો ઢાઢી ઊભો રયો સાડિયાની જેમ.. મારા ભાયનો હાળો ટાઢી તો ટાઢી કેતો ગળશી ગ્યોને પાસો અભડાવાની વાતુ કરેસ.. દુનિયા સેને કાંય... બબડતો ઘરમાં વયો ગ્યો.

## પૂર્તિ / અલગારી

મારામાં, ઘણામાં ઘણું ખૂટતું હશે એટલે તો છાપાંની પૂર્તિ પ્રગટ થાય છે. એ બ્યૂટિપાર્લરમાંથી આવી હોય એવી લાગે છે એટલે પહેલું તો આપણામાં શું ખૂટે છે એ વિના કહે કહી દે છે. ખૂટે એ કોઈ મંદિરે જાય, કોઈ સિનેમા હૉલમાં જાય, હોટલે જાય; જાય જાય ને જાય. કોઈ વળી પુસ્તક પાસે જાય. કવિતા પાસે જનારા તો બહુ ઓછા. ઘણા તો જાય નહીં પણ ખૂટતું હોય તે સામેથી આવે એવો સંસ્કારી પ્રબંધ કરે ! એટલું ખરું કે બજારો ઝાકઝમાળ થતાં જાય છે એટલે નગરજનોમાં ઘણું બધું ખૂટતું હશે. અને બજારની વ્યવસ્થા એવી પૂરક બને તે અમુક કલાકે આપોઆપ અલોપ થઈ જાય. અજબ ભયોજી ખેલ – તે આ. ખૂટે ત્યારે ખેલ આવે છે અને ખેલ એવા ખૂટાડે કે પૂર્તિ માટે ફરી ખેલ પાસે જવું પડે. ખરચે ન ખૂટે તો પછી કરન્સીનો શો ખપ ? જે ચલણ હોય તેને પણ ચલાવવું પડે. ખૂટ્યાનું ભેરુ ચલણ. પણ એ તો કોમન કરન્સી, વિભાગવાર, વર્ગવાર ચલણમાં વધારે પોતીકાપણું લાગે. 'સદા ભરાતા, અચલા પ્રતિષ્ઠા' એ વળી શું ? મંદિરમાં તો લોકો વારંવાર જાય છે. ખૂટે એટલે નવો પુરવઠો મેળવીએ નહીં તો જીવીએ કેમ કરી ? બધું ચાલે છે, ચલતી ચક્કી જેવું જગત લાગે છે. ખૂટ્યા ન કરે તો સતત ચાલે કેમ ? બજારની સીધી લીટીમાં ચક્કી ચાલે એ નવાઈ નહીં ? રેખાગણિતમાંયે નાવીન્ય ન જોઈએ ? આ નવાની ભૂખ એ જ તો ખૂટે છે એની એંધાણી. પણ નવું શું ? નામનાં બોર્ડ ? જુદી જુદી માલિકી પણ માલિકીભાવ એક જ. મનના માલિક

ક્યાં મળે ? અંતરંગમાં ? એકાંતમાં ? ના રે એ મળે બજારમાં ! હૃદયના માલિક પણ હાર્ટ સ્પેશિયાલિસ્ટને ત્યાં હોય. મન માણસ પાસે માગ, માગ કરે છે ? માણસ કંઈ બજાર થોડો છે કે ઘેર બેઠાં જોઈએ તે આપે ? જે જોઈતું હોય તે બજારમાં મળે, તો ત્યાં જવાનું પણ એક વાર ગયે ચાલે તો ખૂટતું હોય તે અને પૂર્તિ થતી હોય, પૂર્તિ કરતા હોય તેમનું શું ? તેમની પૂર્તિ આપણે હોઈએ એ પણ એક પોતાપણું નહીં ? પોતાપણા વિશે જાતજાતની અફવા પ્રચલિત છે. પોતાપણાની પણ બ્રાન્ડ હોય છે. બ્રાન્ડ મળ્યા વિના પોતીકું મળ્યું નહીં, એવો વિષાદ થાય - ખૂટવાનાં ઘણાં લક્ષણોનું આ પણ એક લક્ષણ.

સમુદ્રમાં નીર બધાં પ્રવેશે એટલે સાગરને જ પોતામાં ખૂટતું લાગે એટલે બધાં વહેણ સાગરે જાય. મળ્યાની ખુશીમાં સાગર ઊછળ્યા કરે. આ બજારની ઝાકઝમાળે, ઘોંઘાટ, શોર - એ એની પ્રાપ્તિની ખુશી છે. નદીઓ સાગરમાં ભળીને પૂર્ણ થતી નથી, સતત સાગરમાં મળતી રહે છે. કોની અખંડ ભૂખ, સાગરની કે નદીની, તે એ બે જાણે ! અખૂટ તો બજારે જાય નહીં અને એક વાર બજારે ગયેલો અખૂટ થઈ જાય તો પાછા બજારે જાય નહીં. એટલે ખરચનારો ખૂટતો રહે. નઝીર ગાયા કરે. 'યે બજારે બાગ દુનિયા ચંદ રોઝ'ના ખૂટલની વાત કંઈ અખૂટ બજારે કામ ન આવે. સમબંધમાં અસંબંધની વાત આવી જ જાય એટલે સંબંધ તાજો કરવાનું ચાલ્યા કરે, બસ ચાલ્યા કરે !

બજાર મૂર્ત છે એમાં જ અમૂર્તની છબિ સંતાયેલી છે. સુખ, મઝા, આની તેની માલિકી બધું મૂર્ત પણ મુદતિયો તાવ હોય તો મુદતિયા ખૂટ પણ હોય. મુદતિયા ખૂટ મેળવેલા રહીએ એ માટે શ્વાસ સતત ચાલતા ચાલતા રહે છે. ખૂટની પૂર્તિ માટે એને અખૂટ રહેવું પડે છે.

કબીરો પણ બજારમાં ખડો રહીને હાંક મારે છે ; 'ચલો હમારે સાથ !' પણ એકલો ફરી સાળ પર બેસી ઠોકઠોક કે ચાદર વણવા બેસી જાય છે. એ પણ રોજ સાંજે બજારે જતો પણ ચાદર વેચવા, એને જાણ કે રોજ એકાદ જણને તો ચાદર ખૂટતી હશે. કબીરે એવા લોકને માટે વણવા અને ચાદર

વેચવા માટે ઘર-બજાર છોડ્યા નહીં. ગુરુ-ગોવિંદ તો ઠીક, એણે ઘર-બજાર છોડ્યા નહીં પણ એવું છે ને કે કબીરના સમયમાં આજનો વિકસિત માણસ નહીં. 'શાલદુશાલા મોરે નમન હી ન ભાવે, ફરી ચદર બસર કરવૈ' એવા મિજાજના માણસો ત્યારે ઘણા. ફાટેલી ચાદરથી યે ચલાવી લેનારા જાણતા હશે કે કબીર બહુ તો એક ચાદર વણે – તે કંઈ રોજ બેપાંચને મળી શકે નહીં અને કબીર એવા ફક્કડ ગિરધારી કે પેટમાં ખૂટે એટલી જ રોજિંદી કમાણી કરે. પણ કબીર કંઈ બજાર ન બની શકે, રોનક તો બની શકે જ નહીં. 'મારે એક રોટલો બસ થાય' કબીર એવા ને એના ઘરાકો પણ એવા જ. તૂટેલી કોરનો રોટલોય ખાય અને ફાટેલી ચાદર પણ ઓઢે. બધા કબીર જેવા નહીં એટલે કબીરની એક ચાદર ખપે જ. કબીરે તો 'જ્યોં કિ ત્યોં ધર દીની ચદરિયા.' બધા કબીર જેવા નહીં કે ખર્ચે તો યે ન ખૂટે, એવું અને એટલું ખર્ચે કે ખૂટે ' અને કબીરની એક ચાદર રોજ ખપે, પણ એવા થોડા. ઘણું ખર્ચે ને ઘણું ખુટાડે એવા ઘણા એટલે ગાલિબ જેવા પણ રૌનકે-બાઝાર જોવા બજારે આંટો મારે. 'આવો સાહેબ !' એવો આવકાર મળે એટલે ગાલિબને ખુલાસો કરવો પડે:'ખરીદાર નહીં હું !' પણ બધા થોડા ગાલિબ છે ? એટલે તો ખૂટતું નહીં હોય તો ઉમેરો થશે એવી દિલાવરીથી ઘણા ગાલિબની ગઝલના ગાનના જલસામાં મોંઘી ટિકિટ ખર્ચીને જાય છે. 'વાહ, ઉસ્તાદ !' એવી દાદ આપે છે અને ઉસ્તાદ તો ગાયક'જ હોય; ગાલિબ નહીં. બજાર રાત્રે જ ઝળહળાં થાય છે. સૂરજનો પ્રકાશ બજારનો 'પોતીકો પ્રકાશ' બનતો નથી ! બજાર રાત્રે પોતીકા પ્રકાશે ઝળહળે છે. બજારમાં દિવસે પોતીકો પ્રકાશ ખૂટે છે તે રાત્રે ભરપાઈ થઈ જાય છે.

કબીર પોતે ગામઠી બરના હતા. ગામઠી બરની માગની થોડી પૂર્તિ કરે. કબીરની ગેરસમજ એવી કે માણસને ચાદર એક જ ખૂટે, તેમાંયે 'ફરી ચદરબસર કરવૈં' એવા મિજાજના માણસો ય ખરા! કહે છે કે કબીર પણ એમાંના જ એક હતા છતાં કોઈને આખી ચાદર મળે તો શું ખોટું – એવા વિચારે એક માણસની ચાદરપૂર્તિ કરતા. મીરાં વળી ચાદરને બદલે કાળો કામળો ઓઢે ! રાજસ્થાનમાં કપાસ કરતાં ઘેટાંના શરીરે ઊન વધારે ઊગે છે

એની એ પાકી જાણતલ ! પણ કબીર, મીરાં બહુ તો સુધરેલા આદિમ માનવ. નવા વર્ષના કેલેન્ડર ખરીદવા પહેલાં નવો સૂટ, નવી સાડી ખરીદનારા ત્યારે ઓછાં. જીવનનાં વર્ષો કેલેન્ડર ડાયરી ખર્ચવા માટે મળેલાં હોય એ તો ગેઝેટેડ જાહેરાત. માણસ, આગવો, સ્વતંત્ર માણસ ક્યાં ? માણસ સુસંસ્કૃત શા માટે થતો ગયો એ વિશે ઘણી અફવા પ્રચલિત છે પણ મૂળે તો એ બજારે વારંવાર જઈ શકે, જુદું જુદું નવું ખરીદી શકે એ માટે સુસંસ્કૃત થતો ગયો. બજારના જ વિકાસ માટે એમ શે કહેવાય ? એના વિકાસ સાથે જ બજારનો વિકાસ થતો જાય એવી ઓટોમેટિક સહિયારી સિસ્ટમ હશે.

અસ્તિત્વ તો હોય પણ બજારે ન જાય તો એ દેખાય કેવી રીતે ? માણસ સામાજિક પ્રાણી ખરો પણ સુધરેલો સમાજ તો બજાર જ હોય ને ? આપણે ખૂટલ નહીં પણ પરિપૂર્ણ બજારને કારણે હોઈશું શું, છીએ જ ! ખર્ચ્યે ન ખૂટે તો માણસ ઘરકૂકડો થઈ જાય. આ જગત કેવું તરેહવાર છે એ જાણ્યા વિના જ જગત છોડી ચાલ્યો જાય. સાતત્યનું અનુસંધાન બજાર છે.

કાંક બીજી કિસમનો માણેકનાથ બાવો નવા માણસમાં બેઠો છે, દિવસનું ચણતર રાતે તૂટી પડે છે. સૂર્યનું ઊગવું સાર્થ અને હેતુપૂર્ણ સિદ્ધ થાય છે. રાતે તૂટી પડે એ તો બજારેથી આવ્યા પછી એટલી આનુપૂર્વી કરી લઈએ. અને આનુપૂર્વી શું કહે છે ? પુસ્તકમાં ખૂટતું હતું તે.

જીવન પોતામાં અખૂટ સરિતા નહીં, અફાટ કહેવાતો સાગર છે અને સરિતાઓની પૂર્તિથી જ તે વ્યાપકપણે ઉછાળા મારતો અને ઘોર કરતો હોય. વિશાળતા અને વ્યાપકતા નિત્ય અપૂર્ણ છે, એની પૂર્ણતા માટે વિશાળ બજાર હોવું જોઈએ.

## શેરીદીવો / રતિલાલ 'અનિલ'

ઘાસલેટિયા શેરીદીવાની નીચે ઝાંખું અજવાળું સૂંઘતા કૂતરાનું દૃશ્ય કોણ જાણે હજી આંખ સામે આવે છે. અજવાળાની ધૂળમાં પડેલા અજવાળાને સૂંઘતા કોઈ જુદી ગંધ આવતી હશે / દિવસે તો ટેવ પ્રમાણે એણે દીવા નીચે નહીં તો દૂર ૧ પીન સૂંઘી જ હશે. કૂતરાને પણ પ્રકાશ, ઝાંખો હોય તોયે ગમે છે એ મંગળદર્શી ન હોવા છતાં દેખાયું. હવે લેમ્પપોલ આવ્યો છે. એની નીચે ય પ્રકાશ પડે છે પણ તે આસપાસ પચાસ પચાસ વાર સુધી તો ફેલાયો હોય છે. એ પ્રકાશ એવો વધારે પડતો હોય છે કે લેમ્પ પોતે ખુલ્લો પડી જાય છે. પેલો ઘાસલેટિયો દીવો/ ફાનસમાં પોતાને સંતાડ્યા વિના પ્રગટ કરતો હતો . એ કેદમાં નહીં પણ ફાનસ નામના ઘરમાં રહેતો હતો. એ કાચના ઘરમાં રહેતો હતો અને પોતાની સલામતી માટે કોઈના પર પથરા નહોતો મારતો અને એ કોઈનામાં ઈર્ષ્યા ઉપજાવે એવો નહીં. એટલે એના પર કોણ પથરા મારે ? દીવો ઝાંખો એમાં વળી ફાનસના કાચ પર ઊડેલી ધૂળના રજકણો એને ઝાંખો પરદામા રાખ્યો હોય એવો દર્શાવે. એના ઝાંખા અજવાળે કોઈ લઘરવેશી માણસ હથેળી ખુલ્લી કરી લક્ષ્મીનાં દર્શન કરે. ગણિતમાં રસ નહીં એટલે લક્ષ્મી ગણતો એવું શે દેખાય ? એ માણસ દનિયા રૂપે રોજ લક્ષ્મીનાં દર્શન કરતો હશે. પણ મળે ત્યારે નહીં, પણ ઘરે પાછો ફરે ત્યારે ફાનસના ઝાંખા અજવાળે બચતનાં દર્શન કરતો હશે. વડપણમાં માણસ પોતાને જુએ એમ દિવસ આથમ્યે કમાણીની બચત જોવાય.

૨૦ : ૧૯૯૯, ફેબ્રુઆરી કંકાવટી

પોતાની આસપાસ ઝાંખું અજવાળું તેમ પોતાની નીચે ઊભેલા માણસ આસપાસ ઓછું અજવાળું હશે એટલે એ બચત જોતો હશે ત્યારે અનાયાસ ફામસનેયે જોઈ લેતો હશે. એ મૂંગો ઊભો રહ્યો. પછી મૂઠી વાળી. સહેજ થોભ્યો અને ધીમા પગલે આગળ વધ્યો, વળી થોભ્યો અને મૂઠી ખોલી ફરી નજર નાખી અને ગજવામાં હાથ નાખી ચાલવા લાગ્યો. ઝાંખા પ્રકાશમાં કોઈ સાવ ધીમા પગલે ચાલતો દેખાય છે એ એક ચલચિત્ર જેવું લાગે છે. રહસ્યો પ્રગટ નથી હોતાં એવું નથી હોતું. એનું ઊભવું, ફરી ધીમા પગલે ચાલવું ઝાંખા પ્રકાશમાં રહસ્યમય લાગતું હતું. એ ચિત્ર તો એ એકલો નાયક હતો એની તેને જાણ નહોતી. પોતાને વિશે અજાણ રહેનારા ... ગી કરતાં મૂઠી શું, વાળ ઊંચેરો લાગે છે એ ઝાંખા પ્રકાશને સાવ ધીમી ગતિએ પાછળ છોડ્યે જતો હતો. થોભ્યા શું ને ચાલ્યા શું, એવું કંઈ હશે ? બોધ વિના અને હેતુ વિના પણ ગતિ હોય છે. આશયના આરોપણ વિનાનું એ કેટલું સુંદર હોય છે ! આશયના બોજથી લદાયેલાં ચિત્રો ભારેખમ અને ક્યારેક તો ભારખાનાં જેવાં લાગે છે.

આખો દિવસ માણસો દિવસના ચિત્રની જેમ છેકભૂંસ કરતા રહે છે પણ એમાં જ એવા ભાનભૂલા હોય છે કે પોતાને તેજતરફામાં જોતા નથી. આટલો બધો પ્રકાશ શા માટે ? આપ તો દિવસ ઉઘાડો પડી જાય છે અને ઉઘાડો પડી જાય ત્યારે એ જોવામાં કોને રસ પડે ? ગતિ સાથે તાલ મળતો નથી, પણ આછા અંધકારમાં ધીમે પગ માંડતો માણસ જાણે ગતિ સાથે અરવ તાલ મેળવે છે. વાહનની ગતિ જાણે દૃશ્યને પણ પોતાની સાથે ઘસડી જવાનું દુ:સાહસ કરે છે. બધું પાછળ મૂકતા જવું પણ એમાં એટલી બધી અધીરાઈ શા માટે ? ઝડપથી પાછળ મૂકતા જઈએ ત્યારે તેને પણ પછડાઈ પડ્યા જેવું લાગતું હોય. ધીમે ચાલતો માણસ જાણે રાહને સાથે લઈને ચાલે છે. એમાં બોજ નહીં, પણ સાચવવા સરખું સાચવીને ચાલે છે, એમાં જાતને સાચવવાનું આરોપણ ન કરીએ. કૂતરાને શું સૂઝ્યું તે પેલી ઝાંખી આકૃતિ પાછળ થોડે સુધી ગયો, પછી ઊભો રહ્યો અને પાછો ફર્યો. રાતે આવા મૂંગાં ચલચિત્રો ચાલ્યાં કરે છે, પણ માણસ બીજાએ યોજેલાં ચલચિત્ર જોવા ટિકિટ ખરીદીને જાય છે.

ફાનસનો દીવો એકલો હોવા છતાં તે પોતાને એકલો જોતો નથી. તેની જ્યોત જ વિસ્ફારિત નથી હોતી. શાંત હોય તોયે તે એવો બીજાને દેખાય, તે એવા દૃશ્યરૂપે પોતાને જોતો નથી. કદાચ મારા પ્રકાશમાં કોઈ શું જુએ છે એ પણ તે જોતો નથી. હોવું એટલે જોવું ઘણી વાર નથી હોતું. આત્મરત હોવું એવું પણ નથી. માત્ર હોવું ! શા માટે, કોના માટે - આ બધા પ્રશ્નો સાંસ્કૃતિક વળગણ. આપણે અર્થોના વાઘા લપેટીને બધું બહુ જાડું કરી નાખીએ છીએ. ક્યારેક તો વાઘા ગોદડી થઈ જાય છે અને મૂળ અર્થને ટાઢ વાગતી હશે એવો અંદેશો ઉપજાવે.

રાત પોતે જ તટસ્થ હોય છે, જો કે બધે એને તટસ્થ રહેવા દેવામાં આવતી નથી. વાસ્તવમાં તેને કોઈના પક્ષેયે રહેવા દેવામાં આવતી નથી. તટસ્થતા નિરાધાર જેવી નથી હોતી પણ ઘણા બધા એને પોતપોતાના પક્ષે તાણીને નિરાધાર કરી મૂકે છે. મારું અજવાળું, તારું અજવાળું એવી ખેંચતાણમાં પ્રકાશ પીંખાઈ જાય છે.

ઘાસલેટનો દીવો આંખ મીંચવાનું કરતો લાગે છે - આમેય મધરાત થઈ ગઈ છે.

## સુરેશ જોષીની એક કવિતા વિશે / નીતિન મહેતા

(ગતાંકથી ચાલુ)

આગળ ઉપર ફરીથી ભાવનું સ્તર બદલાતાં પદાવલિનું સ્તર બદલાતું આપણે જોઈએ છીએ. અહીં નાયકની વેદના, સંવેદનની સૂક્ષ્મતા ઇન્દ્રિયસંપર્કતાના સ્તરે વ્યક્ત થાય છે. અહીં પદાવલિમાં એક પંક્તિમાં નાયકના જીવનની વેદના, વિરતિ અને વિફળતા દેખાય છે તો બીજી પંક્તિમાં મૃણાલની ચંચળતા, આનંદ દર્શાવતી છબીઓ સાથે પ્રાસસામ્યથી વૈષમ્ય પણ જોવા મળે છે. પ્રાસથી અહીં માત્ર સમાન ધ્વનિ ધરાવતા વર્ણો એકબીજા જોડે સંબંધ સ્થાપે છે પણ મૃણાલ તથા નાયકના જીવનની બે વિરોધી સ્તરની વાસ્તવિકતા, ગતિવિધિ સંબંધ સ્થાપી શકતાં નથી, આ રીતે નાયકનું પરાયાપણું તથા નાયિકાનું વિશ્વ સાથેનું સંલગ્નપણું બંને સાથે સાથે વિરોધના સામ્યથી પદાવલિની યોજના દ્વારા ઊઘડતાં આવે છે. નાયક મૃણાલને એક પ્રશ્ન પૂછે છે 'તું કોણ, હું કોણ ?' પછી પોતે જે છે તે અને મૃણાલ જે છે તે બંનેના સંબંધની, સ્થિતિની તથા પરિવેશની વિષમતાનું આલેખન નાયક કરતો જાય છે.

મારા જખમને ટેકે ઊભી છે રાત
તારા શ્વાસે ખીલે છે સ્વર્ગનાં પારિજાત

અહીં રાત તથા પારિજાતની પ્રાસયોજનામાં આમ તો રાત અને પારિજાતને સંબંધ હોય પણ અહીં તો પ્રાસસામ્ય છે જે બંનેની વિરોધી સ્થિતિને

રજૂ કરે છે, પ્રથમ પંક્તિમાં પોતાની વેદના તથા વ્રણને કવિ રાત જોડેના સાહચર્યથી મૂર્તતા આપે છે અને પોતાની વિષાદમય રાતમાં પોતે ટકી રહ્યો છે એનું સૂચન કરે છે. 'તારા શ્વાસે ખીલે છે સ્વર્ગનાં પારિજાત'માં મૃણાલની જોડે સંકળાયેલા સંવાદિતાના, રોમેન્ટિક પ્રેમના વાતાવરણને કવિ સુગંધ વડે મૂર્ત કરે છે. એકમાં વ્રણ તથા જખમ છે તો બીજામાં પ્રફુલ્લતા છે. આમ બે વિરોધી ભાવો પણ સાથે જ પ્રગટ થાય છે. આ પંક્તિઓમાં પાછું લિરિકલ એલિમેન્ટ છે જેમાં એક સાથે વેદનાને વર્ણવતું કલ્પન તથા આનંદને રજૂ કરતું કલ્પન પણ આવે છે. આમ બે વિરોધી કલ્પનોના અન્વયની યોજનાથી બંનેના વિરોધી જગતની યોજનામાં રોમેન્ટિક ઉદ્રેક તેની અતિશય માત્રામાં ક્યારેક ડોકાય છે ત્યારે કવેતાઈ લાગે છે. નાયક આસુના બિલોરી મહેલમાં દેશવટો ભોગવે છે તો નાયિકાના સ્મિતનું પાનેતર હવામાં લહેરાય છે. 'મહેલમાં' 'હવામાં' જેવી પ્રાસયોજનામાં પણ બંધન તથા મુક્તિની બે વિરોધી સ્થિતિ દેખાય છે. નાયક તો પોતાના આંસુના બિલોરી મહેલમાં હદપારી ભોગવે છે અને સતત પોતાની વેદના સાથે પ્રતિબિંબાયા કરવાનું છે. આ મહેલ બિલોરી છે, અહીં પોતાના પ્રેમ જોડે આંસુનો સંબંધ છે, આ રીતે આ કલ્પન નાયકની વેદનાને મૂર્ત કરે છે તો નાયિકાના સ્મિતનું પાનેતર જેવું સસ્તું રોમેન્ટિક કલ્પન પણ આગળની કલ્પનયોજના પછી આવી જાય છે. અહીં આવતાં રૂપકો 'આંસુના બિલોરી મહેલ'ની સામે 'સ્મિતનું પાનેતર' મૂકી જોતાં બીજો અલંકાર કેવો લપટો છે તેની પ્રતીતિ તરત જ થશે. હવે અહીં આગળની પંક્તિમાં નાયક મૃણાલની વાત જ પુનરાવર્તિત કરે છે. ઉર્વશીના નૃત્યભંગનો લય મૃણાલના ચરણને બહેકાવી મૂકે છે અને ઉર્વશીના નૃત્યભંગના લયની અસર મૃણાલની સંવાદિતાને પણ ખંડિત કરે છે. આમ એક ક્રિયાના સંદર્ભમાં બીજી ક્રિયા બને છે. બે ક્રિયા વિરોધના પાયા પર બને છે. આમ તો ઉર્વશીના 'નૃત્યના ભંગનો લય'માં 'ભંગ' તથા 'લય' એવા વિરોધી અર્થ ધરાવતા શબ્દો સાથે મૂકી તેમાંથી જ બીજી પ્રતિક્રિયા 'બહેકાવી મૂકે છે તારાં ચરણ'નો સંદર્ભ પણ કવિ મૂકી આપે છે. લય જોડે સંવાદિતાનો ભાવ હોય પણ 'નૃત્યભંગનો લય' પણ બહેકાવી મૂકે છે એ પ્રતિક્રિયા ચંચળતાની નિર્દેશક

બની રહે છે. પછી તરત જ સંવાદિતાના ભંગની સામે, જે એક ભાતની અપેક્ષા હતી તેમાં ભંગ થયો, તો તરત જ 'કરોળિયાની જાળમાં ઝિલાયેલા ઝાકળની આંખે તાકી રહ્યું છે મારું મરણ.' અહીં મરણને કરોળિયાની જાળમાં ઝૂલતું બતાવ્યું છે. અહીં મરણ જેવા અમૂર્ત ભાવને કવિ ઝાકળના કલ્પન વડે મૂર્તતા આપે છે. આમાં વિરોધ છે.(કરોળિયાની જાળમાં તો અસદ્ રૂપે ફસાયાની વાત આવે) અહીં તો મરણની આંખ ઝાકળની છે. કવિ મરણને વરવા વેશે નહીં પણ સુંદર વેશે નિરૂપે છે. હજુ તો મરણ કરોળિયાની જાળમાં જ છે અને તેનો પ્રથમ સંકેત, પ્રતીતિ પ્રગટાવે છે. અહીં પ્રેમનો તો હવે વિલય થયો છે, પ્રેમની સંવાદિતા તો તૂટી ગઈ છે. હવે કવિતાનો સૂર બદલાય છે. એક સાથે અનેક પ્રશ્નાર્થ ધરાવતાં વાક્યો વ્યુત્ક્રમોની યોજનાવાળાં આવે છે. અહીં પદાવલિ અદ્ભુત તથા ભયાનકના સ્તરને વ્યક્ત કરતી આવે છે. મૃણાલને વાત પૂછવાના વાણીના લહેકામાં, પ્રશ્નાર્થમાં ઉપાલંભનો ધ્વનિ ભળેલો જોઈ શકાય છે. 'તારી આંખોના અંધારિયા ભોંયરામાં'માં ભોંયરાને 'અંધારિયું' કહેવાની ભાગ્યે જ જરૂર પડે. કેમ કે ભોંયરા જોડે 'અંધારિયો' સંદર્ભ સંકળાયેલો હોય છે, માટે 'અંધારિયા' વિશેષણ તેનો આગવો અર્થ પ્રગટ કરતું નથી, અહીં પણ નાયિકાની આંખોમાં કોઈક ઊંધે મસ્તકે લટકે છે. અહીં 'કોણ, કોણ તથા કોના, કેટલા' જેવા શબ્દો પ્રશ્નાર્થની જોડે સંકળાયેલા આશ્ચર્ય,વેદના તથા વિફળતાના ભાવને મૂર્ત કરે છે. નાયિકાની આંખમાં ઊંધે મસ્તકે કોઈ લટકે છે. તેની શિરાની ભુલભુલામણીમાં જામગરીની જેમ કોઈ સળગે છે. આ પ્રેમ, સ્પર્શ પણ દાહક છે, બાળનાર તથા આગ ચાંપનાર છે. સ્પર્શના અડાબીડ વનમાં મણિધર, વિપાક્ત નાગ છે, તેનો સ્પર્શ ઝેર ચડાવે તેવો, મૃત્યુનો સ્પર્શ કરાવનાર છે. તેની કાયાના સાગરમાં સાત કાફલાઓ ડૂબ્યા છે. અહીં બધાં પરિચિત પ્રતિરૂપો નાયકની વેદનાના ભાવને, ઉપાલંભને રસિત કરવા આવે છે. આ કલ્પનોમાં વેદના, વિનાશ, ઝેર, વિસ્ફોટના ભાવોનું સાહચર્ય જોઈ શકાય છે. આ પ્રશ્નો એ જ તેના ઉત્તર છે. એ રીતે પદાવલિની યોજના બે સ્તરે થતી જોઈ શકાય છે, છેલ્લે નાયક કહે છે

તારા શ્વાસના ખરલમાં
કોણ ઘૂંટે છે ગરલ

આમ મરણાસન્ન એવી નાયિકાની મૂર્તિ ઊભી થાય છે. શ્વાસ જેવા અદૃશ્ય પદાર્થને દૃષ્ટિ તથા સ્પર્શનું કલ્પન કવિ બનાવે છે. આ રીતે હવે તો આ પ્રેમ જ જાણે કે વિષરૂપ બની રહ્યો છે અને જીવનમાં દુઃસ્વપ્ન સિવાય અંતે કશું બચ્યું નથી. આમ મરણની છાયા, વિસ્ફોટ વિનાશની છાયા, પ્રાસયોજના, કલ્પનયોજના દ્વારા તથા પ્રશ્નાર્થ વડે અહીં ધીમે ધીમે વિસ્તરતી જોઈ શકાય છે. આ પ્રશ્નાર્થોમાં આવેગનો કાકુ તથા ગતિ બંને સાથે સાથે સંકળાયેલાં જોઈ શકાય છે. આ બધું મૃણાલ સાંભળે છે ખરી ? હવે એક વાર મૃણાલને નાયકે જોઈ હતી, તેના સૌંદર્યનું ઐશ્વર્ય જે સમયમાં અનુભવ્યું હતું તે સમયને કવિ વિવિધ કલ્પનયોજના દ્વારા રૂપ આપે છે. અહીં ભૂતકાળની ઘટના તથા વર્તમાન નગરસંસ્કૃતિની સંવેદના બંનેને સાથે મૂકી આપતી ભૂમિકા કવિએ પદાવલિની યોજનામાં સ્વીકારી છે. અહીં મેં તને જોઈ હતી એક વાર જેવા કથનથી ભૂતકાળ શરૂ થાય છે, અહીં કલ્પનો, વર્ણન તથા લિરિકલ તત્ત્વ ત્રણે સાથે જ ચાલે છે. એ દ્વારા કલ્પનની વિવિધ યોજનાથી નાયક પોતાના તથા મૃણાલના નિકટ આવી રહેલા મરણને રૂપ આપતા જાય છે. અહીં લીલા તથા લાલ રંગના અનેક સાહચર્યો જગાવતું વિશ્વ વિવિધ કલ્પનોની યોજનાથી સાકાર થતાં થતાં પ્રેમ એ જ જાણે કે વિષરૂપ છે તેની પ્રતીતિ નાયકને થાય છે. અહીં લીલા લીલાનાં આવર્તનો, પુનરાવર્તનોમાં મરણની લીલા વિસ્તરતી જતી હોય એવું લાગે છે. અહીં 'લીલીછમ તલાવડી' સાથે 'ને લીલો લીલો ચાંદો'માં બે ભૂમિકાઓ કવિ આપે છે. રોમેન્ટિક પ્રેમની કવિતાના વર્ણન-દૃશ્યનો કવિએ અહીં વિડમ્બના સર્જવા જ વિનિયોગ કર્યો છે. આ વિડમ્બના વેદનામાં ક્રમશઃ પરિણતિ પામતી જાય છે. લીલા રંગનાં આવર્તનોમાં વિકસતી મરણની લીલા ક્રમશઃ વિસ્તરતી જોઈ શકાય છે. અહીં વાતાવરણમાં લિરિકલ એલિમેન્ટના વર્ણન દ્વારા મરણની ભયંકરતા પણ વર્ણવી છે. આમ લીલીછમ તલાવડી તો ફૂલોને કારણે લીલી હોય, પણ ચાંદો ય લીલો બતાવીને કવિએ નામ પાડ્યા વિના

ઝેરનો, વિષનો ભાવ પ્રગટાવ્યો છે. પછી લીલી કાયામાં નારીને ઝેર રૂપે વર્ણવે છે, તેની જોડે લીલા ડંખને મરણના દંશને પણ કવિ સાંકળી આપે છે. તેથી લોહીમાં લાલચટ્ટાક ઘા થાય છે, વ્રણ થતાં, ઘા પડતાં કીડી પણ મરણ રૂપે આવે છે. આમ મરણ જોડે સંકળાયેલા સંદર્ભો લીલો, લાલ ડંખ, લાલચટ્ટક મધ, લાલલાલ કીડી એવા અનેક રૂપે મરણ આવે છે. હવે સ્મૃતિગોચર નાયકના વિશ્વ સામે છેડે હવે શ્રુતિગોચર વિશ્વ પણ નિર્માણ કરે છે. મરણના લાલ ચટકા નાયકના શરીરે કીડી વડે ભરાય છે, આમ તો સ્ત્રીના વિષને ઝીલનાર રોમાંચ અનુભવે, તેમાં મધની મીઠાશ ભળેલી હોય.આ મરણ તે જ ઘા, ને મરણ તે જ કીડી રૂપે આવે. આમ ઝાકળ રૂપે આવેલું મરણ, લીલા ડંખ રૂપે, લાલચટક ઘા રૂપે, લાલ કીડી રૂપે કવિ તેને સ્પર્શનું પરિમાણ આપે છે. ભૂવાની જમાત કીડીઓની હાર ગણતી બતાવ્યા પછી નાયકની આંખે મરણનો જ લીલો પડદો બાઝી જાય છે અને ચારે બાજુ અંધકાર રૂપે મરણને વ્યાપેલું જોઈએ છીએ. આ રીતે દૃશ્યકલ્પનની યોજના આગળ ચાલે છે, અહીં દૃશ્ય કલ્પનોની હારમાળા કવિ સર્જે છે. પવનના લીરા ચારે બાજુ ઊડતા બતાવે છે. આ રૂપકમાં પવનને કવિ દૃશ્યરૂપે બતાવે છે. આગળ આવતાં વર્ણનોમાં રોમેન્ટિક તથા વિસ્મયજન્ય ભયનું વાતાવરણ હતું તેની પદાવલિમાં તથા વાક્યના અન્વયમાં, ટુકડાઓમાં ગતિ હતી તેથી નાનાં નાનાં વાક્યોની યોજના હતી તથા રંગની સૃષ્ટિની પડછે મરણની સૃષ્ટિ હતી. જ્યારે આ રીતે પ્રેમનું સ્વપ્ન વિચ્છિન્ન થતાં, નાયક મૃણાલને આ જીવનની ભંગુરતા, માનવીની નિશ્ચિન્ત બની જીવવાની રીતિ, નગરસંસ્કૃતિમાં માનવનિયતિ, એવી ભૂમિકાને વર્ણવવા કવિ નગરસંસ્કૃતિના પરિવેશ જોડેનાં કલ્પનો યોજતા જાય છે. પવનના લીરાને નાયક ઊડતા બતાવી દૃશ્યતા અઅપે છે, તો કૂવાના ચોરખિસ્સામાં થોડા સૂરજના ટુકડાઓ બચી ગયા છે. આમ હવે અદ્‌ભુતની સૃષ્ટિ તો નામશેષ થતી આવી છે, એવી રોમેન્ટિક સૃષ્ટિની તો હવે વાત જ શી કરવી રહી, તે તો કથા, વાર્તામાં જ સચવાઈ રહેવાની. આમ જીવનમાં, પ્રેમમાં વિસ્મય, રહસ્ય, ઊંડાણ તો હવે રહ્યું નથી. હવે તો પ્રકૃતિથી જ આપણે દૂર થઈ ગયા.

આમ પછી શહેરી સંસ્કૃતિની યાંત્રિકતા વર્ણવતાં પ્રકૃતિ સાથેના વિચ્છેદને વર્ણવતાં, જીવનના ઊંડાણને તાગી શકવા અસમર્થ એવી સપાટી પરની નીરસ નગરસંસ્કૃતિની યાંત્રિકતાને વર્ણવતી પદાવલિ યોજના હવે કાવ્યમાં આવે છે. અહીં ફૂલો છે તે પણ શિસ્તબદ્ધ કવાયત કરતાં ફૂલો છે. પ્રકૃતિ પણ અહીં યાંત્રિકતાના ઓથારથી ભીંસાયેલી છે. પાનની દુકાનોમાં તો અરીસામાં શૂન્ય વિસ્તરે છે. અહીં માત્ર પ્રતિબિંબો રૂપે જ માનવ જીવે છે. અહીં રક્તથી ધબકતો સજીવ માનવી નથી, તેનાં પ્રતિબિંબો છે. આમ કવાયત ને મસલત જેવા વિરોધી ભાવ જગાવતા પ્રાસ પછી કવિ પ્રકૃતિનાં બીજા રૂપ તરફ આવે છે.

પૂલ નીચે સૂકી નદી વાગોળે મરણ
રસ્તે રસ્તે આસ્ફાલ્ટનાં રણ

અહીં નદી છે. પોતાના જ મરણને જાણે તે વાગોળી રહી છે તો રસ્તા પર તો માત્ર આસ્ફાલ્ટનાં રણ છે, આમ 'મરણ' જેવા અમૂર્ત શબ્દની જોડે 'રણ' જેવા મૂર્ત શબ્દની યોજના નગરસંસ્કૃતિની મૃતઃપ્રાયતાને, વિચ્છિન્નતા તથા એકલતાને બિહામણું રૂપ આપે છે. પછી સામાજિક અભિજ્ઞતા દર્શાવતું કલ્પન કવિ યોજે છે, આ ઉપમામાં માણસના ચહેરાઓ ચુંથાયેલા રેશનકાર્ડ જેવા લાગે છે. માણસની માણસ તરીકેની હવે ઓળખ જ રહી નથી. તે હવે નંબરવાળો, નિશ્ચિહ્ન તથા ચહેરા વિનાનો બન્યો છે. આમ ચહેરા વિનાની સંસ્કૃતિમાં પ્રેમ પાંગરી શકવાનો કોઈ અવકાશ જ નાયકને દેખાતો નથી.આ રીતે બે વિરોધી સૃષ્ટિની રચના પદાવલિની યોજના વડે, કલ્પનોની વિરોધી ભાત દ્વારા કવિ કરતા આવે છે. એક બાજુ રોમેન્ટિક સૃષ્ટિને વર્ણવતી પદાવલિયોજના છે તો તે સૃષ્ટિને છેદીને તેમાંથી જ પ્રગટતીવાસ્તવ જીવનની વિચ્છિન્નતા, માનવીના ચહેરા વિનાની, મૂલ્ય વિનાની, મરણોન્મુખ નગરસંસ્કૃતિનું વર્ણન કરતી પદાવલિ છે. અહીં બંને સૃષ્ટિની વિડમ્બના પદાવલિની યોજનામાં જોઈ શકાય છે, બીજું નોંધવાનું કે આગળના રોમેન્ટિક પરિવેશમાં પણ મૃત્યુ છે, પ્રેમ છે, તો શહેરની અંદર પણ સ્વત્વ ગુમાવીને મૃત્યુનો જ સાક્ષાત્કાર કરવાનો હોય છે. આમ રોમેન્ટિક

પરિવેશમાં તથા તથા આધુનિક નગરસંસ્કૃતિના પરિવેશમાં તથા આધુનિક નગરસંક્સ્કૃતિના પરવેશમાં મૃત્યુને સૂચવવા માટેની બંને પ્રકારની પદાવલિ યોજવામાં આવી છે.

'મૃણાલ, હું જાણું છું...મૃણાલ ભાગી આવ.'

હવે અહીં આગળ સીધું કથન આવે છે. મરણની પ્રતીતિ નાયકને આમ તો થઈ ગઈ છે. જાણ્યા પછી પ્રશ્નાર્થ માત્રનો લોપ થાય, છતાં કેટલાંક સપનાંઓ આકાંક્ષાઓ ટકી રહેતાં હોય છે. અહીં માત્ર સંબોધન છે, અહીં મૃણાલનું સપનું પરીકથાની પદાવલિ દ્વારા અદ્ભુત તથા ભયાનક બંને હતાં. અહીં પરીકથામાં આવતી રાજકુમારી, રાજકુમારની તે રાહ જોયા કરે, કશું થાય નહીં ને વર્ષો વીતતાં જાય, સ્વપ્ન છિન્નભિન્ન થાય, મરણ પણ નિકટ આવી જાય છતાં પ્રતીક્ષાનો અંત ન આવે, આમ સુંદર અપેક્ષાઓથી સ્વપ્ન શરૂ થઈ વિષાદમાં, ભયાનકમાં પરિણતિ પામે. આ રીતે અહીં કથનાત્મક તથા લિરિકલ બંને પદાવલિનો અદ્ભુત અને ભયાનકના ઉપચય માટે કવિએ વિનિયોગ કર્યો છે. કાવ્યની કથનાત્મક પદાવલિ એક બાજુથી કથાનું વાતાવરણ ઊભું કરે છે. આ વાતાવરણમાં પણ પ્રવાહ તથા ઊર્મિનો તંતુ જળવાઈ રહે તે માટે લિરિકલ ટોન પણ તેની જોડે સંકળાયેલો રહે છે. કથાનો ભાર વક્તવ્યમાં વરતાય નહીં માટે વ્યુત્ક્રમ તથા 'છે' ક્રિયાપદના લોપનો આશરો લીધો છે તેથી પદાવલિની રસળતી ગતિમાં કથાનો તંતુ તથા ભાવનાજગત સાથે સાથે ગુંથાતા, વણાતાં આવે. અહીં પણ પરીકથાના વાતાવરણનું નિર્માણ કરવા, અદ્ભુતની તથા ભયાનકની સૃષ્ટિનું આલેખન કરવા, મધ્યકાલીન વાર્તા-કથાના અંશોને અનુરૂપ પદાવલિ યોજી છે. મૃણાલના સ્વપ્નને નિરૂપતાં અદ્ભુત વિસ્મયની સૃષ્ટિમાં ફળેલી નાયિકાની મનઃસ્થિતિ નિરૂપવા કથનાત્મક પ્રવાહ જળવાઈ રહે તે રીતે પદાવલિની યોજના થઈ છે. ઢીંગલીઓના પહેરા ગોઠવી નાયિકા મૃણાલ તેનું સ્વપ્ન સાચવી રહી છે. પછી કથા માંડતા હોય તેમ કવિ કહે છે, 'ચંદનની તલાવડી કાંઠે છે એક મહેલ' તથા મહેલમાં બેઠેલી એકાકી નાયિકા તેની અપેક્ષાયુક્ત પ્રતીક્ષા, આવી અપેક્ષા જોડે ભળેલા સ્વપ્નિલ વાતાવરણ તથા આનંદજન્ય

સપનાનું આલેખન કરવા કવિએ અદ્દ્ભુતનું નિર્માણ ઇન્દ્રિયઘન કલ્પનો દ્વારા કર્યું છે. અહીં શ્રાવ્ય તથા દૃશ્ય કલ્પનોની શ્રેણી આવે છે. આ મહેલમાં પરીઓ રૂમઝુમ નૃત્ય કરે છે. 'રૂમઝુમ' જેવા રવાનુકારી શબ્દો વાતાવરણની ષુતિગોચરતા પ્રગટ કરે છે તો સાથે આવતો 'નાચે' શબ્દ દૃશ્યગોચરતા પણ જાળવે છે; અહીં પવન પણ સંગીત બની આવે છે. અદૃશ્ય પવન સ્પર્શમાંથી શ્રુતિમાં સંક્રાંત થાય છે. પછી એકલતા નિરૂપવા 'એક ઝૂલો' આવે છે. તેના પર નાયિકા 'એકલી એકલી' ઝૂલે છે. આ 'એકલી એકલી'ની દ્વિરુક્તિમાં તેની એકલતાને વળ ચઢાવી તેની તીવ્રતા દર્શાવવામાં આવી છે, નાયિકા સ્વપ્નજગતમાં તન્મય બની જાય છે તે દર્શાવવા ફરીથી એની આંખો 'દૂરદૂર' જાણે ઊડી જાય છે. વિહાર કરે છે, કાન જાણે કે રજનીગંધાની સુગંધ સાંભળે છે. અહીં ઘ્રાણેન્દ્રિયનું કલ્પન ઇન્દ્રિયવ્યત્યય દ્વારા શ્રુતિનું કલ્પન બને છે. અહીં વાતાવરણની પ્રત્યક્ષતા તાદૃશ કરવા કવિ સ્ફટિકમય, ઇન્દ્રિયપ્રત્યક્ષો મૂર્ત શબ્દની યોજના દ્વારા રચે છે. રાજકુમારની પ્રતીક્ષા નાયિકા કરે છે, પણ તેણે તો 'ઊંચા ઊંચા મહેલની ઊંચી અટારીએ' માત્ર તાક્યા કરવાનું છે. નાયિકાનું સ્વપ્ન કેવું આકાશકુસુમવત્ છે તે પણ કવિ દર્શાવે છે. પછી અપેક્ષાનું રૂપાંતર વેદનામાં થતાં અદ્દ્ભુતની જોડે અહીં કરુણ પણ ભળેલો છે. જે પરીઓ રૂમઝુમ નૃત્ય કરતી હતી તે પરીઓ એક પછી એક રાત પસાર થતાં, થાકીને ઝાકળ બની જાય છે, તેનું હરણ તો સૂરજ કરી જાય છે, પણ નાયિકાનું હરણ કરવા રાજકુમાર આવતો નથી, 'ઝાકળ' જોડે સંકળાયેલો ક્ષણભંગુરતાનો, મૃત્યુનો રણકો પણ સાંભળી શકાય છે. ઢીંગલીના ચીંથરાને ઉંદરો તાણી જાય છે; આમ સપનાનું થતું કરુણમાં પર્યવસાન સૂચવવા જે જે પરિવેશ, ઉદ્દીપનો, પ્રેમની ભૂમિકા રચવા ખપમાં લેવાયેલા તે જ પરિવેશ હવે વરવાઈની, ક્રમશઃ મૃત્યુની જ પ્રતીતિ કરાવે છે. આમ તે પરિવેશ ઉદ્દીપનોના હ્રાસમાં સાથે સાથે નાયિકાંની નજીક પણ મૃત્યુ આવતું જાય છે માટે એક જ વ્યક્તિની બે વિરોધી સ્થિતિ વર્ણવવા, તે જ પરિવેશો પાસેથી પદાવલિની શક્તિ દ્વારા, વાતાવરણની મૂર્તતા દ્વારા, કવિએ જે સૃષ્ટિ રચી છે તેમાં અદ્દ્ભુતનું, વિસ્મયનું રૂપાંતર મૃત્યુમાં થાય છે. તે પરીઓની ઝાકળ થવાની

ક્રિયામાં સૂરજ તેનું હરણ કરી જાય, ઢીંગલીઓનાં ચીંથરાં ઉંદર તાણી જાય, ચંદન તલાવડીનાં નીર સુકાય, મહેલનું રૂપાંતર ખંડેરમાં થાય, સૂસવાટ વગરનો અશ્વ દશે દિશામાં દોડ્યા કરે, શ્વાસમાં માત્ર તેના પડઘા સંભળાય. આમ આગળ જે જે ઉદ્દીપનો પ્રેમની ઉત્કંઠા, નાયિકાની અપેક્ષા જાગૃત કરવા ક્રિયાશીલ હતાં, જે પરિવેશ સ્વપ્નિલ સૃષ્ટિની આનંદમય પ્રતીક્ષા માટે યોજવામાં આવ્યો હતો, તે જ પ્રતિરૂપો, સ્વપ્નિલ સૃષ્ટિની વરવી બાજુ, ભયાનકને ઉપસાવવા કવિએ ખપમાં લીધાં હતાં. આમ વાતાવરણની પોઝિટીવ તથા નેગેટિવ છબિ એક જ પરિવેશની મદદથી, પદાવલિની સભાન યોજનાથી જોઈ શકાય છે. અહીં કવિનું ભાષાકર્મ વાતાવરણના રૂપાંતરને નિરૂપવા કળાત્મક સ્તરે વ્યક્ત થતું જોઈ શકાય છે. આમ મૃણાલની સ્વપ્નસૃષ્ટિને છિન્નભિન્ન કરવામાં, તેની અપેક્ષાનું કરુણમાં થતું રૂપાંતર વર્ણવવા એ જ કલ્પનો કેવાં કળાત્મક નીવડ્યાં છે તે આપણે જોયું. હજી પણ મૃણાલની એકલતા, વેદનાને વધારે મૂર્ત રૂપ આપવા કવિની કલ્પનયોજના આગળ ચાલે છે; અહીં પણ પરંપરાગત વાતાવરણને નિરૂપવા માટે પરંપરાગત કલ્પનોની યોજના છે, પણ પદાવલિની ગતિ અહીં ઊર્મિયુક્ત બને છે, વાતાવરણમાં સંગીતતત્ત્વ ભળે છે. અહીં ગીતમાં આવતાં આવર્તનોનો ટોન પણ સંભળાય છે.

સોનાવાટકડીમાં શેઢકઢાં દૂધ પડી રહે
રૂપલા વાટકડીમાં ચંદન સુકાય
સૂરજ થાકે ને થાકે ચાંદો
તારી આંખો તો ય ના પલકાય.

આ રીતે 'દિશા', 'પડછંદા', 'બેસી રહે', પડી રહે', સુકાય', 'પલકાય'ની પ્રાસયોજનામાં વિષમ પરિસ્થિતિનું, એકલતાનું, વેદનાનું આલેખન જોવા મળે છે. અહીં કથાના ટોનમાં એક પ્રકારનું, લિરિકલ એલિમેન્ટ ભળેલું છે જે વાતાવરણને વધારે ઇન્દ્રિયજન્ય બનાવે છે ને તેથી વાતાવરણ અદ્દ્ભુતની સૃષ્ટિ દ્વારા વધારે પ્રત્યક્ષ બને છે. આમ એક સ્વપ્ન જોતાં જોતાં પસાર થતો સમય ને બીજું મરણની નજીક જતી ક્ષણો પણ અહીં

નિરૂપાય છે. મૃણાલની આ નિષ્પલક પ્રતીક્ષા અર્થહીન છે કેમ કે રાજકુમાર તો ન આવ્યો, પ્રેમ જે સુંદર વેશે આવવાનો હતો તે તો ન આવ્યો પણ આવ્યું કાળા પક્ષીના વેશે મરણ. આ પંખીના વર્ણનમાં જ આપણે મૃત્યુનું રૂપ આપણે જોઈ શકીએ છીએ.

મહેલને કિનારે બેઠું છે એક પંખી
કાળું કાળું ને મોટું મસ
લાલ એની ચાંચ
આંખો એની જાણે અગ્નિની આંચ

આ રીતે પંખી તો એક દિવસ નાયિકાને લઈને ઊડી જશે; આ નાયિકાની પ્રતીક્ષા અંતે પર્યવસાન પામે છે તો મરણમાં, પ્રેમમાં નહીં. આ રીતે પંખી મૃણાલના મરણને વ્યંજિત કરે છે. આ સ્વપ્નસૃષ્ટિનો અંત આમ મરણમાં છે. તેના કરતાં તું અહીં આવતી રહે, પણ ધારો કે તું અહીં મારી પાસે ન આવે તો આ વાસ્તવ જગતમાં પણ મરણ તો છે જ. તો મૃણાલનું વાસ્તવ જગત કયું હશે તેની સંભાવના કવિ કલ્પે છે. અહીં કવિની પદાવલિ સીધા સપાટ ટોનમાં, અભિધાને સ્તરે વહે છે. અહીં વાતાવરણને મૂર્ત કરવા માટે વિડમ્બનાનો કાકુ વારંવાર કવિની પદાવલિયોજના દ્વારા જોઈ શકાય છે. જો તું ભાગીને નહીં આવે તો શું કરીશ તું ? પછી મૃણાલના વાસ્તવ જીવનની સંભાવના નાયક કલ્પે છે. અહીં પરીકથાના વાતાવરણમાંથી વાસ્તવમાં થતી સંક્રાંતિમાં કોઈ સાંધો જોવા નહીં મળે. અહીં કવિની સંદર્ભને ઉપસાવી આપવાની સભાનતા, તેની પદાવલિયોજના દ્વારા જ જોઈ શકાય છે. શહેરી સંસ્કૃતિ અને દાંપત્ય જીવનની યાંત્રિકતા, વરખ લગાડેલી માનવીની જિંદગી, આ બધાં જ વર્ણન સીધી સપાટ પદાવલિથી થાય છે. અહીં વાક્યોના ટુકડાઓ પણ નાના નાના છે, એક ગતિમાં સપાટપણે, ભાવના આરોહઅવરોહ વિના વાક્યો આવ્યાં કરે છે અને રૈખિક ગતિએ વહેતો સમય પણ અહીં સપાટીની માત્રાએ જ વહે છે. આ બધું કવિએ પદાવલિ વડે સંયોજિત કરી કાવ્યના વાતાવરણમાં રહેલી યાંત્રિકતા, છિન્નતા, રેઢિયાળપણું, ગતાનુગતિકતા ઇત્યાદિને ઉપસાવવામાં સારો એવો ફાળો આપ્યો છે. આમ મૃણાલ જો

ભાગીને નહીં આવે તો તેનો દિવસ તથા જીવન સરખાં જ યાંત્રિક બની રહેવાનાં છે. છાપું વાંચતાં, જડ બનીને, લાગણી વિના, ચા પીવી, સમાચારોની અસર રોજબરોજના જીવન પર જરા પણ ન થવા દેવી. બાબાનું બાળમંદિર, મોટી બેબીની સ્કૂલનો સમય સાચવવો, પતિના શર્ટના કફલિન્કની શોધાશોધ કરવી, બાલ્કનીમાં ઊભા રહી આવજો આવજો કરવું. પછી ભોજન, આરામ, રેડિયો, સંગીત પણ શોખ ખાતર સાંભળવું, રસથી નહીં; ટેલિફોન પર વાતો કરવી, એપોઇન્ટમેન્ટ લેવી, પાર્ટી આપવી, તેમાં જવું; આમ કરતાં કરતાં ધોળા વાળ રૂપે જ મરણ આવી જાય પણ તેની ઉપેક્ષા કરવી. અહીં આવતા 'વાળ' ને 'એમ્બેસડર'ના પ્રાસમાં ગતિ, આક્રોશ તથા આવેગ પણ જોઈ શકાય છે; આમ જિંદગી એમ્બેસેડરની જેમ પૂરપાટ દોડ્યા કરે, ચારે બાજુ શહેરની રોનક, સીધાં સપાટ લાગણી વિનાનાં કૃતક વાક્યોની આપલે, હાસ્યમાં પણ બોદાપણું, શરાબથી લથડી ગયેલો અવાજ, બજારની વાતચીત, સાડી ને ઝવેરાત દ્વારા વૈભવનું પ્રદર્શન, રોજ રોજ ભજવવો પડતો યાંત્રિકપણે વફાદાર પત્નીનો પાઠ, થોડાં અધૂરાં સપનાં.

'ધીમે ધીમે થાય મધરાત
પછી વફાદાર પત્નીનો પાઠ
થોડાં સ્વપ્નાંનો ભંગાર
વળી પાછી સવાર'

મધરાત - પાઠ - ભંગાર - સવારની પ્રાસયોજનામાં પણ યાંત્રિકતા જોઈ શકાય છે. આમ બુર્ઝવા વર્તમાન યાંત્રિક સમાજમાં સમયનું કોઈ નવું પરિમાણ જ નથી, તેનું કોઈ આગવું વ્યક્તિત્વ જ નથી. મૃણાલ પણ બધાં જેવી ભદ્ર સમાજની નિર્વીય સંસ્કૃતિની એક જાતની કઠપૂતળી જ બની રહેશે.

પછી આવતા તાર, બહારના પ્રાસમાં પણ વિલાસિતા, અપ્રામાણિકતાનું સૂચન જોઈ શકાય છે. અહીં આવતા રેઢિયાળ જીવનને વર્ણવવા માટે રેઢિયાળપણે ખપમાં લેવાતી, એવી જ પદાવલિનો કવિએ અભિધાના સ્તરે વિનિયોગ કરી, શહેરની સપાટ જિન્દગીને તાદૃશ કરી છે. આમ ત્યાં પણ મરણ છે. પરીકથાની સૃષ્ટિમાં સપનાના અધૂરાપણામાં તો અહીં આ વર્તમાન

શહેરની જિન્દગીમાં પણ મરણ છે. કવિ અહીં જરા પણ વાચાળ બનતા નથી કે નિરંજન ભગતની જેમ શહેરની સંસ્કૃતિનને વર્ણવવા જતા નથી, પણ ચીલાચાલુ વાક્યલઢણો, એકસરખા સપાટ પ્રતિભાવ વર્ણવવા એક જ પ્રકારની પદાવલિની યોજના કરે છે જેથી શહેરી સંસ્કૃતિની વિડમ્બના દ્વારા વિડમ્બનાસભર, યાંત્રિક રીતે જીવતી નાયિકાના સંભવિત ચિત્રની સપાટી પરની રેખાઓનો કવિ પરિચય કરાવે છે. પછી તરત જ કવિ નર્મદમાંથી સૂરત શહેર વિશે ઉચ્ચારાયેલી પંક્તિને અહીં શબ્દફેરે, વેદનાના કાકુથી ઉચ્ચારે છે, નાયકને તો નાયિકા મૃણાલની આ સંભવિત વાસ્તવિકતા પણ સ્વીકાર્ય નથી, આથી મૃણાલ મૃણાલનાં આવર્તનોમાં તેની વેદના બેવડાય છે.

મૃણાલ મૃણાલ મારી સોનાની મૂરત
આ તે શા તુજ હાલ -

આમ રોમેન્ટિક ઉદ્રેકથી જ પોતાની વેદના વ્યક્ત કરે છે તથા સૂરતની જોડે સંકળાયેલાં વૈભવનાં, સમૃદ્ધિનાં સાહચર્યોને નાયિકા જોડે સાંકળી આપે છે. જો આવું જ યાંત્રિક, વિચ્છિન્ન , સ્વપ્નના ભંગાર જેવું જ જીવન હોય તો પછી આ જીવાતા જીવનનો શો અર્થ ? આ દુઃસ્વપ્ન જ શા માટે ? પોતાનું જ વિલોપન કેમ ન કરવું ? અને એ પણ પ્રેમના પાત્ર દ્વારા જ કેમ નહીં ? આથી વિનંતિના સ્વરમાં નાયક પોતાને મંત્ર મારીને નાયિકા પથ્થરમાં ફેરવી નાખે અથવા ફૂંક મારી અલોપ કરીને કોઈ ઊંડા પાતાળમાં ચાંપી દે તો સારું એવી ઇચ્છા રોમેન્ટિક, અદ્‌ભુત ને વિસ્મયનું વાતાવરણ જન્માવતી પદાવલિ વડે કરે છે. અહીં રોમેન્ટિક રાગાવેગ પણ મરણ રૂપે જ આવે છે - કેમ કે મંત્ર મારીને પથ્થર થઈ જવું, ફૂંક મારીને અલોપ કરી દઈ પાતાળમાં ચંપાઈ જવામાં જ અહીંના જગતમાંથી પલાયન થવાની રોમેન્ટિક વૃત્તિ તો છે જ કેમ કે નાયિકા દ્વારા પોતાનો વિલય થાય તેમાં પોતાના મરણની સાર્થકતા છે. કેમ કે મરણ તો અહીં પણ નાયકને શોધી જ રહ્યું છે. અહીં વરવા વેશમાં, ભયંકર મુદ્રા સાથે મરણ આવે છે. પહેલાં આગળ સુંદર રૂપે મરણનો પ્રથમ પરિચય થયો હતો. અહીં અસુંદર રૂપે મરણની નિકટતા નાયક અનુભવે છે, એ મરણમાંથી ભાગી છૂટી પ્રેમમાં જીવનને સર્જવાની સંભાવના કલ્પી હતી, પણ હવે તો

પ્રેમ પણ નિરર્થક તથા રેઢિયાળ નીવડ્યો તો તે પાત્ર દ્વારા જ પોતાનો મોક્ષ શા માટે નહીં ? પણ અહીં તો હવે લાળ ઝરતું, ઘરડું મરણ બારણે બારણે ભટકે છે. નાયકની અંદર જ મરણનો વિકાસ થઈ રહ્યો છે. પોતે જ જાણે હવે મરણોત્તર જીવન જીવે છે. આમ તો જીવનમાં જીવવા જેવું કશું નથી. ફરીથી અદ્ભુતની સૃષ્ટિ પછી મરણ નાયકને શોધતું ફરે છે ત્યાં ભયાનકની અને વેદનાની સૃષ્ટિ રચે છે તો મરણથી દૂર દૂર જવાના આ યાંત્રિક સંસ્કૃતિમાં ચહેરા વિના, લાગણીહીન બની રોજ રોજ મરણોત્તર દશા ભોગવતા નાયકની વેદના અહીં સપાટ પદાવલિ દ્વારા રજૂ થાય છે. અહીં શહેરી જીવનની અનેક વીગતો, એ વીગતોમાં ખંડ ખંડ વિભાજિત થઈ રહેતો નાયક, પોતાની આત્મસંજ્ઞા વિનાનો નાયક સમૂહમાનવનું જાણે કે પ્રતિનિધિત્વ કરે છે. અહીં નાયકની વિચ્છિન્નતા આદિ દર્શાવવા કવિએ નગરસંસ્કૃતિને મૂર્ત કરતાં કલ્પનોની શ્રેણી રચી છે. અહીં નિરર્થક ક્રિયા ને નિરર્થક જીવનની દોડધામ સાથે સાથે પદાવલિની યોજના દ્વારા વ્યક્ત થતાં જાય છે. આ બધાં પણ આખરે તો નાયકની સ્વકીયતાનાં મરણો જ છે. એક મરણથી ભાગી બીજાં અનેક મરણોની વચ્ચે નાયક પોતાના મરણને ઉછેરે છે. કવિ શહેરની સંસ્કૃતિના પરિવેશને મૂર્ત કરતા વાતાવરણમાં અભિધાના સ્તરે યોજાતી પદાવલિથી તેની યાંત્રિકતા ઇત્યાદિના જગતમાં આપણને લઈ જાય છે. નાયક શહેરના ટોળામાં પોતાનો ચહેરો ભૂંસતો ફરે છે. અલબત્ત આ કલ્પન હવે તો વિચ્છિન્નતાની, એકલતાની, શહેરી સંસ્કૃતિની વાત કરનાર કવિ માટે હાથવગું રહ્યું છે. નાયક દવાની દુકાનમાં દવાનાં નામ વાંચે છે, મ્યુઝિયમમાં તામ્રપત્ર વાંચે છે, અજગર જુએ છે, દરદી પાસે રામનામ બોલે છે, સરઘસમાં જોડાય છે, ભાષણ આપે છે, આંધળી શેરીને સૂરજ વાંચી આપે છે એટલે કે પ્રબુદ્ધની કક્ષાએ નાયક પહોંચે છે. 'ફુટપાથિયો જોષી' બને છે. જાદુગરના ખેલમાં પાઠ ભજવે છે. સ્ટેશને બેસી દુનિયાનો ઠાઠ જુએ છે, તાવ આવે છે પણ તેની રાવ નથી કરતો – આવો નાયક અનેક પાઠો બદલતો, પોતાની સ્વકીયતા ગુમાવતો આ શહેરમાં અનેક મરણોનો પળેપળે, સ્થળે સ્થળે ભાર ઊંચકતો ભટકે છે. અહીં આવતી પ્રાસયોજનામાં

શહેરની જિન્દગીમાં પણ મરણ છે. કવિ અહીં જરા પણ વાચાળ બનતા નથી કે નિરંજન ભગતની જેમ શહેરની સંસ્કૃતિનને વર્ણવવા જતા નથી, પણ ચીલાચાલુ વાકચલઢણો, એકસરખા સપાટ પ્રતિભાવ વર્ણવવા એક જ પ્રકારની પદાવલિની યોજના કરે છે જેથી શહેરી સંસ્કૃતિની વિડમ્બના દ્વારા વિડમ્બનાસભર, યાંત્રિક રીતે જીવતી નાયિકાના સંભવિત ચિત્રની સપાટી પરની રેખાઓનો કવિ પરિચય કરાવે છે. પછી તરત જ કવિ નર્મદમાંથી સૂરત શહેર વિશે ઉચ્ચારાયેલી પંક્તિને અહીં શબ્દફેરે, વેદનાના કાકુથી ઉચ્ચારે છે, નાયકને તો નાયિકા મૃણાલની આ સંભવિત વાસ્તવિકતા પણ સ્વીકાર્ય નથી, આથી મૃણાલ મૃણાલનાં આવર્તનોમાં તેની વેદના બેવડાય છે.

મૃણાલ મૃણાલ મારી સોનાની મૂરત
આ તે શા તુજ હાલ -

આમ રોમેન્ટિક ઉદ્રેકથી જ પોતાની વેદના વ્યક્ત કરે છે તથા સૂરતની જોડે સંકળાયેલાં વૈભવનાં, સમૃદ્ધિનાં  સાહચર્યોને નાયિકા જોડે સાંકળી આપે છે. જો આવું જ યાંત્રિક, વિચ્છિન્ન , સ્વપ્નના ભંગાર જેવું જ જીવન હોય તો પછી આ જીવાતા જીવનનો શો અર્થ ? આ દુઃસ્વપ્ન જ શા માટે ? પોતાનું જ વિલોપન કેમ ન કરવું ? અને એ પણ પ્રેમના પાત્ર દ્વારા જ કેમ નહીં ? આથી વિનંતિના સ્વરમાં નાયક પોતાને મંત્ર મારીને નાયિકા પથ્થરમાં ફેરવી નાખે અથવા ફૂંક મારી અલોપ કરીને કોઈ ઊંડા પાતાળમાં ચાંપી દે તો સારું એવી ઇચ્છા રોમેન્ટિક, અદ્દભુત ને વિસ્મયનું વાતાવરણ જન્માવતી પદાવલિ વડે કરે છે. અહીં રોમેન્ટિક રાગાવેગ પણ મરણ રૂપે જ આવે છે - કેમ કે મંત્ર મારીને પથ્થર થઈ જવું, ફૂંક મારીને અલોપ કરી દઈ પાતાળમાં ચંપાઈ જવામાં જ અહીંના જગતમાંથી પલાયન થવાની રોમેન્ટિક વૃત્તિ તો છે જ કેમ કે નાયિકા દ્વારા પોતાનો વિલય થાય તેમાં પોતાના મરણની સાર્થકતા છે. કેમ કે મરણ તો અહીં પણ નાયકને શોધી જ રહ્યું છે. અહીં વરવા વેશમાં, ભયંકર મુદ્રા સાથે મરણ આવે છે. પહેલાં આગળ સુંદર રૂપે મરણનો પ્રથમ પરિચય થયો હતો. અહીં અસુંદર રૂપે મરણની નિકટતા નાયક અનુભવે છે, એ મરણમાંથી ભાગી છૂટી પ્રેમમાં જીવનને સર્જવાની સંભાવના કલ્પી હતી, પણ હવે તો

પ્રેમ પણ નિરર્થક તથા રેઢિયાળ નીવડ્યો તો તે પાત્ર દ્વારા જ પોતાનો મોક્ષ શા માટે નહીં ? પણ અહીં તો હવે લાળ ઝરતું, ઘરડું મરણ બારણે બારણે ભટકે છે. નાયકની અંદર જ મરણનો વિકાસ થઈ રહ્યો છે. પોતે જ જાણે હવે મરણોત્તર જીવન જીવે છે. આમ તો જીવનમાં જીવવા જેવું કશું નથી. ફરીથી અદ્ભુતની સૃષ્ટિ પછી મરણ નાયકને શોધતું કરે છે ત્યાં ભયાનકની અને વેદનાની સૃષ્ટિ રચે છે તો મરણથી દૂર દૂર જવાના આ યાંત્રિક સંસ્કૃતિમાં ચહેરા વિના, લાગણીહીન બની રોજ રોજ મરણોત્તર દશા ભોગવતા નાયકની વેદના અહીં સપાટ પદાવલિ દ્વારા રજૂ થાય છે. અહીં શહેરી જીવનની અનેક વીગતો, એ વીગતોમાં ખંડ ખંડ વિભાજિત થઈ રહેતો નાયક, પોતાની આત્મસંજ્ઞા વિનાનો નાયક સમૂહમાનવનું જાણે કે પ્રતિનિધિત્વ કરે છે. અહીં નાયકની વિચ્છિન્નતા આદિ દર્શાવવા કવિએ નગરસંસ્કૃતિને મૂર્ત કરતાં કલ્પનોની શ્રેણી રચી છે. અહીં નિરર્થક ક્રિયા ને નિરર્થક જીવનની દોડધામ સાથે સાથે પદાવલિની યોજના દ્વારા વ્યક્ત થતાં જાય છે. આ બધાં પણ આખરે તો નાયકની સ્વકીયતાનાં મરણો જ છે. એક મરણથી ભાગી બીજાં અનેક મરણોની વચ્ચે નાયક પોતાના મરણને ઉછેરે છે. કવિ શહેરની સંસ્કૃતિના પરિવેશને મૂર્ત કરતા વાતાવરણમાં અભિધાના સ્તરે યોજાતી પદાવલિથી તેની યાંત્રિકતા ઇત્યાદિના જગતમાં આપણને લઈ જાય છે. નાયક શહેરના ટોળામાં પોતાનો ચહેરો ભૂંસતો ફરે છે. અલબત્ત આ કલ્પન હવે તો વિચ્છિન્નતાની, એકલતાંની, શહેરી સંસ્કૃતિની વાત કરનાર કવિ માટે હાથવગું રહ્યું છે. નાયક દવાની દુકાનમાં દવાનાં નામ વાંચે છે, મ્યુઝિયમમાં તામ્રપત્ર વાંચે છે, અજગર જુએ છે, દરદી પાસે રામનામ બોલે છે, સરઘસમાં જોડાય છે, ભાષણ આપે છે, આંધળી શેરીને સૂરજ વાંચી આપે છે એટલે કે પ્રબુદ્ધની કક્ષાએ નાયક પહોંચે છે. 'ફુટપાથિયો જોપી' બને છે. જાદુગરના ખેલમાં પાઠ ભજવે છે. સ્ટેશને બેસી દુનિયાનો ઠાઠ જુએ છે, તાવ આવે છે પણ તેની રાવ નથી કરતો – આવો નાયક અનેક પાઠો બદલતો, પોતાની સ્વકીયતા ગુમાવતો આ શહેરમાં અનેક મરણોનો પળેપળે, સ્થળે સ્થળે ભાર ઊંચકતો ભટકે છે. અહીં આવતી પ્રાસયોજનામાં

એક બિન્દુ'માં આંસુ અને તેની જોડે ભળેલી આર્દ્રતા પણ છે. આંખ અને ક્ષિતિજ બંનેમાં નાયકની ચેતના સમાવિષ્ટ થઈ જાય તેવી તેની ઇચ્છા છે:

કવિએ આ રીતે પરંપરાગત એવી વિષયયોજનાને, પ્રલાપના કાકુ દ્વારા અદ્‌ભુત, વિસ્મય, ભયાનકના કથાનકની સંભવિતતા વડે, તેનો આજના જીવન જોડેનો વિરોધ રચીને, પદાવલિની અનેક પ્રયુક્તિઓ દ્વારા અનેક રજિસ્ટરોથી મૂર્ત રૂપ આપ્યું છે. અહીં આવતી પ્રાસ, રવાનુકારી તથા દ્વિરુક્તિની યોજના, કલ્પન તથા પ્રતીકની વિશિષ્ટ સંયોજનાથી કાવ્યમાં નાયકની વેદનાને, પરિસ્થિતિની વિડમ્બનાને કવિએ મૂર્ત રૂપ આપ્યું છે. ક્યાંક કવિ વાચાળતામાં અથવા કલ્પનયોજનાનાં પ્રગટ એવાં પુનરાવર્તનોમાં તથા વ્યર્થ લંબાણમાં વચ્ચે વચ્ચે સરી પણ પડે છે. પણ એક ભાવથી બીજા ભાવની સંક્રાંતિમાં ક્યાંય સાંધો જોવા આપણને મળતો નથી. આ વિવિધ ભાવ ત્વરિતતાથી આવે છે અને અનેક પદાવલિની ભાત વડે ભાવનાં અનેક વિશ્વોની રચના કવિ કરતા જાય છે. આ રીતે પદાવલિની યોજના એ જ કવિના રસવિશ્વને આકાર આપવામાં નિર્ણાયક તત્ત્વ બની રહે છે.

(સંપૂર્ણ)

સંદર્ભનિર્દેશ


૧. *'સુરેશ જોષીની કવિતા' જયંત પાઠક, 'બુદ્ધિપ્રકાશ', પૃ.૪૦૦*

૨. *'સુરેશ જોષીથી સુરેશ જોષી' સુમન શાહ, પૃ.૧૩૮થી ૧૫૦(વિવેચકે આ કવિતાની ચર્ચા અન્ય વિવેચકોના વિવેચનના સંદર્ભમાં કરી છે. તેમાંના કેટલાક યોગ્ય અને પ્રસ્તુત સંદર્ભ અહીં આગળની ચર્ચામાં જ્યાં જરૂરી લાગ્યા છે ત્યાં આમેજ કર્યા છે.) કુમકુમ પ્રકાશન, અમદાવાદ.*

'જિજ્ઞાસુની ડાયરી'નાં પાનાંમાંથી પસાર થતાં સતત જે અનુભવ થયો તે એ કે ડાયરીમાં જિજ્ઞાસુ તો નિમિત્ત છે અને એ જેમનો સ્વામીજી તરીકે ઉલ્લેખ કરે છે તેમને કેન્દ્રમાં રાખીને પોતાના અનુભવો નિરૂપે છે. વળી એમ પણ પ્રતીત થાય છે કે આ ડાયરી કોઈ બેઠાઊઠ્યા ગયાની સામાન્ય ડાયરી નથી પણ એક વિચક્ષણ મરમીના સંસર્ગમાં આવતાં પોતાને થયેલા માર્મિક અનુભવોની ડાયરી છે. તેમાં ઘટનાઓ કરતાં પણ સ્વામીજીની સમજણનાં શબ્દરૂપો ડાયરીવાંચનનો શ્રમ હરે છે.

સ્વામીજીના અનુભવો વૈવિધ્યપૂર્ણ છે. એમનાં વચનોમાંથી આપણે પ્રાજ્ઞપુરુષનો જીવનાદર્શ પામીએ છીએ. આટલાં બધાં પૃષ્ઠોમાં અનુભવવાણીનું આટલું વૈવિધ્ય અને ઊંડાણ પામી શકાય તે આ પુસ્તકના વાચનનું પુણ્ય છે. તેઓ આપણને તેમની સાથે ક્યાં ક્યાં લઈ જાય છે ! અને છતાં બધું સહજભાવે નિરૂપાતું રહે છે. આ દળદાર ગ્રંથનું વાચન ડાયરીનો નહીં પણ એક મરમી જીવનસાધકની અંતર્દષ્ટિનો હ્રદ્ય અનુભવ કરાવે છે.

- યશવંત શુક્લ

'જિજ્ઞાસુની ડાયરી' (પુરુરાજ જોષી)ના પ્રાસ્તાવિક વક્તવ્યમાંથી;
પૃષ્ઠ સંખ્યા : ૪૦૦, સાઈઝ ડિમાઈ, મૂલ્ય રૂા.૧૮૦/-

પ્રકાશક : સંવાદ પ્રકાશન

પ્રાપ્તિ સ્થાન :

પુરુરાજ જોષી : ૬/ શિવમ્ સોસાયટી, સાવલી - ૩૯૧ ૭૭૦
ફોન નં. પીપી ૨૨૨૬૦

યુયુત્સુ પંચાલ : ૨૩૩/ રાજલક્ષ્મી સોસાયટી, જૂના પાદરા રોડ,
વડોદરા - ૭ ફોન નં. : ૩૨ ૬૬ ૪૭

# સમાચાર

• વિશ્વહિંદુ પરિષદ દ્વારા કેન્દ્ર સરકારને હિન્દુ નીતિરીતિનો અમલ કરવા માટે કહેણ પાઠવવામાં આવ્યું છે.

• અમૃતસરના સુવર્ણ મંદિરમાં પોલિસના પ્રવેશથી ફેલાયેલી તંગદીલી.

• જોર્ડનના રાજકુમાર અબ્દુલ્લાહનો શપથવિધિ કરીને સત્તાના સૂત્રો તેમને સોંપવામાં આવ્યા છે.

• કેન્દ્ર સરકારે ઓરિસ્સા સરકારને ખ્રિસ્તીઓ ઉપર થયેલા અત્યાચારોની તપાસ કરવા માટે કહ્યું છે.

• ઓખાના માછીમારો માછલીના ઓછા ભાવ સામે આંદોલન કરવા માંગે છે.

• કેન્દ્રના ગૃહમંત્રીએ ત્રાસવાદ સામે આંદોલન કરવાની રજૂઆત કરી છે.

• ગુજરાત રાજ્ય માર્ગપરિવહને પ્રજા ઉપર વિશ્વાસ રાખીને કંડક્ટર વિનાની બસોનો પ્રયોગ શરૂ કર્યો છે. આ પ્રકારનો પ્રયોગ ભારતમાં પહેલવહેલો છે.

• ભારત-પાક ક્રિકેટ શ્રેણી ડ્રોમાં પરિણમી છે. કુંબલેએ દસ વિકેટ ઝડપી મેળવેલી વિરલ સિદ્ધિ.

## હું / મારી વિશે / (પંડ / પિંડ સમેત) / પ્રાણજીવન મહેતા

એક

મિત્રો મને કહે છે :
મને મારામાં મૂળેય વિશ્વાસ નથી :
મિત્રો જ જ્યારે
મારા વિશ્વાસ વિશે મને કહે
તો તે વાતમાં તથ્યથી ઓછું કશું ના સંભવે.
વિશ્વાસની વાત છે.
અને પાછા મિત્રો જ કહે છે, એટલે.

મને સહજ પ્રશ્ન થાય :
મારામાં મને વિશ્વાસ કેમ નહીં હોય ?
આમ હું ડગુમગુ તો નથી જ.
મારું પંડ/પિંડ પણ સાબૂત.
શ્વાસ લઉં, ઉચ્છ્વાસ પણ ? નિઃશ્વાસ મૂકું પણ ખરો કદાકદી.

મિત્રોને એટલું તો કહી જ શકું,
મિત્રો છે માટે -
તમને મારામાં વિશ્વાસ છે એથી વિશેષ શું ?
ભલે મને મારામાં વિશ્વાસ ના હોય :

હું યત્ન કરું ફેરફેર
મારામાં રહેલ તમારા વિશ્વાસને શ્વસું
મારા શ્વાસોશ્વાસે
હું તમારા શ્વાસ/વિશ્વાસમાં ફરી ફરી વળું ? વસું ફરી ફરી.

બે

વ્યાકરણ-સ્થ ગઈ કાલ
હજુ મારા મારામાં જેમની તેમ

આજ પણ અકબંધ / હેમખેમ ગઈ કાલ જેમ.
હું આવતી કાલનું વિચારું
તો કેમ કરી વિચારું ?

સસ્તું ધૂળમાટી ભર્યું ધાન પણ
હવે નથી મારે ભાગ્ય
મિત્રો, વાગોળવાને કંઈ મળતું નથી મને
એટલેસ્તો હું કાલકણ/કાલ-ગણ
દંત - દાઢ પણ હું ચાવતો/વાગોળતો રહું.
મારી ભાળને ભવિતમાં ભાળતો ફરું,
આમ ને આમ હું મને
યદાકદા કે સર્વદા ટાળતો રહું.

મિત્રો, આ લવારો નથી / લાળી પણ નથી.
મને હું મારાથી કેમેય કરી ટાળી શકતો પણ નથી.
છતાં, છતાં હું ક્યારેક ક્યારેક
આ બધું ખાળી લઉં છું,
મારી ભીતર મને

નાનીનાની ક્યારીઓ વાળી લઉં છું,
તમને મળું છું ત્યારે
થોડો થોડો હું મને ભાળી રહું છું
હું મને મારામાં /તમારામાં ઢાળી દઉં છું.

ત્રણ

અહીં, આ ઊંડી કડણમાં ખૂંતેલા મને
હું કઈ રીતે બહાર કાઢું – ?
કોઈક તો હાથ આપો મને.

હું કરગરતો નથી.
ના, નથી હું કણસતો.
મારે રુંવે રવરવાટ હજુ એનો એ જ છે.
મારે લોહી ધખધખ ધખારો/તિખારો ને તણખા
એના એ જ હજુ,
તડતડ ઊડે / ફૂટે ફાટે ફટફટ ફટાક હજુ
ભીતર-બહાર બધું જ, બધે જ.

મારી ત્વચા પરે તણખલા નથી,
છે તીર/તમંચા/તોપ ભડાકા.
સંભળાય છે મિત્રો તમને
ભીતર-બહાર બહાર-ભીતર
કશું તડફડ થાતું / તડાતડ કડડડ ભૂસ થાતું તમને કાંઈ ?
નહીં ?
કંઈ નહીં.

કડણમાં ખૂંતેલા મને
કોઈક તો હાથ આપો, ભલા મિત્રો.
હું તમારી સમક્ષ
છોને કડણે ખૂંતેલો / ખરડાયેલો
પણ ખમીરવંતો ખડો રહીશ
ખડગ સમાણ મારે / તમારે પડખે.

ચાર

મેં મારો ઘાત કર્યો છે -
એવું કથી, મિત્રો, તમને આઘાત નહીં આપું.

આમ તો મેં મને
હજુ ક્યાં કંઈ ખોતર્યો / ખોલ્યો ખણ્યો કે હણ્યો છે ?
છતાં કહું
દિવસ-રાત મેં મને અંદરથી બહારથી
કહો ચોમેરથી બહુ કોતર્યો છે
હા, મેં મને જ, હા,
એટલું તો ખરું જ.
પણ હું મને કંડારી શક્યો નથી હજુ.
એટલો હતભાગી હું
હું હજુ મને ક્યાંય ભંડારી શક્યો નથી
એટલો જ હું ગત્-ભાગી.

હું મને કેમેય ઠારી શક્યો નથી
અને એટલેસ્તો મિત્રો
તમારી સમક્ષ / રુ-બરુ કથવા બેઠો છું
જે નથી કથી શકાયું મારાથી અત્યાર લગી તે -

- તે બધું જ,
જે થકી હું આ-ઘાત લગી પહોંચી ગયો છું
જે થકી હું સ્વ-ઘાતને સ્મરું/સ્વીકારું
ઘડી આવકારું
તે બધું જ કહ્યું તમને /તમારી સમક્ષ /રુ-બરુ.

પાંચ

ઇતિહાસના ગત-સમયમાં
હું પાળિયો હતો / અથવા હોઈશ.
પંકાયો / પોંખાયો ને પછી
પુજાયો પણ હોઈશ.
પછી, પછી કદા ક્યારેક ક્યાંક
પાછો ખોડાયો હોઈશ ખડગ સમેત
ખંડેરમાં / ખંડેરસમ/ ખંડેરસંગ.

આ બધું ઇતિહાસ-ગત.
ગત-ઇતિહાસની વાત ગોચર/અગોચર મને.
વર્તમાને હું પથ્થર.
મારી હરતે ફરતે લીલ નહીં, લીલા.
મારી અડખેપડખે ચર/ચલ કશું નહીં.
ફક્ત  અ-રવ / નિ-રવ ચીલા.

હું પથ્થર, મને ચાતરીને ક્યાં જાઉં?
મારી અંદર  રગ/ રગત / રુધિર હાડચામ માંસ
ભરમભરી એક ફાંસ
ના, ના, એ બધું કશું નહીં, કશું નહીં.

લો, મને ફોડો / તોડો
જુવો મારી ભીતર રેત / માટી, કણકણ, મણના મણ.
મારે માથે બેઠું પંખીગણ
ચણચણ ચણે રેતકણ / બોલે મને / મને ફોલે
પથ્થર હું, 'હું' તો કશું ય ના ખોલે.
મિત્રો, હું મૂળે પથ્થર.
થરથર કંપન મથું ક્ષણક્ષણ
ક્યારેક થાવા ઇચ્છું /પાછો મટું પણ થાવા
મિત્રોના તોલે.*

---

* *પંચ-મિત્રને પ્રામાણિકપણે -*

**કેટલીક બંગાળી કવિતા / અનુ. નલિન પટેલ**

*નચિકેત ભારદ્વાજ / કુશીલવ*

આ બધી રમણી એકદિ નદી બનીને વહી જવાની : એ બધી સીમાડે
ઝરાવવાની ઝાંઝવાનાં ફૂલડાં, જીવનાનન્દના સમાણો આ વાત હુંયે
જાણી ગયેલ છું- આ બધી શિશુ-નારી, કિશોરી ને અંકુરિતા યૌવના
સઘળી જ રમણીમાં રૂપાંતરિત થશે ઘરે ઘરે
નાગડો શિશુ આ - તે પણ એકદિ યુવક થવાનો,
શરીરે પવિત્રાતમ પ્રિય
પદાવલી ધમનીમાં લોહીનું ઝરણું કલમધુરું સગંધ -
સુસ્વાદુ દુર્લભ સુધામૃત
કોક રમણીને કાજે, નિસર્ગનો હાથ ધરી જીવનરચના -
શરૂ થશે એકદિન - જીવનના શુદ્ધ નિયમે જ !

તોયે કોક કોક થંભી જાય અવાક ઉત્તીય,
ઉપગુપ્ત કોક કોક વજ્રસેન, શ્યામાની સહેલી ઘેલી ઘેલી
એકલી એકલી અંધકારે. થયું ના તેમ તો સમુદ્રે જવાનાં -
નદીનાં સઘળાં નીર - બંને કાંઠે નાખી અણમોલ મોલ -
નૂતન રચના કરી હરિયાળા સમારોહ -નગર બંદર - રાજધાની.
જાણી લેજો અંધકાર તોયે સ્થિર ચૈતન્યે જ મારે
બન્દી બને; તેથી જ સ્તો સંભ્રાંત આ રૂપના કલ્લોલ
દર્પીલા મહાનાટકના ઉન્મોચિત ચારેમેરે કુશીલવ બધા જ વિજ્ઞાની
ન હોવા છતાંયે પથે ચાલે વિજ્ઞાનના અદ્‌ભુત નિયમે.
અને આખું દર્શનીય - અંતે સ્તબ્ધ બની આવે પરિચિત સમે.

*કવિતા સિંહ / ના*

ના, હું બનીશ ના મીણ
મને જ્વલાવી દઈ ઘરે તું લખશે ના.
બનીશ ના હું શીમળાનું રૂ સોનેરી નરમ
ઓશીકાનું હૂંફાળું ગરમ.

કવિતા લખ્યા પછી છાતીએ સૂઈને ઊંઘવા દેશ ના
મારો કબંધ દેહ ભોગવી તું તું સંતૃપ્ત મુખ;
જાણ્યું ના તેં છિન્નમુંડે ઘોરે એક વાસન્તી - અસુખ
ખારા જલે ઝાંખપ આણીને છાની છાની આંખની છીપલી

અંધકાર છે ને તેથી બની શકે છે બે ચમત્કાર
પ્રતિમા સમું આ નીલું મુખ તું જોશે ના
તારા ડાબા પડખે તેથી નિશ્ચિન્ત પૂતળી બની સૂઈ રહું
યંત્રણા મને કરડે, જેમ પુસ્તકને કરડે ઊધઈ.

નિહાળતી સવારે પહેલું તેનું કંકુએ અર્ચેલું મુખ,
સ્નિગ્ધતાથી ભીની આંખે ઝરી પડે લાવણ્ય ને સુખ.
થતાં પ્રખર પ્રહર મીટ માંડી ભાળું તરંગી તે કન્યા,
મૂકેલ છે છોડી સૂર્યનો અંબોડો ફેલાવ્યો છે આખી પીઠને આવરી,
વાળ તેના જ્વલંત અનલ :
શું વૈશાખ, શું ફાગણ, વર્ષભર વેણી તેની ખુલ્લી,
ગોપવી છે પ્રેમની દૃષ્ટિને મનહર શાંત નીલિમાએ.
-વ્યતિક્રમ શ્રાવણે આષાઢે - વાળે બાંધેલા તે,
ધોળો બે -તારી ઘૂમટો ભીનો થાય અકળ ક્રંદને.

વળી પાછી આળસ છાંડતી ઢળતી બપોરે
વાળ બાંધે, ભાળે આંખ મિલાવીને -
છાયા  નિજના રૂપની સમુદ્ર-સરિતા- કેરા આયનાએ
છવાયા પ્રસાધનના રંગ યે મુગ્ધ તેના મુખે યે
સાંધ્યદીપ ચેતવી આછેરું આવરણ ઓઢે
ઉદાસ અંધાર દૃષ્ટિ ઘણી વાર સુનમુન બેસે.

સહસા ક્યારેક ભાળું સાડી બનારસી સજેલ છે તેણે,
તારાની ટીલડી-જડ્યા શ્યામ રંગ અંધકારે ભળે.
હવે દેખાય ના મુખ, ઘન-ઘૂમટામાં,
બેઠેલ છે સ્થિરચિત્ત, પોતાને રાખેલ છે ટેકવી,
નીરવે ત્રિયામા રાત પૂરું કરે પ્રસાધન -
પિયુ આવશે ક્યારે ને આ ઘૂમટો ત્યારે
ખોલી નાખી બીજું કશું રૂપ દેખાડવાની તે,
જુગના જુગ વીતી ગયા તોયે તે આવી પુગ્યો નહિ.
આજન્મ નિહાળી છે મીટ માંડીને ધીર-શાંત આકાશકન્યાને
તો યે તો પામતી નથી કળી આ કન્યા ચાહતી કોને.

## તુલસી મુખોપાધ્યાય / ઝંખું માનવી માનવ

છવાયેલી છે દશે દિશા તો પ્રતિભાએ પ્રતિભાએ
આકાશચારી ઉજ્જ્વલ નક્ષત્ર દશે દિશાએ
ઝંખું હું તો એક માનવી માનવ
ઝંખું હું તો એક માનવી માનવ
પ્રતિભા એટલે જ તો એક બત્રીસ રૂપરડીનો વિખ્યાત દાક્તર
કિંવા એવંવિધ પૂતળાનું ગળી જવાયેલું હાસ્યનું પોસ્ટર
પ્રતિભા એટલે જ તો વીશ ફૂટ ઊંચેથી તે એન્દ્રજાલિક ભાષણ
નૃત્યગીત કવિતા નાટકે મંત્રમુગ્ધ આનંદ  ભુવન
એવમ્ ઇત્યાદિ...
રૂંધાયેલા શ્વાસે ઘરને ખૂણે પલાંઠી વાળી એકલો બેસી રહું હું !

છવાયેલી છે ખખરવખર ચારે દિશા તો પ્રતિભાએ પ્રતિભાએ
આકાશવિહારી બધા બંને આંખે ધૂંધળા દશે દિશાએ
ઝંખું હું તો એક માનવી માનવ
ઝંખું હું તો એક માનવી માનવ

## નવનીતા દેવસેન / દ્વન્દ્વ

એક વાર મારી ભણી આંખ ઊંચકીને જોને
તારા નેણે કની જરાક હું હસું
તે હાસ્યના અનુરાગે તારાં નેણ કમ્પો
તારાં નેણ કમ્પો
તારાં નયન લજ્જાએ લચો
હું કંપું હું રહું હું આ ઊભું
તારા જ જેવી અટૂલી વ્યાપ્ત
સહસ્રાક્ષ સહસ્રબાહુ

અનાદિ અનન્ત ને અજર
પોતાના જ અસ્તિત્વને લઈ અનુક્ષણે લીલાયિત
હું છું
તારી મુગ્ધકર અનિવાર્ય સંગી

ઉપરે ખાલીપો નીચે યે ખાલીપો સમીપે ખાલીપો પછીતે ખાલીપો
સમય જ્યારે તમે છલના કરો
તે જ તો ઇચ્છાની ઘડી.
હું આવી છું તું પણ અત્યારે સમીપે આવશે.
રાગ કર મા, ત્યાગ કર મા, આશા સેવ મા, કેવળ મીટ માંડ
મારું નિર્મલ આકાશ તારો સોનલ તડકો
ભય કર મા, જય કર મા, છલના કર મા, માત્ર મીટ માંડ
તારા જ જેવી ઉજ્જ્વલ ને નમેરી, માની તે માયાવી,
પવિત્ર અને કરુણ આંખને અરણ્યે
શ્રાવણની વૃષ્ટિ જેમ દૃષ્ટિપાત કરે
ભૈરવી સ્વપ્નની જેમ
વૈરાગી મૃત્યુની જેમ
નિશ્ચિત ને
લહી લેને મને, તું મારે જ માટે,
વૃષ્ટિ મારે માટે, બકુલ મારે માટે, શસ્ય યે મારે માટે,
લહી લેને મને, દુઃસ્વપ્ન મારું, નૈવેદ્ય મારું, ને ચૈતન્ય મારું
ને ત્યારે હું તારી બનું, ત્યારે
હું તારી જ બનું
ને તું
મારી ગોદનો શિશુ બની મારી વરણી કર.
મારું હરણ કર ને
ને પૂરણ કર.

૧૦ : ૧૯૯૯, માર્ચ કંકાવટી

*ઈશિતા ભાદુડી / તું મૃત્તિકા બની જા ને*

ઉષાના આકાશે સમર્પેલું તને
કિશોરીનું સ્મિત,
રાત્રે તું પાષાણ -અમૃતકુસુમ
આણી દીધું છે ફરી પાછું તેં.

થવાનું છે યુદ્ધ હતી ના વાત તો એવી
ઘંટ વાગતા તો પણ.
આ લે જો તું, તલવાર હાથે પ્રસ્તુત હું,
આ અબઘડી વહેશે રક્તગંગા.

હવે તું મૃત્તિકા બની જા ને
પાષાણ ચુંબને સરાવી દે ખારાં નીર, નહિતર
પ્રલય-સર્વપ્રણાશ.

કાલે વળી પાછો સમર્પશે એક ટુકડો તડકો
તને કિશોરીનું સ્મિત,
આજે તો તું પાષાણ - ભાળે છે
નીરવ રણવેશ .

*બુદ્ધદેવ બસુ / દ્રૌપદીની સાડી*

તડકાની અંગુલિએ પાડી
મેઘની ચારુ પાંથી
સહસા ખોલી નાખી સ્મૃતિની
અન્તહીણી પટ્ટી.

આવો જ એક મેઘલો દિન
સીમાન્તનો શાસન હીન,
ભવિષ્ય નથી દેખી શકાતું
અતીત તો થયું ભુલાણું.
દુઃસ્વપ્ને મને ઉપની
તડકી તો ભીની ભીની, દ્રૌપદીની સાડી.
તે દિ મેઘે સોનેરી કિનારી,
વૃક્ષને દેહે મારે ઝાપટી
હવા તણી આંટીઘૂંટી
બપોર ઢળ્યો રોંઢાવેળાએ,વળી
રોંઢાવેળા તો બની અંધારી,
સંધ્યાકાશે અટ્ટહાસ્યે
સૂર્ય પામ્યો છુટ્ટી.
લીધું પણ દુઃશાસને
દ્રૌપદીની સાડી.
તૂટી ઊંઘ લાલ આગ
ધૈર્યહીણી ધમનીમાં
ઉલ્લસિત હુલ્લડની
કડીના ખખડાટને આણી.
આકાશમાં તેનો સ્વૈરાચાર,
ક્યારેક નીલ મેઘનો ભાર,
ઉજાસના વાઘની ક્યારેક છાયા
હરણાં કરતાં દોડાદોડી
આશાના દાંત તે ફાડી નાખે
દ્રૌપદીની સાડી.

સ્વર્ગે અને મર્ત્યે જાણે
બાંધી દીધો સેતુ

કરશે તે આકર્ષણ અણુની ભ્રૂણ શક્તિ
નિબિડ બનશે પરિચય સૂર્ય સાથેનો
ભાંગી નાખશે તે પ્રતિમા પ્રભુની
અતીતની પૃથિવી હતી પ્રલુબ્ધ જેમાં -
પાઠવશે તે પૃથિવીની પ્રથમ ઉદ્ધત જિજ્ઞાસા
બુદ્ધિ તેની આંબશે એકદિ વસ્તુના નિશ્ચિત અંત્ય પ્રાંતે

તે શહેરના શમણે ચાલ્યા છીએ આપણે સૌ
શુભતાએ ગર્વીલું શહેર,
પતાકા તેની શોષણની
ભિખારીના માંદલા શરીરે
ગણિકાના ભૂખરાં ચક્ષુએ
નથી જીવનની અવિરામ મૃત્યુસ્તુતિ,
માનવીનાં અગણ્ય પ્રયોજન ત્યાં કણે અગણ્ય આયોજને. સમાપ્ત.*

---

*'કવિતા મારી બંગભૂમિની'* નલિન પટેલના સૌજન્યથી. પ્ર. સરોજિની પટેલ ૧૭/૨/૪, ચક્રબેરિયા રોડ, (સાઉથ), કલકત્તા-૭૦૦ ૦૨૫ મૂલ્ય રૂા. ૨૫૦/- પૃષ્ઠ - ૫૦૪

## વિસ્મય મરી ગયો રે લોલ... / રતિલાલ 'અનિલ'

બારણે ઢોલ ઢબૂક્યો એટલે ચોપડી મૂકીને બારણે ગયો. તમે ઉપલા માળેથી જમીન પરનું દૃશ્ય જુઓ છો ત્યારે કશુંક ઉમેરાય છે. ઉપરથી જોવાની અહંતા તો નથી રાખી પણ બધું જ મોઢામોઢ હોય એવો આગ્રહ નથી. નાનપણમાં વારવામાં આવતો તોયે અંદર ડોકિયું કરવાનો ઉમંગ રહેતો. આમ તો ઉપરથી જુઓ તો શું દેખાય છે, દીવાલ વગરનું ઊંડાણ જ ને? મને આશ્ચર્ય થયું કે સામેના ફ્લેટોમાંથી ડોકાં દેખાયાં નહીં, કોઈ બાળકોય દેખાયાં નહીં. હવે શેરીમાં વાંદરાં, રીંછ અને બીજું કોઈ આકર્ષણ લઈને ફરનારાઓએ કમમાં કમ સ્કૂલનો સમય તો યાદ રાખવો જોઈએ. એ સમયની આગળ પાછળ એવો કોઈ આવે તો તેણે આંટો મારી જ જવાનું હોય. ટી.વી. અને રમતગમતે હવે બાળકોને કવર કરી લીધાં છે. મનોરંજન પણ મોડરેટ હોય તો તેને રિસ્પોન્સ-પોન્સર નહીં મળે. શેરીના કૂતરાંએ પેલા ઢોલ વગાડનારની હાજરી સ્વીકારી અને ઢોલવાળાની સામે પાછળ સૂચક નજરે સામે જોઈને પોતાની હાજરી નોંધાવી. ઢોલવાળો ચાલ્યો ગયો. મોટા માણસ કહે છે : નવરાશે આવજો, અલબત્ત મારી નવરાશે, એમ ઢોલવાળાએ બાળકોને નવરાશ હોય ત્યારે આવવું જોઈએ. એ ઠીક જ થયું કે કોઈ આંખો ડોકાઈ નહીં, નહિતર એ આંખોને આશ્ચર્ય થયું હોત કે આ મોટાને વળી ઢોલમાં ક્યાં રસ પડ્યો? આપણે કેટલો સાંસ્કારિક પ્રતિબંધ સ્વીકારીને પોતાની સહજ જિજ્ઞાસાને આપણી ચાલના સોંપી શકીએ.

હું તો સામાન્ય માણસ એટલે અડધો ઇતિહાસ નહીં, પણ અડધો ભૂતકાળ છું, અને તે પછી વર્તમાન છું. ભૂતકાળને મહદ્ અંશે મરેલો સમય વ્યવહારમાં માની લેવાયો છે. આપણે એટલા આગળ વધી ગયા છીએ કે ભૂતકાળમાં જવાય જ, આપણે બધા કુદરતી વિસ્મયોને મારીને નોકરીએ કે ધંધે લાગીએ છીએ. પછી બઢતી અને ડેવલપમેન્ટના પોતે દોરેલા નકશાના માત્ર પ્રવેશ પામેલા પ્રવાસી બનવાનું હોય છે. આપણામાં નાનપણમાં જે અનાયાસ રહેલું હોય તેમાંનું ઘણું બધું ભંડારીને શિક્ષણ લેવા જઈએ છીએ તેમાં પોતાની કુદરતી ઇચ્છા અભિગમ પોતાના વિશિષ્ટ પ્રાગટ્યના ઉન્મેષ એ સૌને ગઈ ગુજરી ગણી શિક્ષણના તૈયાર બીબામાં ઢળવાનું હોય છે. પલાયન માટે કેટલીક યુક્તિઓ કરીએ તે પોતાની પૂર્વ દિશાની નથી હોતી પાસ થઈ શકાય એ શરત રાખીને નાઠાબારી વિચારવાની રહે છે.

મારામાં કેટલું બધું મરીગયું છે એ જોઈને મૂગો થઈ જાઉં છું. હવે બહારથી આવતો કોઈ અવાજ મારા પગને ચાલના આપતો નથી. બોલચાલ થાય તે તરફ પણ ધ્યાન જતું નથી. એવી હરકત કરું તો ઘરમાં કહે નહીં [illegible]ા મોટપણું આમને સદતું નથી એવો ટોળ તો કરે. બાળક પણ બહાર ી જાય તો એમાં શું જોવાનું હતું કે લેસનબુક મૂકીને બહાર ગયા - એવો ે મળે. કોઈ વાર થાય છે કે, શેરડીનો સાંઠો ચસચસ ચૂસું, મક્કાઈ ેને દાંતે દાંતે દાણા કાઢીને ચાવું પણ મરેલાને જીવાડવાના પ્રયત્નો મથ્યા છે. આમ તો ખાઉધરો કે સ્વાદિયો નથી એ સ્વીકાર્ય છે એથી તો ાઈ વાર પૉપ કોર્ન આપવામાં આવે છે ત્યારે આશ્ચર્યથી જોઉં છું. શરદી ં થાય એવો સધિયારો મળી જાય છે. થાય છે : આ શિયાળે ક્યાંક તો ગલૂડિયાં કાંઉં કાંઉં કરતાં હશે. તેને ગોદમાં લેવાં, એના માંસલ શરીરે હાથ ફેરવું. જો કે કૂતરી મારી ઉંમર જોઈ એવી હરકત કરવા નહીં દે એટલે પેટમાં ખાડો પડ્યો છે એટલે પહેલાં તો એની પાસે ખાવા જેવું મૂક્યા પછી, એવો વિશ્વાસ જન્માવ્યા પછી હેતાળપણે ગલૂડિયાંને હાથમાં લેવાની મૂગી રજા કૂતરી આપે. જે જીવ ભાષા નથી જાણતા તેઓ ખોટો શક કરતા નથી, શક પછી વિશ્વાસ આવતો હોય તો મૂગો સ્વીકાર કરે છે.

બાળકને કારકિર્દી અને કેરિયરનો નકશો આંકીને જ ભણવા મોકલાય છે. એટલે કે જે માલની માગ વત્તા ઠીક નફો થતો હોય એમ માલ તૈયાર થાય છે. તેમ શિક્ષણના કારખાનામાં પુરવઠો તૈયાર થાય છે. કયા પદાર્થની કઈ વાનગી બને અને કઈ નહીં, એ નિશ્ચિત હોય છે. પણ એમ મનાવા લાગ્યું છે કે માણસ એવો પદાર્થ છે કે જેની ખપત હોય અને સારું વળતર મળતું હોય એવી તેને બનાવી શકાય. બાજરા જુવારના લોટનો પણ મોગલાઈ ડીશનો પુલાવ બનાવી શકાય ! આ પણ વિસ્મયની વાત છે, પણ તે બૌદ્ધિક વિસ્મયની વાત છે, પણ જન્મજાત કુદરતી કુતૂહલ, વિસ્મયની વાત છે. કેળવેલું કુતૂહલ તો ૧૦૦ રૂપિયાની ટિકિટ ખરીદાવી સૌન્દર્યસ્પર્ધામાં લઈને જાય છે.

વિસ્મયની સાથે ભૂતકાળ મરી ગયો છે, સ્મૃતિમાં એનાં થોડાં શબ પડેલાં છે તેને સજીવન કરવાની આમેય તકો ક્યાં છે ? અને તક આવે ત્યારે ધોતિયાની ચીપેલી પાટલીની જેમ સફાઈદાર રહીને જ આદિમ આકર્ષણ જીવંત થાય તેનાં મૂગાં દર્શન કરી શકાય. શેરીના ખેલ જોઈને હવે ચીસ પાડી શકાય નહીં. કોઈને ઘાંટો પાડીને પોરસાવી શકાય નહીં. પહેલો વરસાદ આવે ત્યારે અર્ધ ઉઘાડા ડિલે છત પર જવાને પગ અધીરા થાય છે, પણ બેસો, શરદી થશે, ડૉક્ટરને ત્યાં દોડવું પડશે એવી ચેતવણી મળે છે.

વિસ્મય મરી ગયા પછી કે મારી નાખ્યા પછી બધું જાણે બૌદ્ધિક યાંત્રિકતાથી કામ થયે જાય છે. છતના કિનારે બેઠેલા વાંદરાનું નીચે લટકતું પૂંછડું પકડાય નહીં, 'હુપ્પ !' કહીને હું પણ મૂળે તારા વંશનો છું એવો બોધ તેને કરાવી શકાય નહીં. પ્રથમ વિસ્મય, પછી ખંતીલી ખણખોદ વિના તો કોઈ શોધ શક્ય જ નથી. જીવનની શોધ પણ વિસ્મયથી શરૂ થાય છે. હવે વિસ્મય વિના કીર્તિ, કેરિયર રચે એવી શોધ કરવાની હોય.

ઘણી વાર હું મને એક દિવસનો માણસ લાગું છું; આજે લાગું છું, આવતી કાલે પણ લાગવાનો - આજે જે છું તે જ, એટલે હું ચોવીસ કલાકનો માણસ છું - ભલે જન્માક્ષર ગમે એટલી ઉંમર ચીંધતું હોય. એ

જન્માક્ષરને ઐતિહાસિક જ કહેવા પડે. ભૂતકાળ બનેલા માણસનો ઐતિહાસિક દસ્તાવેજ ! ભૂતકાળ અને ઐતિહાસિકતા વચ્ચેનો સૂક્ષ્મ તફાવત તો અનુભવાય જ છે ! વિસ્મયભાવ જતાં ખાડો તો પડે જ છે તે માટે ટી.વી. છે, ફિલ્મ છે, હૉટલ છે. બધું જ વ્યવસ્થિત છે, વિસ્મય જે ઘટનાને ચમત્કાર રૂપે અનુભવે એવું કંઈ નથી, ચમત્કાર પણ એક વ્યવસ્થા હોય છે. ફિલ્મમાં પહેલેથી પ્રેમ, અકસ્માત, હૉસ્પિટલ નક્કી કરેલાં હોય છે તેમ મનોવિનોદ અને કોઈ વિખ્યાતને જોવા (સાંભળવાનો ઓછો ! ) ચમત્કાર પણ પૂર્વનિશ્ચિત હોય છે.

મૂળભૂત એવું ઘણું બધું મારામાં હતું તે અકાળે નહીં, પણ સમય, સ્થાન જોઈને મરી ગયું છે. હવે ટપાલી આવે તોયે બેઠા હોય ત્યાંથી ચપ્પ દઈને ઊઠી શકાતું નથી. વિસ્મયની સાથે સહજ આછા ઉન્મેષો પણ મરી ગયા છે. શુક્રવારે મારો લેખ આવવાનો છે એવી સહજ ઉત્સુકતા પણ હવે ક્યાં છે ?

વિસ્મય સામાન્ય ઘટનાને પણ જે ઓજ આપે છે, ઓજસ્વી બનાવે છે, તે ગિલિટ, ઓપ જ ઊતરી ગયું છે. જીવન એક વ્યવસ્થા છે, પણ યાંત્રિક વ્યવસ્થા તો નથી, અને આટલા અસબાબ, પુસ્તકો, બેસવાની સારી અનુકૂળ બેઠક છતાં કોણ જાણે જ્ઞાન દ્વારા જાણેલું જ્ઞાત કરવા જેવું રહેતું નથી કે પછી તેથી સાવ ખાલી પડી જવાય છે.

ઈશ્વરે એક શરત કરેલી છે : જગતના તમામ પદાર્થો, ઘટનાઓમાં રસ રહેલો છે, પણ તમે એમાં તમારો રસ ન ઉમેરો તો પૂર્ણ રસ બનતો જ નથી. જિહ્વામાંથી રસ ન છૂટે તો મીઠાંઈ પણ મોઢામાં જતી નથી. આ લીલામયજગત રસપ્રચુર છે પણ આપણો રસ સુકાઈ ગયો હોય તો બધું નિરસ.છે. દર્દીને લોહી, ગ્લૂકોઝના બાટલા ચઢાવવામાં આવે છે તેમ મનોવિનોદ, મનોરંજનના બહારના પૂરક પ્રજીવકોની વ્યવસ્થા થઈ છે.

## કીડી / સાંદીપનિ

કીડી ગરદનની બોચીએ આવી ત્યારે તારે માનવઆરોહણની શી જરૂર પડી, શું તમારી જાતિ અને દેશમાં શિખર આરોહક માટે કોઈ રાષ્ટ્રીય સન્માનની યોજના છે ? હોય તો, મારા માથા પર તને ચઢવા ન દેવાનો હું ગુનેગાર છું. કહીને એને જમીન પર મૂકી દીધી. પર્વતારોહણ કરતાં માનવઆરોહણ જરાય ઓછું કપરું નહીં હોય ! એ કપડાની ઉપરના ભાગેથી આવી કે અંદરના ભાગેથી આવી કે અંદરની બાજુએથી ? આમ પણ એ ભૂગર્ભવાસી છે. જીવનનિર્વાહ માટે કે સાહસ માટે એને બહાર જવું પડે તોયે એણે કપડાંની અંદરની બાજુએથી આવવાનું રાખ્યું હશે ! કારણ કે આરોહણ આમ પણ સાહસપૂર્ણ છે. પણ તેને સંપૂર્ણ સાહસભર્યું બનાવવા એ અંદરની બાજુએથી જ બોચીએ આવી હશે !

મેં એને જમીન પર મૂકી તોય જાણે એ ફર્શ પરથી ચાલતી આવી હોય તેમ સહજપણે ચાલવા લાગી ! માણસ રૂપે મને આશ્ચર્ય થાય કે નહીં ? એમ તો હુંયે માળ પરથી નીચે ઊતરીને સ્વાભાવિકપણે ચાલવા માંડું છું, પણ મને કોઈ પ્રેમથી ઝાલીને પણ નીચે ઉતારે તો ? સંસ્કૃતિ નહોતી ત્યારે ઠીક હતું કે નીચે ઉતારનાર સાથે સીધી સ્પર્ધા અને પરિણામ શક્ય હતું, પણ હવે તો સસ્પેન્શન પછી ફરી હતા તે જ કામ પર લેવાની લાંબી લડાઈ. કીડી તો જાણે કંઈ જ બન્યું નથી એમ સ્વાભાવિકપણે ચાલવા માંડી ! એણે આરોહણમાર્ગને પણ જમીન માર્ગ માન્યો હશે અને જમીન

પર તો કશું માનવાનું હતું જ નહી. દૂર જમીન પર કશોક કણ પડ્યો હશે એ ત્યાં થોભીને કદાચ સૂંઘવા લાગી હશે. આમેય કીડી બીજી કીડી સિવાય વળી માણસને મોઢું જ ક્યાં બતાવે છે ! અલ્યા, એવાને તે શું મોઢું બતાવે છે ? એવો ચીઢભર્યો ઠપકો સાંભળ્યો હતો, કીડીને વળી એવો ઠપકો કોણ આપે ? તે પોતે જ ડાહી એટલે કશા સન્માન કે સાહસની અપેક્ષા વિના આડી જમીન તેમ ઊભી જમીન સમજીને બોચી સુધી પહોંચી હશે ! ત્યારે વળી કનુ મુનશીની જેમ 'સીધાં ચઢાણ' પુસ્તક લખવાનો ઇરાદોય નહીં હોય ! બસ પોતે પરિવ્રાજક છે એવા કોઈ ઊંચા બોધ વિના એ જમીન પર સાહજિકપણે ચાલે છે. એમ લાગે છે કે કીડીના સમાજમાં સંસ્કૃતિ જેવું કંઈ નહી હોય, સભ્યતા જેવું હોત તો બોચીએથી પોલી આગળીએ એને લઈને જમીન પર મૂકી ત્યારે જ એણે આંગળીના ટેરવે એકથી વધારે ડંખ માર્યા હોત. એ મૂગી છે એટલે એને આશીર્વાદ ઉચ્ચારવાનો હક્ક નહી, એ તો ગૌણ વાત થઈ, પણ અપમાન થયાની અભિવ્યક્તિ ન થાય એ તો અસહ્ય ! અપમાન તો અસહ્ય હોય જ છે, પણ એ વિશે મૂગા રહેવું એ તો એથીય વધારે અસહ્ય હોય છે ! પણ એ તો મૂકી કે તરત જમીન પર ચાલવા લાગી ! પ્રકૃતિ પણ ક્યારેક માણસને અણધાર્યું એવું કઈ કરે છે, તે સામે હું પેલી કીડી જેવો જ અસહાય હોઉં છુ, પણ બબડતા બબડતા આંટા મારીને બારીબારણું બંધ કરવા જેવું કરું છુ. સારું છે કે કીડીને બબડવાપણું હોતું નથી, પણ સ્વાતંત્ર્ય વિશેની આપણી માન્યતા નહી તોયે સ્વભાવ એવો કે પડકાર, પ્રતિભાવ રૂપે કંઈ બોલવું, એમ નહી તો બબડવું ખરું જ ! કીડીનું મૌન તો મને નહીં મળે, પણ એના જેવી તટસ્થ સ્વસ્થતા હોત તો ? શરીર અને મન તગડાં હોત !

કોઈ કીડી ઈશ્વરની શોધમાં નીકળતી નથી અને શોધમાં મળે તેને ઈશ્વર માનતી નથી. એ ચાલે છે તે ધર્મમાર્ગ છે કે નહીં, એની પણ તેને ચિંતા નહીં. એ શોધમાં તો નીકળે છે, પણ ઊંચું નિશાન તાક્યા વિના ! ભીંતે ચઢીને વળી પોતે જ નીચે ઊતરી જાય છે ! એ નીચે ઊતરે છે ત્યારે 'નહી માફ નીચું નિશાન'

એવું એની ભાષામાં કહેનારી કોઈ બીજી કીડી આસપાસમાં નહીં હોય !

'આસપાસ ચોપાસમાં વિશ્વપતિનો વાસ' એ કવિતા ભણ્યો ત્યારે પ્રસાદ આણી ટેબલ પર મૂક્યો, વિશ્વપતિ દેખાયા નહીં, 'આને આટલા અમથા પુણ્યના બદલામાં દર્શન આપું તો પછી તપ કયો કાકો કરશે -' એવા ભાવે ઓરડામાંથી ચાલ્યો ગયો. બારીની ફાંટમાંથી જોયા કર્યું, તે બધું જુએ છે એવું ભાન થતાં બીજા ઓરડામાં ચાલ્યો ગયો, થોડી વારે આવ્યો તો પ્રસાદ એમ જ સલામત ! રોટલો સલામત રહે પણ પ્રસાદ સલામત ન રહે એવી સમજ ભોંઠી પડી ! પણ થયું એવું કે થોડી વાર પછી પ્રસાદ પાસે કીડીનાં દર્શન થયાં ! ઈશ્વર કયા રૂપે/વેશે દર્શન આપશે તે કંઈ કહેવાય નહીં એવું સાંભળેલું. તો ઈશ્વર કીડીના વેશે પ્રસાદ લેવા આવ્યા હશે - એવો વિચાર આવી ગયો. પણ કોઈ ચઢી આવ્યું. 'અહીં પ્રસાદ પર કીડી ચઢી છે' એવું કહીને પ્રસાદ ઉપાડી લીધો; કીડી ખરી પડી. પણ અદૃશ્ય ન થઈ ! આસપાસ ચોપાસમાં વિશ્વપતિનો વાસ હોય તો કીડી રૂપે હશે - એવું નહીં ?

કોઈ વાર રસ્તે રોજિંદો નહીં પણ જુદો માણસ દેખાય તોયે પારખી લેવાય તેની ચાલ પરથી કે આ પલટણનો માણસ છે. પણ પેલી કીડીને બોચીએથી ઉતારી ત્યારે એ પલટણની કીડી છે એવું લાગ્યું નહીં ! કીડી ગણવેશ પહેરતી નથી, પણ કીડીની પલટણને જતી મેં જોઈ છે. સીધી લીટીએ એક હારમાં ચાલી જતી. માણસે પલટણ ખાસ તો એક જ ગણવેશવાળી પલટણ રચવાનો વિચાર કીડીની પલટણ જોઈને જ કર્યો હશે ! સૌનાં બાહ્ય રૂપરંગ સરખાં, માર્ચ કરતી વેળા ચાલ પણ સૌની સરખી ! કાળી કીડીની પલટણમાં એક પણ લાલ કીડી નહીં ! મરાઠા રેજિમેન્ટમાં રજપૂત બટેલિયનનો કોઈ સૈનિક નહીં, એવું ! લાલ કીડીની પલટણ પણ મેં જોઈ છે - તેમાંયે કાળી કીડી એકે નહીં ! કીડીના દરે સૈનિક બેરેકની કલ્પના આપી હોય, એવુંયે બને ! યુદ્ધકાળમાં એવો પણ સમય આવે છે કે નાગરિકો ગણવેશવિહોણા સૈનિક બની જાય. છૂટીછવાઈ દસેક કીડી દેખાય ત્યારે શું માનવું ?

'સંઘશક્તિ કલિયુગે બલીયસિ' એવું મેં સાંભળ્યું પણ લગભગ એકલો રહ્યો. 'કીડી કાળા નાગનો પ્રાણ જ લે આ પેર' એ પંક્તિ સાંભરે છે. તો સંઘશક્તિનો મહિમા માણસે કીડીઓના એવા સંઘકાર્ય પરથી જાણ્યો હોય એવું બને !

એક શબ્દની જોડણી વિશે શંકા પડી. લગ્ન પહેલાં જ સંભવિત જોડણી વિશે શંકા પડે એવું થોડું છે ? કોશ ઉપાડ્યો, પાનાં ફેરવ્યાં તો કોઈ ચીમળાયેલા ફૂલને બદલે મૃત કીડી મળી ! વજનદાર કોશ શબ્દ જોવા ખોલ્યો હશે. ખુલ્લો રહ્યો હશે પછી ધડાધડ બંધ કરી દીધો હશે ! કીડીહત્યાનું પાપ ચોંટ્યું ! સંભવ છે કે શોધતો હતો એ શબ્દ મરી ગયેલી કીડી છે એ સૂચવવા કીડીએ બલિદાન આપ્યું હોય ! પુસ્તકમાં કાળા શબ્દોની હાર શું, પાનું મરેલી કીડીઓના આલબમનું પાનું હોવાનું સૂચવતું નથી ? વસતીમાં નિવૃત્ત સૈનિકો રહેતા હોય, કે મૃત માણસો હોય એવું બનતું નથી, પણ જીવતા શબ્દો, નિવૃત્ત શબ્દો અને મૃત શબ્દો કોશમાં એક સાથે મૂગામૂગા રહે છે ! કોશના પાને મરેલી કીડી ન જોઈ હોત તો આવો વિચાર આવ્યો ન હોત. અપશબ્દ પણ કોશમાં છે. પણ કોશમાં હોવાથી માત્ર શબ્દ છે ! આપણે માણસો એકસાથે રહીએ ત્યારે પ્રશિષ્ટ કોણ અને બાંગડ કોણ - એવા ભેદ કેમ પાડતા હોઈશું ? બાકી વાણી, શબ્દો વડે તો માણસ છે !

અખબારમાં તીખી કોલમ લખવા માંડી ત્યારે જયંતિ દલાલ ક્ષત્રિય નહીં તોયે ક્ષત્રિયને જાણ્યા પરખ્યા હશે એટલે કહે, 'તલવારની ધાર પર ચાલવા જેવું છે...' રજપૂતો તલવારને મ્યાનમાં કેમ રાખે છે ? મારું માનવું છે કે કીડી તલવારની ધારે ન ચાલે એ માટે ! છરીથી કોઈ મીઠી વાનગી કાપી હશે, તે પછી એમ જ પાસે પડેલા કપમાં તેને ઊભી મૂકી હતી. થોડી વાર પછી આશ્ચર્યથી જોયું કે કીડી છરીની ધાર પર ચાલતી હતી ! ક્ષત્રી હોત તો તલવારની ધાર પર મધ લગાડી તેને ખુલ્લી મૂકી તલવારની ધારે ચાલતી કીડીનો પ્રયોગ કરવો હતો ! એ સફળ થયો હોત. પેલી કોલમ વર્ષો સુધી લખી પણ કોઈ કેસ ન થયો એથી લાગે છે કે મારામાં કીડીપણું અંશતઃ હશે !

કંકાવટી

૨૨ : ૧૯૯૯, માર્ચ

કવિતા લખી તે વળી મિત્રની નજરે પડી. કહે, 'કીડીને પાંખ આવતી લાગે છે !' ત્યારે જાણ થઈ કે કીડી અને માણસમાં પક્ષીનો ગુણ સમાનપણે હશે ! પછી ચોમાસે પાંખવાળી કીડી જોઈ. ઝાઝું ન ઊડે. પણ છેવટે પાંખ ખરી જાય ! કવિતા લખવાનું બંધ ન કર્યું એ મૂર્ખાઈ આ લખતી વખતે યાદ આવે છે. ચોમાસે જ કીડીને પાંખ કેમ આવે છે ? વર્ષા એ શું કીડીની વસંત હશે ? વસંતે કવિતા ફૂટે એમ પાંખ ફૂટે ? પેલા મિત્ર તો મને વસંતે ફૂટતી પાંખવાળી કીડી રૂપે જ સૂચિત કર્યા હોવાનું અત્યારે લાગે છે.

કહે છે કે કીડીની આવરદા પૃથ્વી જેટલી છે. છતાં મેં ઘરડાં માણસોને અને તેમના નહીં જાહેર થયેલા પ્રતિનિધિ જેવા મને જોઉં છું પણ મેં કોઈ ઘરડી કીડી નથી જોઈ ! કીડીને, ચકલીને ઘડપણ આવતું નથી. સતત કાર્યરત દેખાય છે એટલે ? વિચારવા જેવું ખરું ! મેં મરેલી કીડી, મરેલી ચકલી જોઈ છે, પણ બેઉ મને ઘરડી લાગી નથી ! દેખાય જ નહીં તો લાગે ક્યાંથી ? કીડી કીડી જ લાગે, ચકલી ચકલી જ લાગે, નહીં ગામડિયણ, નહીં વિદુષી ! ભારે કૌતુક છે ! કીડીઓને કીડીનું શબ લઈ જતી જોઈ છે. શબયાત્રા વખતે જ ગંભીર દેખાવું એવું કીડીને શીખવાનું શે હોય ? એમની પલટણ ગંભીર ભાવે જતી હોય, બે પાંચ ગંભીરપણે જતી હોય અને એકાકી, એકલવાયાના ભાવ વિના પણ ગંભીરપણે જ જતી દેખાય. એને અવસરનાં ગીત નહીં, ને મરણનાં મરશિયા નહીં. કેટલીક કીડીને તો મકોડાનું શબ પણ એટલા જ ગંભીર મૌનપૂર્વક લઈ જતી જોઈ છે. કેટલાક હરિજનોને લાંબા લાકડે બાંધી એક મરેલા પશુને લઈ જતાં જોયેલા તે યાદ આવી ગયું. કાલિદાસે સરખામણી કર્યા વિના તો ઉપમા નહીં શોધી હોય !

કીડીની કેટકેટલી લીલા - કમ્યુનિસ્ટ ન હોવાથી શ્રમ કરનારી શ્રમિક વેઠ તો કેમ કહી શકું ?- સ્મૃતિમાં તાજી થઈ છે, પણ મારામાં કીડીનાં ખંત, ચીવટ, નિષ્ઠા નહીં એટલે મગજમાં કીડી સળવળતી ન હોવા છતાં તેને તટસ્થ દર્શક રૂપે જોવાની લીલાનો આનંદ હું જતો કરી શકતો નથી. જોઈ જોઈ ને કીડી જ જોઈ ! એનામાં જ લીલા દેખાઈ ? મારી નજીક કીડી અને માણસ સિવાય છે કોણ કે નિરખું ?

## ધરતી ખોળે પાછો વળે : એક નોંધ / શિરીષ પંચાલ

'હિંદ છોડો'ની ચળવળ દરમિયાન 'મરાલી મણ્ણિગ્ગૈ' નામે કન્નડમાં પ્રગટ થયેલી શિવરામ કારન્થની આ નવલકથાનો સમયપટ ઓગણીસમી સદીનાં અંતિમ વર્ષોથી શરૂ થઈ વીસમી સદીના ચોથા દાયકા સુધી વિસ્તરેલો છે; કથા ત્રણ પેઢી સુધી વિસ્તરેલી, સમસામયિક વાસ્તંવિકતાનું પ્રતિબિંબ પાડતી સાચા અર્થમાં એક મહત્ત્વપૂર્ણ ભારતીય નવલકથા છે. આ રચનામાં ભારતીયતા જોવા મળે છે અથવા આમાં ત્રણ પેઢીની કથા નિરૂપાઈ છે એમ જ્યારે કોઈ કહે ત્યારે એનો અર્થ એવો નહીં ઘટાવવાનો કે અહીં ભારતીય જીવનનું દસ્તાવેજી નિરૂપણ કરવામાં આવ્યું છે અને છતાં વાસ્તવવાદી ઢાંચાનો સફળતાપૂર્વક ઉપયોગ કરીને સ્થળ, કાળનું ચિત્ર -સર્જકતાના સ્પર્શવાળું - ઉપસાવવામાં આવ્યું છે. શિવરામ કારન્થે ભારતીય કૃષિજીવનને, ભારતીય પ્રકૃતિને અને ગાંધીજીની ચળવળોથી ભરેલા સમાજને પ્રત્યક્ષ રીતે નિહાળ્યો છે; અને પોતાની કળા દ્વારા આ બધાંને પ્રાણવાન બનાવી આપ્યાં છે.

'મરાલી મણ્ણિગ્ગૈ'નો ઢાંચો પરંપરાગત છે, એમાં આલેખાયેલા સમયની ગતિ રેખાયિત છે; એમાં બીજા કોઈ પ્રયોગોને અવકાશ હતો જ નહીં. નવલકથા સ્વરૂપની સાથે વાર્તાતત્ત્વ સંકળાયેલું છે એ વાત સાચી પરંતુ અહીં માત્ર તેને લક્ષ્ય બનાવવામાં આવ્યું નથી. જે જે ખંડોમાં

વાર્તાતત્ત્વની પ્રધાનતા જોવા મળે છે તે તે ખંડોમાં વાર્તાતત્ત્વની સાથે માનવપ્રકૃતિની સૂક્ષ્મતા-સંકુલતાને ગૂંથવામાં આવ્યાં છે. નવલકથાનો આરંભ આ રીતે થાય છે :

'આ જ કારતક મહિનામાં પાર્વતીને ચોવીસમું પૂરું થઈ પચીસમું બેસશે. હેવિળંબીના સંવત્સરના જેઠ મહિનામાં તેનું લગ્ન થયું હતું. તે પણ કેવું એમ પૂછો છો ? આવા જ ધોધમાર વરસાદમાં. તેના પિતા નારાયણમય્યા માગૂર ગામના. તેમનું ઘર દરિયાકિનારે, કાંઠાના રેતાળપટની એક બાજુએ. ઘરની ચારે બાજુ કાજુનાં ઝાડ. તેની વચ્ચે આવેલું તેમનું ઘર નળિયાંથી છાયેલું નહોતું - તેને હતું ફક્ત ઘાસનું છાપરું જ. દરિયા પરથી આવતા પવનના સૂમસૂમ સૂસવાટા વચ્ચે તેમનું ઘર ટકી કેવી રીતે રહ્યું એ પણ આશ્ચર્ય ! તેમાંયે પાર્વતીના લગ્ન સમયનો ઠાઠ યાદ કરીએ તો આશ્ચર્યનો અવધિ જ આવી જાય !'

નવલકથાનો કથક વાચક સાથે આત્મીયતાભર્યા સંબંધો બાંધી, તેને પ્રશ્નો પૂછી આગળ વધે છે. આરંભમાં તો આપણને એમ જ લાગશે કે લેખકને વાર્તા કહેવાની જરાય ઉતાવળ નથી. એ નિરાંતે આપણને આ પરિવેશ, એમાં જીવતા માનવીઓની કથા/વ્યથા દેખાડવા માગે છે.

નવલકથાના આરંભે આપણી સમક્ષ ત્રણ પાત્રોને દેખાડવામાં આવ્યાં છે. પાર્વતી અર્થાત્ પારોતી. તેની વિધવા નણંદ સરસોતી અને પારોતીનો પતિ રામ ઐતાળ. આ ત્રણે પાત્રો સાથે ભારતીય વાચક ઘરોબો બાંધી શકે એવી રીતે નિરૂપાયાં છે; એમાં સરેરાશ ભારતીય જાતિચિત્ર જોવા મળે છે અને સાથે સાથે ત્રણેના વ્યક્તિત્વની રેખાઓ આગવી રીતે ઉપસાવી આપવામાં આવી છે. આ પાત્રો સરેરાશ ભારતીય માનવીની જેમ જીવે છે, પ્રકૃતિનાં રૌદ્ર-રમ્ય રૂપો સાથે સંઘર્ષ માંડે છે, સંવાદ કરે છે. બ્રાહ્મણ હોવા છતાં સામાન્ય ખેતમજૂરો હોય એમ જ જીવે છે. અહીં બાર મહિનાના બળતણ માટે નદીમાં આવતા પુર પર આધાર રાખવો પડે છે. વળી રામ ઐતાળનું ઘર તો નદીના મુખ પાસે હતું એટલે ભરતીનાં પાણી અને પુરનાં પાણી ભેગાં થઈને ભારે વિનાશ વેરતાં જ રહ્યાં છે. ભેજવાળા વાતાવરણમાં ઈંધણ આવ્યાં પછીય મુશ્કેલીઓ આસ્સી -

પારોતીના સંદર્ભે કહેવામાં આવ્યું છે :'ધુમાડાના ત્રાસને કારણે પારોતીની આંખ હમેશા જાસૂદના ફૂલ જેવી લાલ. તે આંખોમાં મોગરાનો રંગ કદી દેખાયો જ નહીં.' વાચકને સંકેત દ્વારા તેમના દાંપત્ય જીવનનો પરિચય પણ લેખકે કરાવી દીધો. ઉનાળામાં તાપ પડે અને ખેતરમાં પાણી પહોંચાડવું હોય તો તળાવમાંથી ડોલો ભરીભરીને પાણી સિંચવું પડે; ખેતરમાં કાંપ પાથરવો હોય તો નદીકાંઠેથી કાંપ લાવીને ખેતરમાં પાથરવો પડે. શાકભાજીની અછત હોય અને જો ચટાકા થતા હોય તો માઈલો દૂર સીમમાં ઊગેલા આંબા પરથી કેરીઓ તોડીને લાવવી પડે. ઘર પોતાની જાતે જ ઊભાં કરવાં પડે. મકાનની ફરસને વૃક્ષનાં પાંદડાં ઘસીઘસીને ચકચકતી બનાવવી પડે. આવું ઘણું બધું તથા પાત્રોની જીવનચર્યા વિગતે આલેખાઈ છે. નવલકથાનો શરૂઆતનો સારો એવો ભાગ આ પ્રકારનાં વર્ણનો રોકી લે છે. આ દ્વારા ઊભું કરવામાં આવેલું વાતાવરણ બીબાંઢાળ ન બને એ માટે નર્મમર્મયુક્ત નિરૂપણશૈલીનો ઉપયોગ કરવામાં આવ્યો છે; દા.ત.

'ભારે ઠાઠથી જાનૈયાઓ ઊપડ્યા. હાથબોંબ, બંદૂક, કોઠી, હવાઈ વગેરે દારૂખાનું ઇન્દ્રદેવે જ પૂરું પાડ્યું હતું.'

'ઐતાળનાં નસકોરાં, તાડનાં પાંદડાં અને સાગર એ ત્રણે મળીને સરસ હાલરડું ગાતા હતા.'

'ઐતાળના ઘરના દેવો એટલા સારા હતા કે પલાળેલા ચોખાના નિવેદથી રાજી થાય.'

પ્રકૃતિ સામે સંઘર્ષ માંડી બેઠેલા, ચોવીસે કલાક નિર્વાહની ગોઠવણો કરવામાંથી કદી ઊંચા જ ન આવતાં આ પાત્રોના અંતરંગ વ્યક્તિત્વનો પરિચય કરાવવા માટે લેખકને બહુ ભારે ઘટનાઓનો આશ્રય લેવો નથી પડ્યો. રામ ઐતાળ પાઈ પાઈ એકઠી કરીને જીવવામાં માનનારા; પોતાના ઘરમાં કેટલા ચોખા પાકે એની જાણ ઘરની વ્યક્તિઓનેય ન થવી જોઈએ એવી રીતે જીવનારા. એક વખત નદીમાં પુર આવ્યું ત્યારે બીજાઓની જેમ બળતણનું લાકડું લેવા તેમણે નદીમાં ઝંપલાવ્યું હતું પણ જેને લાકડું માનીને ભારે શ્રમથી ખેંચી લાવ્યા તે તો પાડાનું શબ

નીકળ્યું. બીજાઓની સાથે સાથે પારોતી પણ હસી પડી અને એ હાસ્યની કિંમત છ મહિના સુધી પારોતી પાસેથી વસૂલ કરનારા રામ ઐતાળની આવી રેખાઓ વાચકને તેમના અંતરંગમાં પ્રવેશ કરાવવા પૂરતી છે.

નવલકથાને ગતિ અર્પવા શિવરામ કારન્થ કેવા પ્રકારની યોજનાઓ કરે છે ? આ ત્રણ પાત્રોના જીવનમાં કોઈક તો ઘટના બનવી જોઈએ જેથી એમના જીવનમાં વિકાસ, પરિવર્તન, સંઘર્ષ માટેની શક્યતાઓ ઊભી થાય. પારોતી નિઃસંતાન છે અને રામ ઐતાળ ગોરપદું કરનારા કર્મકાંડી બ્રાહ્મણ છે; મહત્ત્વાકાંક્ષી ઓછા નથી. પતિપત્ની વચ્ચે સાથે સંવાદ-વાતચીતની બહુ ઓછી તક. નણંદ આગળ હૈયું ઠાલવતી અને વાછરડા સાથે વાતો કરતી પારોતી વિશે એનો વર એવું માને કે એને દીવાલ સાથે વાતો કરવામાંય કોઈ પ્રકારનો વાંધો નથી. આવી પારોતીની સામે ઘરની ગાય વારે વારે વાછરડા જણ્યા કરે. આ બે પરિસ્થિતિને સાવ સ્વાભાવિક રીતે વિરોધીને આ સ્ત્રીની વેદનાને વાચા આપવામાં આવી છે. કોઈ બાળકને દત્તક લેવાનો વિચાર આવે છે, બહેન ભાઈને એવી સલાહ આપે પણ છે. પરંતુ વ્યવહારકુશળ, ગણત્રી કરવામાં પાવરધા અને પારોતીના ભાગ્યમાં સંતાનસુખ નથી પણ મારા ભાગ્યમાં ત્રણ સંતાનો છે એવું માનનારા રામ ઐતાળ દ્વારા નવલકથાની ભાવિ ગતિ સ્પષ્ટ બને છે. તે બીજું લગ્ન કરે તો એક નવું પાત્ર ઉમેરાય અને એને કારણે એક નવા સંઘર્ષને અવકાશ રહે. આમ ભવિષ્યમાં બનનારી ઘટનાઓ માટે લેખક આપણને તૈયાર કરે છે.

અહીં નણંદભોજાઈ છે પણ લોકપરંપરામાં જોવા મળતાં જાતિચિત્રો નહીં; આ તો સગી બહેનોથી વિશેષ, માદીકરીથી વિશેષ એવી પરસ્પર માટે ઉષ્મા ધરાવતાં નણંદભોજાઈ. ભાભી સુકાઈને લાકડા જેવી થાય તો ભેંસ ખરીદવાની સલાહ ભાઈને આપતી નણંદ અને નણંદ ઉપવાસ કરે તો બળજબરીથી પાપડ જેવું ખવડાવતી ભાભી : આવાં પાત્રોની સામે મગનું નામ મરી ન પાડે, પોતાના મનની વાતનો અણસાર કોઈ કરતાં કોઈને આવવા ન દે તથા કરકસર કરી કરીને કેટલા પૈસા ક્યાં એકઠા કર્યા છે એની પણ કોઈને જાણ ન કરે એવા રામ ઐતાળ. આ ત્રણ

પાત્રોની જે દિનચર્યા બતાવી છે તેમાં પતિપત્ની વચ્ચે કશી વિશ્રંભકથાઓ થતી હોય એવું જોવા મળતું નથી; એવી જ રીતે ભાઈબહેન વચ્ચે પણ પેટછૂટી વાતો નથી થતી. એટલે પછી રામ ઐતાળ પોતાનું લગ્ન નક્કી કરી આવે અને કોઈને કહે પણ નહીં એ સ્વાભાંવિક લાગે. આમ પાત્રના વ્યક્તિત્વ અને તેના દ્વારા થતા કાર્ય વચ્ચે એક પ્રકારની સંવાદિતા લેખક સ્થાપી આપે છે. એવી જ રીતે સરસોતી સ્વમાનપૂર્વક જીવનારી છે. ભાઈ શા માટે ઘરની સજાવટ કરાવે છે, ભોજનસમારંભની તૈયારી કરાવે છે એ નથી જણાવતો એટલે પિયર છોડીને સાસરે જતી રહેતી બતાવી છે એ પણ તેના વ્યક્તિત્વને સુસંગત છે.

આરંભે તો કશી ઘટના બનતી નથી, એને માટે કોઈ અવકાશ પણ નથી. એટલે પ્રકૃતિના પલટાતા રંગોનું, પ્રકૃતિ અને માનવીના સંઘર્ષ-સંવાદનું ચિત્ર ઉપસાવે છે. કહેવું હોય તો કહી શકાય કે અહીં પ્રકૃતિ એક પાત્ર બનીને આવે છે.

'શ્રાવણ મહિનાની શરૂઆતમાં વિશાળ તળાવ જેવું દેખાતું પશ્ચિમ તરફનું મેદાન વાવણી પત્યા પછી લીલુંછમ્મ થઈ ગયું. સમુદ્રનો પવન અને દક્ષિણનો પવન માઈલો સુધી ખેતરોના ઊભા રોપને હિલોળા ખવડાવતો હતો. સમુદ્રમાં ઊડતાં મોજાં જેવું લાગતું દૃશ્ય સમુદ્રને પણ લજવે તેવું હતું. ઐતાળના ઘરની પછવાડે ઊભા રહીએ તો પૂર્વ અને પશ્ચિમ તરફ જોઈએ તો વાદળી, લીલો સમુદ્ર ગર્જના કરતો દેખાય. તેના કાંઠા પર ફીણ ઉછાળતાં મોજાં દેખાય. પૂર્વ તરફ મોં કરીએ તો લાંબું પથરાયેલું વિશાળ મેદાન નજરે પડે, લીલા પાકને સમસમ કરીને ઝૂલવતા પવનનું દૃશ્ય દેખાય.'

આવી પ્રકૃતિની સાથે કૃષિજીવનનો મેળ નવલકથાકાર સ્થાપે છે :

'ભાદરવો વીત્યા પછી ખેતરમાં ડાંગરનાં પીળાં કણસલાં બાણશય્યા પર પોઢેલા ભીષ્મ પિતામહ જેવાં સૂતાં હતાં. હવે લુહારને ઘેર જઈ દાતરડાને ધાર કઢાવવાનો સમય આવે. આકાશમાં વાદળાં ભેગાં મળી ગડગડાટ કરવા લાગ્યાં. ખેડૂતો ખેતર સુધી જાય ત્યાં સુધી તડકો હોય અને દાતરડાંથી ઘાસ કાપી તે તેના ભારા બાંધે ત્યાં તો પળમાં જ

કાળાંભમ્મર વાદળ એકઠાં થાય, વરસાદ તૂટી પડે અને વીજળી સળકે. દિવસે જ અંધારું વ્યાપે. સમુદ્રથી પૂર્વના ઘાટ સુધી વીજળીવેલ આમતેમ ઝૂમે. 'આ તો આંખ સામે જ પડી.' કયું ઝાડ બળી ગયું ?' એવી બૂમાબૂમ ઊઠે અને લોકો સત્વરે દોડાદોડ કરે.

રામ ઐતાળના ઘરની પડોશમાં જ સૂર નામના શૂદ્રનું કુટુંબ છે, આ માણસ અને તેના કુટુંબીઓ નર્યા દરિદ્રી, પણ રામને અડધી રાતેય કામ લાગે; જો ખેતરના માલિકો ઢોરની જેમ કામ કરતા હોય તો આ પછાત જાતિના મજૂરોની શી વાત કરવી ? અહીં વાચકને ઘડીભર થાય કે વર્ગસંઘર્ષની કથા માટેની એક તક લેખકે ઊભી કરી. હવે જોવાનું કે તેઓ એ તકનો લાભ લે છે કે નહીં ? ગાંધીજીના પ્રભાવ હેઠળ લેખક તો આવ્યા જ હતા. પરંતુ કારન્થ નવલકથાને એ દિશામાં લઈ જવા માગતા નથી. રામનું ચરિત્ર એ રીતે ઊભું કરવામાં આવ્યું નથી. એ કર્મકાંડી બ્રાહ્મણ છે પણ ઉચ્ચ જાતિમાં જન્મ્યા બદલના અભિમાન વિનાનો. તે અને તેની સ્ત્રીઓ બહુ સહેલાઈથી એમને ઘેર પહોંચી જાય. એ કુટુંબને સરસોતી અને પારોતી આગ્રહ કરી કરીને ખવડાવે. રામ આવો બ્રાહ્મણ ન હોત અને શાહુકાર હોત કે જમીનદાર હોત તો ફકીરમોહન સેનાપતિની 'છ માન આઠ ગુંઠા' કૃતિના જેવો વર્ગસંઘર્ષ આલેખાત. કારન્થની કૃતિનાં પાત્રો આમ ભલે બ્રાહ્મણ હોય પણ એક ખેતમજૂર જેવી રીતે શરીર પાસેથી હદ ઉપરાંતનું કામ લે એવી રીતે નિર્દય બનીને તેઓ પોતાનાં શરીરનો કસ કાઢે છે. પણ આ વિશે કોઈ ફરિયાદ નથી; ઈશ્વરને કે નિયતિને દોષ આપ્યા વિના આનંદથી જીવન જીવે છે. કરોડો ભારતીય લોકોથી આમ જુદા પડે છે. બીજા શબ્દોમાં જાતિચિત્ર હોવા છતાં તેમનામાં વૈયક્તિકતા ખાસ્સી એવી માત્રામાં જોવા મળે છે. આને કારણે તેમને એક વિશિષ્ટ પ્રકારની ગરિમા પ્રાપ્ત થાય છે; એ સાવ સામાન્ય મટી જઈને અસાધારણ તેજથી ઝળહળ થઈ ઊઠે છે. એમ લાગે કે અહીં કોઈ બ્રાહ્મણ નથી, કોઈ શૂદ્ર નથી, માત્ર માનવી છે.

એમના નિત્ય જીવનમાં બનતી ઘટમાળો કંઈ અપરિચિત નથી. પરંપરાગત જીવનનો આંશિક પરિચય ધરાવનાર કોઈ પણ સ્થળના

ભારતીય વાચકને આ બધું જ પરિચિત છે, એકદમ પરિચિત છે. આ લોકોની જરૂરિયાતો સાવ સામાન્ય પ્રકારની છે. શાક ન હોય અને માત્ર કાકડી હોય તો ચાલે, ચોમાસે ફણસની ગોટલી અને બાફેલાં શક્કરિયાંથીય ચાલે; હા - પાપડનો શોખ ભારે, કોળાના પાણી વડે પાપડનો લોટ બંધાય, બહુ ભૂખ લાગે તો પૌંઆ પલાળીને મીઠું મરચું ભભરાવી લે તો ચાલે; મીઠું બનાવવાનો સમય હોય તો પાણી ઉકાળીને એય બનાવી લે. આ અને આવી નાનીમોટી વિગતોથી, ખાણીપીણીની વિગતોથી નિત્યજીવનની સમૃદ્ધિ ડગલે ને પગલે દર્શાવવામાં આવી છે. બીજા તો કોઈ ઉત્સવો નથી, અહીં જીવનને જ ઉત્સવ રૂપે મૂર્ત કરવામાં આવ્યું છે. એટલે જ કદાચ આ લોકો સ્થૂળ દરિદ્રતા સામે ફરિયાદ કરતા નથી.

રામ ઐતાળનું બીજી વારનું લગ્ન નવલકથાને જુદી દિશામાં ગતિ સંપડાવી આપતી પહેલી અને નિર્ણાયક ઘટના. એ ઘટના પારોતીના જીવનમાં ઊથલપાથલ કરનારી પુરવાર થવાની. જો એમ ન હોય તો એના નિરૂપણથી કૃતિને કશો લાભ ન થાય. રામ જ્યારે પોતાનું આ બીજી વારનું લગ્ન નક્કી કરીને આવે છે ત્યારે સરસોતી તો ગેરહાજર છે. એને વળાવવા પારોતી જ ગયેલી અને આ સ્ત્રીની વેદનાને જે રીતે મૂર્ત કરવામાં આવી છે તે જુઓ. પારોતી જરાય ભાવુક બનતી નથી અને છતાં એના હૃદયની વેદનાનો સ્પર્શ ભાવકને તરત જ અનુકંપાશીલ બનાવી દે છે.

અત્યાર સુધી નવલકથામાં દૃશ્યોનું આલેખન કરવામાં આવ્યું ન હતું. દિનચર્યા, ઋતુચક્રોના નિરૂપણ દ્વારા જ કામ ચાલી ગયું હતું. પણ હવે નાટ્યાત્મકતાનું તત્ત્વ આણવામાં આવ્યું છે. એ રીતે સર્જકની કસોટી પણ થાય છે. અહીં જે કથા કૃતિને નવો વળાંક આપવાની છે તે કેવી રીતે બતાવવામાં આવી છે તે જોવા જેવું છે. રામ તો લગ્નનું નક્કી કરવા ગયા હતા અને પાછા આવે છે ત્યારે તો પારોતી સાવ એકલી છે. અહીં પ્રાકૃતિક પરિવેશની વચ્ચે તેને આલેખી છે :

'ચક્રનેમિક્રમ મુજબ ચંદ્રની યાત્રા આગળ વધી. પાતળા આકાશના

પાલવ નીચે તરતો તરતો તે પશ્ચિમ સમુદ્રના તરંગો પર સરકતો આગળ વધ્યો. પાણીમાં તરતાં લાકડાના ઢીમચાની જેમ તે ધીમે ધીમે આગળ વધતો હતો. અંતે, તે એક નાના સરખા ટમટમતા દીવા જેવો બની ગયો, અને છેક્છેલ્લે, પારોતી સામે ઓસરીમાં મૂકેલા દીવાની જેમ ઓલવાઈ ગયો.

'હા, દીવો ઓલવાઈ ગયો ! પારોતીની સામેનો દીવો તેલના અભાવે હોલવાઈ ગયો. બળેલી વાટમાંથી ધુમાડો નીકળ્યો પણ પારોતીને તેની ગંધ આવી. વાટ બળીને ખાખ થઈ ગઈ. પારોતીને એકાએક ખ્યાલ આવ્યો કે દીવો ઓલવાઈ ગયો છે. 'હેં ! દીવો ઓલવાઈ ગયો ?' પણ ઊઠીને દીવામાં તેલ નાખવું જોઈએ, પાછો પેટાવવો જોઈએ, રાત માટે રાંધવું જોઈએ એવો કશો જ વિચાર આજે તેને આવતો નહોતો. 'હોલવાઈ ગયો તો ભલે હોલવાઈ ગયો. બહાર ચાંદનીનું અજવાળું છે.'

હવે જે ઘટના બની ચૂકી છે એનો અહેવાલ તો લેખક પણ આપી શક્યા હોત, નવલકથા ત્રીજા પુરુષના કથનકેન્દ્રથી લખાઈ છે એટલે એ બધું બહુ સરળતાથી કરી શકાયું હોત. પણ પારોતીને એની જાણ થવી જોઈએ. રામ ઐતાળ સામે ચાલીને પારોતીને કશું કહે એવા તો નથી. એટલે પરંપરાગત નવલકથામાં સામાન્ય રીતે પ્રયોજાતી યુક્તિ અહીં પણ ઉપયોગમાં લેવાઈ છે . રામની સાથે કોઈ છે અને છૂટા પડતી વખતે થતી વાતચીત દ્વારા આ આખી ઘટના પારોતી સાંભળે છે; એ જેને આ બધું કહી સંભળાવે છે તે છે શીનમથ્યા. એ માત્ર શ્રોતા નથી પણ નવલકથામાં પાછળથી મહત્ત્વપૂર્ણ ભાગ ભજવનાર પાત્ર છે. આ રીતે એકી સાથે બે નવાં પાત્ર ઉમેરાયાં અને એમના દ્વારા નવલકથાને વિકસવાને અવકાશ પ્રાપ્ત થયો.

ફરી એક વાર નવલકથામાં કાર્યવેગ થંભી જાય છે; પરંપરાગત ભારતીય લગ્નજીવનનું વાતાવરણ ઊભું કરી આપવામાં આવે છે. શોકના સમાચાર સાંભળીને ત્યારે કશું ન બોલનાર પારોતી અત્યારે પણ મૂગી જ રહે છે; રામ ઐતાળ ખૂબ જ ઉત્સાહથી નવી પરણેતરના

ઘરેણાં બનાવડાવે છે, સરસોતી ખૂબ જ આગ્રહ કરીને પારોતી માટે ઘરેણાં બનાવવા કહે છે પણ કરકસરમાં માનતા રામ એ ટાળે છે. આ વાતાવણમાં પારોતી ક્યાં ?

'ગણેશસ્થાપનાની વેળાએ વરરાજા પગના કડાથી માંડીને કાનની કડીઓ સુધીનાં બધાં જ ઘરેણાં પહેરી, માથે ફેંટો બાંધી, હાથમાં પાંદડાંનો પંખો ઝાલી ઊભા હતા ત્યારે રસોડાની બારીની તિરાડમાંથી પારોતી તેમને અપલક નેત્રે નિહાળી રહી હતી. તે દૃશ્ય અવર્ણનીય હતું. પારોતીને પોતાના લગ્નનો દિવસ યાદ આવ્યો. પંદર વીસ વર્ષ પહેલાં, આવા જ વેશમાં એક નમણો યુવાન પોતાની સાથે લગ્ન કરવા ફરફર વરસાદમાં પાલખીમાં બેસી આવ્યો હતો અને તેણે પોતાના ઘરનો ઉંબર ઓળંગ્યો હતો તેનું તેને સ્મરણ થયું.' 'એક નમણો યુવાન' શબ્દપ્રયોગ પારોતીના મનમાં પહેલી વાર ઊગી નીકળ્યો. આ સંયમિત ઉક્તિ દ્વારા લેખકે એ વ્યક્તિત્વ વિશે ઘણું બધું કહી દીધું. એનો આનંદ પણ મૂંગો અને એની વ્યથા પણ મૂગી.

હવે નવલકથામાં એકાએક કાર્યવેગ વધે છે. રામ ઐતાળ પર શીનમય્યાનું વધતું જતું વર્ચસ્, રામની બીજી પત્ની સત્યભામાને પુત્રજન્મ, ઐતાળની વારંવાર ઈર્ષ્યા કરતો શીનમય્યા, બંને પત્નીઓમાં ભેદભાવ કરતો ઐતાળ, એકબીજાનાં સુખ સાંખી ન શકતા શીનમય્યા અને રામ ઐતાળ : નવલકથાની ભાવિ ગતિનો આમ અણસાર પણ આવી જાય છે. પાત્રના અંતરંગનો પરિચય આપવા માટે સર્જક પાસે શક્તિ છે, અને એનો પરિચય પણ થાય છે. રામ શીનમય્યાની સમૃદ્ધિ જોઈને વ્યથિત થાય અને તેની વ્યથાને નિરૂપવા માટે માત્ર અર્ધી પંક્તિ જ લખે : 'તે દિવસે ઐતાળ અડધી પૂરણપોળી ખાઈને જ ધરાઈ ગયા.' પણ પછી લેખક સૂક્ષ્મતા તરફ આગળ વધવાને બદલે સ્થૂળ ભૂમિકાએ આગળ વધવાનું પસંદ કરે છે. આ સ્થૂળ સંઘર્ષને કારણે ઘટનાઓ ઉપરાછાપરી બનવા માંડે. એમાંની કેટલીક તો કલ્પી શકાય. પરંપરાગત નવલકથાઓમાં સદ્-અસદ્ વચ્ચેનો સંઘર્ષ બહુ સ્પષ્ટ રીતે આલેખવામાં આવતો હતો.

એ રીતે રામ અને શીન વચ્ચે ઝઘડા અને સમાધાન, પુત્ર લક્ષ્મીનારાયણ અર્થાત્ લચ્ચાને મોટી મા -પારોતી માટે વધુ લગાવ અને એ બંને સ્ત્રીઓ વચ્ચે ઊભું થતું વૈમનસ્ય, દીકરો મોટો થાય અને મોસાળમાં થતો ઉછેર, એને પરિણામે તેનું વંઠી જવું, રામ અને તેના પુત્ર વચ્ચે વધતું જતું અંતર, શહેરમાં ખરાબ સોબતને કારણે લચ્ચાની પાયમાલી, વ્યભિચાર તરફ તેની ગતિ, રામની દીકરી સુબ્બીના લગ્ન અને તેનું મા બનવું : આ બધી ઘટનાઓ એક રીતે જોવા જઈએ તો ચીલાચાલુ છે. આમાં લચ્ચાનું લગ્ન વળી એક બીજા પ્રકારના સંઘર્ષ માટે નવલકથાકારને મોકળાશ કરી આપે છે. કોઈ એમ દલીલ કરી સકે કે એક વાર જ્યાં આ પ્રકારનો પરંપરાગત ઢાંચો સ્વીકારી લો ત્યાં આવાં આલેખન જ કરવાં પડે. વળી કથાઘટકોની યોજના પણ એ જ રીતે કરવી પડે. જો નવલકથાને ત્રણ પેઢી સુધી વિસ્તારવી હોય તો લચ્ચાનું લગ્ન પણ ગોઠવવું પડે. વળી લચ્ચો તો બદમાશ થઈ જ ચૂક્યો છે એટલે તેના પુત્રને સંસ્કારી બતાવવો જ પડે. આમ સંસ્કારી માબાપનો દુષ્ટ પુત્ર અને દુષ્ટ પિતાનો સંસ્કારી પુત્ર - એવી જમાનાજૂની પદ્ધતિનો અહીં આશ્રય લેવામાં આવ્યો છે. આ દરમિયાન કેટલાંક પાત્રો મૃત્યુ પામે છે, રામ અને પારોતી.

આ નવલકથા ચક્રાકાર ગતિ ધરાવે છે. જેવી રીતે ઋતુચક્રોનાં પરિવર્તન થાય છે એવી જ રીતે અહીં કેટલીક ઘટનાઓ, પાત્રો વારે વારે જોવા મળશે. માનવજીવનની ઘટનાઓ સાથે પ્રાકૃતિક ઘટનાઓ પણ પુનરાવર્તિત થતી લાગશે. દરેક લગ્ન પ્રસંગે વરસાદ પડે જ છે. લચ્ચાની પત્ની નાગવેણી પારોતીનો જ અવતાર છે. રામ ઐતાળનાં બધાં કૂડકપટ જાણે લચ્ચામાં પુનરાવર્તિત થતાં લાગશે.

શિવરામ કારન્થની સર્જકતાનો સ્પર્શ જ્યાં વરતાયો છે ત્યાં બધું સ્વાભાવિક નીવડી આવ્યું છે. લચ્ચાની દુષ્ટતા આરોપિત લાગતી નથી. નાનપણથી જ એ વ્યક્તિ વિનિપાતના માર્ગે જઈ પોતાના સંપર્કમાં જે આવે તેને ખતમ કરી નાખે એવો બની જાય છે. વળી કોઈ પણ પ્રકારની ભાવુકતામાં કે આકસ્મિકતામાં સરતી ગયા વિના લચ્ચાના

હૃદયપરિવર્તનની ઘટના લેખકે આણી નથી. આવી યોજના કેટલીક મેલોડ્રામેટિક કૃતિઓમાં અવશ્ય જોવા મળશે. લચ્ચાની સામે નાગવેણી એટલે રામ ઐતાળની સામે પારોતી. એટલે વાચકને અંદાજ પણ આવી જાય કે નાગવેણી પણ સહિષ્ણુતાની મૂર્તિ જ બની રહેશે અને વારંવાર લચ્ચા દ્વારા છેતરાતી પણ રહેશે. લચ્ચો હમેશ એને છેતરતો જ રહ્યો છે. ક્યારેક ધાકધમકી, ક્યારેક લોભલાલચ, ક્યારેક દયાની ભીખ. પોતાનો જાતીય રોગ એ પત્નીને આપે છે અને એને પરિણામે ગર્ભપાત અને બીજા બાળકનું મૃત્યુ.

જેવી રીતે પારોતી, સરસોતી જેવાં ભવ્ય, પુરુષાર્થી પાત્રોને લેખક ચિરંજીવ બનાવી શકાયાં તેવી રીતે લચ્ચા જેવા પાત્રને પણ એની દુષ્ટતા દ્વારા અવિસ્મરણીય બનાવવામાં આવ્યો છે. સંસારના, કુટુમ્બજીવનના અનેક અનુભવોમાંથી પસાર થયેલી નાગવેણી છેવટે પોતાના ગામમાં આવી જૂના ખેતમજૂર સૂરાના છોકરાઓની મદદથી ખેતર ખેડવાની શરૂઆત કરે છે. આમ નવલકથાનો પૂર્વાર્ધ ફરી જીવતો થાય છે, પણ આ વખતે પ્રકૃતિનાં અસીમ પરિબળો સામે એને એકલે હાથે ઝૂઝવાનું આવ્યું છે. સ્વમાની વ્યક્તિત્વ હોવાને કારણે એ કોઈનોય ઉપકાર ચઢાવ્યા વિના જીવવાનું પસંદ કરે છે. પોતે ભૂખી રહીને આંગણે આવેલા પિતાને જે વહાલથી જમાડે છે તેમાં માનવીય પ્રેમ અને ઉષ્મા દેખાય છે. એનાથી લચ્ચાનું વ્યક્તિત્વ સાવ ભિન્ન પ્રકારનું આલેખીને એ બંને પાત્રોને સંતુલિત કરવામાં આવ્યાં છે.

પરંતુ નાગવેણીને સહસા સંગીતમાં જે રસ જાગે છે અને એના પુત્રને જે રીતે ચિત્રકળામાં જે રસ પડે છે તે અ-સહજ લાગે છે. પુત્ર રામ આકરો સંઘર્ષ વેઠી ભણે છે, ગાંધીજીની ચળવળમાં જોડાય છે ત્યારે આપણને રમણલાલ દેસાઈની નવલકથાઓ યાદ આવી જાય. ઉત્તરાર્ધની ઘટનાઓમાં આકસ્મિકતાઓ, આત્યંતિકતાઓ જોવા મળે છે. નવલકથાના પૂર્વાર્ધને સમકાલીન સામાજિક ઘટનાઓથી પર રાખવામાં આવ્યો હતો. કહો કે ત્યારે ભારતીય જીવન પણ તેની પરંપરાગત સીમાઓમાં જ પુરાઈને રહ્યું હતું. એ ગ્રામ્ય જીવન પર શહેરીકરણનો

કોઈ પ્રભાવ પડ્યો ન હતો. પરંતુ સમય જેમ જેમ આગળ વધતો જાય છે તેમ તેમ ભારતીય જીવન પરિવર્તન પામતું જાય છે. આ પલટાતો જીવનરંગ અહીં ઝીલાયો છે. ઉત્તરાર્ધના નાયકનો જીવનસંઘર્ષ જુદા પ્રકારનો છે એટલું જ. ત્રીજી પેઢીનો રામ આધુનિક શિક્ષણ પામીને પણ પોતાની જાતને શહેરી જીવ તરીકે સ્થાપી શકતો નથી. એ પોતાના વતનમાં પાછો ફરે છે એની પાછળ રોમેન્ટિસીઝમ જવાબદાર હોઈ શકે, પણ લેખકે એ ઘટનાને સહજ રીતે આલેખી છે. નાનપણથી જ પ્રકૃતિ પ્રત્યેનો તીવ્ર રાગાવેગ અને મા નાગવેણી પ્રત્યેનું પ્રબળ આકર્ષણ તેને ખેંચી લાવે છે. જો આ બે પરિબળ ન બતાવ્યાં હોત તો આ પુનરાગમન અસંગત બની રહેત. વાર્તાના અંતે એ જે કન્યા માટે સંમતિ આપે છે તેનું નામ સરસ્વતી નીકળે છે, લેખકની ચક્રાકાર ગતિને આ યોજના અનુકૂળ આવે છે.

અહીં સ્થળકાળ પૂરતી થોડી વિશિષ્ટતાઓ છે, પ્રાદેશિક વાતાવરણ છે પણ એ સૌને અતિક્રમીને રહેલું માનવીય ઉષ્માવાળું જગત ચિરસ્મરણીય બની રહે એ રીતે આલેખન પામ્યું છે.

## કાન્તને પત્ર / કલાપી

*લાઠી ૧૧-૧૨-૧૮૯૭*

રાજકોટ, હડાળે એમ સત્તર દિવસ ફરી આવી પાછો હું મારા એકાંત ગૃહમાં આવ્યો છું. અને મહાન્ સ્વાપર્ણની કથા - ગુલાબસિંહ વાંચું છું. હૃદય કોઈ અશ્રુભર્યા રસથી ભરપૂર છે.

મ્હારી કથા કહું ? મને ખાતરી છે - તમારી દયા પામીશ. સ્પષ્ટ કહીશ પણ ટુંકામાં કહીશ. હૃદય એટલાએથી સમજી જશે.

હું ક્યારે પરણ્યો તે તમે જાણો છો. લગ્ન પછી બીજે જ દિવસે મ્હારા મકાન નીચે ચાલી જતી છ સાત વર્ષની મેં એક છોકરી જોઈ. મ્હારા માસ્તરં જાની પણ તેને જ જોઈ રહેલ. તે દૃષ્ટિ બહાર થઈ. પણ હૃદય તે મધુર નિર્દોષતાની મૂર્તિથી દૂર ત્યારે જ થઈ શકતું ન હતું. મને કંઈ શરમ આવી. પણ જે લાવણ્યે મ્હારા હૃદયને રોક્યું હતું તેણે જ મ્હારા માસ્તરને પણ કાંઈ અસર કરી હતી. તેણે તેને બોલાવી. તે રમાની ન્હાની દાસી - આ મ્હારી શોભના જ હતી. અમે તેની સાથે કાંઈ વાતચિત કરી. તે કઠોર કચ્છી ભાષા બોલતી હતી પણ એ મ્હોંમાં એ શબ્દો કેવા મધુર ? એ આંખો ડરતી ડરતી કાંઈ મ્હારી સામે જોતી હતી. હું તેની સામે જ જોઈ રહ્યો હતો. મેં કોઈ પણ બાલકમાં એવું માધુર્ય જોયું નહતું. મ્હારૂં હૃદય ત્યારથી જ તેનું વડિલ પિતા જેવું બન્યું હતું. તે ગઈ. એક અજાણી છોકરી, માત્ર પાંચ મિનિટના સહવાસવાળી, અજાણ ખવાસની છોકરી ગઈ અને મ્હારૂં હૃદય કોન જાણે કેવી રીતે સાથે લેતી ગઈ. વાત્સલ્ય શું

એ હું આ પ્હેલી જ વખ્તે સમજ્યો હતો. મ્હારાં સ્વર્ગવાસી માતા મને સાંભરી આવવા લાગી. તેનું હૃદય મ્હારા પ્રતિ શું હતું એ હું આ પ્હેલી જ વખ્તે ખરૂં સમજ્યો. મ્હારી આંખમાં અશ્રુ ભરાઈ આવ્યાં. હું સોળ વર્ષનો હતો. પણ હજુ હું સ્ત્રી પુરૂષના પ્રેમને સમજતો નહતો. માતાની કેળવણીની એ અસર હતી. લગ્ન થયાં પણ મને મ્હારા અભ્યાસમાં નડનાર અને અરુચિકર હતાં એ અરુચિ આ છોકરીને જોયા પછી ઉડી ગઈ. લગ્ને મને બે સ્ત્રીઓ આપી હતી. જેને હું સમજી શકતો નહિ. એને ન્યાય આપવામાં - પ્રેમ કરતાં વધારે - મ્હારૂં હૃદય રોકાયું હતું. પણ લગ્નેમને આ બાલકી પણ આપી હતી. રાજાના કુટુંબની એકથી વધારે સ્ત્રીઓના પરિણામ રૂપ નીપજતી ખટપટ, મ્હારા ગૃહમાં, મ્હારી સંપ તરફની અભિરુચિને લીધે જ અને વ્યવહારકુશળતાના અભાવે વ્હેલી આવી. ભલે આવી. રમાને હું સમજી શક્યો અને આનંદ થયો. k ને પણ સમજી શક્યો. અને કાંઈ ખેદ થયો. પણ હવે રમાને ત્યાં જમવા વિ.ની ગોઠવણ થતાં એ ખેદ અને એ આનંદ એ બંને પેલી ન્હાની શોભના વિશેષ નિકટ આવવાથી ઉડી ગયાં. રમામાં ગુણ હતા, કાંઈ સૌન્દર્ય પણ હતું પણ સૌથી વિશેષ કાંઈ એ તેની દાસીમાં હતું. તે મ્હારી પુત્રી બની. કેવો નિર્મલ સ્નેહ ! હું તેને ગુજરાતી શીખવવા લાગ્યો. કેવું ચાલાક બાલક ! ત્રણ માસમાં તો તેની વાણીમાં કચ્છી પત્થરની એક કાંકરી પણ ન રહી. તેને જોવામાં, તેને રમાડવામાં, તેને ભણાવવામાં, તેની ન્હાની ન્હાની હોંશો - માગણીઓ પૂરી પાડવામાં મ્હારો બધો આનંદ હતો. બે વર્ષ આમ વીતી ગયાં. હું પ્રવાસે ગયો. રમાના પત્રો સાથે તેનાં પત્રો પણ આવવા લાગ્યાં. મ્હારી શિષ્યાનું પવિત્ર હૃદય વાંચતાં મને બહુ આનંદ થતો. તેનો અભ્યાસ જારી રાખવા હું તેને અને રમાને લખતો. પ્રવાસ પૂરો થયો. તે કન્યામાં હવે શરમ આવી હતી એમ દેખાતું હતું. પરંતુ એ શરમ અમારી પવિત્ર ભાવના પાસે આવી શકતી નહિ. માધુર્ય વધ્યું હતું. ખેંચાણ વધ્યું હતું. રાતદિવસ જ્યારે હું શયનગૃહમાં હોઉં ત્યારે તે મ્હારી પાસે પડી રહેવા લાગી. હું તેને કાંઈ વાંચતાં અને વાર્તાના કરુણ ભાગોમાં રોતાં કેવા આહ્‌લાદકથી જોઈ રહેતો ! પણ મ્હારા મનમાં

# સમાચાર

• બિહાર રાજ્યમાં રાષ્ટ્રપતિ શાસન લાગુ પાડવાની ઘટનામાં કોંગ્રેસના વિરોધાભાસી વલણની વડાપ્રધાન બાજપેયીએ કરેલી આકરી ટીકા.

• એરફ્રાન્સનું બોઈંગ વિમાન મદ્રાસના વિમાની મથકે ધડાકાભેર રનવે પર બેસી જતાં આગમાં ભસ્મીભૂત થઈ ગયું. તેમાં સદ્દ્ભાગ્યે કોઈનું મૃત્યુ નિપજ્યું નથી.

• મદ્રાસના રાજકીય પક્ષે શિવપ્પાની ધરપકડની માંગણી કરી છે.

• ગુજરાત સરકારે લઘુમતિ લોકોની નોંધણી અંગેનો પરિપત્ર પાછો ખેંચી લીધો છે.

• સોનિયા ગાંધીએ મહારાષ્ટ્રમાં કોંગ્રેસ પક્ષના પુનરાગમનની આશા વ્યક્ત કરી છે.

• ગુજરાતમાં રાજકીય પક્ષો દ્વારા પર્યાવરણના પ્રશ્નોની ઘોર અવગણના કરવામાં આવી રહી છે.

• કાશ્મીર રાજ્યના લોકોએ બાજપેયીની લાહોર યાત્રાની ટીકા કરી છે.

• ઈરાક ઉપર બોમ્બમારો કરવાના પ્રશ્ને અમેરિકા કરતાં બ્રિટનનો અભિપ્રાય જુદો પડી રહ્યો છે.

## 'કંકાવટી' માસિક : નિયમ મુજબ ફોર્મ નં.૮

૧ પ્રકાશન સ્થાન : ૨૪, રીવર બેંક સોસાયટી, રીવેરા ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સૂરત ૩૯૫૦૦૯ .

૨ મુદ્રકનું નામ : રતિલાલ મૂ. 'અનિલ'
નાગરિકતા : ભારતીય
સરનામું : ૨૪, રીવર બેંક સોસાયટી, રીવેરા ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સુરત - ૩૯૫ ૦૦૯

૩ પ્રકાશકનું નામ : નાગરિકતા : સરનામું : નં. ૨ મુજબ

૪ સંપાદકનું નામ : રતિલાલ મૂ. 'અનિલ'
નાગરિકતા : ભારતીય
સરનામું : ૨૪, રીવર બેંક સોસાયટી, રીવેરા ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સુરત ૩૯૫ ૦૦૯

૫ માલિકનું નામ : રજનીકાંત રતિલાલ રૂપાવાલા
સરનામું : ૨૪, રીવર બેંક સોસાયટી, રીવેરા ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સુરત ૩૯૫ ૦૦૯

હું રતિલાલ મૂ. 'અનિલ' આથી જાહેર કરું છું કે ઉપરની વિગત મારી જાણ અને સમજ મુજબ સાચી છે.

રતિલાલ મૂ. 'અનિલ' (પ્રકાશક)

# કંકાવટી

એપ્રિલ, ૧૯૯૯
સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૫ : અંક ૪૬૯
દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમા રૂ ૪૦, બે વર્ષના રૂ.૭૮. વિદેશી શિલિગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૨૪. રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સુરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'
માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૨૪, રીવર બેંક સોસાયટી,
ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી
સુરત-૩૯૫ ૦૦૯
ફોન નં. ૬૮૫ ૬૪૧

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા. ફોન : ૩૨ ૬૬ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૪૨૮ ૯૪૧

## શરૂ થશે / કિસન સોસા

તારી નવી ક્ષિતિજ મુસાફર શરૂ થશે,
જ્યાં રણ પૂરું થશે કે સમંદર શરૂ થશે.

સમજી નહીં શકો કદી મોસમની હાલચાલ,
તડકો હશે ચોમેર ને ઝરમર શરૂ થશે.

હોઠેથી વાંસળી અને માથેથી મોરપિચ્છ
વાઘા સરકશે ને ફરી પથ્થર શરૂ થશે.

એની હરેક ડાળે લટકતું હશે કફસ,
રસ્તે કતારબંધ તરુવર શરૂ થશે.

પ્હો ફાટતા જ ચાલુ થશે સૂર્યની મજલ,
પડછાયા આસપાસ દિગમ્બર શરૂ થશે.

પીળા પડેલ પાંદડાં ખરતાં જશે પછી,
સંભવ છે, વૃક્ષમાં નવું જીવતર શરૂ થશે.

## તમે જો આવો તો – / ભૂપેશ અધ્વર્યુ

પવન પલાણાં, છડીદારજી, સાબધાં કીધાં સવાર,
તમ જો આવો તો ઘર જાઈ.
ચડતા ચડ્યા તાતા ટેકરા, ચડતા ન ફાવ્યા ઢળાવ,
વાટ વચ રડવડે આભલું.
કોડિયે ચીંગારી મેં ચાંદની, લીધાં માતપિતાના ઉછાસ,
થાનલું થાપ્યું તોરું રુદિયે.
આખ્યું બે ગોંધી જે વેમાનમાં (ઈની)રાનમાં તૂટી દીઠી પાંખ
આભલે કીધી શેં મેં ઓકળી ?

## શેઠની સ્વગતોક્તિ / પ્રાણજીવન મહેતા

સવારના પોરમાં હજુ તો બોણી થઈ નોતી તો મોર જ
પાઠશાળાના માસ્તર આવી બેઠા પેઢીએ.
હું ઘડીક માસ્તરને જોઈ રહ્યો. વિચારું - શું પધાર્યા હશે અત્યારે ?

હું હજુ કંઈ વધુ વિચારું તે પહેલાં તો
માસ્તરને જોઈ ગોળ પર બેઠેલી માખીઓ ઊડી આવી
એમને મોઢે ગોઠવાઈ બણબણનાં ગીત ગાવા મંડી.
મને થયું, ગોળથીય અદકી મીઠાશ માસ્તરના મોં પર જણાય, હશે.

એવામાં માસ્તર માખી ઉડાડતાં બોલ્યા :
'શેઠ, બધું ક્ષેમ-કુશળ છે ને ?'
એમનું સંસકરત મને સમજાયું નહીં. એટલે મૂંગો બેઠો.
મૂંગો રહે મને માસ્તર મેલે એમ નહોતા.
એ તો એટલું જાણે. પ્રશ્નનો ઉત્તર ખપે.
'મારી તો ઘોડા જેવી. તમારી ?'
માસ્તર ઉત્તર સાંભળી મૂંઝાયા હોય એવું લાગ્યું.
પણ પાછો માસ્તરનો જીવ. સવાલનો જવાબ આપ્યે છૂટકો.
બોલ્યા : 'શેઠ, હવે ઘોડા ક્યાં રહ્યા છે આ ગામમાં
કે મારી તબિયત ઘોડા જેવી રે, ભલા.
બધા ગર્દભ ભાળું આખા ગામમાં ઉકરડો સૂંઘતાં.'
માસ્તર, નિસાસો નાખી અટક્યા એટલે પૂછ્યું :
'હાં, કેમનું થ્યું ? આવું આવું કેમ બોલો આજે, માસ્તર ?'

'નિહાળું એવું બોલું. માસ્તરનો જીવ માંહે મૂવો છે.
નહીં નિહાળવાનું મળે છે રોજ રોજ નિશાળમાં, શેઠ શું વાત કરું.'
થોડું અટકી આગળ ચલાવ્યું. નિશાળમાં નિશાળીયા ભણવા આવે છે
કે મારા જેવા ભણેલાને ભૂલાવવા, તે જ નહીં સમજાતું :

મેં વચ્ચે કાંકરી મારી : સારું ને. ના સમજાય એને સમજવું નહીં.
આપણો પણ સુખી ને શિખનાર પણ સુખી. ખરું ને ?
માસ્તર સવારના પોરમાં ના મફતની જકર લઈ બેઠા હતા.
મારું ધ્યાન વાણોતરોમાં એમનું ધ્યાન એમની વાતોમાં.
વાણોતર સંધાર મોં વકાસી ઘડી માસ્તરને
તો ઘડી એમનાં મોં પર બેઠેલી માખીઓને જોયા કરે ટગર ટગર.
માસ્ત્રના બોલ એમને કાને અથડાયા કે કેમ તે તો સમજાયું નહીં
પણ માંહેમાંહે ખિખિયારા થયા તે મને સંભળાયા.

મને વળી કંઈ સૂઝ્યું તે માસ્તરને કહ્યું :
'ટૂંકા જીવે લાંબું ના વિચારાયે, આ મારું જ તમે ભાળો.
ભાળી અંકે કરો. તમારી વાત સોળ આની સાચી.
ગામમાં ઘોડા જેવા ઘોડા રહ્યા નહીં હવે.
તે ગધેડા ખચ્ચર ઉકરડે ભમતા ભાળું.'
હું થોડું શ્વાસ લેવા રોકાયો એટલે મારી સામે માસ્તર
નિશાળીઆને પ્રશ્ન પૂછતા હોય તેમ જોઈ રહ્યા ઉત્તરની રાહ જોતા.
મેં થોડું આગળ ચલાવ્યું.
'જુવો માસ્તર, ગાંમના ઉતાર એવા થોડા ગધેડાઓને
અહીં પેઢીમાં આશરો આપ્યો છે. વાણોતરની જાત.
ગધેડાંથીય કજાત. ગધેડાંને ડફણા દીધે ભાર ઊંચકી હેંડે ઘડીક
બીજા ડફણાની રાહ જોતા. અહીં તો કાંઈ કામ ચીંધ્યે
તો ખભાં ઉલાળે, સામે ઘૂરકે ઘુવડની જેમ તે નફા ખાતે.
માટે તમે જ કો', તમારા નિશાળિયા ને મારા વાણોતરોમાં
કોડીનો યે ફરક ખરો ?'

માસ્તરને મારો પ્રશ્ન મહાભારત જેવો જણાયો.
ઉત્તરમાં કાંઈ બોલ્યા નહીં પણ વિચારતા રહ્યા.
એમનો વિચાર-ઉત્તર આગળ વધે તે પહેલાં જ વચ્ચે પૂછી નાખ્યું.

'માસ્તર, નિશાળને મેલો નળિયે.
રોજ અહીં પધારો. પેઢી પવિતર કરો.
આ બુડથલ બોચિયા વાણોતર જમાતને કાંક ભણવો. ગણવો.
નહીં તો મારી પેઢી એકાદ વાણોતરો સમેત
ડૂબી જાશે તેની જાણ પણ મને નહીં થાય.'

માસ્તર ઉત્તર આલવાને બદલે મોં પર બેઠેલ માખોને
આમતેમ ઉડાડતા રહ્યા.
હું જોઈ રહ્યો. માખીઓ પણ આ મરદના પેઢીની. મરદાના.
એમ મોં પરથી ઝટ ઊડી શેની અળગી થાય વળી.
બેસી રહ્યો હું તો એમ જ.
ક્યારે માસ્તર મોં પરની માખી ઉડાડી મેલે.
ક્યારે મારા સવાલનો ઉત્તર આલે.

વિચારતા માસ્તરને જોઈ મને પાછું થયું.
ક્યાંક માસ્તર એવું તો નહીં વિચારતા હોય
ઘોડા-ગધેડાની વાતમાં માસ્તર જેવો માસ્તર
શેઠની પેઢીએ પધારી વાણોતરોને ભણવીગણવી
ખચ્ચરમાં તો નહીં ખપે ને ?
પરભુ જાણે માસ્તર શું વિચારે તે.

## સમય / રતિલાલ 'અનિલ'

હવે ખંડિયેર થયેલા શરીરમાં સમય હાંફ્યા કરે છે. અને પોતાની હાંફમાંથી જ જાણે શ્વાસ લે છે... સાપની જેમ સરકી ગયો, ક્યારેક હરણફાળ ભરી હશે, ક્યારેક ટૂંટિયું વળીને બેસી રહ્યો હશે, ક્યારેક એણે બસ નજર માંડી જોયા કર્યું હશે અને એકાદ ખંડ ટુકડા પર ડાંફ ભરવાનું દુઃસાહસ પણ કર્યું હશે, તો સિસકારીયે બોલાવી હશે, નિરાંત તેમ વ્યાકુળતામાં ઊંઘ્યો, અર્ધ ઊંઘ્યો હશે, ક્યારેક બસ પડ્યા પડ્યા જોયા કર્યું હશે, ક્યારેક ધ્રૂજ્યો હશે, ક્યારેક પોતાને જ અગ્નિ જેવો દાહક અનુભવ્યો હશે.

સમય, મારો સમય ! વાસ્તવમાં સમયે સમયે હું જ તેનો હતો પણ એ મૂગો અને હું બોલકો એટલે મારો સમય કહું છું. માણસમાં લુચ્ચાઈ તો હોય જ ! સાવ નિર્ધન હોઈએ તોયે એવા દેખાવામાં ભારે ક્ષોભ થાય છે એટલે સમયના હાથમાં રહેલો અને એની વિવિધ ક્રિયાનું પાત્ર બની રહેલો હું, સમયને 'મારો' કહું છું ! આવી બડાશ ન મારીએ તો બીજાને અસ્તિત્વની પિછાન કેમ અપાય ? ક્રિયાપદ, કર્તાપુરુષનો સમય, પણ લુચ્ચાઈ, અંચઈ કરીને વ્યાકરણના એ હું શબ્દો બની ગયો !

શરીરમાં હું હાંફું છું એમ કહેવામાં ક્ષોભ થાય છે એટલે કવિતાવેડા કરી કહું છું : સમય મારામાં હાંફે છે. પણ જીર્ણી ખંડેરમાં હાંફતો પલી મંદિરના શિખરેફરકતી ધજામાં પ્રસન્ન ફરફરે છે. બધા જોઈ શકે એ માટે સમય ધજા બનીને ઊંચે ઊંચે ફરફરે છે અને આકાશ પણ જોયા કરે

છે પણ એ થોડું માણસ છે કે એનું નામ પાડે કે વર્ણનના શબ્દો બોલે !

મેં જૂનાગઢની અડી ચડી વાવમાં સમયને પગથિયાં ઊતરીને ટાઢા પાણીમાં જોયો, અનુભવ્યો અને રજકણો ખેરવતા કોટ કાંગરે પણ જોયો. કહે છે કે સમય અરૂપ છે, ના; તે તો બહુરૂપી છે. હજારો વર્ષમાં એણે પોતાનાં રૂપનાં, અનેકાનેક રૂપોનાં ચિત્રોના આલબમોના આલબમો ખડક્યાં છે. સમય રાજાના મહેલમાં યે રહ્યો. અને અણમાનીતી રાણીના મહેલમાં યે વિવિધ રૂપે રહ્યો ! અરે, આ સમય જેવું બહુરૂપી એકે નથી ! એ વિજેતાના હુંકાર અને ઘાયલ પરાજિતના કણસાટમાં યે બોલ્યો, સમય વાવનાં પગથિયાં ઊતરે છે અને મીનારે ચઢીને બાંગ પણ પોકારે છે. પેલી ઝૂંપડીના બારણે મૂગો મૂગો બેસી આંગણે રમતા, કિલકારી કરતા, રઘવાટિયા કિલકારી કરતાં બાળકો રૂપે પણ જોયા કરે છે. એણે ભાલાની ચમકતી અણી પર સ્મિત કર્યું છે અને અવાજ કરી બંદૂકની ગોળી થઈ કોઈકને વીંધવા ફેંકાયો પણ છે.

સમય રાહદારીઓના પદરવમાં જાણે ધીમે ધીમે અંતરે અંતરે બોલે છે અને પૈડાં બનીને જમીનની ધૂળ ઉરાડતો દોડિયે જાય છે. સમય ક્યાંક પડી રહેલો અને અનેકાનેક સાથે કર્તાપુરુષ અને ક્રિયાપદ બની રહ્યો છે.

સમયને દાબડીમાં બંધ કરું છું, પણ એ તો બહાર પણ હોય છે - સચરાચરમાં ! એના હાથમાં કોઈ ઘૂઘરો આપું, ઝાંઝરી આપું, એના મુખમાં બંસરી મૂકું એવું એવું થાય છે પણ એ તો શંખો અને બ્યુગલોમાં બરાબર સંભળાય એવું યે બોલે છે.

સમય પેલા શિયાળુ સવારના તાપણે બેઠો પોતાને તાપ્યા કરે છે, સમયની હૂંફ ? સમય પોતે તાપણાથી માંડી દાવાનળની હૂંફ શોધે છે...

સમય ડિસેમ્બરની આગલી રાતે જ જૂના કેલેન્ડર થઈને ફેંકાઈ ગયો અને તાજો થઈને નવા કેલેન્ડર રૂપે ભીંતે ઝૂલવાયે માંડ્યો. ઘડિયાળમાં કંઈક બોલે છે, ઇતિહાસના પાનામાં દબાયેલો સમય કહે છે કે હું તો તારી સામે છું, હું શહેનશાહોથી દબાયો નથી, મેં શહેનશાહોને જ ઇતિહાસના થોથામાં બે જાડા પૂઠા વચ્ચે દબાવી રાખ્યા છે !

આ સમય મારા બાળપણમાં મને ટપલી, ધૂંસો મારી હસતો હસતો

ચાલ્યો ગયો હતો ને જુવાનીમાં કોણ જાણે કેટલીય આંબલી પીપળી બતાવી હશે, અને આ શિયાળે કળતાં એનો ધાબળો ઓઢાડી બેસાડી રાખે છે... એમને ચારે બાજુના અવકાશમાંથી કશું બોલ્યા વિના જોયા કરે છે, 'વાહ, બેટ્ટા !' એવા શબ્દો સંભળાતા નથી તોયે અશ્રાવ્ય પડઘા તો એવા જ છે !

સમય મારામાં હાંફે છે, કળતર કરે છે, બગાસું ખાય છે, લંબાવે છે અને બેઠા થાય છે, કંઈ અકળ એવું કરે છે તો એની વાત શબ્દોમાં તો શી રીતે થાય ? વહી ગયો : વહી ગયો કહું છું ત્યારે રહી ગયો, રહી ગયો કહું છું અને રહેવાનો તે કોણ ? સમય પર મારેલી બધી ઓળખચિઠ્ઠી પરસ્પર વિરોધી હોય તોયે ખોટ્ટી ક્યાં છે ? ઘૂંટણિયા ભરતો આવ્યો અને હાંફતો હાંફતો ચાલ્યો જવાનો તે કોણ, મારો સમય ! અને છતાં સૌની પાસે રહી જવાનો, કોઈની પાસે રૂમાલ જેવો, કોઈની પાસે ટુવાલ, અંગરખા રૂપે. કોઈ પાસે જર્જરિત ઝૂંપડીમાં તો કોઈને માટે શમિયાણો બનશે. મીંઢળ, નાડાછડીના શણગાર બનશે અને નનામીની આંગળ છાણાના ધુમાડે ઊભરતી દોચકી રૂપે કોઈના હાથમાં રહી આગળ વધતો હશે... પણ અત્યારે તો મારામાં હાંફે છે અને એમાંથી જ શ્વસે છે.

## ગુફાવાસીઓ / બહાદુરભાઈ જ.વાંક

શહેરની છાતીસમા મહાત્મા ગાંધી રોડ ઉપરથી એક વિશાળ સરઘસ ધીમે ધીમે આગળ વધી રહ્યું હતું. સરઘસમાં આગળ ચાલી રહેલા માણસો હાથ ઊંચા કરી બેનરો હવામાં ફરકાવી રહ્યાં હતાં, અને બેનરોમાં લખાયેલાં સૂત્રો લાઉડ સ્પિકરમાં બધાને બોલાવી રહ્યાં હતાં - ‘સમાજને વિકૃતિઓથી બચાવો’, ‘ગુનેગારોની તાત્કાલિક ધરપકડ કરો’... ને એકાદ કિલોમીટરના વિસ્તારમાં પથરાયેલું સરઘસ આ સૂત્રોના પ્રચંડ પડઘા પાડી સમગ્ર શહેરને ગજવી રહ્યું હતું.

'છાત્રાલયમાં રહીને અભ્યાસ કરતાં કુમળાં બાળકો સાથે સ્વયં શિક્ષકોએ જ કેવું અધમ અને ઘૃણાસ્પદ કૃત્ય આચરેલું ! આથી થોડા દિવસો આખા શહેરમાં ભારે હોબાળો મચી ગયેલો... પણ પછી જાણે કંઈ જ ન બન્યું હોય તેમ બધુંય શાંત પડી ગયેલું !!'

'હમણાં આવા જ એક બનાવે દેશભરમાં હાહાકાર મચાવી દીધો છે. નવજાત બાલકોને પૈસા લઈ, મોતને ઘાટ ઉતારી દેવા માટે ગટરોમાં પધરાવી દેવાનું કૌભાંડ !!'

'વ્યભિચારની આવી પાશવી લીલાઓ તો ઠેર ઠેર ચાલે છે, પણ પ્રકાશમાં બહુ ઓછું આવે છે એટલું જ...'

જે નિમિત્તે આ સરઘસ નીકળ્યું હતું તે બનાવ વિશે વાત કરતાં કોઈક બોલ્યું : 'આ બનાવ તો પ્રકાશમાં આવી ગયો તોય બધું ભીનું સંકેલી લેવાના પ્રયત્નો થઈ રહ્યાં છે. આજ ત્રણ દિવસ થયા છતાં ન કોઈની ધરપકડ, કે ન કોઈની પૂછપરછ ! સાવ અંધેરી નગરી જેવું જ !...'

'ગુનેગારોની તાત્કાલિક ધરપકડ કરો.' 'હમસે જો ટકરાયેગા, મિટ્ટીમેં મિલ જાયેગા...'ના નારાઓ સાથે સરઘસ ધીમે ધીમે રસ્તો કાપી રહ્યું હતું. સરઘસને વધાવવા માટે ચારે તરફથી માણસો ઉમટી રહ્યા હતા.

સૂત્રો બોલતાં બોલતાં એક આધેડ ભાઈ બોલ્યા : 'આ સરઘસના કંઈ પણ પ્રત્યાઘાત પડે એવું લાગે છે ?'

'ના રે ના... જ્યાં પૈસા જ બધું કામ કરી નાખે છે, ત્યાં શું પરિણામ આવી શકે ?' ને બનાવ સાથે સંકળાયેલી એ છોકરીઓ વિશે વિશેષ માહિતી આપતાં એક સામાજિક કાર્યકર બોલ્યા : 'આ ચારે છોકરીઓ કૉલેજમાં ભણે છે. પૈસાદારની લાડકી દીકરીયું, એટલે ચારેયે ભેગા મળીને અભ્યાસ કરવાના બહાને રોયલ પાર્કમાં એક બંગલો ભાડે રાખ્યો છે. અભ્યાસનું નામ અને કરવાની મોજમજા... આખી રાત હસી મજાક ને ઠીઠીયારા... અંગ્રેજી અને બ્લ્યુ ફિલ્મો જોયે રાખે...'

રોયલ પાર્કમાં જ રહેતા એક ભાઈએ ટાપશી પુરાવી : 'હા, છે તો એવું જ... બધી જ છોકરીઓ બિન્ધાસ્ત અને વિકૃત. બંગલાની બાજુમાં

રહેતા પડોશીઓ પણ આ બલાઓથી ભારે ત્રાસી ગયા છે.'

જેનું ખૂન થઈ ગયેલું એ રૂપસિંહ વિશે કોઈકે પૃચ્છા કરતાં એક ભાઈ રૂપસિંહ વિશે માહિતી આપતાં બોલ્યા : 'રૂપસિંહ વિધવા માતાનો એકનો એક પુત્ર. પૂરી ઊંચાઈ, ભરાવદાર શરીર અને ભારે દેખાવડો. કૉલેજમાં અંગ્રેજીનો અધ્યાપક, પચીસ વર્ષની ઉંમર. તોય શાંત અને ઠરેલ સ્વભાવનો. હજુ તો તેના લગ્નની વાતો ચાલતી હતી ત્યાં જ આ બનાવ બની ગયો. બનાવ સાથે સંકળાયેલી એ ચારે છોકરીઓ રૂપસિંહની જ વિદ્યાર્થિનીઓ, છોકરીઓએ અંગ્રેજીના ટ્યૂશન માટે રૂપસિંહને રોયલપાર્કમાં આવવા અનુરોધ કરેલો. પણ તે ટ્યૂશન માટે કોઈના પણ ઘરે જતો ન હોઈ, આ છોકરીઓને રોયલ પાર્કમાં આવવાની સ્પષ્ટ ના પાડી દીધેલી. એટલે છોકરીઓએ જ ટ્યૂશન માટે રૂપસિંહના ઘરે આવવાનું શરૂ કરેલું, એક દિવસ છોકરીઓએ કોઈક પાર્ટી નિમિત્તે રૂપસિંહને પોતાના બંગલે બોલાવેલો, ને તેને આખી રાત ગોંધી રાખેલો...'

'ગુનેગારોની ધરપકડ કરો.' 'હમસે જો ટકરાયેગા...'ના બુલંદ અવાજે સૂત્રો પોકારતું સરઘસ આઝાદ ચોક તરફ વળી રહ્યું હતું, ત્યાં કેટલાક માણસો પાન ખાવા માટે એક પાનવાળાની દુકાને ઊભા રહી ગયા. દુકાનમાં શોકેસમાં મૂકેલા ટી.વી.માં એક ફિલ્મ ચાલી રહી હતી. ફિલ્મમાં ચાલી રહેલા એક દૃશ્યે બધાને થોડી વાર માટે ત્યાં જકડી રાખ્યા :

ચાર કૂકડીઓએ એક કૂકડાને ચારે તરફથી ઘેરી લીધો હતો; અને ચારે કૂકડીઓ એકી સાથે કૂકડા ઉપર તૂટી પડી હતી. કૂકડો જેમ જેમ કૂકડીઓની નાગચૂડ પકડમાંથી છટકવા મથામણ કરતો હતો, એમ એમ કૂકડીઓની પકડ મજબૂત બન્યે જતી હતી. કૂકડો બચવા માટે પાંખો વીંઝે, જોરજોરથી ચીસો પાડે, પણ કૂકડીઓ તેની એકેય કારી ફાવવા ન દે... જોતજોતામાં કૂકડીઓએ કૂકડાના પીંછે પીંછાં ખેરવી નાખ્યાં. ચાંચો મારી મારીને તેના માંસના લોચા કાઢી નાખ્યાં. તરફડિયાં મારતાં કૂકડાના લોહીની ઊડેલી પિચકારીઓથી ચારે કૂકડીઓ છીંકોટા નાખતી પૂરેપૂરી

રંગાઈ ગઈ હતી ને પિક્ચરમાં જ આ દૃશ્યને વધાવી લેતાં પ્રેક્ષકોની તાલીઓના ગડગડાટ...

સરઘસ થોડું આગળ નીકળી જતાં બધા પિક્ચર જોવાનું પડતું મૂકી પાછા સરઘસમાં જોડાઈ ગયા.

રોયલ પાર્કમાં રહેતાં એક સજ્જને વિશેષ માહિતી આપી : 'તારીખ ત્રીજીના સવારના અમે ચાર-પાંચ મિત્રો મોર્નિંગ વોક માટે બહાર નીકળ્યા ત્યારે રોયલપાર્કના નાકે પડેલી રૂપસિંહની લાશ જોયેલી - સાવ ચુંથાયેલી અને અર્ધનગ્ન - કઢંગી હાલતમાં. કેટલાક પડોશી તો કહે છે કે આ છોકરીઓ રૂપસિંહને મોટરમાં નાખી ક્યાંક ઠેકાણે પાડી દેવા માંગતી હતી, ને રૂપસિંહ તેમની પકડમાંથી છટકીને ભાગેલો, ને રોયલ પાર્કના નાકે જ ઢળી પડેલો.'

'હમસે જો ટકરાયેગા'ના નારા સાથે સરઘસ ચોકમાં આવી પહોંચ્યું. ત્યાં મહાત્મા ગાંધીના સ્ટેચ્યુ ઉપર હારતોરા કરી, બધાએ બુલંદ અવાજે પ્રતિજ્ઞા લીધી - 'અમે ન્યાય મેળવીને જ જંપીશું.' ને ચારે તરફ ઊડતાં ગુલાલમાં લગભગ માણસો રંગાઈ ગયા હતા... ચારે તરફ છાપાંઓએ બહાર પાડેલી વિશેષ પૂર્તિઓ ઊડી રહી હતી.

ફરી સરઘસ આગળ વધ્યું. સવારના દસ વાગ્યે શરૂ થયેલું સરઘસ આખા શહેરની પરકમ્મા કરી સાંજના પાંચ વાગ્યે કલેક્ટર અને ડી.એસ.પી.ની કચેરીએ પહોંચ્યું. આગેવાનોએ લાગતાવળગતા અધિકારીઓને આવેદનપત્રો સુપરત કરી એકી અવાજે નારા બોલાવવાનું શરૂ કર્યું : 'ગુનેગારોની ધરપકડ કરો... ધરપકડ કરો... ધરપકડ કરો...'

પોલીસ ખાતાના અધિકારીઓ આગેવાનોને સમજાવવા મથામણ કરવા લાગ્યા, ને યોગ્ય પગલાં લેવાની બધાને ભારપૂર્વક ખાતરી આપી; પણ આગેવાનોએ પોતાની એક જ વાત પકડી રાખી : 'જ્યાં સુધી ગુનેગારોની ધરપકડ કરવામાં નહીં આવે ત્યાં સુધી અહીંથી એક પણ માણસ અસશે નહીં.'

આખરે પોલીસ અધિકારીઓએ નમતું જોખવું પડ્યું. ને જાહેરાત

કરી : 'ગુનેગાર ચારે છોકરીઓની ધરપકડ કરી લેવામાં આવી છે. હવે સરઘસને વીખેરી નાખવા અને આગેવાનોને નમ્ર અનુરોધ કરીએ છીએ.'

પણ આગેવાનોએ પોતાની જિદ છોડી નહીં. પહેલાં એ ચારે છોકરીઓની ધરપકડ કરી, અમારી સામે રજૂ કરો. ગુનેગારોને અમે અમારી સગી આંખે ન જોઈ શકીએ ત્યાં સુધી અમે આપની વાત માની શકીએ તેમ નથી.'

એક-દોઢ કલાક પછી ચારે છોકરીઓની ધરપકડ કરી સરઘસના આગેવાનો સમક્ષ રજૂ કરી દેવામાં આવી. એ ચારેયે પોતે આચરેલા ગુનાહિત કૃત્ય બદલ બે હાથ જોડી સરઘસના આગેવાનોની ક્ષમા માંગી. ચાર લેડી કૉન્સ્ટેબલોથી ઘેરાયેલી એ છોકરીઓને જોઈને આગેવાનોને દાળમાં કાળું લાગતાં બોલ્યા : 'આં છોકરીઓમાંથી એક પણ ગુનેગાર છોકરી હોય એમ અમને લાગતું નથી.'

ત્યાં સરઘસમાંથી કેટલાક માણસ જે આ ચારે છોકરીઓને ઓળખતા હતા, તે આગળ આવીને ઊંચા અવાજે બોલ્યા : 'અમે આ ચારે છોકરીઓને બરાબર ઓળખીએ છીએ. આ તો શહેરની વેશ્યાઓ છે વેશ્યાઓ !'

પોલીસ ખાતાના અધિકારીઓએ થોડા પુરાવાઓ રજૂ કરી સરઘસના આગેવાનોને સમજાવવા પ્રયત્ન કર્યો. પણ આગેવાનો પોલીસની વાત કોઈ પણ રીતે માની શકે તેમ નહોતા. હકીકતમાં એ ચારે છોકરીઓ વેશ્યાઓ જ હતી. હાઈકમાન્ડની સૂચના અનુસાર મૂળ ગુનેગારોને છાવરવા માટે પોલીસ ખાતાએ ધરપકડનું માત્ર નાટક જ ઊભું કર્યું હતું. ને એ ચારે વેશ્યાઓને યોગ્ય રકમ આપી ડમી ગુનેગાર બનાવી, રોકી લેવામાં આવી હતી.

પોલીસ ખાતાની આ ચાલની બધાને ખબર પડી જતાં સરઘસમાં ખળભળાટ મચી ગયો. રોષે ભરાયેલા માણસો તોફાને ચઢી ગયા. તોફાનીઓને કાબૂમાં રાખવા પોલીસોએ ગોળીબાર શરૂ કર્યો. ટોળામાંથી માણસો ટપોટપ નીચે પડવા લાગ્યા. ઉશ્કેરાયેલા માણસોએ પોલીસોના જ હથિયારો ઝૂંટવી કેટલાય પોલીસોને જ મોતને ઘાટ ઉતારી દીધા.

પોલીસોનો વધારે કાફલો આવી પહોંચે એ પહેલાં તો માણસોએ પોતાનું કામ પૂરું કરી નાખ્યું હતું - એ ચારે વેશ્યાઓ અને ચારે લેડી કોન્સ્ટેબલોને ઊભેઊભી ચીરી નાખવામાં આવી હતી. એ આઠેય સ્ત્રીઓના સ્તનોને ઝનૂનપૂર્વક છાતીએથી અળગા કરી નાખવામાં આવ્યાં હતાં.

પછી એ સ્ત્રીઓના માંસને ચાવતાં ચાવતાં માણસો કિકિયારી કરતાં સ્તનોના લોચાઓને દડાની જેમ હવામાં ઉછાળતાં ધરતીનું પડ ગજવવા લાગ્યા.

## ખોવાયેલી સૂટકેસ / અનુ. મનોજ દરૂ

*મૂળ લેખક : અબ્દેલ-મોનેઈમ સેલિમ*

*[અબ્દેલ-મોનેઈમ સેલિમનો જન્મ ૧૯૨૯માં યુનાઈટેડ આરબ રિપબ્લિકના રોસેટા પ્રાંતમાં થયો હતો. એમણે કેરો યુનિવર્સિટીમાં કાયદાનો અભ્યાસ કર્યો હતો અને થોડો સમય ટેક્ષ ખાતાના અધિકારી તરીકે કામ કર્યું હતું. એમના ટૂંકી વાર્તાના બે સંગ્રહો પ્રગટ થયા છે અને એમનો નાટકોનો પણ એક સંગ્રહ પ્રસિદ્ધ થયો છે. હાલમાં તેઓ લંડનમાં રહે છે અને એક ઈજિપ્શિયન વિકલીના સંવાદદાતા તરીકે કામ કરે છે. કાયદાની આંટીઘૂંટીનું તંત્ર સામાન્ય માનવીને કેવું ક્લેશકર થઈ પડે છે તે એમની કૃતિઓમાં ચિત્રિત થાય છે.]*

મેં મારી કાળી સૂટકેસ આમતેમ શોધવાનું શરૂ કર્યું પણ તે મળી નહીં. બીજી બધી પેટીઓ ફ્લેટના બારણાં પાસે એક પર એક પડેલી હતી - એક, બે અને એક નાની - પણ કાળી સૂટકેસ ક્યાંય દેખાઈ નહીં.

મને બરાબર યાદ છે કે ટ્રેઈનમાં એ મારી પાસે હતી, કેરો સ્ટેશન પર મજૂરે મારી પાસે ત્રણ સૂટકેસના પૈસા લીધા હતા અને ચોથી એક નાની, મેં મારી જાતે હાથમાં રાખી હતી. પછી મેં ટેક્ષી કરી અને ત્રણ સૂટકેસ મારી પાસે મૂકી હતી, જ્યારે મોટામાં મોટી ડ્રાઈવરની પડખે પડી હતી. ટેક્ષીમાંથી ઊતરતાં મોટી સૂટકેસ ડ્રાઈવરે ઊંચકી હતી અને બે નાની સૂટકેસ મેં ઉપાડી હતી. એનો અર્થ એ કે એ કાળી સૂટકેસ ટેક્ષીમાં જ રહી ગઈ હોવી જોઈએ.

સૂટકેસ ખોવાયાની ફરિયાદ નોંધાવવા કપડાં બદલી હું જલદીથી તૈયાર થયો; પછી હું વિચારવા લાગ્યો : ડ્રાઈવરને તે રહી ગયેલી સૂટકેસ હજુ સુધી ધ્યાનમાં ન આવી હોય એવું બની શકે ? છેવટે મેં સવાર સુધી થોભવાનું નક્કી કર્યું; ત્યાર સુધીમાં ડ્રાઈવરે જો સૂટકેસ પરત ન કરી હોય તો હું યોગ્ય પગલાં લઈશ.

સવાર સુધીમાં ડ્રાઈવર દેખાયો નહીં તેથી હું ઝડપથી તૈયાર થયો અને રોડા પોલીસ સ્ટેશન તરફ ગયો. હું ફરજ પરના અમલદારના ખંડમાં દાખલ થયો, અત્યંત વિનમ્ર થઈ એની પાસે ગયો અને કહ્યું :

'નમસ્કાર.'

'નમસ્કાર.'

અમલદાર નોંધવહીમાં લખતા હતા એટલે હું શાંતિથી ઊભો રહ્યો.

'બોલો' મારા તરફ જોઈ એણે કહ્યું.

'મારે ફરિયાદ નોંધાવવી છે, સાહેબ' મેં એટલી જ નમ્રતાથી જણાવ્યું.

'બાજુમાં.' એણે ઉતાવળે જવાભ આપ્યો.

'કોને ?' મેં પૂછ્યું

'ફરજ પરના હવાલદારને' એણે એટલી જ ઉતાવળથી જવાબ આપ્યો. 'હવાલદાર અબ્દુલ બસિત.'

'આભાર' એમ કહી હું બીજા ખંડમાં ગયો. ત્યાં અબ્દુલ બસિત એક ટેબલ પાસે બેઠા હતા. એમની ફેઝ ટોપી ટેબલ પર પડી હતી. મને જોતાં જ એણે ફેઝ ટોપી પહેરી લીધી અને મારા તરફ પૃચ્છક નજર કરી.

'નમસ્કાર.' મેં એને કહ્યું.

'નમસ્કાર.'

'તમે હવાલદાર અબ્દુલ બસિત ?'

'હા, હું હવાલદાર છું.'

'મારે ફરિયાદ નોંધાવવાની છે, સાહેબ.'

'શેની - ચોરીની ?'

'હા, ચોરીની'

'જરૂર, મહાશય, આપણે ફરિયાદ તૈયાર કરીએ' એમ કહી એણે

એક કાગળ લીધો અને લખવાનું શરૂ કર્યું. મેં એણે પૂછ્યું કે હું બેસી શકું એણે માથું ઊંચું કર્યા વગર જ કહ્યું, 'બેસો, ચાલો.' હું એની જમણી બાજુ બેઠો અને એ શું લખતો હતો એના તરફ નજર કરી. મેં વાંચ્યું :

આ ફરિયાદ આજે સવારે સાડાનવ વાગ્યે
મારા; હવાલદાર અબ્દુલ બસિત અબુ હસાનેઈન,
ફરજ પરના હવાલદાર; દ્વારા નોંધવામાં આવી છે
જ્યારે અમારી સમક્ષ ઉપસ્થિત ફરિયાદી –

મારી સમક્ષ જોતાં એણે પૂછ્યું, 'તમારું નામ ?'

'અહમદ શેફિક લુત્ફી'

એણે લખ્યું, 'અહમદ શેફિક લુત્ફી'

'તમે શું કરો છો ?'

'હું રામ્લ કંપનીમાં કામ કરું છું'

એણે લખ્યું, 'રામ્લ કંપનીનો કર્મચારી'

'ઉંમર ?'

'બત્રીસ'

એણે લખ્યુ 'ઉંમર વર્ષ બત્રીસ'

'તમારો જન્મ ક્યાં ?'

'એડફિયેનામાં'

'એડફિયેના ? આ એડફિયેના ક્યાં આવ્યું ?'

'રોસેટા જિલ્લામાં'

'ઈલાકો કયો ?'

'બહેઈરા'

એણે લખવાનું ચાલુ રાખ્યું, 'જન્મ એડફિયેનામાં, જિલ્લો રોસેટા, ઈલાકો બહેઈરા.'

'અને તમે રહો છો ક્યાં ?'

'નં ૨૮, અલ-મલિક અલ-સલિક શેરી' મેં કહ્યું. એણે લખી નાખ્યું : રહેવાસી નં ૨૮, અલ-મલિક અલ - સલિક શેરી, જિલ્લો રોડા.

'એ રોડા જિલ્લામાં છે ખરું ને ?' એણે પૂછ્યું.

'હા' મેં જવાબ દીધો.

'હં, સારું, મહાશય, અને તમારે શી ફરિયાદ કરવી છે ? ટૂંકમાં'

'મારે ટૂંકમાં આ પ્રમાણે ફરિયાદ કરવાની છે.'

'આપણે બરાબર તમારા શબ્દોમાં જ જણાવીએ.'

'જરૂર. ગઈ કાલે –'

'એટલું જલદી નહીં' એ વચ્ચે જ બોલી ઊઠ્યો, 'જરા ધીમે જેથી હું તમારા બોલવા સાથે લખી શકું... સરસ ... ગઈ કાલે ... ગઈ કાલે શું ?'

'ગઈ કાલે હું મારી ચાર સૂટકેસ સાથે એલેક્ઝાંડ્રિયાથી પાછો આવતો હતો. એક મોટી, એક કાગળો માટેની અને બે મધ્યમ કદની'

'અને બે મધ્યમ કદની – હં'

'મેં સ્ટેશનેથી ટેક્સી કરી અને હું ઘેર આવ્યો ત્યારે મારી કાળી સૂટકેસ આમતેમ શોધી. પણ જડી નહીં.'

'મહેરબાની કરીને જરા ધીમે, .... તમને કાળી બેગ જડી નહીં. અને પછી ?'

'મને ખ્યાલ આવ્યો કે હું એ ટેક્સીમાં ભૂલી ગયો છું.'

'હં'

'બસ એજ.'

'બસ એટલું જ'

'હા'

'આ કઈ જાતની ફરિયાદ તમે લખાવી છે ?'

'કેમ ?'

'તમે ક્યાંના છો ?'

'હું એશિયેનાનો છું, જિલ્લો ચેસેટા, ઇલાકો અકેફિર...'

'હા. હા, હું જાણું છું – અને હું, કહું છું કે હું થર્ઝિયાનો છું. એટલે શું ? સમજ્યા ? એટલે કે આપણે પાડોશી છીએ અને સ્વાભાવિક રીતે પાડોશી હોવાને નાતે મારે હૈયે તમારું હિત વસેલું છે.'

'ઓહ'

'તમે અલ્લામાં માનો છો ?'

'આ જગતમાં માત્ર એક અલ્લા જ સર્વવ્યાપક છે.'

'તો પછી હું કહું છું કે આ ફરિયાદ તદ્દન અર્થ વગરની છે.'

'કેમ ?'

'કેમ ? પૂછો છો. અને અમે આ બેગની ભાળ કેવી રીતે મેળવી શકીશું તે વિચાર્યું ? અમે - એટલે કે પોલીસતંત્ર - કહું છું - કદાચ - બને, એક યા બીજી રીતે - કોણ જાણે. એ વિશે આગળ કહો, મહાશય.' અને એ લખવા તૈયાર થઈ ગયો.

'તમે એલેક્ઝાંડ્રિયાથી પાછા ક્યારે ફર્યા ?'

'હું સાંજે ચાર વાગ્યાની ટ્રેઈનમાં પાછો આવ્યો.'

'તમે તમારી સાથે પાછી લાવેલ બેગોનું વીગતવાર બયાન મને આપી શકો ?'

'હા'

'તો ચાલો, એમ કરો'

'પહેલી સૂટકેસનું કદ હતું - '

'આપણે તમારા શબ્દોમાં જ લખીએ.'

'એમ રાખો. પહેલી બેગ, એક મોટી, દોઢ મીટર લાંબી અને એક મીટર પહોળી કથ્થઈ રંગની હતી, બીજી એક મીટર લાંબી અને પોણો મીટર પહોળી હતી, તે પણ કથ્થઈ રંગની, ત્રીજી અડધો મીટર લાંબી અને અડધો મીટર પહોળી અને તે કાળી હતી અને તદ્દન નાની બ્રીફકેસ કથ્થઈ હતી.'

'અને ખોવાઈ ગઈ તે બેગ કઈ ?'

'કાળી'

'એમાં કપડાં હતાં ?'

'હા'

'તો એમ કેમ કહેતા નથી ? આપણે આમ બધો વખત નકામો બગાડીએ છીએ.'

'એમાં એક જોડ કોટપાટલૂન, ચાર ખમીસ, પાંચ ટાઈ અને કેટલાક

અંગત કાગળો હતા.'

'ધીમે ભાઈ ધીમે તમને હરકત ન હોય તો. કોટપાટલૂન, ખમીસ અને ટાઈના રંગો કેવાં હતાં ?'

'કોટપાટલૂન સાદા આછા ભૂખરા રંગનાં,ખમીસ સફેદ રંગનાં અને ટાઈ જુદા જુદા રંગનીહતી.'

'- જુદા જુદા રંગની - એટલે તમે શું કહેવા ધારો છો ? આપણે જાણવું જોઈએ.'

'એક સાદી લાલ રંગની, બીજી લાલ ઉપર ભૂરા રંગની ભાતવાળી, ત્રીજી ભૂખરા રંગની ભાતવાળી, ત્રીજી ભૂખરા રંગની, ચોથી પીળા અને કથ્થઈ રંગ પર લીલી ભાતવાળી અને પાંચમી સફેદ.'

'સફેદ !'

'હા, સફેદ, સફેદ જેવા પ્રકારની.'

'બરાબર, અત્યાર સુધી બધું બરાબર, હવે આપણે મુદ્દાની વાત પર આવીએ. તમે ટેક્ષી કરી ?'

'હા'

'તમને ટેક્ષીનો પ્રકાર, નંબર અને ડ્રાઈવરનું નામ ખ્યાલમાં છે ?'

'ટેક્ષી ફોર્ડ હતી'

'ફોર્ડ ?'

'હા'

'તમે ક્યાંથી જાણો ?'

'હું સહેલાઈથી કહી શકું છું.'

'અરે, ભલા માણસ, હું નહીં કહી શકું... તમને ક્યાંથી ખબર ?'

'મેં આગળ વાંચેલું'

'ઓહો ! અને નંબર ?'

'૪૬૪૬'

'અને તમને નંબર ક્યાંથી ખબર ?'

'હું જે ટેક્ષીમાં બેસું છું તેનો નંબર હંમેશા ખ્યાલમાં રાખું છું'

'શા માટે ?'

'રમૂજ ખાતર'

'એ કઈ જાતની રમૂજ? વહાલા બિરાદર, આપણે કંઈ વજૂદવાળા જવાબ જોઈએ કે જે ફરિયાદમાં સામેલ કરી શકાય.'

'એની બસ મને આદત પડી ગઈ છે.'

'તમને ઠીક લાગે તેમ. આ જવાબ તમારા હિતમાં નથી, પણ તમને ઠીક લાગે તેમ અને ડ્રાઈવરનું નામ શું હતું?'

'મેં એને પૂછ્યું ન હતું.'

'હં, સારું, તમને ખાતરી છે કે તમે જ્યારે ટ્રેઈનમાંથી ઊતર્યા ત્યારે તમારી પાસે ચાર બેગ હતી?'

'હા, ચોક્કસ.'

'તમને કોઈએ આ બધી બેગ સાથે જોયા હતા?'

'સ્ટેશન પરના મજૂરે ત્રણ બેગ ઊંચકી હતી અને એક નાની મેં લીધી હતી.'

'એ મજૂરને તમે જાણો છો?'

'ના, પણ હું એને જોઉં તો ઓળખું.'

'સારું, આપણે એ બાબત પછી જોઈશું. બધી બેગ તમે ક્યાં મૂકી હતી?'

'ટેક્ષીમાં'

'હા, તે તો હું જાણું છું, પણ ક્યાં? સામાન રાખવાની જગ્યાએ? છાપરા પર? ક્યાં?'

'મેં મોટી પેટી ડ્રાઈવરની બાજુમાં મૂકી હતી અને બાકીની ત્રણ મારી પાસે મૂકી હતી.'

'એટલી ઝડપથી નહીં બોલો - મોટી પેટી તમે ડ્રાઈવરની બાજુમાં રાખી હતી અને બીજી ત્રણ પેટીઓ - હં - ક્યાં?'

'મારી સીટ પર પાસે'

'અને પછી?'

'અને પછી હું ઘરે આવ્યો. ડ્રાઈવરે મોટી બેગ ઊંચકી જ્યારે મેં બીજી બે લીધી અને છેલ્લી લેવાની ભૂલી ગયો.'

'હં, અને તમને ક્યારે ખ્યાલ આવ્યો કે તમે બૅગ ભૂલી ગયા છો ?'

'ઘરે ગયા પછી કલાકેક રહીને'

'એવું ન બને કે તમે બૅગ બીજી કોઈ જગ્યાએ ભૂલી ગયા હો ?'

'નહીં રે'

'હં, અને બીજું શું પૂછવાનું છે ? અરે હા, તમારે હિસાબે ખોવાયેલી વસ્તુનો કેટલો અંદાજ મૂકો છો ?'

'બૅગ મેં ત્રણ પાઉન્ડમાં ખરીદી હતી અને એમાંની બધી વસ્તુઓ લગભગ નવી હતી. મારાં કોટપાટલૂન વીસ પાઉન્ડનાં હતા, ચાર ખમીસ દરેક દોઢ પાઉન્ડનું હતું, જ્યારે ટાઈ એક એક પાઉન્ડની હતી - બધું મળીને એકત્રીસ પાઉન્ડ'

'એટલો અંદાજ લખવો એ તદ્દન ગેરવાજબી છે, એકત્રીસ પાઉન્ડ વધારે પડતા છે - આપણે પંદર લખીએ.'

'કેમ ? ફક્ત પંદર, સાહેબ ?'

'આપણે કમસેકમ ઇચ્છીએ કે વસ્તુઓ મળી જાય. તમે નાસીપાસ ન થાઓ. એની શી વિસાત છે ?- પંદર, વીસ કે પછી વધારે ?'

મેં એની તરફ એકે શબ્દ ઉચ્ચાર્યા વગર જોયું.

'ચાલો, પત્યું.' તેણે કહ્યું.

'તો હું જઈ શકું ?'

'જવાની ક્યાં વાત કરો છો ? તમારે હજુ ફરિયાદ પર સહી કરવાની છે. હું એ પૂરી તૈયાર કરું પછી તમે સહી કરી શકો.'

તેણે લખ્યું :

આટલેથી આજની તારીખમાં બપોરે ૧૨-૩૦ વાગ્યે ફરિયાદપત્ર પૂર્ણ થયો અને ફરિયાદી દ્વારા રીતસરના દસ્તખત કરવામાં આવ્યાં.

'અહીં સહી કરોને'

મેં પેન લીધી અને સહી કરી

'નહીં, તમારું નામ લખો, સહી નહીં કરતા, એટલે કે ફક્ત તમારું નામ લખો.'

મેં મારું નામ બીજી વાર લખ્યું અને પછી પૂછ્યું :

'બરાબર ?'

'બરાબર'

ચાલ્યા જવા માટે ઊભા થતાં મે પૂછ્યું, ''હવાલદાર અબ્દુલ બસિત, કહોને - હું એમ કહેવા માગું છું કે કંઈ ભલીવાર વળવાની આશા ખરી ?'

'ચોક્કસ, કેમ નહીં ? એકાએક કંઈ પત્તો લાગશે તો અમે તરત જ જણાવીશું. આપણે આશા સેવીએ કે ખુદા મદદરૂપ થાય.'

હું એમનો આભાર માની છૂટો પડ્યો. મારી કંપનીમાં પાછા ફરતાં જ મેનેજરે મને બોલાવ્યો. મેં મોડા પડવા બદલ માફી માગી અને બધી બીના કહી સંભળાવી. એમણે મને જે કંઈ થયું તે બદલ થોડી સહાનુભૂતિ દાખવી પણ આખી સવાર મારા ગેરહાજર રહેવા માટે તેમને એ પૂરતું કારણ લાગ્યું નહીં. મારા ઑફિસના સહકાર્યકરો સંબંધમાં તેઓ બધા, ઉક્તિ અનુસાર, એકમત હતા કે અલ્લા જ એક માત્ર આશરો છે અને મારે મારી બેગ ફરી ક્યારે ય ભાળવાની અપેક્ષા રાખવી જોઈએ નહી.

એક અઠવાડિયું પસાર થયું, પછી બે અઠવાડિયાં થયાં, અને મેં મારી ખોવાયેલી બેગ નસીબમાંથી ઊતરેલી લેખવા માંડી. પરંતુ એક દિવસ સવારે મને મેનેજરે પોતાની ઑફિસમાં બોલાવ્યો. સવારની ઔપચારિક આવકારની ઝંઝટમાં પડ્યા વગર એમણે એક કાગળનો ટુકડો મારી સામે ધર્યો. મેં આશ્ચર્યથી એમની સામે જોયું.

'જુઓ ને, વાંચો' એમણે કહ્યું.

મેં કાગળ લીધો અને વાંચ્યુ :

મિ.અહમદ શફિક લુત્ફીને તપાસ માટે પોલીસ સ્ટેશને હાજર થવાનું રમાવવામાં આવે છે. સંદર્ભ્ ગુનો નં. ૨૧૫ સહી - સુપ્રિન્ટેન્ડન્ટ - અબ્બાસિયા પોલીસ સ્ટેશન.

હું બીજી વાર આખો કાગળ વાંચી ગયો પણ એમાંથી કાંઈ સમજી શક્યો નહીં. વળી પાછા એકવાર વાંચવાનું શરૂ કરતાં, મેનેજરના બોલાતા શબ્દોનું મને ભાન થયું.

'આ કયો ગુનો હશે, મિ.અહમદ ?'

'સાચે જ, સાહેબ, હું તદ્દન મુંઝાયેલો છું - હું આ બધું શા માટે છે તે કશું જ જાણતો નથી.'

'ઠીક, ખરેખર મને પણ સમજાતું નથી. તમે સીધા પોલીસ સ્ટેશન જઈ આવો. અને પાછા આવો કે તરત જ મને મળજો. હમણાં ને હમણાં ઊપડો, આ બધું શું ગુનાની વાહિયાત વાત, જાઓ વિલંબ વગર'

હું મેનેજરની ઑફિસમાંથી ખિન્ન મને મારી પોતાની ઑફિસમાં ગયો, તાળું માર્યું અને અબ્બાસિય્યા પોલીસ સ્ટેશન જવા નીકળ્યો. મારા પર કોઈ ગુનો કર્યાનો આક્ષેપ મુકાયો છે ? - રસ્તામાં ચાલતાં મને પ્રશ્ન થયો. મેં એક ટેક્ષી ઊભી રાખી અને ડ્રાઈવરને મેં જલદીથી અબ્બાસિયા લઈ જવા કહ્યું.

પોલીસ સ્ટેશન આવતાં હું ટેક્ષીમાંથી છલંગ મારી બહાર નીકળ્યો અને ફરજ પરના અમલદારના ખંડમાં ઝડપથી પહોંચ્યો. મેં હવાલદાર સમક્ષ ફરમાનપત્ર રજૂ કર્યો એટલે એણે નમ્રતાપૂવક ખુરશી ચીંધી.

'બેસો.'

હું બેઠો એટલામાં અમલદાર હુમલો અને મારામારીના ખટલાના કામમાં લાગી ગયો.

મેં એને ઉતાવળથી કહ્યું, 'જો તમે મને આ બધું શું છે તે કહી શકો તો મહેરબાની.'

'બેશક, હું તમને બધું જ સમજાવીશ - મને જે કામ કરું છું તે પૂરું કરી લેવા દો.'

હું શાંત બેસી રહ્યો અને મારી સામે ભજવાતું નાટક સમજ્યા વિના જોતો રહ્યો. મેં અમલદારને 'કોઈને કાંઈ વિશેષ કહેવાનું છે ?' એમ પૂછતા સાંભળ્યા, પછી હાજર રહેલા બધા સહી કરવા લાગ્યા. ત્યાર પછી બધા એક પોલીસ સાથે ખંડની બહાર નીકળી ગયા. આમ હું અમલદાર સાથે એકલો પડ્યો.

પોતાની આગળ પડેલા કાગળોને આમતેમ ફેરવીને એણે ખૂબ શાંતિથી મને કહ્યું :

'ભલા બિરાદર, બાબત તદ્દન સાધારણ છે. અને ગયે મહિને તમે

ખોવાયેલી સૂટકેસ માટે નોંધાવેલી ફરિયાદને લાગેવળગે છે.'

'ઓહ ! સૂટકેસ ! તમને હાથ લાગી છે ?'

'ના'

'તો પછી ?'

'૪૬૪૬ નંબરની ટેક્ષીનો માલિક અહીં અબ્બાસિય્યામાં રહે છે અને રોડા પોલીસ સ્ટેશને પગલાં લેવા માટે કેસ અહીં અમને હવાલે કર્યો છે.'

'તો હવે ?'

'પહેલી બાબત એ કે અમારે તમને કેટલીક પૂછપરછ કરવી પડશે'

'અચ્છા, ચાલો પૂછો'

અમલદારે એની પેન હાથમાં લીધી

'તમારું નામ, મહાશય ?'

'મારું નામ અહમદ શેફિક લુત્ફી છે, મારી ઉંમર બત્રીસ વર્ષ, હું રામ્લ કંપનીનો કર્મચારી છું. મારો જન્મ એડફિયેનામાં થયો હતો, જિલ્લો રોસેટા, ઈલાકો બહેઈરા, અને હું ૨૮, અલ-મલિક અલ-સલિક શેરીમાં રહું છું જે રોડા જિલ્લામાં છે.'

'તમારી ફરિયાદ શી બાબતની છે ?'

'પણ, સાહેબ, એ બધી જ માહિતી હું ક્યારનો આપી ચૂક્યો છું'

'વાંધો નહીં. દરેકને કામ કરવાની પોતપોતાની રીત હોય છે અને આ બાબતમાં હું મારી જાતે જ તપાસ કરવા માગું છું.'

'સારું, ચાલો.'

'તમારી ફરિયાદ કઈ બાબતની છે ?'

'મારી ફરિયાદ એ બાબતે છે કે ત્રણેક અઠવાડિયાં પહેલાં ચાર જુદી જુદી જાતની સૂટકેસ લઈને એલેક્ઝાંડ્રિયાથી પાછો ફરતો હતો, સૌથી મોટી કથ્થઈ રંગની અને માપમાં દોઢ મીટર લાંબી અને એક મીટર પહોળી, બીજી એક મીટર લાંબી અને પોણો મીટર પહોળી, અને તે પણ કથ્થઈ રંગની, ત્રીજી અડધો મીટર લાંબી અને અડધો મીટર પહોળી પણ કાળી, અને ચોથી એક નાની બેગ હતી.'

'જરા ધીમે કહો તો ઘણું સારું'

'જરૂર'

'બરાબર, બાકીનું કહો'

'મેં સ્ટેશનેથી ટેક્ષી કરી અને ત્રણ બેગ મારી બાજુમાં અને ચોથી ડ્રાઈવરને પડખે રાખી હતી. ઘરે આવીને મેં જોયું કે હું એક કાળી બેગ ભૂલી ગયો છું. ટેક્ષી ફોર્ડ હતી અને એનો નંબર ૪૬૪૬ હતો. ભુલાયેલી બેગમાં ભૂખરા રંગના એક જોડ ગરમ કોટપાટલૂન વીસ પાઉન્ડની કિંમતના હતા. ચાર સફેદ ખમીસ દરેક એક પાઉન્ડ ને પચાસ પિએસ્ટરના હતા અને પાંચ ટાઈ હતી જેમાંની એક સાદી લાલ, બીજી લાલ પર ભૂરી ભાતવાળી, ત્રીજી ખુલ્લા ભૂખરા રંગની, ચોથી પીળા અને કથ્થઈ રંગ પર લીલી ભાતવાળી અને પાંચમી સફેદ. દરેક ટાઈ એક પાઉન્ડ કિંમતની હતી.'

'તમે બહુ જલદી બોલો છો'

'સાચી બાબત એ છે કે મારી પાસે એટલો બધો સમય નથી, વળી પાછી આ બધી કાર્યવાહી ત્રાસદાયક છે.'

'હું તમારી પરિસ્થિતિ સમજું છું અને તમને ઠીકઠીક થયેલું નુકસાન પણ સમજું છું.'

'ઘણો આભાર'

'મારે તમને ખાસ બીજું પૂછવું છે.'

'બોલો'

'તમે ખોવાયેલી સૂટકેસની ફરિયાદ તે જ દિવસે કેમ ન કરી?'

'સાચું કહું તો મને લાગ્યું કે ડ્રાઈવરને તે દિવસે સૂટકેસ પાછી વાળવાની નવરાશ નહીં હોય કે કદાચ એ લોકોને આમતેમ લઈ જવામાં રોકાયેલો હોય. મેં વિચાર્યું કે હું તેને માટે બીજા દિવસ સુધી થોભું'

'તમને ખાતરી છે કે તમે તમારી ચાર બેગ સાથે એલેક્ઝાંડ્રિયાથી પાછા ફર્યા તે દિવસે કેરો સ્ટેશનથી રોડ આવતાં જ ટેક્ષી કરી તે ફોર્ડ હતી?'

'મને પૂરેપૂરી ખાતરી છે.'

'તમને ખાતરી છે કે તમે એલેક્ઝાંડ્રિયાથી પાછા ફર્યા તે દિવસે કેરો સ્ટેશનથી રોડા તમારા ઘર સુધી જે ફોર્ડ ટેક્ષી કરી તેનો નંબર ૪૬૪૬ હતો ?'

'હા, પૂરેપૂરી ખાતરી.'

'તમે એમ ખાતરી કેવી રીતે આપી શકો ?'

'મને ખાતરી છે કારણ કે મેં નંબર વાંચ્યો હતો.'

'તમારે બીજું કંઈ કહેવાનું છે ?'

'ના, આભાર.'

મેં સહી કરી અને ઉતાવળે બહાર નીકળ્યો. ઝડપથી ટેક્ષીમાં બેઠો અને ડ્રાઈવરને કહ્યું, 'બને એટલું જલદી મઝલોમ શેરી લઈ લેને, ભાઈ.'

ઑફિસે પાછા ફરી હું એકદમ ઝડપથી મેનેજરને મળવા માટે ગયો.

'તમે ધારી શકો છો, સાહેબ, એ બધી ગરબડ શા માટે હતી ?'

તેમણે જવાબ આપ્યા વગર મારી સામે શૂન્યમનસ્ક જોયું.

'સૂટકેસ બાબતસર' - મેં કહ્યું.

'કઈ સૂટકેસ, મિ.અહમદ.'

'હું ટેક્ષીમાં ભૂલી ગયો હતો તે સૂટકેસ - ડ્રાઈવર અબ્બાસિય્યા રહે છે એટલે ફરિયાદ રોડા પોલીસ સ્ટેશનથી અબ્બાસિય્યા પોલીસ સ્ટેશન મોકલી આપવામાં આવી છે.'

પણ મેનેજર કંઈ બોલ્યા નહીં અને પોતાના કાગળોમાં પાછા ખૂંપી ગયા. હું ખિન્ન મને એ ખંડમાંથી બહાર નીકળ્યો અને મારી ઑફિસમાં જઈ તદ્દન વ્યથાપૂર્ણ હાલતમાં ખુરશીમાં બેસી પડ્યો.

એક અઠવાડિયા પછી મેનેજરે મને એની ઑફિસમાં પાછો બોલાવ્યો અને મને બે પત્રો આપ્યા. એકમાં લખ્યું હતું :

> વિજ્ઞપ્તિ કે મિ.અહમદ શેફિક લુત્ફીને સૂચિત કરશો કે જે ગુનાની બાબતમાં તેમને પહેલાં પૂછપરછ કરવામાં આવેલીતેની તપાસ પૂરી કરવા માટે તેમણે પોલીસ સ્ટેશને હાજર થવું જરૂરી છે.
>
> સુપ્રિન્ટેન્ડન્ટ - અબ્બાસિય્યા પોલીસ સ્ટેશન.

બીજામાં લખ્યું હતું :

વિજ્ઞપ્તિ કે મિ.અહમદ શેફિક લુત્ફીને જણાવશો કે પોલીસ સ્ટેશનને તેમની હાજરીની તાકીદે જરૂરિયાત છે.

સુપ્રિન્ટેન્ડન્ટ – રોડા પોલીસ સ્ટેશન.

મેં મેનેજર સામે જોયું. તેઓ પોતાની સામે પડેલા કેટલાક કાગળો આમતેમ ઉથલાવતા હતા. હું કાંઈ પણ બોલ્યા વગર તેમના ખંડમાંથી બહાર નીકળ્યો, મારા મેજ પર આવ્યો, ખાનાં બંધ કરી તાળું મારી બહાર રસ્તા પર ગયો, ત્યાં કંપનીની ઑફિસના મુખ્ય દરવાજા આગળ શું કરવું તેની મૂંઝવણમાં ઊભો રહ્યો.

હું બસ સ્ટેશન સુધી ચાલતો પહોંચ્યો તે દરમિયાન મનમાં વિચાર્યું કે મારે પહેલાં રોડા પોલીસ સ્ટેશને જવું, એવી ઉમેદથી કે તેમને મારી સૂટકેસ મળી ગઈ હોય તો પછી મારે અબ્બાસિય્યા પોલીસ સ્ટેશન જવાનું જરૂરી નહીં રહે.

હું રોડા પોલીસ સ્ટેશન આવ્યો અને સીધો જ હવાલદાર અબ્દુલ બસિત પાસે ગયો. આરંભના ઔપચારિક નમસ્કાર બાદ મેં એને કહ્યું, 'હું આવ્યો છું.'

'બોલો, મહાશય.'

મેં હાજર થવા માટેનો સમન્સ મારા ખિસ્સામાંથી કાઢી એના સામે ધર્યો.

'તમે મને ન ઓળખ્યો ?' મેં પૂછ્યું, 'હું સૂટકેસવાળો.'

'ઓ ! હા ! બેસોને.'

'ધારું છું કે બધું બરાબર છે' મેં જલદીથી બેસતાં કહ્યું, 'તમે મને શા માટે બોલાવ્યો ?'

'બધું બરાબર છે, બહુ ઉદ્વેગ ન કરવો.'

'ખરેખર તો મારે ઘણું કામ છે અને હજુ મારે અબ્બાસિય્યા જવાનું છે.'

'કેમ અબ્બાસિય્યા ?'

'મારી ફરિયાદ ત્યાં રવાના કરવામાં આવી છે તે સિવાય કાંઈ કારણ

નથી - મને સમય બહુ ઓછો છે.'

'આહ, જરૂર - અમારી છૂપી પોલીસે કેટલીક ચોરાયેલી વસ્તુઓ મેળવી છે. એમાં તમારા જેવા ઝાંખા ભૂખરા રંગના કોટપાટલૂન છે.'

'સૂટકેસમાં ?' મેં આતુરતાથી પૂછ્યું.

'અરે, એવું તો ભાગ્યે જ માની શકાય, ખરું ને ? તમે વાજબી રીતે જ ચોર સૂટકેસ સાથે વસ્તુઓ વેચે એમ ન વિચારી શકો. એ કંઈ બહુ જચતું નથી.'

'બરાબર - કાંઈ વાંધો નહીં-હું એ વસ્તુઓ જોઈ શકું ?'

'કેમ નહીં ? છેવટે અમે તમને શા માટે બોલાવ્યા છે વારુ ? આમ આવો.'

તે ઊભો થયો અને જમણી બાજુના કબાટ તરફ ગયો. કબાટ ખોલ્યું અને એક સૂટ કાઢ્યો.

'આ જુઓ અને ખાતરી કરો કે એ તમારો છે - નહીં, સહેજ થોભો.'

એણે કોટપાટલૂન પાછાં કબાટમાં મૂક્યાં, ફરી બંધ કર્યું અને પોતાના મેજ પર ઉતાવળે પાછો ફર્યો.

તેણે પોતાની પેન કાઢતાં કહ્યું, 'તમે એ જુઓ તે પહેલાં મારે એના કટ વિશે પૂછવાનું છે.'

'કટ શું ?'

'સૂટનો કટ. બધા સૂટના કટ એકસરખા નથી હોતા. એક બે શબ્દો કહો તો ચાલી જશે - તમારું નામ, જનાબ ?'

'મારું નામ અહમદ શેફિક લુત્ફી છે, મારી ઉંમર બત્રીસ વર્ષ છે અને મારો જન્મ બહેઈરા ઇલાકાના રોસેટા જિલ્લાના એડફિયેનામાં થયો હતો.'

'હા, હા, એ બરાબર છે. કયા પ્રકારનો કટ હતો ?'

'સિંગલ બ્રેસ્ટેડ.'

'સિંગલ બ્રેસ્ટેડ ?'

'સિંગલ બ્રેસ્ટેડ - મેં હમણાં પહેર્યો છે તેવો જ.

'હં, એના ખિસ્સાં /'

'એ પણ આનાં જેવાં જ.'

'હં, સારું, આમ આવો અને સૂટ જુઓ.'

એ પાછો ઊભો થયો, કબાટ ઉઘાડ્યું અને સૂટ બહાર કાઢ્યો. તે આમતેમ ફેરવવા લાગ્યો પણ પ્રથમ નજરે જ હું કહી શક્યો કે એ મારો નથી. હું મારી બેઠક પરથી ઊભો થયો નહીં.

'તો એ તમારો સૂટ નથી' હવાલદારે કહ્યું, 'એમ જ ને, ખરું ને ?'

'ના, એ મારો સૂટ નથી'

'સારું, તો પછી આપણે રિપોર્ટ પૂરો કરીએ.'

તે પોતાના મેજ પર પાછો ફર્યો અને લખવાનું શરૂ કર્યું :

> આ તપાસ અહીં દર્શાવેલ તારીખ અને સમય પ્રમાણે આ વિશે કરવામાં આવી. જ્યારે રામ્લ કંપનીના કર્મચારી મિ.અહમદ શેફિક લુત્ફીને હાજર રહેવા બોલાવવામાં આવ્યા હતા અને આગળથી હાથમાં આવેલો સૂટ એમને બતાવ્યા પછી એમણે જણાવ્યું કે તે એમનો ખોવાયેલો સૂટ નથી. આથી આ તપાસ પૂરી કરવામાં આવી છે અને તેની યથાયોગ્યતા અનુસાર તેમણે દસ્તખત કર્યા છે.

'અહીં સહી કરો ને'

હું ઊભો થયો, પેન લીધી અને સહી કરી.

'બસ ?' મેં પૂછ્યું.

'બસ, તમને તકલીફ આપ્યા બદલ દિલગીર આમ છતાં વિશ્વાસ છે કે અમે તમારી વસ્તુઓ મેળવીશું'

ઉતાવળે બહાર નીકળતાં 'તમને ફતેહ મળો' એમ કહી મેં વિદાય લીધી. પણ હું એકદમ થંભ્યો.

'હવાલદાર અબ્દુલ બસિત મને જણાવશો કે નોટિસ મને ઘર પર મોકલવાનું શક્ય નહીં બને ?'

'ચોક્કસ, કેમ નહીં ?'

'તો સારું, હવે પછી હંમેશ માટે ઘરે મોકલજો.'

'વાત એમ છે કે એમાં જરા આળસ આવી જાય છે અને રામ્લ કંપની બહુ સારી છે અને ત્યાં લખવું સહેલું છે, વળી એ મોટી કંપની છે અને બહુ પ્રખ્યાત છે.'

હવે બાર વાગી ગયા હતા, એટલે કે હું આજે મારા કામ પર પાછો ન ફરી શકું, એટલે એમ પણ કે મેનેજર સામે વળી ગરીબડું મોઢું વકાસવું. ગમે તેમ પણ અમલદાર બપોરના ખાણા માટે નીકળી જાય અને મારે વળી બીજો દિવસ બગાડવાનો થાય. તે પહેલાં મારે ઉતાવળે અબ્બાસિય્યા પોલીસ સ્ટેશને જવું જોઈએ.

હું બસમાં બેસી પોલીસ સ્ટેશને પહોંચ્યો અને કાર્યાલયમાં ગયો. ત્યાં અમલદારને મેં માયાળુ મલકાટ કરતો ભાળ્યો, જે શુભ એંધાણ સૂચવતું હતું. મેં અભિવાદન કરી બેસવાની રજા માગી.

'બેસોને' એણે કહ્યું.

'તમે મને સાચે જ સાંભરો છો ને ?'

'અલબત્ત'

'અને હવે આ બધું શું છે ? મને તો આશ્ચર્ય થાય છે.'

'બાબત જરા ગૂંચવાડામાં પડી છે.'

'કેમ ?'

'હું તમને કહું છું'

તેણે એક ફાઈલ નજીક ખેંચી અને તેમાંથી મારા સંબંધી હેવાલ કાઢ્યો.

'એ આ પ્રમાણે છે. અમે ૪૬૪૬ નંબરની ટેક્ષીના ડ્રાઈવરને બોલાવ્યો. તેણે એમ જણાવ્યું કે તે દિવસે તે કામ પર ચઢ્યો ન હતો. અને તમારી સૂટકેસ ખોવાઈ તે દિવસે એનું વાહન કામ આપી શકે એવી હાલતમાં ન હતું એવી મતલબનું પ્રમાણપત્ર વાહન-દુરસ્તીની દુકાન પાસેથી મોકલી આપ્યું છે.

'અને બધું પૂરું થઈ ગયું ?'

'મને કાંઈ સમજાતું નથી'

'એવું ન બને કે આ પ્રમાણપત્ર ખોટી રીતનું હોય ?'

'સાચું કહું તો એ શક્ય છે, પણ એ પુરવાર કરવું મુશ્કેલ છે.'

'તો હવે શું ?'

'જુઓ, મને એક તુક્કો સૂઝે છે.'

'શું ?'

'હું ખરેખર તમારી પરિસ્થિતિ સમજું છું - એટલે કે કહું તો, તમને થયેલું નુકસાન; અને સ્વાભાવિક રીતે હું તમને મદદ કરવા ઇચ્છું છું.'

'હું તમારો ઘણો આભારી છું.'

'હું એમ કહેવા માગું છું કે એવું ન બને કે તમે - નંબર ફેરવી તોળો ?'

'નંબર ફેરવી તોળું ? એનો પ્રશ્ન જ નથી. મને બરાબર યાદ છે કે તે ૪૬૪૬ હતો.'

'સારું, સારું, બિરાદર, પણ હું એમ કહેવા માગું છું કે ૪૬૪૬ નંબરને બદલે ૬૪૬૪ કે ૬૪૪૬ એવાં કંઈક ચાર ને છનાં જોડકાં ન હોઈ શકે ?'

'અશક્ય, કારણ કે શરૂઆતથી જ મને સ્પષ્ટપણે યાદ છે કે દરેક ચારની પાસે જ છ હતો.'

'વારુ, એનો અર્થ એ કે જેમ નંબર ૪૬૪૬ તેમ બરાબર એ જ રીતે ૬૪૬૪ પણ હોઈ શકે.'

હું શાંત રહ્યો અને મનમાં વિચારવા લાગ્યો.

'તમને શું લાગે છે ?' એણે પૂછ્યું.

'મને સમજાતું નથી' મેં કહ્યું :

તે ક્ષણથી મારા મગજમાં નંબર અંગે ગોટાળો થવા માંડ્યો.

'એ શક્ય છે.' મેં કહ્યું.

'શું શક્ય છે ?'

'તમે કહો છો તે શક્ય છે.'

'કયો નંબર સૌથી વધારે સંભવિત લાગે છે ?'

'મને હવે કંઈ સમજ પડતી નથી. આપણે ૬૪૬૪ માનીએ અને અજમાવી જોઈએ.'

'સારું, હું તમારી પાસેથી નિવેદન નોંધી લઉં અને અમે એ બધી

તપાસમાં ઊતરીશું. ડ્રાઈવર પાસેથી આ પ્રમાણેનું પ્રમાણપત્ર મોકલાયા પછી મારે ખરેખર તો આ તપાસ બંધ કરી ફાઈલ બાજુએ ધકેલી દેવી જોઈએ. તેમ છતાં હું તમારી પરિસ્થિતિ સમજું છું એટલે વાહનના નંબરના સંબંધમાં તમારું નિવેદન સુધારવાના આધારે હું તપાસ પછી ખુલ્લી રાખીશ.'

'બહુ સરસ. એ શક્ય છે - એ શક્ય છે કે મેં ખરેખર ભૂલ કરી હોય'

'તમારે શું નિવેદન કરવાનું છે ?'

'એલેક્ઝાંડ્રિયાથી સાંજે પાછા ફરતાં મેં જે વાહન કર્યું તેના નંબરના સંબંધમાં જે મેં પહેલાં ૪૬૪૬ નંબર કહ્યો હતો તે માટે હવે કહેવાનું છે કે મને તે વાહનનો સાચો નંબર ૬૪૬૪ હતો તે યાદ આવ્યું છે.'

'એથી વિશેષ કાંઈ તમારે કહેવાનું છે ?'

'ના'

હું ઊઠ્યો. બે વાગી ગયા હતા, એટલે કે કંપનીના દરવાજા બંધ થઈ ગયા હતા અને મારે ઘેર ગયા સિવાય કંઈ કરવાનું રહેતું ન હતું.

મારું જે બાકી રહેલું કેટલુંક કામ હતું તે પતાવવા ઑફિસે વહેલા પહોંચવાના ઇરાદાથી હું બીજે દિવસે સવારમાં વહેલો ઊઠ્યો. આખો દિવસ હું મેનેજરની નજર ટાળવામાં સફળ થયો. પછીના અઠવાડિયા દરમિયાન ન હું મેનેજરને મળ્યો કે ન એમણે મને બોલાવ્યો. ધીમે ધીમે મેં સૂટકેસની બાબત મારા મનમાંથી કાઢી નાખી.

આમ છતાં એક સવારે એમણે મને બોલાવ્યો.

જ્યારે હું એમની ઑફિસમાં દાખલ થયો ત્યારે મેં એમને એમના મેજની આગળ ઊભેલા જોયા. એકદમ ગુસ્સાથી તેઓ બરાડી ઊઠ્યા :

'મારે એ જાણવું છે, મિ.અહમદ કે આ બધાનો નિવેડો ક્યારે આવશે ?'

હું એમની સામે મૂંગો થઈ જોઈ રહ્યો.

'આ બધું, પોલીસ સ્ટેશન, પૂછપરછ, અને ગુના, એ બધું ક્યારે પૂરું થશે ?'

મેં બીતાં બીતાં પૂછ્યું, 'શેનું પોલીસ સ્ટેશન, સાહેબ ?'

'આ વાંચો' એમણે કહ્યું અને એક કાગળનો ટુકડો મારી સામે ધર્યો. આગળ ડગલું ભરવા અને કાગળ લેવા ખૂબ ગભરાટ અનુભવતાં હું ત્યાં જ સ્તબ્ધ ઊભો રહ્યો.

'ચલો, વાંચો'

મેં મારો ધ્રૂજતો હાથ લંબાવ્યો અને એના તરફ જોયા વગર જ કાગળનો ટુકડો લીધો.

'વાંચો એમાં શું કહે છે તે, ચલો'

છેવટે મેં વાંચ્યું :

ઇમ્બાબા પોલીસ સ્ટેશન
મિ. અહમદ શેફિક લુત્ફીને માલમ થાય કે ગુના સંબંધમાં પૂછપરછ માટે પોલીસ સ્ટેશન પર તાકીદે હાજર થાય તેની નોંધ લેશો.
ગુના નંબર -

હું આગળ વાંચી ન શક્યો. શું કરવું તે સમજ ન પડતાં હું ઊભો રહ્યો અને મેનેજર સમક્ષ ગરીબડી નજરે જોઈ રહ્યો.

'આ વળી શું ?' એમણે તીવ્ર અવાજે પૂછ્યું.

'મને સમજ પડતી નથી.' મેં કહ્યું.

'તમને સમજ પડતી નથી એટલે શું કહેવા માગો છો ? સૂટકેસ રોડા પોલીસ સ્ટેશને હતી, પછી અબ્બાસિય્યા અને હવે ઇમ્બાબા પહોંચી ગઈ.'

'પણ સાહેબ, એમ નથી લાગતું કે હું ચોર હોઉં અથવા મેં કાંઈ ખોટું કર્યું હોય !'

'તમે પોલીસ સ્ટેશને જલદી જાઓ તો સારું. હું તો આ બધાનો અંત ક્યારે આવે તે જાણવા ખાસ આતુર છું. દરેક બાબતને આખરે ક્યાંક અંત હોવો જોઈએ. જલદી જાઓ તમે.'

ઘણી મૂંઝવણમાં ધીમે ડગલાં ભરતો હું મારી ઑફિસમાં આવ્યો, મેજ આગળ બેસી પડ્યો. હું આમતેમ ખસી શક્યો નહીં, મારી બુદ્ધિ બહેર મારી ગઈ. પછી મને મારા હાથમાં રહેલા કાગળના ટુકડાનું ભાન થયું. ઇમ્બાબા પોલીસ સ્ટેશન - રોડા પોલીસ સ્ટેશન - કોઈ પણ પોલીસ

સ્ટેશન હોય મારે હરગિજ એ સૂટકેસ જોઈતી નથી.

આમ છતાં ઊઠીને પોલીસ સ્ટેશન જવાં સિવાય છૂટકો ન હતો. દસ વાગ્યા હતા અને મારી સામે કામનો ખડકલો હતો. ઇમ્બાબા પોલીસ સ્ટેશન ઘણું દૂર હતું. મારે ઇમ્બાબા પોલીસ સ્ટેશન સાથે શી લેવા દેવા?

હું ઑફિસની બહાર નીકળ્યો અને બિલકુલ સમય ગુમાવવો ન જોઈએ એમ લાગતાં મેં એક ટેક્ષી ઊભી રાખી. 'ઇમ્બાબા પોલીસ સ્ટેશન - જેટલું બને એટલું જલદી, ભાઈ'

જેવો હું ત્યાં પહોંચ્યો તેવો જ અમલદારના ખંડમાં એકદમ ઝડપથી દાખલ થયો અને મૂંગેમોઢે પેલો કાગળનો ટુકડો એમના હાથમાં આપ્યો.

'તમે અહમદ શેફિક?' એણે પૂછ્યું.

'હા, હું જ'

'બેસોને'

હું રાહ જોતો બેઠો.

મારી સમક્ષ ફાઈલ ખોલીને અમલદાર બોલ્યો :

'ગયે મહિને તમે રોડા પોલીસ સ્ટેશન પર ફરિયાદ નોંધાવી હતી?'

હું અધીરો થતો જતો હતો.

'હા, બીજું કાંઈ?'

'અને પછી ગબ્બાસિય્યા પોલીસ સ્ટેશન, જે જિલ્લાનું પોલીસ મથક છે, જેમાં ટેક્ષી ડ્રાઈવર રહે છે, ત્યાં તમે કહ્યું કે ટેક્ષીનો નંબર ૪૬૪૬ નહી પણ ૬૪૬૪ હતો?'

'હં.'

'તે ટેક્ષી ડ્રાઈવર મુસ્તફા હુમેઈદા છે અને તે અહીં ઇમ્બાબામાં રહે છે.'

'અચ્છા'

'તેથી મારે તમને અહીં સુધી બોલાવવા પડ્યા જેથી હું તમને સમગ્ર બીના વિશે પૂછપરછ કરી શકું.'

'મેં એ બધું પહેલાં કહ્યું છે.'

'કાંઈ વાંધો નહીં. હવે એ બાબત અમારા ક્ષેત્રની છે. મારી જાતે જ

તપાસ કર્યા બાબત મને સંતોષ થતો નથી.'

'હું, અને તમે મને શી બાબત પૂછવા માગો છો ? તમારે પહેલાં ટેક્ષી ડ્રાઈવરને પૂછવું જોઈએ ?'

'જુઓ, ભલા આદમી, જ્યાં સુધી મેં ખાતરી ન કરી હોય ત્યાં સુધી હું એને ન પૂછી શકું.'

'શેની ખાતરી કરવાની ?'

'એક વાર તમે કહ્યું કે વાહનનો નંબર ૪૬૪૬ હતો અને બીજા પ્રસંગે તમે કહ્યું કે એ ૬૪૬૪ હતો. મારે ખાતરી કરવી જોઈએ. એવું બને કે વળી તમે કંઈ બીજો જ નંબર જણાવો.'

'તો તમે મને એ વિશે પૂછવા માંગો છો ?'

'હું બરાબર ઘરમૂળથી જ શરૂ કરવા ધારું છું. હું હંમેશા મારી રીતે જ તપાસ કરવાનું પસંદ કરું છું'

'સારું, ચાલો, તમે એ વિશે મને શું પૂછવા માંગો છો ?'

'હું તમને હમણાં જ જણાવું છું.' એણે પોતાના ટેબલના ખાનામાંથી કેટલાક કાગળો કાઢ્યા અને લખવાનું શરૂ કર્યું :

આજની તારીખે અમારી, ફરજ પરના અમલદારની,સમક્ષ મિ. મહમદ શેફિક લુત્ફી હાજર થયા અને નિવેદન કર્યું કે –

અમલદારે આગળના ફરિયાદ સંબંધી કાગળો ઉથલાવી જોયા અને લખતો ગયો :

મારું નામ અહમદ શેફિક લુત્ફી છે, મારી ઉંમર બત્રીસ વર્ષની છે અને મારો જન્મ બહેઈરા ઈલાકાના રોસેટા જિલ્લાના એડફિયેનામાં થયો હતો. હું રામ્લ કંપનીનો કર્મચારી છું અને હું રોડામાં ૨૮, અલ-મલિક અલ-સલિહ શેરીમાં રહું છું.

તે મારી તરફ ફર્યો. 'તમારી કેફિયતની યથાતથ બાબત શી હતી ?'

હું ટટાર થયો અને કહ્યું, 'સાહેબ'

'શું ?'

'સાહેબ, મારું કાંઈ ખોવાયું નથી'

'એ વળી શું ?'

'મારી એકે સૂટકેસ ખોવાઈ નથી'

'તમે શું કહો છો ?'

'હું એમ કહેવા માગું છું કે હું એલેક્ઝાંડ્રિયાથી મારી બધી જ સૂટકેસ પૂરેપૂરી અને સુરક્ષિત હાલતમાં લઈને પાછો ફર્યો હતો. મેં કાંઈ ખોયું નથી.'

'આ બધું શું છે તે હું કાંઈ સમજતો નથી'

'હું તમને કહું છું કે મેં એક પણ વસ્તુ ખોઈ નથી.'

'એટલું બધું જલદી નહીં, મારા વહાલા બિરાદર, પહેલાં તો તમારું નામ અહમદ શેફિક લુત્ફી, ખરું ને? અને તમારો જન્મ બહેઈરા ઇલાકાના રોસેટા જિલ્લાના એડફિયેનામાં, બરાબર ને ? અને તમે... તમે રામ્લ કંપનીના કર્મચારી, નહીં ?'

'બિલકુલ બરાબર'

'તો પછી તમે આ શું કહો છો ? પહેલાં તમે રોડા અને અબ્બાસિય્યા પોલીસ સ્ટેશનમાં અમુક એ મતલબનું નિવેદન કર્યું હતું કે તમે સૂટકેસ ખોઈ છે -'

'એ ખરું નથી.'

'શું આ તમારી સહી નથી ?' એણે પહેલાં કરેલી ફરિયાદના સહી કરેલા કાગળો મારા હાથમાં હડસેલી દીધા.

'હા, એ મારી જ સહી છે' મેં કહ્યું.

'તો તમારી પાસેથી સૂટકેસ ચોરાઈ હતી ?'

'અને હું, સૂટકેસના માલિક તરીકે કહું છું કે મારું કાંઈ ચોરાયું નથી.'

'અને આ બધાં નિવેદનો ?'

'ભૂલ'

'છેતરપિંડી ?'

'ના, ભૂલ'

'તમે સહી કરતાં પહેલાં એ વાંચ્યાં હતાં ?'

'હા, વાંચ્યાં હતાં.'

'અમલદાર સાહેબ, મારી ચારેય સૂટકેસ મારે ઘરે સલામત છે અને

કોઈએ મારી પાસેથી કાંઈ ચોર્યું નથી.'

'સરસ, આપણે બરાબર એ મતલબના થોડા શબ્દો લખી લઈએ'

અમલદારે લખવાનું શરૂ કર્યું. હું તદ્દન શાંતિથી કાગળમાં એની કલમ એક ખૂણેથી બીજે ખૂણે સરકતી જોઈ રહ્યો. છેવટે એણે મારી તરફ જોયું અને કહ્યું :

'અહીં સહી કરોને'

મેં સહી કરી.

'બસ, એ જ' મેં ઊભા થતાં કહ્યું, 'હવે મને રજા આપો તો...'

'તમે ક્યાં જવાનું કહો છો ?' અમલદાર તતડ્યો.

'મારા કામે, આ વાત અહીં પૂરી થઈ, ખરુંને ?'

'વાત પૂરી થઈ ? તમે શું સમજો છો ?.... હવાલદાર મહમદ' એણે મોટેથી ઘાંટો પાડ્યો, 'એઈ, તું બારણા પાસે ઊભો છે તે !'

પોલીસ હાજર થયો અને સલામ ભરી.

'આ મહાશયને લઈ જા' અમલદારે એને કહ્યું.

'મને ક્યાં લઈ જવા કહો છો ?' મેં ગભરાટમાં પૂછ્યું.

પણ અમલદાર રિપોર્ટ લખતો હતો. મેં મારી પાછળ ઊભેલા પોલીસ તરફ નજર કરી; બને એટલું આગળ ખેંચાઈ વાંચવાનો પ્રયત્ન કર્યો :

સંબંધિત ઇસમને જ્યાંનો તે રહેવાસી છેતે રોડા પોલીસ સ્ટેશન પર પાછો હવાલે કરવામાં આવે છે જેથી અધિકારીઓને હેરાનગતિરૂપ નીવડવાના આરોપ બાબતતેની પૂછપરરછ કરવામાં આવે અને ફોજદારી ધારાની ૧૩૫ મી કલમ હેઠળ તેના પર કામ ચલાવવામાં આવે.

[જોનસન-ડેવીસના અંગ્રેજી અનુવાદ પરથી]

‘મારી એકે સૂટકેસ ખોવાઈ નથી’

‘તમે શું કહો છો ?’

‘હું એમ કહેવા માગું છું કે હું એલેક્ઝાંડ્રિયાથી મારી બધી જ સૂટકેસ પૂરેપૂરી અને સુરક્ષિત હાલતમાં લઈને પાછો ફર્યો હતો. મેં કાંઈ ખોયું નથી.’

‘આ બધું શું છે તે હું કાંઈ સમજતો નથી’

‘હું તમને કહું છું કે મેં એક પણ વસ્તુ ખોઈ નથી.’

‘એટલું બધું જલદી નહીં, મારા વહાલા બિરાદર, પહેલાં તો તમારું નામ અહમદ શેફિક લુત્ફી, ખરું ને ? અને તમારો જન્મ બહેઈરા ઇલાકાના રોસેટા જિલ્લાના એડફિયેનામાં, બરાબર ને ? અને તમે... તમે રામ્લ કંપનીના કર્મચારી, નહીં ?’

‘બિલકુલ બરાબર’

‘તો પછી તમે આ શું કહો છો ? પહેલાં તમે રોડા અને અબ્બાસિય્યા પોલીસ સ્ટેશનમાં અમુક એ મતલબનું નિવેદન કર્યું હતું કે તમે સૂટકેસ ખોઈ છે –’

‘એ ખરું નથી.’

‘શું આ તમારી સહી નથી ?’ એણે પહેલાં કરેલી ફરિયાદના સહી કરેલા કાગળો મારા હાથમાં હડસેલી દીધા.

‘હા, એ મારી જ સહી છે’ મેં કહ્યું.

‘તો તમારી પાસેથી સૂટકેસ ચોરાઈ હતી ?’

‘અને હું, સૂટકેસના માલિક તરીકે કહું છું કે મારું કાંઈ ચોરાયું નથી.’

‘અને આ બધાં નિવેદનો ?’

‘ભૂલ’

‘છેતરપિંડી ?’

‘ના, ભૂલ’

‘તમે સહી કરતાં પહેલાં એ વાંચ્યાં હતાં ?’

‘હા, વાંચ્યાં હતાં.’

‘અમલદાર સાહેબ, મારી ચારેય સૂટકેસ મારે ઘરે સલામત છે અને

કોઈએ મારી પાસેથી કાંઈ ચોર્યું નથી.'

'સરસ, આપણે બરાબર એ મતલબના થોડા શબ્દો લખી લઈએ'

અમલદારે લખવાનું શરૂ કર્યું. હું તદ્દન શાંતિથી કાગળમાં એની કલમ એક ખૂણેથી બીજે ખૂણે સરકતી જોઈ રહ્યો. છેવટે એણે મારી તરફ જોયું અને કહ્યું :

'અહીં સહી કરોને'

મેં સહી કરી.

'બસ, એ જ' મેં ઊભા થતાં કહ્યું, 'હવે મને રજા આપો તો...'

'તમે ક્યાં જવાનું કહો છો ?' અમલદાર તતડ્યો.

'મારા કામે, આ વાત અહીં પૂરી થઈ, ખરુંને ?'

'વાત પૂરી થઈ ? તમે શું સમજો છો ?.... હવાલદાર મહમદ' એણે મોટેથી ઘાંટો પાડ્યો, 'એઈ, તું બારણા પાસે ઊભો છે તે !'

પોલીસ હાજર થયો અને સલામ ભરી.

'આ મહાશયને લઈ જા' અમલદારે એને કહ્યું.

'મને ક્યાં લઈ જવા કહો છો ?' મેં ગભરાટમાં પૂછ્યું.

પણ અમલદાર રિપોર્ટ લખતો હતો. મેં મારી પાછળ ઊભેલા પોલીસ તરફ નજર કરી; બને એટલું આગળ ખેંચાઈ વાંચવાનો પ્રયત્ન કર્યો :

સંબંધિત ઇસમને જ્યાંનો તે રહેવાસી છેતે રોડા પોલીસ સ્ટેશન પર પાછો હવાલે કરવામાં આવે છે જેથી અધિકારીઓને હેરાનગતિરૂપ નીવડવાના આરોપ બાબતતેની પૂછપરરછ કરવામાં આવે અને ફોજદારી ધારાની ૧૩૫ મી કલમ હેઠળ તેના પર કામ ચલાવવામાં આવે.

[જોનસન-ડેવીસના અંગ્રેજી અનુવાદ પરથી]

જાન્યુઆરી અંકમાં હરીશ મીનાશ્રુની કવિતામાંના મુદ્રણદોષો આ પ્રમાણે સુધારીને વાંચવા વિનંતી.

૧. ત્રિપદી : 'પલાશમાં ને ભીમપલાશ'ને બદલે 'પલાશમાં ને ભીમપલાશમાં' વાંચવું.
૨. મુક્તાવલી ત્રીજો ખંડ :
 બત્રીસ લક્ષણો તું : માની લીધું, - છતાં પણ
 અથથી ઈતિ તરફ આ રસ્તા બધાં જતાં પણ
 બીજમાં છે વૃક્ષ અઢળક ખરવાના ઓરતા પણ

ને બદલે આમ વાંચવું

 બત્રીસ લક્ષણો તું : માની લીધું, - છતાં પણ
 અથથી ઈતિ તરફ આ રસ્તા બધાં જતાં પણ
 બીજમાં છે વૃક્ષ અઢળક, અઢળક છે પર્ણ વૃક્ષે
 ને પર્ણમાં છે અઢળક ખરવાના ઓરતા પણ
૩. સૂનો ભાઈ સાધો-૧માં પાંચમી પંક્તિમાં 'અનવધ'ને બદલે 'અનવદ્ય' વાંચવું.
૪. ચાર : તેરમી પંક્તિમાં 'ફત્તવો'ને બદલે 'ફતવો' વાંચવું.

## સાભાર સ્વીકાર

રન્નાદે પ્રકાશન

૫૮/૨, બીજે માળ, દેરાસરની સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧ના નવાં પ્રકાશનો.

*કલ્પાયન : કાવ્યસંગ્રહ, લાભશંકર ઠાકર, મૂ. ૨૫ રૂપિયા*
*ટમટમ સસલું : બાળવાર્તા, લાભશંકર ઠાકર, મૂ. ૩૫ રૂપિયા*
*મ્યાઉહાઉસ : બાળવાર્તા, લાભશંકર ઠાકર, મૂ. ૩૫ રૂપિયા*
*ઊડતી સાયકલ : બાળવાર્તા, લાભશંકર ઠાકર, મૂ. ૩૫ રૂપિયા*
*કલાપી સ્મરણમૂર્તિ : કવિના સ્મૃતિચિત્રો, પત્રો : સં. જયંત કોઠારી, પ્રકા. ઈમેજ પબ્લિકેશન પ્રા. લિ., ૧૯૯/૧, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ- મૂલ્ય ૧૨૫ રૂપિયા*

'કેવળ પદ્યના જ નહિ, સાહિત્યના તમામ પ્રકાર-પ્રદેશોને મુકાબલે 'ગીત' હજારેક વર્ષની સુદીર્ઘ ઈતિહાસપરંપરા ધરાવે છે. એના પ્રારંભ અને પ્રકાશન પછી સમાંતરે ઊગેલા કેટલાયે કાવ્યપ્રકારો એની શક્યતાઓ ને ઉપાદેયતા ખવાઈ જવાને કારણે નામશેષ થઈ સાહિત્યઈતિહાસના અભ્યાસવિષય બની રહ્યા. તો વળી ઉત્તરકાળે નવા સંપર્કોથી સાંપડેલા ઈતરોત્થ કાવ્યપ્રકારોના વિસ્તરણ - વિકસન વચ્ચે પણ 'ગીત'તો સ્થિરદ્યુતિ બનીને પ્રકાશતું રહ્યું છે. મધ્યકાલીન કવિતાનો તો મુખ્ય પ્રવાહ જ વિવિધ નામાભિધાને 'ગીત' રૂપે વહેતો રહ્યો, એની લગોલગ લોકગીતની વિપુલ મૌખિક પરંપરા પણ 'ગીત' પ્રકારની સ્થાપિતા પૂરતી જ નહિ, અર્વાચીન ને અર્વાચીનોત્તર કાળે ગીતની નવી ગુંજાશોને કોળાવવામાં સતત ઉપકારક બનતી રહી છે. પ્રજાજીવનના સામુદાયિક ને વૈયક્તિક ભાવવિલાસોની સરલ, સહજ વાઙ્મયી અભિવ્યક્તિ માટે ગીત જેવું ભાષાવગું બીજું રંજક હથિયાર આપણી પ્રાક્-અર્વાચીન સંસ્કારપરંપરામાં ગોત્યું જડતું નથી.'

અર્વાચીનતામાં આવતાં, ગીતના પૂર્વકાલીન એકચક્રી ને અતિપ્રભાવક શાસનને પડકાર મળતા રહ્યા છે. વિવિધ ભાવસ્ફુરણોને નિજી વ્યક્તિતાથી રંગીને ટૂંકા ફલકમાં તરાશતા 'ગીત' જેવી ઊર્મિકવિતાના વિકલ્પો કે સ્પર્ધાત્મક શોધ માટેના પ્રયાસોના પરિણામરૂપે જ જાણે ગઝલ અને સૉનેટ જેવા લિરિકલ પ્રકારો અવતર્યા છે.'

[લાભશંકર પુરોહિતના તાજેતરમાં પ્રગટ થયેલા વિવેચનસંગ્રહ 'ફળશ્રુતિ'માંથી]

# સમાચાર

• કોંગ્રેસ પક્ષ કેન્દ્ર સરકારને ઉથલાવી પાડવાની તૈયારીઓ કરી રહ્યો છે. કોંગ્રેસ ને બીજા પક્ષો મળીને વિષ્ણુ ભાગવતની બરતરફીનો પ્રશ્ન ચગાવવા માટે તૈયારીઓ કરી રહ્યા છે.

• કેન્દ્ર સરકારની નાજુક પરિસ્થિતિને કારણે શેરબજાર મંદીના માર્ગે જઈ રહ્યું છે.

• સ્વામીનારાયણ સંપ્રદાયના સ્વામી ગદાધરાનંદજીના મૃતદેહના અવશેષો રાજસ્થાનમાંથી મળી આવ્યા છે.

• પાકિસ્તાન સરકારે સૂચવ્યું છે કે કાશ્મીરમાં મધ્યસ્થી કરવાને માટે નેલ્સન મંડેલા યોગ્ય વ્યક્તિ છે.

• ગુજરાત રાજ્યની વિવિધ યોજનાઓ માટે કેન્દ્ર સરકારે રૂપિયા ૪૧૦ કરોડ મંજૂર કર્યા છે.

• અમદાવાદમાં ઝાડાઊલટીના દર્દીઓની સંખ્યા વધી રહી છે.

• ગુજરાતમાં આચાર્યો અને શિક્ષણ નિરીક્ષકોની ઘણી બધી જગ્યાઓ ખાલી પડી છે.

• યુગોસ્લાવિયા ઉપર હજુ પણ નાટો દ્વારા હવાઈ હુમલાઓની શક્યતાઓ છે.

## ચાર કાવ્યો / ઉર્વશી મનુપ્રસાદ પંડ્યા

### એક

બહુ પાતળી પારદર્શક અને લિસ્સી છે મારી ચામડી
એને ભેદીને
લોહી-માંસ ક્યારે તારામાં ભળી ગયા
એનીય મને જાણ ન થાય એટલી પાતળી
તેથી જ તો
હાડકાંને ચિપકી રહેલી આ ઘઉંવર્ણી
કાળી માટીના લોચા જેવી સુંવાળી ચામડી
હવે તું સ્પર્શે છે ત્યારે
એને છેદી-ભેદી નીકળેલાં
ખૂણે-ખાંચરેનાં હાડકાંની તીણી ઘોંચ
તને ખૂંચે છે, પીડે છે – ખૂબ જ.
તારી બરછટ – જાડી ચામડી પર પણ કદીક
ફૂટે છે રાતાં ચોળ ચંપાફૂલ જેવી લોહિયાળ ટશરો.
ટીપું માત્ર ઝીલી શકું
તો
એક રક્તબિંદુથી જન્મતા અસંખ્ય યોધ્ધા કે રાક્ષસોની
પુરાકથા જીવતી થાય યુગો બાદ ધરતી પર.

વૃક્ષ પરનાં ફળોનો ખુલતો કેસરી રંગ
કથ્થાઈ ઘેરાશ પકડે તે પછી
એમાંથી ઝમતા સૂકારા, સડાનેય
ભીતર સંગોપી દેહ પર લીલોછમ સજાવે જેમ માટી
બરાબર એમ જ
તારી લાંબી સ્વપ્નિલ પાંપણો ખરી પડશે
તારામાં વહેતા નિર્બંધ ઝરા એકાએક થંભી જઈ ગંધાવા માંડશે
તારા એકલપંડે ઝઝૂમવાના ઓરતા
છાતીના વાળની સફેદીમાં દમિયલ હાંફશે
ને
સુકાતો જશે તારો અમરતકૂવો
ત્યારે
મારા ભાંગ્યા-તૂટ્યા અવશેષ વડેય આંખ ભીંચી, હોઠ ભીડી
હું તને સાહી લઈશ.
મનના હવડ ખૂણામાં વસતી કરવા
દેવું કરી લીધેલાં પુસ્તકોને ઊધઈ ધૂળ કરી દેશે
મારા કરતાંય વધુ જતનથી સંઘરેલી - સાચવેલી
તારા ખપની બધી જ ચીજો આડે હાથે થઈ જશે
સઘળું જ ચેતન કણ-કણ થઈ વેરાઈ જશે
તે ઘડીએ
તારા એકેક સ્થૂળ-સૂક્ષ્મ અણુએ અણુને ગ્રહી લઈશ.

વણથંભી વહેતી કાળગંગા
કે
તારી અને તારા નગરની જડતા
કશું જ પર્યાપ્ત નથી મારી ચામડી પર આવરણો રચવા,
કારણ કે
તારા તન-મનની તમામ અવસ્થાને જાણવામાં જ

ઘસાઈ ગઈ છે એ.
હાડકાંનાં પોલાણમાંનો અવકાશ પણ
ભરપૂર છે મમતાથી
એટલે જ
એમાં અસંખ્ય [illegible] છે
જેમાંથી નિરં[illegible]ઓ-યુગો લગી
વહી શકે જ [illegible] તારા ભણી.
આજે પણ
મારી ચામ[illegible]ળી, પારદર્શક અને લિસ્સી છે.

બે

આવડા યુગ[illegible] સંજીવની જેમની તેમ.
મૃત માછલાં
હજી જાણે ગ[illegible]તેમ
તર્યા કરે છે [illegible]

એક પ્રાણ ને બે કાયાને ઢાંકતું ચીવર
વૈદર્ભીને ચિંધતી જ ત્યાગી તે વેળા અધવચથી ફાડીને
ચુપચાપ ખેંચી લીધા પ્રાણ એ જીવદાયિનીના.

[illegible] જીવન કર્યું એ જ મારણ એના અબળખાનું
સ્વદોષના જ્ઞાન વિના જ વ્યક્ત તન્વી શ્યામાનો તરફડાટ
કાચી કોરી રાતે ભીની ભદ પથારીમાં હાંફે.
નિર્મોના બની
જીવતા કરતી રહી બાહુકના કેટલાય તટ
કેટલાય મુકામ.

એકેક ભવે કામગરા હાથ ફરી વળ્યા સઘળી જડતા પર
મગજને ચિપકેલા જીવતદાનના સજ્જડ સંસ્કારે
કેટલાંય ઝાડ-પાલાં ને કૂતરાં બિલાડાં જીવાડ્યા કર્યાં
નિચ્છલ મનનો નિશ્ચલ નેહ
છલોછલ દેહે ભારોભાર હળાહળ
ને
હાથમાં અજોડ દૈવત
કળિયુગ સરજતાં વિધાત્રી
ભૂલી એક વિશ્વાસરેખ માંડવાનું દમયંતીના
ઓજસ્વી લલાટે,
તે આ નિઃસીમ કાલપથને તાકતી
આટલાં કલ્પોથી નિરંતર રાહ જોઉં છું
યુગાન્તની.

ત્રણ

ગગન અગન જલ ભૂતલ અને પવન
એકાકાર મારામાં.
પેટ તળે પડળોમાં ઊંડે
પેદા થતા જીવન, એમાં જ ખળભળતો સંચાર.
ચરાચર અને ક્ષરાક્ષર
સકળ મારી નાભિમાં
જો તું એ જોઈ શકે
તો તુંયે ભિન્ન નહીં રહી શકે મારાથી.
સિંદુરિયા સોનેરી પાશે ઊગતા-આથમતાં કોટિક સૂર્ય
અમૃત નીતરતાં શત શત શશિ
ડૂબ્યાં પાંપણ તળે અસહ્ય રાત થઈ.

આંગળીના વેઢે ફાટ ફાટ થતાં વૃક્ષ,
નખને છેવાડે પાકી જઈ ચચરતાં ન્હેયાંમાં
માળો ઘાલી રહેલાં પંખી,
જો તું એ જોઈ શકે
તો તુંય જીવવા-જીરવવાથી અજાણ નહીં રહી શકે.

બ્રહ્મકમળનાં પર્ણમાંથી જ ઊગી નીકળે જેમ
ફૂલ સોતાં છોડ
એમ ન્હેયાંના ચચરાટમાંથી જ
ફોળી ઊઠે નીત નવાં વૃક્ષ,
નામ ઠામ કે જાત વિનાનાં પંખી.
જો તું એ જોઈ શકે
તો તુંય તાગી શકીશ મારી સૃષ્ટિનાં રહસ્યો.

સ્વાતિ નક્ષત્રમાં છીપમાં મોતી પાકે એ ઘડી
તારા સ્મૃતિભ્રંશને નિવારે તેવું મંગાવી આણ માતેલું મત્સ્ય.
એનાં ફૂણાં ચિરાતા શરીરમાં, ધગધગતા રક્તમાં
અનાવૃત થશે આખો દાયકો
જો તું એ જોઈ શકે તો
તો તુંય ઉકેલી શકીશ મારા કષ્ટની લિપિ
ને પછી તનેય જીવવા સરખું લાગશે જગત.

ચાર

ભીતર બહાર ચોફેર
પંચમહાભૂતમાં સળવળતી તારી મોખરાશ જ
તમામ જરઠ દુઃખો ઓગાળી મને વધુ તરલ કરે છે
જેથી સરલ છતાં વેગવંતી વહી શકું તારા ગમી.

ફાટેલી પાની દાઝતાં તળિયાં
એની ટાઢક સમજે તે પહેલાં જ
બરફનાં કરા જેવો આકરો - એકધારો સમય
સજ્જડ બંધ મુઠ્ઠીનાં ચાર છિદ્રોથી સર્યો.

નિર્જન તટ જેવું મકાન
નિઃસંગ તન-મન.
ભીની રેતનાં ઘર અને પૂતળાં ઘડતાં મુલાયમ હાથ
તટ જીવતો કરવાની ભાંજઘડમાં બરછટ.

તારી કીકીઓમાં ઊડતાં પતંગિયાની રંગીન છાપ જ
ઝીલી'તી
જેથી નાજુક - બટકણી રહીનેય દેખાડી શકું નક્કર જગત.

અનંત વિશ્વ ઘટમાં સંકેલી, તારી હૂંફે શિયાળાની ઠારી દેતી સાંજમાં
લૂંબે ઝૂંબે મ્હોરી
આથી જ હંફાવી દેનારા કાલાબ્ધિમાંય વિંઝાતાં રહ્યાં નિર્બલ બાવડાં.
તારે કાજે જ એકેક પગલે કુરુક્ષેત્રો ખેડ્યાં
છેદતી રહી કદી ખતમ થનારાં ચક્રવ્યૂહ.

વીંધાઈને ચાળણી થઈ
વારંવાર
નિર્વસ્ત્ર-નિઃશસ્ત્ર થઈ
સાચે જ
નવમાસના અંધારા કારાગાર સિવાય
બીજા કોઈ જ કોઠાનું જ્ઞાન નથી મને.
ચકળવકળ આંખો ફેરવતું મસ્તક
હાથમાં લઈ લોહી દદડતું, દોડતું ધડ
વરસોથી વારંવાર સપને આવે છે.

૬ : ૧૯૯૯, મે

દર ફેરે દીક્ષા દે છે બખ્તર વિના રણવાટ ખેડવાની
દર ફેરે એના હાથમાંના મસ્તકની ચકળવકળ ફરતી આંખ
મારા દેહ પર સ્થિર થઈ માપી લે છે મારી બાઘાઈ
અને પગથી માથા સુધી રહી સહી નજાકત.
એને ભરોસો નથી પડતો આ કાળા ને કરચલિયાળાં બાવડાંનો.
મૂંગુ મંતર થઈ ધીરા ડગ ભરતું ચાલ્યું જાય છે એ,
ફરી ન આવવાના નિર્ધાર સાથે.
જોકે એ જાણે છે કે આ વેળાય એનો નિર્ધાર
ઘડીભર નથી ટકવાનો – જેમ ટકી છું હું.

અજ્ઞાત – અશક્ત રહીનેય હું
ખેડીશ પ્રત્યેક પગલે કુરુક્ષેત્ર
છેદીશ કદીય ખતમ ન થનારા ચક્રવ્યૂહ.
કેમ કે
ભીતર બહાર ચોફેર
પંચમહાભૂતમાં સળવળતી તારી મોખરાશ જ
તમામ અજ્ઞાન – અશક્તિ ઓગાળી મને નવજન્મ આપે છે,
જેથી
અશક્ત છતાં એકેક કોઠાને છેદી-ભેદી
લોહીલુહાણ દોડતી રહું તારા ગમી.

નામદેવ તારાચંદાણી
જયકર છો. જોશી

હાંફવા લાગે છે
ૂકી આવ્યા છે નીચે
મટમી રહ્યા છે
થંભી ગયાં
યોગ થઈ ગયો
ાસી ગયો
થઈ ગઈ
ાથે નમી ગઈ
....
ગયો
આથમી ગઈ
પૂરો નથી થયો
હ્યો છે
ય સુધી

કંકાવટી



## ડેમોન્સ્ટ્રેશન

જિંદગીભર સારાં કામ કરવાની શી જરૂર
સંકોચ છોડો
પોતાનું ભવ્ય પોર્ટ્રેટ
સુંદર ફ્રેમમાં મઢાવો
શહેનશાહી શાન-માન સાથે
તે પોતાના ખાસ કમરામાં
સહેજ ઊંચે ટીંગાડો.
દરેક સવારે
પસંદગીનાં તાજાં ફૂલોનો હાર
જાતે જ પહેરાવો.
દરેક સાંજે
સુગંધિત અગરબત્તી કરો.
પોતે જ પોતાને અમર કરી જુઓ
દુનિયાનો કેવો ભરોસો !
વળી 'પછી' તો તમે એ માણી પણ નહીં શકો.

કંકાવટી

મે, ૧૯૯૯ : ૯

## બે ગઝલ / મહેશ પી.દાવડકર

### એક

ગમે ત્યારે વમળ સરજાય એવી પાણીની વસ્તીમાં હું રહું છું,
મને ખેંચી ઊંડે લઈ જાય એવી પાણીની વસ્તીમાં હું રહું છું.

જીવન જેમાં સતત ડહોળાય એવી પાણીની વસ્તીમાં હું રહું છું,
ન ખુદનું બિંબ પણ દેખાય એવી પાણીની વસ્તીમાં હું રહું છું.

નદીની જેમ ધસમસતા રહે છે પૂર, ને એમાં તણાવાનું,
કદી ના બંધ જ્યાં બંધાય એવી પાણીની વસ્તીમાં હું રહું છું.

રહે વરસાદ બારેમાસ ને ભીંજાય છે આંખો વિવશ થઈને
સતત ચોમાસું અહીં વરતાય એવી પાણીની વસ્તીમાં હું રહું છું.

ભળી ગઈ છે હવે પ્રસ્વેદની ખારાશ જીવનની ક્ષણેક્ષણમાં
તરસથી કંઠ પણ સુકાય એવી પાણીની વસ્તીમાં હું રહું છું.

તૂટેલી નાવ જેવી આ હયાતી ને ઉપરથી થાય તોફાનો,
કિનારો ક્યાંય ના દેખાય એની પાણીની વસ્તીમાં હું રહું છું.

બે

હા, કહેવાને માત્ર આ ઘર છે,
ને હવા જેવી મારી હરફર છે.

એક સૂનું વ્હાણ તટ પર છે,
કૈંક એવું જ મારું ભીતર છે.

ચોતરફ રુક્ષ આ અવાજોમાં,
શોધું છું હું કશે ભીનો સ્વર છે ?

સાવ સૂની હવેલી જેવો હું,
તારી યાદોનું એમાં ઝુમ્મર છે.

બુદબુદા જેવી આપણી હસ્તી,
ચોતરફ ઘૂઘવાતો સાગર છે.

ભીતરે પણ શું છે જરી જોઈએ,
જાણીએ કે શું એમાં નક્કર છે.



મે, ૧૯૯૯ : ૧૧

## પાડોશી / રતિલાલ 'અનિલ'

એકલું ઘર કાચા હીરા જેવું હોય, અડખેપડખે પાડોશી હોય તો કંઈક હીરા જેવું લાગે. એમ લાગે કે ઘર પાડોશી મેળવીને પાસાં સરખાં કરે છે. આસપાસ ઈશ્વરનો વાસ ન હોય તોયે પાડોશીઓનો વાસ હોવો જોઈએ. એક જ દિશામાં જોવાની કુટેવ ન પડે એ માટે પણ પાડોશ જોઈએ. અલબત્ત, સમાનતા શાંતિની પ્રથમ શરત હોવાથી પાડોશી આપણા જેટલા ગજાના હોય એ ઇચ્છનીય. એકાએક કોઈ પાડોશી ગજું કાઢે તો જરા ચિંતા થઈ જાય. જે પોતાને જ એકેશ્વર રૂપે જુએ તે માણસ હોવાથી અહંકારી થઈ જવાની શક્યતા રહે... એવું તો ન હોય કે ત્રણ ઘરના જૂથમાં આપણે રહીએ. ભૌગોલિક સ્થિતિ જુદી હોય તો પણ ભાવાત્મક સ્થિતિ એવી રહે. આપણે, આપણા જ આંગણે મોટર આવે અને જોવા બહાર નીકળીએ એ ઠીક નહીં. પાડોશીના આંગણે થોભતી મોટર પણ સમસંવેદન ભાવે નિરખવા બહાર નીકળીએ. જમણા પાડોશીને આંગણે ઑટોરિક્સા, એવો પ્રશ્ન થાય. ફરતો ફાગણ બેનો તેમ તેને આંગણે મોટર આવી થોભશે. સામેના ઘરે કોઈ આવ્યું તેનો ડખો નહીં. કારણ કે તેઓ આવ્યા મોટરમાં તે આપણા આંગણે ઊભી હોય. કેટલાક મોંઘા મહેમાનો યજમાનના સામેવાળાનુંયે ધ્યાન રાખે છે.

પાડોશી હોય તો જ ઘરધણીને પણ પાડોશીનો દરજ્જો મળે છે. તમે બીજાને માન આપો એટલે તમને માન મળે એ ન્યાય સાંકડો નથી. પાડોશી હોય તો ઘરધણી પોતાને વિષ્ણુસદૃશ માની શકે છે. વિષ્ણુપદ અહંકાર નથી. શીર્ષસ્થ જવાબદારી છે ! વચેટ શબ્દ કુટુંબમાં ન મળ્યો હોય પણ પાડોશી

હોય તો તે આપોઆપ 'પોતાનો' થઈ જાય છે અને પોતીકા પ્રત્યે વહાલ હોય. ત્રણ ફલેટ ન હોય અને સહિયારી પરસાળ ન હોય એ પરંપરિત હર્ષોલ્લાસની પાછલા બારણેથી એકબીજાને ત્યાં ગૃહિણીઓના વિશેષાધિકારનો જાણે ભંગ થાય છે... મોખરે સહિયારો રવેશ તો હોય જ, પણ આગલા બારણે પાડોશીઓ એકબીજાને ત્યાં જાય, ગૃહિણીઓએ પાછલા બારણેથી એકબીજાના ઘરે જવું એ આર્ય પરંપરા છે. મહેમાનોનું ધાડું ધસી આવે ત્યારે પાછલા બારણેથી પાડોશીને ત્યાં વાટકી ખાંડ લેવા જવું વધારે શોભાસ્પદ ગણાય. સારા વિનયી ગૃહસ્થો પોતાની ખાનગી ગૂડીનું પ્રદર્શન ન કરે એટલે તો રસોડાં ઘરને સામે છેડે હોય છે. ઘરને પાછલી બાજુ હોય એ કંઈ સંસ્કારી ભાષાનો પર્યાય ન બને ! પાછલી પરસાળે કે વાડા બાજુના ઓટલે પાડોશણો બેસીને વિશ્રંભ વાર્તાલાપ કરે, સહિયારા શાકભાજી ચૂંટે એમાં અંગતતાનું પવિત્ર સાહજિક સૌંદર્ય હોય છે. આગલા બારણે એવું દૃશ્ય સર્જાય ત્યારે અર્થ બદલાઈ જાય છે... પાડોશ હોય ત્યારે યથાસમયે પરણી જવું આવશ્યક લાગે છે. આપણને પત્નીની જરૂર ન હોય પણ પાડોશણને પાડોશણની અવશ્ય જરૂર હોય છે. એકલા પુરુષ કરતાં પાડોશણ કદાચ વધારે એકલતા અનુભવે...કુંવારા માણસે માત્ર લોજમાં જમવું જ ન જોઈએ, બોર્ડિંગમાં રહેવું પણ જોઈએ ! ગૃહિણી યુવાન હોય તોયે તેનામાં પ્રૌઢતા આવે છે પાડોશણના કારણે ! કેટલાંક સમીકરણો ખરેખર અદ્ભુત હોય છે. સમાનતાનો ન્યાય ક્યાં ક્યાં પ્રવર્તે છે એ આપણે ખરેખર જ જાણતા નથી !

હવે જીવનધોરણ સુધર્યું છે એટલે એક ઘરે આવેલું છાપું ત્રણ ઘરે વંચાય એવું રહ્યું નથી. પણ એક છાપું ખરીદનારો ભલે સમય જુદો હોય પણ ત્રણ છાપાં વાંચે એ પાડોશીઓ હોવાની સોગાદ જ કહી શકાય. છાપામાં આવેલાં કોઈ ભડકાવનારા સમાચારની ખુલ્લી ચર્ચા કરી શકાય એ માટે પણ પાડોશી હોવા જોઈએ. પોતાને ત્યાં આવતા મહેમાનોની ગણતરી કરવાની ન હોય કારણ કે એ કામ માનદ ધોરણે પાડોશી કરતા હોય છે અને એવી વળતી ફરજ આપણે પણ બજાવતા હોઈએ છીએ ! હવે ઘરમાં ઘંટી તો હોય છે, પણ ગૃહિણી, પાડોશણના હાથે ચાલવાને બદલે સેલ્સસપોર્ટીંગ ધંધાની જેમ પોતે જ પાવર છુપાવીને ચાલે છે. એ પોતે એવો ઘોર કરે છે કે ઘંટીગીત જે અડવા

રહેવાનું વધારે પસંદ કરે છે. એ સ્વયંગતિશીલ હોવાથી હાથ દેવા ગૃહિણી પાસે પાડોશણ આવી શકતી નથી એટલી ઘરોબામાં ખામી આવી જાય છે અને પોતાને ત્યાં નહીં, અને પાડોશીને ત્યાં એવી ઘંટી હોય તો તેમાં મૂળ વાત હાથ દેવાની ન હોવાથી પોતાનું દળણું તેની ઘંટીએ દળાવી ન શકાય. જો કે 'વિવેકચૂડામણિ' ગ્રંથમાં એનો ઉલ્લેખ નથી હોતો. કેટલાક વિવેક માત્ર કોઠે હોય છે. આમ છતાં ગોત્રેજનું દળણું પાડોશીની ઇલેક્ટ્રિક ઘંટીએ દળી શકાય, કારણ કે કેટલીક પવિત્રતા ઘર-પાડોશ છોડવાની મના ફરમાવે છે.

પાડોશીના પાપડ કરતાં આપણા પાપડ ચઢિયાતા ન હોય તોયે સમાન ક્વોલિટીના હોય એવી ઊંચી તકેદારી માટે હવે તક રહી નથી એ અફસોસજનક છે. આપણા જીવનમાં હવે કેટલુંક ખૂટે છે પણ શું ખૂટે છે, ને પ્રાચીન પરંપરા નજીકના ભૂતકાળમાં જ અટકી હોય તો તેનો બોધ થાય છે. હવે ઘરમાં અને પાડોશમાં તૈયાર પાપડનાં પેકેટ આવે છે એટલે બહુ તો કોને ત્યાં મરચાના અને કોને ત્યાં મરીવાળા પાપડ આવે છે એટલી ટૂંકી જાણકારી જ રાખી શકાય છે. હવે અથાણાં પણ તૈયાર આવે છે. હવે પાડોશ સાથેની ઘનિષ્ટતા થોડી ઓછી થઈ તેનાં કારણો અત્ર લુપ્તા પરંપરાનાં હોય છે. હવે તો જેના હાથે ઘરમાં એટલે ઘરની બરણીમાં અથાણું નાખ્યું હોય તો આખું વર્ષ અથાણું ન બગડે એવી ડોશી પણ શેરીમાં રહી નથી... હવે બારણે શાકવાળીયે આવતી નથી, એ નિમિત્તે પાડોશણો ભેગી થતી અને સર્વસંમતિએ ભાવ નક્કી કરવાનો સમાન અધિકાર હતો તે રહ્યો નથી એટલે ચાલ્યો ગયો એમ માનવું પડે. આજે કોને ત્યાં શેનું શાક થશે એની અનાયાસ જાણ સૌને થતી એ કુદરતીપણું પણ રહ્યું નથી. પાડોશી ધર્મમાં બહારથી કાપ મુકાતો જતો લાગે છે. ટપાલી કોને ત્યાં ક્યારેક એકાદ પત્તું ફેંકી જાય છે ને કોને ત્યાં સારા પ્રમાણમાં ટપાલ આવે છે એ જાણવાપણું રહેતું નથી, ગૃહિણી રસોડે હોય ને ટપાલી ટપાલ સેરવી જાય તેય મૂગે મૂઓ અને હવે ક્યાં રોજ ટપાલી આવે છે અને તેય પહેલાંની જેમ નિયત સમયે એવું નહીં. પાડોશ તો હજી છે, પણ એકબીજાને અનાયાસ સાંકળતી કડી આપોઆપ ઓછી થતી જાય છે... ત્રણમાંના એકાદ ઘરે કુંવારિકા હોય, ગૌરીવ્રત કરે, ઉંબર પૂજવા

આવે, ઉતરાણે તલના લાડુ(લખોટા જેવા લાડુ !) બોર, ચણાપણી વ્રતની સમાપ્તિએ આપવા આવે તેના હાથમાં પાવલી અડધો મૂક્યો હોય... હવે તો પાડોશીઓ/પાડોશણો ભેગાં થઈને આંગણે ગરબા લેતી નથી, ગરબા જોવા(સાંભળવા નહીં !) જતી નથી, પોતાની પોઝીશન સાચવવા વળી ટિકિટ ખર્ચીને ડાંડિયારાસનો શો જોવા જવાય. તોયે, તૂટ્યો તૂટ્યો છે એટલો પાડોશ અને તેની પરંપરા અખંડ રહે તો ભર્યા ભર્યો !

## ઘર / અલગારી

ઘર ફર્યા ફરે છે ! ઘર સ્થિર હોવાની વાત જરા સંકોચથી સાંભળવી પડે છે અને એક ઘરમાં ત્રણેક ઘર ભેગાં થઈ જતાં લાગે છે. આપણે ઘર બદલીએ છીએ કે આપણું ઘર ફરે છે, ખરેખર ઘર જ ફરે છે. એને નાનાં મોટાં થવાનો સંકોચ નથી, તે આપણી સાથે રહે છે. ઘરને અનુકૂળ થવાની વાત પર વિશ્વાસ બેસતો નથી, ઘર જ અનુકૂળ થઈ જતું લાગે છે. બીજાની વાત જુદી હોઈ શકે. મારે માટે તો ઘર મારા માપનું જ રહે છે. મોટું હોય તોયે પોતાનો વિસ્તાર ઓરડીનો. ઘરની બહાર અવકાશ નથી હોતો ? મારી વાત જરા જુદી છે, મારી ઓરડીની બહાર ઘરમાં જ અવકાશ હોય છે. બીજા જેને આળસ કહે તે પ્રત્યાક્રમણ ન કરવાની મર્યાદા હોઈ શકે. પોતા પર શાસન કરવાની બડાશ સિદ્ધ પુરુષો માર્યા કરે, હું શાસન કરવાથી પેલા ફર્નિચર, સ્ટીલના કબાટ અને ડાઈનિંગ ટેબલને છેટા રાખું છું એને મારામાં પ્રવેશવા દેતો નથી. આમ તો એ બધું તટસ્થ હોય છે. માણસ એ સૌને તેડી લઈને પોતામાં પ્રવેશ આપે છે, આ ઓરડી પ્રામાણિક છે, તેમને પોતાના પ્રમાણમાં રાખે છે, એ ધાક જમાવતી અતિરેકી વિશેષતા (જે સામાન્ય બની ગઈ છે !) ને એ સાંકડા દ્વારમાંથી પ્રવેશવા જ દેતી નથી. બહાર જાઉં છું ત્યારે એ નિશ્ચિત હોય છે, ક્યાંય જવાનો નથી, પાછો આવશે એટલું જ નહીં, જેવો ગયો છે તેવો જ પાછો આવશે. પાસેના મહામંદિરમાંથી એ ઢોલક, તંબૂરો, મંજીરા તેની સાથે મોટી આધ્યાત્મિક ગુડવિલ લઈને નહીં આવે. એ અહીં એ સૌને એડજસ્ટ નહીં કરી શકે અને અહીં ગોઠવાયેલો એ પોતે પોતાને ઊખડી ગયેલો

અનુભવશે. શ્રીમંતાઈની બડાશ મારતા કોકાવાઘા સાથે કોઈ કોઈ અહીં આવી ચઢે છે પણ પોતાને બતાવીને ચાલ્યા જાય છે - આ ઓરડી દલિત નહીં, પણ અસ્પૃશ્ય રહે છે. ઘરમાં પ્રવેશતાં કોઈને જરા ક્ષોભ થતો હશે પણ મારી ઓરડીમાં પોતાના ઘરમાં પ્રવેશતો હોય એમ ફૂલ જેવા ચરણે પ્રવેશે છે.

પેલું ટાવર બિલ્ડીંગ મૂંગું મૂંગું બડાઈ હાંક્યા કરે છે, પણ અહીં જુએ, સાંભળે છે જ કોણ ? પૂર્વમાં ઊગેલા સૂર્યનો પ્રકાશ, તડકો એની ઊંચી ભીંતો સામે ફેંકે છે, પણ વાગતી નથી, ઝાંખા ઓળાનું વધારાનું અજવાળું બની રહે છે – અને રાતે તો નાનાં મોટાં બધાં અંધકારમાં સમાઈ જાય છે. આ ઓરડીની એક બાજુની ભીંત મને નજીકની ઓથ અને ટેકો આપે છે. મને મારા માટે કોઈ બહુ મોટા ટેકા કે ઓથની જરૂર જ નથી. ટૉલ્સ્ટૉયે માણસ તેની કબર જેટલી જમીનનો માલિક થઈ શકે પણ મેં તો રાખ થવાનું પોતેય રાખ્યું નથી, અણલખ્યું ભાવિ મૂગા મૂગા સ્વીકારી લીધું છે. અત્યારે ઓરડીનોયે માલિક નથી. થોડાં વર્ષના પટે રહું છું. મારી વિદાયથી ઓરડી આંસુ સારવાની નથી. એણે પોતાનું માપ જ એટલું રાખ્યું છે કે મારા જેવાનો જ સહવાસ એને મળે અને ન મળે તો વધારાના સામાનનું એ રહેઠાણ બની જશે. પણ કોઈ એને હેરાન કરી શકે નહીં. નાના રહેવાની કેટલીક નિયમિત બાહેંધરી હોય છે. પુસ્તક જેવું આમ તેમ પડ્યું છે તેને કોઈ કોઈ આવનાર સુદામાના તાંદુલ રૂપે જુએ છે એટલું સારું છે. લખેલા કાગળો પણ આમ તેમ પોતાની સ્વતંત્રતામાં પડ્યા છે, રહે છે, સ્ટીલનો ફાઈલ કેસ વિક્રેતાના શોરૂમમાં જ રહેવા દીધો છે. ભૂતકાળ પોતે જ કોરા, લખેલા કાગળોનો ખાસ્સો ભંડાર છે, તે હું જ કોઈ વાર જોઉં છું, અલપ-ઝલપ નજર નાખું છું તેમ વર્તમાનમાં, કોઈ આવનારો એના પર અલપઝલપ નજર નાખે એનો ચોપડા કાગળિયાને જરાયે રંજ નથી, તેમને ઓછું આવતું નથી. ફાઈલમાં બંધાઈને, શોકેસમાં રહીને સૌન્દર્યસ્પર્ધામાં નહીં તો ક્રેડિટ પ્રદર્શનમાં હોવાને બદલે જેવા છીએ તેવા અમે છીએ એવા ભાવથી એ શાંત, પ્રશાન્ત લાગે છે. નાની હદમાં રહેનારને હદપાર થવાનું જોખમ હોતું નથી. ચકલી તેના ઘાસફૂસના માળામાં સુરક્ષિત રહે છે.

ઘર જ ફરે છે ! જ્યાં હોઈએ ત્યાં ઘર જ હોય છે. આપણી સાથે ઘર ઈચ્છા

અનિચ્છા વિના ચાલ્યું આવે છે. ક્રમમાં ક્રમ મારે માટે તો એવું જ છે. જે ઘર છોડીને બંગલામાં જાય છે તેઓ જ ઘરને અવકાશના પોલાણને કે તાળાકૂંચીને સોંપી જાય છે. ઘર જ્યાં ને ત્યાં રહે અને તે નિરાશ્રિત થઈ જાય એવી તરકીબો કેટલાક ગજાદાર લોકોએ શોધી કાઢી છે. એમને ઘરોબો ગયા જમાનાનો લાગે છે. ઘર સાથે ઘરોબો ન રાખનારા કોની સાથે ઘરોબો રાખતા હશે ? બંગલાવાળો જાય તો બીજા બંગલે ! રખે ને ઘરોબાનું આળ આવે એનાથી તેઓ સજાગ હોય છે. માણસ ન બદલાય, હતો તેવો જ હોય અને હોવાનો તો, સ્થૂળપણે તે ઘર બદલે તોયે ઘર બદલતો નથી, ઘરને જ ઘરે લઈ આવે છે ! પેલા મોટા હોલમાં આવે છે એમ જ ઓરડીમાં પ્રકાશ, તડકો અને અંધકાર આવે છે. કોઈ ઓરડીમાં આવીને છોભીલું પડી જતું નથી. તો, આપણને વળી નાનમ ઓઢી લેવાની શી જરૂર ?

આસોપાલવ ઘર કરતાંયે ઊંચો થઈ ગયો છે. મબલખ પાંદડીએ બોઝીલ થઈ ગયો નથી, પહેલાંની જેમ જ એનાં પાંદડાં તડકે હસે છે. એક બાજુના ઊંચા ટાવરનો કોઈ પ્રભાવ એના પર પડ્યો નથી, ઓરડાની દિશામાં તડકે લીલું હસતાં પાંદડાં કરતાં કંઈ ટાવર બાજુનાં પાંદડાં વધારે હસતાં, ચમકતાં નથી ! મોટા હોલમાં જવાથી હું વિસરી જવાનો નથી. માણસ પોતાના મૂળ માપ સાથે જ ખંડિયેર કે મહેલમાં જઈ શકે. અને મને બહારનાં પ્રમાણો ઓઢી લેવાના સંકોચ કરતાં અશક્યતા વધારે જણાય. કેરી વખારમાં હોય કે રસોડે એ કેરી જ રહે છે. અલબત્ત, એને ઘરમાં સારું લાગતું હોય. વસ્તુઓને પણ વખારોમાં, ગોડાઉનોને બદલે ઘરમાં રહેવાનું વધારે ગમતું હશે એટલે જ એ વખારો, ગોડાઉનો છોડીને ઘરોમાં જતી હશે ને ? મોક્ષ હોય તો ઘરમાં એવું એમને લાગતું હશે. માણસના સથવારા વિના એમને અધૂરું, ઓછું આવી જતું હશે. કારખાને બનેલી ખુરશીને, સાળ પર વણાયેલી સાડીને પણ મને એક ઘર મળે એવી અપેક્ષા રહેતી હશે. બુકસેલરને ત્યાં પડેલાં પુસ્તકો કેવાં અનાથ લાગે છે. ત્યાં કોઈ આવી પુસ્તક હાથમાં લ્યે, પાનાં ફેરવી મૂકી દે ત્યારે તેને નાપાસ, અપમાનિત થવા જેવું નહીં લાગતું હોય ? હું એ રીતે ઘરમાં કોઈ પુસ્તક હાથમાં લઈ પાનાં ફેરવીને મૂકી દઉં તો આ માણસ પોતાને પણ ક્યારે જોઈને સાચવવાના ભાવ વિના મૂકી દે છે, પણ પાછો પોતામાં

ઘડી પછી પાછો ફરે જ છે ને ! એમાં એ કંઈ પોતાને પડતો મૂકતો નથી.

બહાર જવું પડે ત્યારેય ઘર થોડે સુધી નહીં ઠેઠ સુધી આવતું નથી ? પાછા ફરીને આપણે જ ઘરને યથાસ્થાને ફરી સ્થિર કરીએ છીએ. આપણે પોતે ફરવા જઈએ છીએ કે ઘરને ફેરવવા લઈ જઈએ છીએ ? વિચારવા જેવું ખરું !

આવડી નાનકડી ઓરડીમાં આખું જગત ઠાંસોઠાંસ નહીં અવકાશમાં મારી સાથે રહે છે. નાનકડું મન મોટા બંગલામાં રહે ત્યારે સમાનતાનો અર્થ બદલવાનું દુ:સાહસ થયું લાગે છે. આ ઓરડીમાં વિશ્વને તેડીને હું ઓરડીના સ્થૂળ માપને વિસ્તારી દઉં છું, માત્ર વિશ્વનો કલહ, ઘોંઘાટ, દોડધામ, ચડસાચડસી, મુગટ, રાજદંડને તેમના મૂળ સ્થાને રહેવા દેવાનો વિવેક રાખું છું. હું થોડો કબીર સાહેબ છું કે ચારે દિશાની જાગીરી રાખું ? મને તો ઘર એ જ જાગીર. અહીં આ ઓરડીમાં બેસી જે. કૃષ્ણમૂર્તિને માનસહિત તેડું છું અને તેઓ શાંત, પ્રશાન્ત સાદે બોલવા લાગે છે : દીવો પોતાના જ પ્રકાશમાં પોતાને જુએ, હોય તે બતાવે !

હરતીફરતી યુનિવર્સિટી સમા ડૉ.શિવરામ કારંથની બહુમુખી પ્રતિભાનાં કળા અને સંસ્કૃતિ ક્ષેત્રે અવિસ્મરણીય પ્રદાનને સાહિત્ય અકાદમી, જ્ઞાનપીઠ, તથા પદ્મભૂષણ જેવા પુરસ્કારોથી યથાશક્તિ સન્માનવાની કોશિશ થઈ છે. શબ્દકોશ, વિશ્વકોશ, સંગીત-રૂપક, નાટક, વાર્તા, એકાંકી, નવલકથા વગેરેમાં મહત્ત્વનું પ્રદાન કરનાર આ પ્રબુદ્ધ માનવતાવાદી સર્જક સૌથી વધુ યાદ કરાશે કર્ણાટકની લોપાતી જતી લોકનાટ્ય પરંપરા યક્ષજ્ઞાનને પુનર્જીવિત કરવા બદલ. લગભગ ૨૦૦ જેટલાં પ્રકાશનોમાં ૪૦ જેટલી નવલકથાઓ લખનાર કારંથની પ્રતિભાનો સર્વોત્તમ ઉન્મેષ નવલકથાઓમાં પ્રગટ્યો છે. દિલ્હી સાહિત્ય અકાદમી દ્વારા પુરસ્કૃત 'મરળિ મણ્ણિગે' (ધરતી ખોળે પાછો વળે) એમની શ્રેષ્ઠ નવલકથા ગણાય છે. કારમા જીવનસંઘર્ષ વચ્ચે જીવ્યે જતી સરસોતી અને પારોતીની કથા સમાંતરે પલટાતાં જીવનમૂલ્યોની વાત ગૂંથતા સર્જકે જમીન સાથેના - મૂળિયાં સાથેના - પ્રેમની વાત પણ સાંકળી લીધી છે. સમગ્ર સંઘર્ષ માત્ર બે ટંક ખાવા માટેનો જ છે. ને તોય આ સ્ત્રીઓની જીવનનિષ્ઠા આપણને હેરતમાં નાખી દે છે. જ્ઞાનપીઠ પુરસ્કાર પ્રાપ્ત 'મૂકજ્જી'માં ૯૦ વર્ષ વટાવી ચૂકેલા એક એવા મૂક આજીમાની વાત છે જે દસ વર્ષની ઉંમરે વિધવા થયેલાં છે. જીવનના સંઘર્ષો, વેદનાઓ સહેતા, માનવપરિસ્થિતિમાંની અસ્તિત્વપરક વિષમતાઓના સાક્ષી થતાં થતાં, પોતા જેવા જ ખખડધજ પીપળા હેઠળ બેસી મનોમન વાતો કર્યે જતા આજીની અંદર એક અકળ એવી પરાદૃષ્ટિ વિકસી છે. આ પરાદૃષ્ટિના કારણે આજી સ્થળકાળના પરદા ચીરીને જોઈ શકે છે. જીવનનો સમગ્રપણે સ્વીકાર કરવામાં માનતા આજીના માધ્યમથી અહીં જે ચિંતન પ્રગટ થયું છે, જે પ્રશ્નો ચર્ચાયા છે તે મારા-તમારા-બધાના છે.

શિવરામ કારંથ સ્પષ્ટપણે માનતા કે ઈશ્વરનાં વિવિધ રૂપો વિવિધ સંસ્કૃતિની પેદાશ છે. માનવી ધરતી પર આવ્યો એ પહેલાં ઈશ્વર ક્યાં હતો ? એક ઈશ્વરે માણસનું સર્જન કર્યું પણ માણસે તો અખંડ ઈશ્વરને ખંડ ખંડમાં વહેંચી દીધો. ચમન આહુજા સાથેની વાતચીતમાં (ડિસે,૯૮નો 'સન્ડે

ઓબ્ઝર્વર'માં પ્રકાશિત) પ્રગટ થયેલા ઉપરના વિચારો આ નવલકથાનો મુખ્ય વિષય છે. આપણે જાણીએ છીએ કે સર્જક પોતાને અભિપ્રેત જીવનદૃષ્ટિ કલાના માધ્યમ દ્વારા જ વ્યક્ત કરે છે, તે ઉપદેશકની જેમ સીધું ભાષણ આપી શકતો નથી. કારંથ જેવા સપ્રયોજન લખવામાં માનનારાની કૃતિમાં કથા સમાંતરે ચિંતનની ધારા વહેતી જોવા ન મળે તો જ આશ્ચર્ય. 'મૃત્યુ પછી'ની પ્રસ્તાવનામાં કારંથે સ્પષ્ટપણે લખ્યું છે : 'નવલકથા લખવાના ઉદ્દેશને જો નવલકથા પોતે જ સ્પષ્ટ ન કરી શકે તો એ લખવાનો અર્થ પણ શો ?' આવું માનનાર સર્જકની કૃતિમાં એને અભિપ્રેત ચિંતન, ઉદ્દેશ તો પ્રગટ થવાનાં જ. આપણી તપાસનો વિષય એ રહેવો જોઈએ કે ઉદ્દેશ પ્રગટ કરવાની સમાંતરે સર્જક કલાત્મક નવલકથા સિદ્ધ કરી શક્યા છે કે કેમ ?

આપણે સૌ જાણીએ છીએ કે મનુષ્યનું જ્ઞાન કે બુદ્ધિ અમુક સીમાથી પાર નથી જોઈ શકતાં. ને તોય મનુષ્ય એ સીમાને પાર કરવાનાં, એના વિષે પ્રશ્નો પૂછવાનું નથી જ છોડતો. (આ નવલકથાનો કથક સુબ્બારાવ પણ આમાંનો જ એક છે.) એની આસપાસનું યથાર્થનું જગત અનેક પ્રકારના વિસ્મય, અદ્ભુતથી ભરેલું છે. હું ક્યાંથી આવ્યો ? શા માટે આવ્યો ? આ જગત કોણે બનાવ્યું ? શા માટે બનાવ્યું ? આ પ્રશ્નો કહેવાતા આસ્તિકોને પણ મૂંઝવતા રહ્યા છે. માણસ હંમેશાં આ પ્રશ્નો પૂછતો રહ્યો છે. એના જવાબો મેળવવાની મથામણ કરતો રહ્યો છે. જરૂર પડી ત્યારે બુદ્ધિને છોડી કલ્પનાનો આશરો લેતાં પણ એ અચકાયો નથી. કદાચ એના એ ભવ્ય કલ્પનાલોકમાંથી જે જવાબો મળ્યા એમાંથી સૃષ્ટિ સર્જન, ઈશ્વરના અવતારોની કથાઓ ઘડાતી આવી. વાર્તાકથક સુબ્બારાવ જેવા જ કથારસના રસિયા માણસના જીવનમાં આ બધી કથાઓએ અદ્ભુત રસ ઘોળ્યો, જીવનબળ પણ રેડ્યું. આ સૃષ્ટિ પર માનવજાતે પોતપોતાની જરૂરિયાત પ્રમાણે માન્યતાઓ, ધર્મો, ધર્મગ્રંથો, દેવતાઓની જે માયાજાળ ઊભી કરી છે એની મુકજ્જી તાર્કિક તપાસ આદરે છે. પ્રાગઐતિહાસિક સમયથી અત્યાર સુધીના માનવવિકાસની સમાંતરે માણસે ઈશ્વર તત્ત્વની કરેલી અવદશાની આજ્જી આપણને ગળે ઊતરે એવા તર્ક સાથે વાત કરે છે. અસ્તિત્વપરક વિષમતાઓનો સામનો કરતાં કરતાં આજ્જીએ સતત અસ્તિત્વને, હોવાને અર્થને, વિશ્વને,

ઈશ્વરને સમજવાની મથામણ કરી છે. કારંથ કહે છે એમ આવા કોઈ મુકજ્જી હશે ખરા ? ભલે ન હોય... પરંતુ આપણા બધાની અંદર અનેક પ્રકારના પ્રશ્નો પૂછતો અને જવાબ આપનાર મુકજ્જી અમુક અંશે વસે જ છે.

કારંથે અહીં આજ્જીમાના નિમિત્તે પરાપૂર્વથી ચાલી આવતી માન્યતાઓ, નૈતિકતાના માળખા સામે વિદ્રોહ કરી સામા છેડાની માન્યતાઓ રજૂ કરી છે. સાથે સાથે એમણે નવલકથાની પરંપરાગત વિભાવના, નવલકથાના રૂઢ માળખા સામે પણ વિદ્રોહ આદર્યો હોય એવું લાગે. અહીં પરંપરાગત પાત્રનિરૂપણ, સ્પષ્ટ આરંભ-મધ્ય-અંતવાળી વસ્તુસંકલના ગેરહાજર છે. ગમે ત્યાંથી શરૂ થઈ શકતી આ નવલકથા ગમે ત્યાં પૂરી થઈ શકે એમ છે. લેખકે આપેલા અંતથી પહેલાં કે હજી આમાં બીજા બે-ચાર પ્રસંગો ઉમેર્યા પછી પણ અંત આપી શકાય. પાત્રવિકાસ કે નાયક-નાયિકા વગરની આ નવલકથાએ રૂઢ માળખાનો, ચુસ્ત સ્વરૂપનો જાણે કે ત્યાગ કર્યો છે. નિશ્ચિત દિશામાં જતા અંતની લેખકે પરવા નથી કરી. જે રીતે મુકજ્જી એના વિચારો દ્વારા આપણી માન્યતાઓને આઘાત આપે છે એ જ રીતે સર્જકે નવલકથાના સ્વીકૃત સ્વરૂપને અવગણીને આપણને આઘાત આપ્યો છે. કથાતંતુ કથક અને આજ્જીમા ઉપરાંત જનાર્દન, નારાયણ, મંજુનાથ, અનંતરાવ, રામણ્ણા, નાગી તથા કથકની પત્ની સીતા જેવાં પાત્રોની વાતો, એમની સાથે ઘટનાઓને સાંકળે છે પરંતુ કથક અને આજ્જી જ કથાનાં ચાલકબળ છે. આ કોઈ એક પાત્રની કથા છે જ નહીં. અહીં દર્શાવેલાં થોડાંક પાત્રો નિમિત્ત માત્ર છે આજ્જીના ચિંતનને પ્રગટ થવા માટે... આ પાત્રો આ ગંભીર વિષયને નિબંધમાં ભ્રી જતો અટકાવે છે. અહીં જે કથા રજૂ થાય છે તે વ્યક્તિની છે જ નહીં... : તો સમષ્ટિની કથા છે, સમગ્ર માનવજાતિની આ કથા છે. પાત્રો અને પ્રસંગો દ્વારા ઊભું થતું વાતાવરણ આ નવલકથાનું મહત્ત્વનું ચાલકબળ છે. સમગ્ર વાતાવરણને લાગેલો અદ્ભુતનો પાસ આજ્જીની વાતોને પ્રતીતિકર ભોંય બક્ષે છે.

કથક સુબ્બારાવ દુનિયાદારીમાં પડેલો છે પણ વ્યવહારુ જરાય નથી. એ પોતે જ કહે છે : 'ખેતરોમાં આંટો મારવો, બાગમાં પાણી પાવું, પાન ખાવું, આજ્જી સાથે ગપ્પાં મારવાં અને સીતા પર રોફ જમાવવા સિવાય મને શું

આવડે છે ? '(૧૧૨) ભાઈ નારાયણને ભોળાભાવે કહી દે છે : 'તું જ તારા લગ્નની વાત કરી આવ, હું તો વર્ષોથી ગામ બહાર ગયો જ નથી. (૮૫) ઘરનો સઘળો વ્યવહાર એટલે જ કદાચ સીતા સંભાળે છે. ભોળો, અવ્યવહારુ, જિજ્ઞાસુ કથક નાનેથી વાર્તાઓ સાંભળવાનો શોખીન છે. વાસ્તવિક જિંદગીની સમસ્યાઓ, પીડાઓથી પલાયન કરાવી શકતું કથાવિશ્વ એને વધુ ગમતું. પરંતુ મોટા થયા પછી એને કથાવિશ્વ સંદર્ભે પ્રશ્નો જાગે છે. વાસ્તવિક જિંદગીના નાગી-રામણ્ણાની સમસ્યા એને કથાવિશ્વ જેવી જ લાગે છે. સાહિત્યનો રસિયો હોવા છતાંય લાગણીના જગતથી, જીવનથી સતત પલાયન સાધતો જનાર્દન, સમજ્યા વગર, અનુસરનાર નારાયણ, અપરિપક્વ હોવા છતાંય જ્ઞાની હોવાનો દંભ કરનાર, ચેલાઓ મુંડવા તત્પર રહેનાર અનંતરાવ,... આ બધાં પાત્રો – એમના પ્રશ્નો કથકને કથાવિશ્વથી ક્યાંય ચડિયાતા લાગે છે તેને વાસ્તવ-અવાસ્તવના બે છેડા એકમેકમાં ભળી જતા હોય એવું લાગે છે. કથક પરંપરામાં, આચારવિચારમાં શ્રદ્ધા નથી ધરાવતો છતાંય સંધ્યાપૂજા બધું જ કરે છે. પરંતુ આજી એના સામા છેડાના વિચારો ધરાવે છે. પરંપરાગત માન્યતાઓ પર તર્કના હથોડા મારતા આજી જાણે સામાજિક, નૈતિક બંધનોથી મુક્ત છે. કથક સુબ્બારાવ ઇતિહાસનો છાત્ર છે, ખાંખાખોળાં કરવાનો શોખીન છે અને પાછો વાર્તારસનો રસિયો છે. એટલે ક્યાંયથી કશુંક પણ હાથ લાગી જાય, પથ્થર, મૂર્તિ, હાડકું... એના વિષે જાણવાની અપાર તાલાવેલી એને આજીમા પાસે લઈ જાય છે. આજીની પરાદૃષ્ટિ સ્થળ-કાળની આરપાર જોઈ શકે છે. ગામ જેને પાગલ કહે છે તે આજીમાની અતીન્દ્રિય શક્તિમાં કથકને જરાક જેટલીય શંકા નથી. ભાવુક કથકનો આજી પ્રત્યેનો ગાઢ પ્રેમ એમની દરેક વાત માની લેવા પ્રેરે છે. આવા કથકની પસંદગીથી જ આ અતીન્દ્રિય કથાલોક પ્રતીતિકર બની શક્યો છે અને ધીરે ધીરે કથકની શ્રદ્ધા-કુતૂહલ વાચકમાં પણ સંક્રાન્ત થતાં જાય છે. કથકના અવિરત પ્રશ્નોના જવાબરૂપે પ્રગટ થતું આજીનું અદ્ભુત ચિંતન જ આ નવલકથાનો વિશેષ છે.

દસ જ વર્ષની ઉંમરે વિધવા થયેલા આજીનું નામ, મૂકામ્બિકા હતું. વૈધવ્ય પછીના અમુક કારમા અનુભવોએ આજીને સાચ્ચે જ મૂંગા બનાવી દીધાં.

બધું ભીતર દબાવી મૂંગા મૂંગા ઘરકામ કર્યે જતાં આજીએ ભાગ્યે જ કદી ગામ બહાર પગ દીધો છે. આજીની ઉંમરના બધા જ લાંબી સફરે ઊપડી ગયા છે. જવાબદારીઓના બોજામાંથી મુક્ત થયા પછી આજી ચિત્તમાં ચાલતી લીલાઓ વિશે પ્રલાપ કર્યે જાય છે. નવાઈની વાત તો એ છે કે જેના કુદરતી જીવનને વૈધવ્યને કારણે સામાજિકતાએ અવરોધ્યું હતું એ જ આજી જીવન વિશે, જીવનને ચલાવનાર સ્ત્રી-પુરુષ સંબંધ વિશે, સૃષ્ટિને ચલાવનાર કામની ઊર્જા વિશે કોઈ પણ જાતના છોછ વગર નિર્દંભ રહીને બોલી શકે છે. ગુફામાંથી લાવેલ પથરાને હાથમાં લેતાંની સાથે જ આદિમાનવની વાત પર ચડી જતાં આજી આંખ્યે દેખ્યો અહેવાલ રજૂ કરતા હોય એમ આદિમાનવનું મુક્ત - નિર્દંભ જીવન રજૂ કરે છે ને પછી બોલી ઊઠે છે : 'જીવન-મૃત્યુ બધાનો સહજ સ્વીકાર કરી શકાય તો જન્મ સાથેની પ્રક્રિયા સામે જ વિરોધ કેમ ? (૭૯) સ્ત્રી-પુરુષના સાથ વગર જે સૃષ્ટિ શક્ય નથી એમાં સ્ત્રીનો અનાદર શા માટે ? ઈશ્વરે સ્ત્રી-પુરુષની રચના સમજ્યા વગર થોડી જ કરી હશે ? સ્વર્ગ કે મોક્ષની પ્રાપ્તિ માટે કે વૈરાગ્યનો અર્થ એટલે સ્ત્રીથી દૂર રહેવાનું હોત તો સૃષ્ટિના રચયિતાએ સ્ત્રીનું સર્જન શા માટે કર્યું ? આજી તો ઋષિમુનિઓના સંસારથી પલાયન વિશે પણ એવા જ ક્રાન્તિકારી વિચારો રજૂ કરતાં કહે છે : 'સંસારની બીકથી ભાગ્યા પણ એ ભૂલી ગયા કે જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી સંસાર તો રહેવાનો જ.' (૫૫) કશું સમજ્યા વગર જ બ્રહ્મચર્ય, તપ વગેરે વિશે બોલતા, ચેલા મુંડતા અનંતરાયના દંભના બધાની વચ્ચે લીરા ઉડાડતા આજી સંભળાવે છે : 'નહીં પરણવાથી બ્રહ્મચારી નથી બની શકાતું ! આજી જીવન જેવું છે તેવું સંપૂર્ણપણે સ્વીકારવામાં માને છે. નીતિ-નિયમોથી પર, ઝરણાની જેમ કલકલ વહેતા જીવનમાં આજીને શ્રદ્ધા છે. જીવનમાંથી કશાની પણ બાદબાકી કરવામાં નથી માનતા. જીવનથી ભાગી છૂટવાની વાત એમને મંજૂર નથી. સંસારમાં રહેવા છતાંય સંસારથી અલિપ્ત રહી શકાય એ વાત આજીએ પુરવાર કરી છે. સમાજ કદી ન સ્વીકારે એવો ઉકેલ – નાગીનાં સંતાનોને રામણ્ણાનું નામ આપવા બાબતે – આજી લાવી શક્યા છે. કહેવાતી સમાજસ્વીકૃત નૈતિકતા તથા આપણી તમામ માન્યતાઓને પાયામાંથી હલાવી દેતા આજી તદ્દન નવી જ રીતે વિચારવા આપણને પણ મજબૂર કરે

છે. ૯૦ વર્ષે પણ આજીને જિંદગી હર ક્ષણ જીવવા જેવી લાગે છે.

વિધવા થયા પછી એમને તીર્થયાત્રા માટે પૂછવામાં આવે છે ત્યારે 'જે ભગવાન ત્યાં છે તે જ અહીં પણ છે' (૧૫) એવો રોકડો જવાબ પરખાવે છે. આજીને વ્રત-નિયમોમાં શ્રદ્ધા નથી. મંદિરે જવામાં પણ શ્રદ્ધા નથી. ક્યારેક જઈ ચડે તો પ્રસાદ કે આરતી સુધી રોકાવું જરૂરી નથી સમજતાં. ભગવાનની પ્રદક્ષિણા કરવા બાબતનો આજીનો જવાબ, ભલભલા બુદ્ધિજીવીઓને હંફાવે એવો છે : 'ભગવાનને પ્રદક્ષિણા કરી શકાય ? જે કોઈ ભગવાનને એટલો નાનો માનતા હોય તે જ પ્રદક્ષિણા કરે.' (૨૬) માનતા માનવા કે કશું માગવા બાબતે પણ આજીની માન્યતા જુદી જ છે : 'ઈશ્વરે આટલું બધું તો આપ્યું છે. પછી પણ માગવાનું ? ઈશ્વર જો કોઈ દિવસ પૂછી બેસે કે મેં તમને આપ્યું તેનું તમે શું કર્યું તો આપણે શો જવાબ આપવાના ? (૭૮) આજીની વાત તદ્દન સાચી છે. આપણી પાસે કોઈ જવાબ નથી. માનતા સંદર્ભે ટોણો મારતાં કહે છે : 'હા, હા જાણે ભગવાનને તો ખબર જ નથી કે કોને મુશ્કેલી છે. તમે અરજી ન મોકલો તો એ બિચારાને તો ખબર જ ના પડે ને ?' (૧૯૫) કથકના પ્રશ્નોના જવાબરૂપે આજી જે કંઈ કહે છે તે બધું આપણી કહેવાતી નૈતિક ધાર્મિક માન્યતાઓના ચીંથરાં ઉડાડી દે છે. આજી પરંપરાઓ વચ્ચે મોટાં થયાં છે, પરંપરાઓનો ભોગ પણ બન્યાં છે. ને તોય આ પરંપરાઓને એમણે મૂંગા મોઢે સ્વીકારી નથી લીધી. આ પરંપરાઓ, ધાર્મિક માન્યતાઓ સામે આજીના પોતાના પ્રશ્નો છે, તર્ક છે. લોકો એમને પાગલ કહે છે પણ આજીને કોઈ ફરક પડતો નથી. એ ભાગ્યે જ સામેથી કોઈને કશું કહે છે. બધાને અંદરબહાર ઓળખતા, એમના મનની સ્થિતિ સમજતા આજીએ જાતને પોતા પૂરતી સમેટી લીધી છે. પોતાની અતીન્દ્રિય તાકાત વિશે, સ્થળ-કાળના પરદાઓની આરપાર જોઈ શકવાની શક્તિ વિશે આજી પોતે પણ અકળ છે. પણ આ પરાદૃષ્ટિથી કહેવાતી આજીની વાતો આપણી શ્રદ્ધા, ધાર્મિક માન્યતાઓ, સામાજિક નીતિ-નિયમોના પાયામાં ઘા કરતી લાગશે. ઈશ્વર, અવતારો, સ્વર્ગ-મોક્ષ વગેરે વિશેની આપણી માન્યતાઓને આજીના તર્કની ધાર પાયામાંથી છેદે છે અને આપણને નવી રીતે વિચારતા કરી મૂકે છે. સ્વર્ગ કે મોક્ષ માગનારા આજીને નથી સમજાતા. જો ઈશ્વર સર્વવ્યાપી

હોય તો તે અહીં પણ છે જ. અને તો પછી સ્વર્ગની કલ્પના ખોટી છે. અને જો સ્વર્ગ જેવું કશુંક હોય તો ઈશ્વર સર્વવ્યાપી કઈ રીતે ? (૧૭૨) ઈશ્વરને દુષ્ટોના નાશ માટે અવતાર કેમ લેવો પડ્યો ? જેનું સર્જન એણે કર્યું એના નાશ માટે આટલાં બધાં નાટક શા માટે ? આપણને આટલા બધા દેવીદેવતાઓની જરૂર કેમ પડી ? વળી પાછા એક જ નહીં, દરેક ભગવાનને અવતારો લેવાની જરૂર કેમ પડી ? આજી તો પોતાનું મહત્ત્વ ગુમાવી બેઠેલા ઇન્દ્ર, વરુણ આદિ દેવતાઓને ઉપાલંભ પણ આપે છે. આજીને મન આટલા બધા દેવતા આપણા અજ્ઞાનનું પરિણામ છે. એક ઈશ્વર ન સમજાયો એની મૂંઝવણમાંથી અનેક દેવતાઓ સર્જાયા... (૧૩૫) ઈશ્વરને સૃષ્ટિના સર્જન માટે અવતારની જરૂર પડી ? તો પછી એને સૃષ્ટિને પાળવા, દુષ્ટોને મારવા અવતારો લેવાની કેમ જરૂર પડી ? ઈશ્વરે બનાવેલા જીવને ઈશ્વર બલિ તરીકે માગે ખરો ? (૧૩૫) એવી આજીની વાતનો હકારમાં જવાબ નહીં આપી શકાય. આજી કહે છે : આપણું કેટલું તો સગવડિયું અને વિરોધાભાસી વલણ છે ? એક અખંડ ઈશ્વર ન સમજાયો એટલે એને ખંડ ખંડમાં વહેંચી દીધો. સર્વવ્યાપી ઈશ્વરને આરાધનારા સ્વર્ગ કે મોક્ષની પણ ઇચ્છા રાખે !! પોતપોતાના મતને ઊંચો સાબિત કરવા દરેકે પોતાના ગ્રંથો-પુરાણો લખ્યા. પોતાના આરાધ્ય દેવો પાસે અશક્ય એવાં કામો કરાવ્યાં. પોતાના આરાધ્ય દેવને ચડિયાતો સાબિત કરવા બીજાના દેવને નીચો સાબિત કરતાં પણ ન અચકાયા. મંદિરો બનાવી મૂર્તિરૂપે સ્થાપ્યો, એટલું જ નહીં બીજાઓનાં મંદિરો તોડ્યાં પણ ખરાં. આપણે સૌ એક જ ઈશ્વરનાં સંતાનો છીએ એવું કહેવાને બદલે આપણે તો ઈશ્વરને જ વહેંચી બેઠા. (૨૧૭) આજી તો ગીતામાંનાં કૃષ્ણનાં વચનોમાં કેટલો વિરોધાભાસ છે એની પણ વાત કરે છે. 'ફળની આશા ન રાખો' કહેનારે 'યુદ્ધમાં શત્રુને મારીને મરશો તો સ્વર્ગ મળશે એવું પણ કહ્યું છે. વળી સ્વર્ગની આશા ન કરો' એવું પણ કૃષ્ણે જ કહ્યું છે. (૨૨૦) આજીનું માનવું છે કે આ બધું કૃષ્ણના મોઢે કહેવડાવનારા પણ આપણે જ છીએ. નહીંતર પોતાના જ બનાવેલા સ્ત્રી-પુરુષ વચ્ચે ભગવાન ભેદ પાડે ખરો ? ગીતામાં સ્ત્રીના બગડવાથી સમાજ વર્ણસંકર થઈ જાય એવું કહેનાર કૃષ્ણને પુરુષનો દોષ કેમ ન દેખાયો ? (૨૨૧) જેની બાજુમાં દેવી બિરાજમાન

છે એવા ઈશ્વરના ભક્તો સ્ત્રીને વૈરાગ્યમાં - મોક્ષપ્રાપ્તિમાં અવરોધ
રીતે માની શકે એ આજીને મન કોયડો જ છે. આજીની આ શારી
વાતોમાં પ્રાગૈતિહાસિક સમયથી અત્યાર સુધીના માનવવિકાસની
માણસે ઈશ્વર તત્ત્વની કરેલી અવદશા પ્રગટ થાય છે. અનેક પંથ,
ઈશ્વર પર આજીને શ્રદ્ધા નથી પરંતુ આજી નાસ્તિક પણ નથી. અ
સર્જનાર, ચલાવનાર એક ઈશ્વર કે શક્તિ પર એમને શ્રદ્ધા છે. એટલે
મંજુનાથના અહંકારને ગાળવા આવી ચડેલી આંધી, જોઈ આજી બો
છે : 'અહંકાર આની સામે કઈ રીતે ટકે ?' (૧૪૮)

જાણે કે તમામ વાતોના સારરૂપ એક માત્ર સત્ય લાધ્યું હોય એમ
કહે છે : આસ્તિક/નાસ્તિક બધા માટે એક વાત સાચી છે. બધાને મ
છે. મૃત્યુ જ એક માત્ર પરમ સત્તા છે. અફર ચીજ છે... (૩૫) આ
વિચારધારા આપણને અસ્તિત્વવાદી વિચારસરણીની સાવ ન
લાગવાની. મૃત્યુ અફર અને અટલ છે ને તોય જીવનનો સંપૂર્ણ સ્
હોવાનું ગૌરવ કરવામાં માને છે આજી. એ કહે છે : 'જન્મ આપણને
નથી થતો. ન આપણા પિતાને પૂછવામાં આવેલું. (૩૫) આ દુનિ
આવવા જવા જેટલાં જ આજી અહીં રહેવા બાબતે પણ સ્પષ્ટ છે. 'બ
ચીજ લેવા જનાર જેની તેની સાથે પંચાત કરવા બેસે તો શું લેવા ગયો
ભૂલી જાય. એવું જ આ દુનિયાના બજારનું છે. કામ પતાવી ર
પકડવાની. વાતો કરવા બેસીશું તો શા માટે આવ્યા હતા એ જ ભૂલી જવ
(૨૭). નિરાકાર બ્રહ્મમાંથી સાકાર ઈશ્વર ઉત્પન્ન કરનાર માણસ
એવું આજી સ્પષ્ટ માને છે. ઈશ્વરની જરાક જેટલી પરવા નહીં ક
કરોડો જીવોને ઈશ્વર પાળે જ છે ને ? માણસ નો'તો ત્યારે ઈશ્વ
હતો ? એવો તર્ક ઉઠાવતા આજીમા નરસિંહ મહેતાના 'શિવ થકી
થયો'ના વિચારથી કે રિલ્કેના 'What will you do God wh
die'થી કેટલાં નજીક લાગે છે ? સાવ સરળ તર્ક દ્વારા આજી પાસેથ
નવાં જ અર્થઘટનો સાંપડે છે ? સમાજ દુષ્ટોથી ત્રાસેલ હતો છતાં
અવતાર લઈ આટલાં બધાં વર્ષો કેમ વેડફે ? 'દશરથ હજાર વર્ષના હ
આપણને કેમ આટલું ઓછું આયુષ્ય ?' એવા કથકના પ્રશ્નના જવ

આજી કહે છે : 'શું કરશો એટલા લાંબા આયુષ્યનું ? ઊઠવું - ખાવું - પીવું - કામ ઘસડવું - સૂઈ જવું... આ એકવિધ જીવનક્રમ એટલાં બધાં વર્ષો સહી શકાશે ખરો ?' ને પછી માર્મિક ટમકો મૂકતાં કહે છે : 'ધારો કે દશરથ હજારના હોત... ત્રણ રાણીઓ... તો અસંખ્ય સંતાનો ન હોત ? આ તો રામાયણકાર બીજું કંઈ ન આપી શક્યા તે આયુષ્ય આપી દીધું.' (૧૮૬) 'અહલ્યા પથ્થર બની એટલે મન પથ્થર બની ગયું... શરીર નહીં' આજીનો આ તર્ક કલ્પનાને વાસ્તવનો પુટ આપે છે.

કારંથે બી.આર. નારાયણ સાથેની વાતચીત (સરિતા, એપ્રિલ'૮૮માં પ્રકાશિત)માં કહ્યું હતું : 'મૂકજ્જીમાં કામની સર્જકશક્તિની, ધાર્મિક પ્રતીકના રૂપની, વર્તમાન સામાજિક વ્યવસ્થામાં એની અવસ્થા સ્થિતિનું તર્કસંગત વિવરણ છે.' જો કે આ કથામાં માત્ર આટલું જ નથી. ગુફામાનવથી લઈને વર્તમાન યુગ સુધીના ઇતિહાસને આજીની પરાદૃષ્ટિની મદદથી સર્જકે આવરી લીધો છે. ધર્મ-ઈશ્વર, જીવનને લગતી આજીની વાતોમાં સમગ્ર માનવજાતિની અનુભૂતિને પડકારતા, ધાર્મિક નૈતિક માન્યતાઓના પાયામાં ઘા કરતા આજી આપણને જીવનને નવી દૃષ્ટિથી જોતાં શીખવે છે. મૂળભૂત રીતે આજીના તર્ક અમુક અંશે આપણા પણ છે જ એટલે જ એમની વાતોનો પ્રતિકાર નથી થઈ શકતો.

આજીને અતિશય પ્રેમાદરથી જોનાર, એમની પરાદૃષ્ટિથી, અતીન્દ્રિય શક્તિથી મંત્રમુગ્ધ એવા સુબ્બારાવ દ્વારા આપણી સમક્ષ આ અતીન્દ્રિય કથાલોક ઊઘડતો આવે છે. લેખકની સંપૂર્ણ ગેરહાજરી કથાનકના સ્વીકાર માટેનું સૌથી મોટું કારણ બને છે. અમુક વાતો આપણા સુધી પહોંચાડવી જરૂરી નથી. એટલે જ કથકના કુતૂહલ છતાં નાગી સાથેની વાતચીત દરમિયાન આજી કથકને કાઢી મૂકે છે. આ વાત કથાનક માટે જરૂરી નથી. ઉપરાંત આ ઘટનાથી આજીના વ્યક્તિત્વની ઉદાત્તતા પ્રગટ થઈ શકી છે. અનંતરાવના દંભને આજી એના મોઢા પર જ ઉઘાડો પાડે છે ત્યારે કથક હાજર નથી. પણ મોટેથી થયેલી આ વાતચીત સીતા સાંભળી જાય છે. એ કથકને કહે છે અને એ રીતે એ વાત વાચક સુધી પહોંચે છે. કથક સુબ્બારાવ વાચકને સીધું જ સંબોધન કરી વાચક સાથેનું અંતર ઓછું કરવાની કોશિશ કરે છે. 'હજી એક

બીજી વાત સંભળાવું', 'આપણો જનાર્દન', 'તમે મારા પર હસશો, મને પાગલ ગણશો.' (૯૭) એવું કહેતો કથક 'નારાયણની વાત અહીં પડતી મૂકવાથી કથાનકને કંઈ નુકસાન નહીં થાય' (૧૦૬) એવું પણ કહેતો જાય છે. આમ તો લેખકની સંપૂર્ણ ગેરહાજરી અને પ્રથમ પુરુષ કથકની મદદથી કથાનક પ્રતીતિકર બની શકે. પરંતુ આજીમાનો ઉછેર, એમનો પરિવેશ જોતાં બધી જ વાતો ગળે નહીં ઊતરે. કારંથે ચમન આહુજા સાથેની વાતચીત દરમિયાન જે વિચારો રજૂ કર્યા છે તે જ આજીના મુખે વ્યક્ત થયા છે. ઈશ્વરનાં વિવિધ રૂપો વિવિધ સંસ્કૃતિની પેદાશ છે એવું માનતા કારંથ કહે છે કે જો ઈશ્વર સાર્વત્રિક હોય તો સ્વર્ગ-મોક્ષની કલ્પના ખોટી ઠરે. માનવી આ ધરતી પર આવ્યો એ પહેલાં ઈશ્વર ક્યાં હતો ? ધર્મ સાથે ઈશ્વરની સંકલ્પના અસ્તિત્વમાં આવી... કારંથના આ બધા વિચારો જ્યારે આજીમાના મુખે વ્યક્ત થાય છે ત્યારે આપણે એવા તારણ પર આવી શકીએ કે પ્રથમપુરુષ કથનરીતિ પસંદ કર્યા પછી પણ કારંથ આજીને પોતાનું માઉસપીસ બનાવી બેઠા છે. આજી લેખકની માન્યતાઓને સીધી જ રજૂ કરે છે. આપણે પણ કથકની જેમ જ આજીમાની અતીન્દ્રિય શક્તિને, પરાદૃષ્ટિને સ્વીકારી લઈએ તો કદાચ આ બધું સ્વીકાર્ય બને.

અહીં અમુક મત રજૂ કરવા માટે જે કથાપ્રપંચ ઊભો કરાયો છે તે બધી જગ્યાએ જરૂરી નથી બની શક્યો. દા.ત. વૈરાગ્યનો અર્થ સ્ત્રીનો ત્યાગ શા માટે ? એ વાત માટે કૂવાનું ખોદકામ - સ્ત્રીનું હાડપિંજર... વગેરે ઘટનાઓ વગર પણ આજીમા એમનો આ મત પ્રદર્શિત કરી શક્યાં હોત. પોતાને અભિપ્રેત દર્શન વ્યક્ત કરવા સર્જક જે કથાપ્રપંચ ઊભો કરે તેને આવશ્યક બનાવવો પડે... આ કૃતિમાં બધે એવું નથી થઈ શક્યું એની નોંધ લેવી જ રહી...

-

*૬-૭ માર્ચ, વડોદરા મુકામે ગુ.સા. અકાદમી તથા અક્ષરાના સંયુક્ત ઉપક્રમે યોજાયેલા પરિસંવાદમાં રજૂ કરેલ નિબંધ.*

('મુકજ્જી' : ડૉ.શિવરામ કારંથ, પ્રકા. ભારતીય જ્ઞાનપીઠ, નવી દિલ્હી, જાન્યુ. ૧૯૭૯, રૂા. ૨૦/-)

## કાવ્યબાની વિશે / નીતિન મહેતા

કોઈ પણ કાવ્ય વાંચતાં આપણા મનમાં ત્રણ પ્રશ્નો જાગવા જોઈએ.

૧. એ કાવ્ય શેના વિશે છે ?

૨. એ કેવી રીતે રચાયું ?

૩. કાવ્યકૃતિ તરીકે એ સફળ થયું કે નહિ ?

પહેલા પ્રશ્નના ઉત્તરને આપણે કાવ્યના 'વિષય' તરીકે ઓળખાવીએ છીએ, એ પ્રમાણે એ કાવ્યમાં શું છે તેને સામગ્રી તરીકે ગણી શકાય. ઉદાહરણ તરીકે 'ઝૂમાં સુંદરી' એ નલિન રાવળનું પ્રાણીબાગ જોવા ગયેલ સુંદરી વિશેનું કાવ્ય છે. એ ગુલબંકી છંદમાં રચાયું, સુંદરીની ચિત્તસ્થિતિને વર્ણવવા તેમાં એકાદ વાર વિરામચિહ્નનો વિનિયોગ થયો, બાકી ત્વરાની તીવ્રતા પ્રગટાવવામાં ટૂંકી ચાલનો છંદ કવિને કામ આવ્યો, આમ શબ્દવિન્યાસ, અલંકારયોજના ઇત્યાદિ એ કાવ્ય કેવી રીતે રચાયું તેનું સૂચન કરે છે. કવિએ યોજેલી રચનારીતિનું વર્ણન કરે છે. તો કાવ્ય તરીકે એ સફળ કે નિષ્ફળ તેનો નિર્ણય પ્રથમ બે પ્રશ્નોના વિધેયાત્મક કે નિષેધાત્મક કવિકર્મથી ફલિત થઈ શકે. મોટે ભાગે તો આપણા વિવેચને પ્રશ્ન એક અને પ્રશ્ન ત્રણને વિશેષ મહત્ત્વ આપી તેની તાત્ત્વિક ચર્ચા કરી છે પણ જે ભાષા, અલંકાર, પદાવલિ ઇત્યાદિ વડે કાવ્ય રચાયું એને ગૌણ સ્થાન આપ્યું એટલે વસ્તુલક્ષી ભૂમિકા પર કાવ્યની ચર્ચા ઉપરછલ્લી જ થઈ. આપણા ભાષાશાસ્ત્રીઓએ સાહિત્યના માધ્યમને કેન્દ્રમાં રાખીને ભાષાની ચર્ચા નથી કરી તો આપણા વિવેચકોએ ભાષાવિજ્ઞાનની ભૂમિકાને આત્મસાત્ કરીને કાવ્યની ચર્ચા ઓછી કરી છે.

કાવ્યમાં ભાષાયોજના એ તો શબ્દશક્તિની ક્ષમતા તપાસવાનું એક માત્ર સાધન છે તે તરફ આપણા વિવેચનનું ધ્યાન નથી ગયું. કાવ્યમાં શબ્દ નર્યા વાહન તરીકે નથી આવતો. એ કવિનું લક્ષ્યપણ હોય છે એ હકીકત ભુલાઈ જાય છે. ભાષાને સજીવન કરે છે કાવ્યનો સંદર્ભ. કાવ્ય આગવી ભાષાની યોજના કરે છે પણ તે માટે પરંપરા પાસેથી પણ એવું જ મહત્ત્વનું કામ લે છે; ભાષાની પરંપરાનો કલાત્મક વિનિયોગ કવિએ કઈ રીતે કર્યો તે પ્રશ્ન પણ કાવ્યની તપાસ દરમિયાન મહત્ત્વનો બની રહે છે. દરેક ભાષાને પોતાની આગવી વિશિષ્ટતા, પરંપરા તથા મર્યાદા હોય છે જ. આપણે જાણીએ છીએ કે વ્યવહારની ભાષા એ તો માત્ર કવિની સામગ્રી છે. આ અર્થમાં કવિ પરંપરાગત પદાવલિ તથા એના ભાષાકીય માળખાનો અસ્વીકાર કરી શકે ખરો ? કવિએ તો કાવ્યની રચના કરતાં કરતાં ભાષાનું પુનર્વિધાન પણ સતત કરતા રહેવાનું છે.

હવે આ સંદર્ભમાં ગુજરાતી કવિતા વિશે કેટલાક પ્રશ્નો ઊભા કરી શકીએ. નર્મદથી આજ સુધી રચાતી આવતી કવિતામાં પદાવલિનાં વિવિધ રૂપો કઈ રીતે પ્રગટ થયાં ? અથવા તો આપણો કવિ કાવ્યપદાવલિ દ્વારા તેનો આગવો વિશેષ તેના કાવ્યગત સંદર્ભને અનુલક્ષીને પ્રગટાવી શક્યો છે ? છંદોબદ્ધ રચનાઓ, ગીતો, અછાંદસ, ગઝલ આ બધાંમાં પદાવલિનો કોઈ આગવો ઉન્મેષ કવિ પ્રગટાવી શક્યો છે ? કવિની પદાવલિ પોતાની આજુબાજુ જીવાતા જીવનમાંથી આવી હોય એ ખરું પણ તેને તે રસકીય કક્ષાએ પ્રયોજી શક્યો છે ? આ ઉપરાંત એક પેઢીની સરખામણીમાં બીજી પેઢી એવું પ્રદાન કરી શકી છે ખરી કે જેથી કાવ્ય પદાવલિના વિનિયોગ વિશે ફેરતપાસ કરવી જ પડે ? અનેક કાવ્યશૈલીઓ એક જ કાવ્યમાં જુદી જુદી રીતે કેમ આવી ? ઉદાહરણ તરીકે લાભશંકર ઠાકરની કવિતા ‘ને ઝાડ પર બેસીને બોલે કાગ’માં દુઃખનો ઉપાય ક્યાં છે ? ક્યાં છો સાંવરિયા જેવી પંક્તિમાં મધ્યકાલીન ગીતની શૈલી જોઈ શકાય કે

ઝાડ નીચે ઊભી છે દૂબળી
વાગોળે છે જિપ્સ
હેમ વાગોળે ભાષા

---

મન મારું.
મન મારું વાગોળે ભાષા ?
ભાષા વા વાગોળે મનને ઇમ
જિમ વાગોળે દૂબળી ગાય ઝાડની છાયા ?

અહીં પ્રયોજાયેલી મધ્યકાલીન કાવ્યશૈલી કે દયારામ અને અખો બંનેની કાવ્ય પદાવલિનો એક સાથે સંદર્ભફેરે વિનિયોગ આ પંક્તિમાં જોઈ શકાય :

ભાષાને ના વળગે ભૂર, એ વાત સદંતર ખોટી વસ્તુને શું જાણે વ્યાકરણી એ વાત હવાને ચોંટી. આ જ કવિતામાં બાળ જોડકણાંની શૈલી પણ આપણે જોઈ શકીએ :

ગાજર તો ભઈ ખવાય
રાતામાતા ધવાય
ઘડો પાણી પિવાય
વાઘ થકી ના બિવાય

આ બધી કાવ્યપદાવલિના વિનિયોગ દ્વારા ભાષાની સક્ષમતા ભાષાની નિરર્થકતા કવિ લાભશંકર ઠાકર દર્શાવે છે.

તો સિતાંશુ યશશ્ચંદ્ર પણ તેના દા.ત. મુંબઈ : 'હયાતીની તપાસનો એક સર્‌રિયલ અહેવાલ' કાવ્યમાં અનેક કાવ્યશૈલીઓનો વિનિયોગ કરે છે, બીજી બાજુ સુરેશ જોષી તેમના 'મૃણાલ' કાવ્યમાં પણ કાવ્યપદાવલિની અનેક શૈલીઓ એક સાથે પ્રયોજે છે.

હવે પ્રશ્ન એ પણ થાય કે કાવ્યપ્રકારો (સૉનેટ, ગીત, ગઝલ, ખંડકાવ્ય, અછાંદસ) અને કાવ્યશૈલી વચ્ચે એવો કોઈ સંબંધ હોય છે ખરો કે જેથી કવિને કાવ્યપદાવલિમાં ફેરફારો કરવા પડ્યા હોય ? જ્યારે છંદોબદ્ધ રચના કરવા માટે કવિ પ્રવૃત્ત બને છે ત્યારે સ્વાભાવિકપણે તેની શબ્દપસંદગી પર એક કે બીજી રીતે નિયંત્રણ લદાય છે. પોતાના વક્તવ્યની યોગ્ય અભિવ્યક્તિ માટે છંદની લઘુગુરુ કે માત્રાઓની યોજનામાં બંધ બેસે તેવો શબ્દપ્રયોગ તેને કરવો પડે છે. આથી ઘણી વાર એક જ શબ્દના અનેક પર્યાયો પણ પોતાને

અનુરૂપ છંદ પ્રમાણે સ્વીકારવા પડે છે. આનું એક પરિણામ એ આવે છે કે સમર્થ ભાવાભિવ્યક્તિને અનુરૂપ શબ્દ ન પણ મળે. અક્ષરછંદને જાળવે એવા 'પાણી', 'જળ', 'નીર', 'સલિલ' જેવા શબ્દો તેણે યોજવા પડે. ગીત રચના કે ગઝલમાં પ્રાસની શિસ્તને માન્ય કરવી પડે. આ પ્રમાણે કાવ્યપ્રકારો તેની ભાષાયોજના પર ઘણી વાર નિયંત્રણ મૂકતા હોય તેવું લાગે. જ્યારે અછાંદસમાં આવાં કોઈ બંધનો કવિ સ્વીકારતો નથી; આનો અર્થ એ નથી કે અછાંદસની કોઈ મર્યાદા નથી પણ અત્રે આ મુદ્દો અપ્રસ્તુત છે.

કવિતામાં કલ્પન કલ્પન વચ્ચે, પ્રતીક પ્રતીક વચ્ચે, અલંકાર અલંકાર વચ્ચે કવિ કોઈ વિશિષ્ટ સબંધ સ્થાપી શક્યો છે? કાવ્યમાં યોજાયેલાં પ્રતીકો, અલંકારો, કલ્પનો સમગ્ર કવિતાની શિરાશિરામાં એક રસરૂપે આવી કાવ્યને કાવ્ય બનાવવા માટેની ભૂમિકા રચી આપે છે ? સાથે સાથે એ પણ જોવું જોઈએ કે કવિએ કાળનાં રૂપો જોડે કેવી રીતે કામ પાડ્યું છે ? ભાષાનો વ્યુત્ક્રમ શું સિદ્ધ કરવા યોજાયો ? છંદ જાળવવા ભાષા યોજી કે ભાષાની અર્થક્ષમતા પ્રગટ કરવા છંદ જોડે વિશિષ્ટ કામ પાર પાડ્યું ? છંદ સાચવવા માટે વિશેષણોને લાગતા પૂર્વગ-ઉપસર્ગ, કેટલાક 'જ', 'પણ', 'ય' જેવા શબ્દો; શબ્દના વિશ્લેષો વગેરે ખૂબ જાણીતી ઘટનાઓ છે.

કાવ્યની પંક્તિમાં વિરામ ક્યાં આવે છે ? લયબદ્ધ એકમની રચના અન્વયની સહાયથી કવિ કઈ રીતે કાવ્યમાં પ્રયોજે છે ? લય અને અન્વયને કેટલો સંબંધ ? ક્રિયાવિશેષણ, અવ્યય વગેરેનો લયબદ્ધ ઉપયોગ ઘણી વાર ગીતકાવ્યમાં કરવામાં આવે છે તો તે દ્વારા આખરે કવિ શું સિદ્ધ કરવા માગે છે ? વર્ણસગાઈ, યમક વડે લયાત્મક ચિહ્નો કાવ્યમાં કઈ રીતે આવે છે ? આ રીતે જોઈએ તો વિરામ ચિહ્નોનો ઉપયોગ આપણા કવિઓએ કઈ રીતે કર્યો ? ખાસ કરીને અછાંદસ રચનામાં - છાંદસમાં જેને યતિ કહીએ તેને અછાંદસમાં વિરામ ચિહ્નો કહી શકાય ? આ સંજ્ઞાભેદ કેટલે અંશે ઉપકારક ? પુનરાવર્તન વડે અર્થનું સાતત્ય પણ જોવા મળે છે ? ખાસ કરીને દીર્ઘ રચનાઓ, ગીત, ગઝલ ઇત્યાદિમાં આપણે આ પ્રયુક્તિઓનો વિનિયોગ થતો જોઈએ છીએ. ઉદાહરણ તરીકે લાભશંકર ઠાકર કૃત 'માણસની વાત', રાવજી પટેલકૃત 'સ્વ. હુંશીલાલની યાદમાં' એક શબ્દ, શબ્દગુચ્છ, વાક્ય

ઇત્યાદિનું પુનરાવર્તન બે કંડિકાઓ વચ્ચે કઈ રીતે અવકાશ પૂરી આપે છે ?

કવિતા વાંચતી વખતે ઍરિસ્ટોટલે ટ્રેજેડી માટે આપેલું પરિમાણના તત્ત્વનું ધોરણ ધ્યાનમાં રાખવું જોઈએ. કવિતામાં પણ પ્રારંભ અને અંત યદૃચ્છાએ ન સંભવી શકે. પ્રથમ પંક્તિની પ્રારંભ તરીકેની અનિવાર્યતા સિદ્ધ થયેલી હોવી જોઈએ. તેવી જ રીતે અંતિમ પંક્તિની અંત તરીકેની. મોટા ભાગનાં કાવ્યોમાં વચ્ચેની પંક્તિઓને ઉલટાવી-સુલટાવી મૂકીશું તો પણ તેમના સ્વરૂપમાં કોઈ જાતનો તફાવત પડશે નહિ. જો આપણે જૈવિક સંવાદિતા અથવા રૂપરચના પર વિશેષ ઝોક આપતા હોઈએ તો આ પ્રકારની અતંત્રતા સહેજ પણ નભાવી ન લઈએ. આપણાં મોટા ભાગનાં ગીતો આવી અતંત્રતાની સાક્ષી પૂરશે. કવિને ઘણી વાર એની પહેલી પંક્તિ મળી હોય પછી તેણે પ્રાસ, લય, ઢાળની ગીતમાં ખેંચતાણ કરવી પડે અને ગીત અડધે રસ્તે આવે ત્યાં સુધીમાં તો એનું લૌકિક પતી ગયું હોય. આપણાં મોટા ભાગના ગીતોની આ stillborn child જેવી સ્થિતિ શાને આભારી છે ?

માનવી વિચારના ક્ષેત્રે જેમ જેમ ગતિ કરતો આવે છે તેમ તેમ તેની ભાષાનું કલેવર પણ બદલાતું જાય છે. બાળક વર્તમાનમાં રાચે તેથી ભાષામાં વર્તમાનકાળનાં રૂપોનું પ્રાબલ્ય વરતાય, તેની પાસે અતીતનાં સ્મરણો નથી, ભવિષ્યની યોજનાઓ નથી. યુવાન વયે માનવ ચિત્ત તરંગી, સ્વપ્નિલ બને એટલે એની ભાષામાં ભવિષ્યકાળનાં વધુ રૂપો વપરાય. વૃદ્ધો ભૂતકાળનાં રૂપો પ્રયોજવા તરફ વધુ ઝોક બતાવે છે. આ સામાન્ય હકીકત થઈ. પણ માનવચિત્ત આશા, નિરાશા, ઉપદેશ, આદર્શ, શક્યતા વગેરેમાં એ જ રીતે સંકળાયેલું હોય છે. બની શકે કે આપણે જે ઇચ્છીએ તે કદી ન પામીએ એટલે આપણે તેની શક્યતાઓ વિચારવા જઈએ, 'જો આમ થયું હોત તો આજે હું સુખી હોત' જે કાર્ય કદી બન્યું જ નથી તેની વાત કરવા કાળનું અમુક જ રૂપ વપરાય એટલે કવિઓએ પણ કાળનાં આ રૂપોનો ઉપયોગ કરીને માનવસંવેદનાની ધાર કઈ રીતે ઉપસાવી આપી ? ગુજરાતી કવિતામાં કઈ રીતે આવું બન્યું ? લાભશંકર ઠાકર 'સાંજના ઓળા લથડતા જાય' કાવ્યમાં વર્તમાનકાળ અને ભૂતકાળની સહોપસ્થિતિ આ રીતે દર્શાવે છે :

મેં પથ્થરોને ઊડતા જોયા હતા
ને પંખીઓને બૂડતાં જોયાં હતાં
તો વર્તમાનમાં -
પથ્થર હવે પથ્થર બન્યા છે
પંખી હવે પંખી બન્યાં છે.

સમગ્ર અસ્તિત્વની અર્થહીનતા, જેને સત્ય માનતા હતા તે કેવું બોદું હતું તેની પ્રતીતિ બંને કાળનાં રૂપોની યોજનામાં અભિવ્યક્ત થાય છે. અન્વય જોડી આપતા શબ્દો અથવા સંયોજકો જેવા કે 'અને', 'જો' 'તો' 'પણ' 'તથા' આ બધા શબ્દો પંક્તિ વચ્ચેના અવકાશને જોડવા આવે છે ? તેથી કવિના ભાવજગતની છબીનું કોઈ ચિત્ર સ્પષ્ટ થાય છે ખરું ? આ બધા શબ્દો કવિના વક્તવ્યને કાવ્યત્વ અર્પવામાં શો ફાળો આપે છે ? ઉદાહરણ તરીકે કાન્તની કવિતા 'આપણી રાત'ની થોડી પંક્તિઓ જોઈએ -

પ્રાણો આપણાનો ત્યારે યોગ થયો
અંગે અંગનો ઉત્તમ ભોગ થયો
અને આખરે આમ વિયોગ થયો

અહીં 'અને' શબ્દ સંબંધક બનવાને બદલે વિચ્છેદના સૂચક તરીકે પ્રયોજાયો છે.

આ ઉપરાંત કવિના તત્સમ, તદ્ભવ, દેશ્ય, બોલીના, કાળગ્રસ્ત, શિષ્ટ, ગ્રામ્ય, નિષિદ્ધ, પરભાષાના શબ્દઆયોજન પાછળ કઈ કલાસૂઝ કામ કરે છે. લાભશંકર ઠાકર કે રાજેન્દ્ર શુકલ જેવા કવિઓ જૂની ગુજરાતીના શબ્દો કવિતામાં યોજે છે તેનાં કારણો શોધી શકાય ? કવિતાની ભાષાયોજના પર કવિની સર્જકતાની આગવી છાપ પડે છે. કાન્તની કવિતામાં આવતા શબ્દો વિશે હરિવલ્લભ ભાયાણી તથા જયંત કોઠારીના લેખો આ સંદર્ભમાં જોઈ શકાય, ઘણી વાર કવિ પર્યાયવાચી શબ્દોની યોજના પણ પોતાના કાવ્યસર્જનમાં કરતો હોય છે ત્યારે ખરેખર સમગ્ર કાવ્યના સંદર્ભમાં એ શબ્દોની કલાત્મક સંસિદ્ધિ શી તે પૂછવાનું મન થાય અથવા તો કવિ માત્ર

છંદ કે પ્રાસ જાળવવા જ આ શબ્દો યોજે છે ? ઉદાહરણ તરીકે મોં, મોઢું, મુખ, મુખડું, હાથ, કર, હસ્ત; ગગન, આકાશ, અંબર; પુષ્પ, ફૂલ, સુમન, કુસુમ – આવા અને આ પ્રકારના પર્યાયવાચી શબ્દો કાવ્યમાં કઈ કક્ષાએ પ્રયોજાય છે અને તેની કલાત્મક ક્ષમતા કેટલી તે સમગ્ર કાવ્યના સંદર્ભને અનુલક્ષીને તપાસી શકાય.

પ્રાસની ચર્ચા પણ આપણે કાવ્યપદાવલિની જોડે જ સાંકળી શકીએ. ઘણા ખરા કવિઓ કાવ્યત્વના ભોગે પ્રાસ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે, પણ ઘણીવાર પ્રાસ આણવામાં જ કાવ્યપદાવલિમાં કૃત્રિમતા પ્રવેશે છે, અન્વય ક્લિષ્ટ બને છે, સાભિપ્રાયતા ન હોવા છતાં પ્રાસ ખાતર નામની જગ્યાએ વિશેષણ પ્રયોજવું પડે, વિભક્તિના પ્રત્યયો પ્રાસ ખાતર અધ્યાહાર રાખવા પડે, નિરર્થક વાક્યખંડો ઉમેરીને પદ્યબંધ શિથિલ કરવો પડે - આ બધું કાવ્યત્વને ભોગે ચલાવી લઈ શકાય નહિ. આખરે તો પ્રાસ સહજ સિદ્ધ થવા જોઈએ, ઘણી વાર પ્રાસની સમર્થ યોજના કાવ્યના અર્થને વ્યંજિત કરવા કેટલી કાવ્યાત્મકતા સિદ્ધ કરે છે તેનાં ઉદાહરણો નિરંજન ભગત, લાભશંકર ઠાકર જેવા કવિની કવિતામાંથી મળી રહે.

ઘણી વાર કવિ વ્યાકરણ, અન્વયમાં પણ ભાંગતોડ કરે છે. ક્યારેક આક્રોશનો, ક્યારેક નરી violent movementનો પરિચય કરાવે છે, નામને વિશેષણ રૂપે પ્રયોજવાની રીત પણ અખત્યાર કરે છે. રાવજી પટેલ તથા ગુલામમોહમ્મદ શેખ – આ બંને કવિઓએ ભાષાની તાજગીને અનેક પરિમાણોથી પ્રગટ કરી આપી છે. ગુલામમોહમ્મદ શેખની કવિતામાં શારીરિક હિંસા તેના આક્રોશમય અવાજ દ્વારા મોટા ભાગનાં કાવ્યોમાં પ્રકાશિત થાય છે. ઉદાહરણ તરીકે તેનાં 'શહેર' કાવ્યમાં કવિ શહેરને મૂતરી કાઢવાની વાત કરે છે તો તેના બીજા એક કાવ્યમાં શબ્દોની વાત કરતાં કહે છે, 'નામોની કાઢું નનામી ક્રિયાપદોના પગ ભાંગું' કવિના આ ટોનમાં આક્રોશ તથા હિંસા જોવા મળે છે. રાવજી પટેલના 'ઢોલિયો' કાવ્યમાં 'હડી આવશે' જેવા પ્રયોગો, 'એક વાર્તા'માં 'છલકાતો પિત્તળ બેડે સૂર્ય ગયો...' કે વિશેષણને બદલે ક્રિયાવિશેષણ 'કોક ઘટા લીલુંછમ ટહુકે', 'સંબંધ' (ક્ષયમાં આત્મદર્શન) કાવ્યમાં 'રત્નજડિત સંભાળ' 'રણ કંપોઝાતું' આવા પ્રકારના

શબ્દપ્રયોગો ભાષાને તાજગી અર્પે છે. ટૂંકમાં કોઈ પણ ભાષાને કાવ્યની પદાવલિ તરીકે પ્રયોજી શકાય છે. કેમ કે કાવ્યનો સાચો કર્તા તે નથી કવિ કે નથી ભાવક. ભાષા જ એ કામ કરે છે. આથી એમ કહેવું અભિપ્રેત નથી કે ભાષા કવિની કે ભાવકની વાસ્તવિકતાનો છેદ ઉડાડી દે છે. એથી ઊલટું એમને પોતાનામાં સમાવિષ્ટ કરી દઈને એમનું નિગરણ કરે છે. કવિ અને ભાવક ભાષાના સિદ્ધ થતા આવતા અસ્તિત્વની બે ક્ષણો છે. ભાષાને એઓ પોતાની વ્યાહૃતિ માટે પ્રયોજે છે એ જ માત્ર સાચું છે એવું નથી ભાષા એમના દ્વારા બોલે છે એ પણ સાચું છે.' પશ્ચિમના સૌંદર્યશાસ્ત્રમાં પણ કાવ્યની ભાષા વિશે પરસ્પરવિરોધી મંતવ્યો આપણને જોવા મળે છે. ખાસ કરીને ટી.એસ.એલિયટના 'વસ્તુલક્ષી પ્રતિરૂપ'ની (objective correlative) તથા (unified sensibility)ની વિચારણા પાછળ માલાર્મે-વાલેરી જેવા ફ્રેન્ચ પ્રતીકવાદી કવિઓનો ફાળો રહ્યો હોય, આવા સર્જકોએ કૃતિના હાર્દ તરીકે કલ્પન અને તેના ધ્વન્યર્થને મહત્ત્વનાં ગણાવ્યાં છે. ટી.એસ.એલિયટની આ વિચારણા સામે ફ્રેંક કરમોડે તેના પુસ્તક 'Romantic Image'માં, તથા ડોનાલ્ડ ડેવીએ તેના પુસ્તક'Articulate Energy'માં ઠીક ઠીક ઊહાપોહ જગાવ્યો હતો. ફ્રેંક કરમોડ કલ્પનને બૌદ્ધિક વિચારણા કરતાં ચઢિયાતા સાધન તરીકે સ્વીકારવા તૈયાર નથી. એ તો કહે જ છે કે કાવ્યમાં એક કલ્પનનો સંબંધ બીજા કલ્પન સાથે કેવી રીતે છે તે જ જાણે મહત્ત્વનું બની રહ્યું હોય એમ કાવ્યપ્રકારોની પરંપરા, અન્વય, પ્રાસઇત્યાદિની ઉપેક્ષા થઈ અને પરિણામે વ્યાકરણનું મહત્ત્વ ઘટ્યું. કાવ્યને સ્વાયત્ત એકમ તરીકે લેખવામાં આવ્યું. કવિતા તો અનેક સંકુલ લાગણીઓનાં આવર્તન-વિવર્તનમાંથી રચાતી હોઈ તેનું પૃથક્કરણ કરવું જ પડે. કોઈ પરિચિત અનુભૂતિને શબ્દોમાં ઢાળી દેવાથી કવિતા બનતી નથી તો ડોનાલ્ડ ડેવીની દૃષ્ટિએ ભાષા ઘણાં બધાં સાધનો દ્વારા પ્રભાવ પાડે છે અને સૌથી મોટું સાધન તેને મતે અન્વય(syntax) છે. ડોનાલ્ડ ડેવી પ્રતીકવાદી અને પ્રતીકોત્તર પરંપરાની અપર્યાપ્તતા દર્શાવવા માગે છે. એકબાજુ એફ.આર.લેવિસ જેવા વિવેચક એવું માને છે કે કવિતા આપણા રૂઢ પ્રતિભાવોને અપીલ નથી કરતી, કવિતા તો નવી દૃષ્ટિથી વિશ્વને જોવાની ફરજ પાડે છે, પરંતુ તેનો પ્રતિવાદ

કરતાં ડેવી એવું માને છે કે કવિએ ભાષાની પહેલાંથી ચાલતી આવતી પરંપરાને સાચવવાની છે, આની સરખામણીમાં આપણા કાવ્યમીમાંસકોએ શબ્દશક્તિ, વક્રોક્તિ, ધ્વનિ, રીતિ, ઇત્યાદિ વિભાવો નીચે કવિતામાં ભાષાનું શું મહત્ત્વ છે તેની ચર્ચાવિચારણા કરી છે.

અહીં આપણે કાવ્યની ભાષા વિશે થયેલી ચર્ચાવિચારણા સંક્ષેપમાં સૈદ્ધાંતિક ભૂમિકાએ રહી તપાસી છે. કાવ્યની પદાવલિ વિશેની ચર્ચા બીજા પ્રકરણમાં વિગતે કરવાનો ઉપક્રમ હોવાથી હવે ગુજરાતી કવિતામાં કાવ્યપદાવલિના વિનિયોગના તબક્કાઓ જુદા જુદા મુખ્ય કવિ તથા પેઢીઓના સંદર્ભમાં સંક્ષેપમાં તપાસીએ.

એ વાત તો શબ્દશઃ યથાર્થ છે કે સાહિત્યનું માધ્યમ ભાષા છે સાહિત્ય ભાષા એ સાહિત્યના ઇતિહાસનું આગવું અંગ છે. એફ.ડબલ્યુ. બેટસન જેવા તો એવું માને છે કે કોઈ પણ જમાનાની કવિતા પર સાહિત્યપ્રકારની અસર નહીંવત્ હોય છે. દરેક સર્જક પર તેના જમાનાની ભાષાનો પ્રભાવ પડે છે. આમ ઉત્તરોત્તર થતા ભાષાપરિવર્તનનો ઇતિહાસ એ કવિતાનો ઇતિહાસ છે. આ રીતે સર્જકપ્રતિભા પોતાના જમાનાની ભાષાથી પોતાને અભિવ્યક્ત કરે છે એટલે પછી કવિના ભાવવિશ્વનો અણસાર કવિતામાં પ્રયોજાયેલી પદાવલિ પરથી આવી શકે છે. આપણા અનુભવજગત, વૈચારિક ભૂમિકા અને સંવેદનાની નિશ્ચિત થયેલી પરિપાટી બદલાય ત્યારે સર્જનક્ષેત્રે નવી આબોહવા તથા ભૂમિકાની સહજ અપેક્ષા રાખવામાં આવે છે. આ નવી ભૂમિકાનાં એંધાણ સૌથી પ્રથમ સાહિત્યનું માધ્યમ – ભાષા જે રીતે પ્રયોજાય છે એ રીતમાં વરતાય છે. આપણા રુચિતંત્રમાં આવેલા પરિવર્તનને જો આપણે સાહિત્યમાં મૂર્ત કરવા માગતા હોઈએ તો સર્જકે સાહિત્યની ભાષામાં એ પરિવર્તનને અનુરૂપ એવું પરિવર્તન આણવું જોઈએ. આમ છતાં જો વિવેચન સર્જક પાસેથી રૂઢ થઈ ચૂકેલી ભાષાના માળખાની જ અપેક્ષા રાખે તો એ જ વિવેચન સર્જકને અંતરાયરૂપ બને અને જો સર્જન આવા વિવેચનનું દાસત્વ સ્વીકારી એને અનુસરવાનું પસંદ કરતું હોય, એ નવા પ્રયોગ, ભાષાયોજનાની નવી આગવી રીત પર ભાર ન મૂકતું હોય, તો એ બેમાંથી બહાર નીકળવાને બદલે ગતાનુગતિક બની જાય છે. આ

પ્રકારનું સર્જન સમકાલીન હોવાની ક્ષમતા ઊભી કરે છે પણ તત્ત્વતઃ તે તો ગતાનુગતિકતાનો જ એકડો ઘૂંટતું હોય છે.

(લેખકના તાજેતરમાં પ્રગટ થનારા પુસ્તકનો એક અંશ)

**નવાં પ્રકાશનો**

મનહર અને મોદી : ગઝલ સંગ્રહ : મનહર મોદી, મૂલ્ય રૂા.૧૦૦/-
અનહદ અપાર વરસે : કાવ્યસંગ્રહ : નયના જાની, મૂલ્ય રૂા.૫૫/-
બંનેના પ્રકાશક : રન્નાદે પ્રકાશન : ૫૮/૨, બીજે માળે, જૈન દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
કાવ્યછટા : હેમચન્દ્રાચાર્યથી તે ન્હાનાલાલ, બ.ક.ઠાનાં કાવ્યોનું રસદર્શન, વિશ્લેષણ અવલોકન કરતા વિવેચનલેખોનો સંગ્રહ : જયંત કોઠારી, પ્રકા. પોતે, ૨૪, નેમિનાથ નગર, સુ.મં. માર્ગ, અમદાવાદ - ૩૮૦ ૦૧૫, મૂલ્ય રૂા.૫૦/-
મણકું : હૃદયસ્પર્શી મૂળ સિંધી કાવ્યોનો અનુવાદ : મૂ. લે. વાસુદેવ મોહી, અનુ. જયંત રેલવાણી, પ્રકા. પાર્શ્વ પ્રકાશન, નિશાપોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ - ૧ મૂલ્ય રૂા.૪૦/-
અંતઃસલિલા : કાવ્યસંગ્રહ : કંઠે કાવ્યગીત : કાવ્યસંગ્રહ : બંનેના કવિ : સુમન અજમેરી, મૂલ્ય અનુક્રમે રૂા.૮૦ અને ૭૦ પ્રકા. સાગર પબ્લિકેશન, સાગર બિલ્ડીંગ, સરિતા હોટલ પાસે, ૨૦.૧, સૈયદવાડા ઢાળ, ખાનપુર, અમદાવાદ-૧
સમયનું સરનામું : ગઝલસંગ્રહ : રસિક 'ઝંકાર' પંડ્યા, પ્રકા.ગઝલ પરિષદ, રાજકોટ, મૂલ્ય રૂા.૪૦/-

# સમાચાર

- બેલગ્રેડમાં ચીની દૂતાવાસ પર નાટોએ કરેલા હુમલાના વિરોધમાં ચીનમાં અમેરિકી દૂતાવાસની કચેરી સળગાવી દેવાઈ છે.
- નાટોએ સર્બિયા ઉપર હવાઈ હુમલાઓ ચાલુ રાખ્યા છે.
- પોખરણમાં ભારતે કરેલા અણુધડાકાનું નિરીક્ષણ કરવામાં અમેરિકન જાસૂસી તંત્ર નિષ્ફળ નીવડ્યું હતું.
- ચોમાસાના કારણે બધા રાષ્ટ્રીય પક્ષો ચૂંટણીપ્રચાર વહેલો કરશે.
- બાંગ્લાદેશની મેઘના નદીમાં હોડી ડૂબી જતાં ૧૦૦ વ્યક્તિઓનાં મૃત્યુ થયાં છે.
- ગુજરાત વિદ્યુત બોર્ડ આંતરરાષ્ટ્રીય સ્તર પર વેબસાઈટના માધ્યમ દ્વારા મુકાશે.
- દિલ્હીમાં જેસિકાની હત્યાની આસપાસ ઘેરાયેલાં રહસ્યો ઉપરથી ધીમે ધીમે પડદો ઊઠી રહ્યો છે.
- ઉત્તર પ્રદેશમાં કલ્યાણસિંહની સરકાર સામે ફરી પાછો અસ્થિરતાનો પ્રશ્ન ઉપસ્થિત થયો છે.

રસ્તો

રતિલાલ 'અનિલ'

ગઝલ સંગ્રહ : મૂલ્ય રૂા. ૮૦/-

ચાંદરણાં

રતિલાલ 'અનિલ'

વ્યંગોક્તિ, ઉક્તિ, સૂત્રો : મૂલ્ય રૂા. ૧૦૧/-

મસ્તીની પળોમાં

રતિલાલ 'અનિલ'

બસો ઉપર મુક્તકોનો સંગ્રહ, મૂલ્ય ૨૫ રૂપિયા

રાત ચાલી ગઈ

અમીન આઝાદ

ગઝલસંગ્રહ : મૂલ્ય ૨૫ રૂપિયા

ણ ફેણનો ણ

હેલ્પર ક્રિસ્ટી

ગઝલસંગ્રહ : મૂલ્ય ૧૦ રૂપિયા

બધાં પ્રકાશનો માટે લખો

કંકાવટી પ્રકાશન, ૨૪, રીવર બેંક સોસાયટી,
અડાજણ ટાંકી, સુરત-૯

રન્નાદે પ્રકાશન, ૫૮/૨, દેરાસર સામે,
ગાંધી માર્ગ, અમદાવાદ-૯



# કંકાવટી

જૂન, ૧૯૯૯

પાબ્લો નેરુદા
અંજુમ વાલોડી
પ્રાણજીવન મહેતા
ઉર્વશી મનુપ્રસાદ પંડ્યા
રતિલાલ 'અનિલ'
નીતિન મહેતા

# કંકાવટી

જૂન, ૧૯૯૯
સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૫ : અંક ૪૭૧
દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

<u>વાર્ષિક લવાજમ</u>

દેશમાં રૂ.૪૦, બે વર્ષના રૂ.૭૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૨૪, રીવર બેંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સુરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'
માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૨૪, રીવર બેંક સોસાયટી,
ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી
સુરત-૩૯૫ ૦૦૯
ફોન નં. ૬૮૫ ૬૪૧

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
મુમુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા. ફોન : ૩૨ ૬૬ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દ્રપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૪૨૮ ૯૪૧

## લોકો / પાબ્લો નેરુદા

એ માણસ મને બરાબર યાદ રહી ગયો છે :
એને જોયાને ઓછામાં ઓછા બે સૈકા તો વીતી ગયા છે :
તે ઘોડા ઉપર બેઠો ન હતો, રથમાંય બેઠો ન હતો -
માત્ર પગપાળા
તેણે અંતરો વટાવ્યાં હતાં;
સાથે નહીં તલવાર કે નહીં કોઈ શસ્ત્ર
પણ ખભા પર જાળ,
કુહાડી કે હથોડો કે પાવડો,
તે કદી પોતાની મનુષ્યજાતિ સાથે ઝઘડ્યો નહોતો.
તેનો સંઘર્ષ હતો જળ સાથે, પૃથ્વી સાથે,
ઘઉં સાથે, કારણ કે એમાંથી રોટી બનાવવાની હતી,
ઊંચા ઊંચા વૃક્ષ સાથે, કારણ કે એમાંથી લાકડું મેળવવાનું હતું,
ભીંતો સાથે, તેમાં બારણાં પાડવાનાં હતાં,
રેતી સાથે, દીવાલો બાંધવાની હતી,
અને સમુદ્ર સાથે, એમાંથી ફળ સર્જવાનાં હતાં.
હું એને ઓળખતો હતો અને હજુ એ મારામાં છે.

રથોના ટુકડેટુકડા થઈ ગયા,
યુદ્ધે બારણાં અને દીવાલોનો ધ્વંસ કર્યો,

નગર આખું મુઠ્ઠીભર રાખ,
બધાં જ કપડાંલત્તાં ધૂળમાં ભળી ગયાં.
અને તે ટકી રહ્યો છે, મારે માટે
તે રેતીમાં ટક્યો છે,
જ્યાં પહેલાં તેના સિવાય બધું જ ટકાઉ હતું.

કુટુંબોની આવનજાવનમાં,
ઘણી વેળા તે મારો પિતા હતો કે કોઈ સ્વજન હતો
અથવા (એમ બન્યું હોય અને ન પણ બન્યું હોય)
જે કદાચ ઘેર નથી આવ્યો તે પણ હોય.
પાણી કે ધરતી એને ગળી ગયાં હશે
કે યંત્રે કે વૃક્ષે તેને મારી નાખ્યો હશે,
અથવા તો શબપેટી તૈયાર કરનાર સુથાર પણ હોઈ શકે
જે શબપેટી પાછળ ચાલતો હોય, સૂકી આંખે.
એવી વ્યક્તિ જેને કદી નામ નહોતું
હા – લાકડું કે ધાતુને હોય તેવું ખરું,
અને જેના પ્રત્યે બીજાઓ ખૂબ ઊંચેથી નજર નાખતા હોય છે
તેઓ રાફડાની કીડીને જોઈ શકતા નથી.
એટલે જ્યારે તેના પગ ચાલતા બંધ થયા,
કારણ કે તે, લાચાર અને થાકેલો, મૃત્યુ પામ્યો હતો
ત્યારે તેઓ જે જોવાને ટેવાયેલા ન હતા તે તેમણે કદી જોયું નહીં –
તેની જગ્યાએ બીજા પગ ક્યારના ચાલતા થઈ ગયા હતા.

બીજા પગ રૂપે હજુય તે જ હતો
એવી જ રીતે બીજા હાથ,
એ માણસ ટકી રહ્યો –
જ્યારે એમ લાગ્યું કે તે હવે ખલાસ થઈ ગયો છે
ત્યારે ફરી પાછો તે એનો એ જ બની ગયો

અને ફરી એક વાર તે જમીન ખેડવા લાગ્યો,
કાપડ વેતરવા લાગ્યો પણ પોતે ખમીસ વિનાનો,
તે હતો અને ન હતો – પહેલાંની જેમ,
તે ચાલ્યો ગયો અને પાછો આવ્યો,
અને તેનું કોઈ કબ્રસ્તાન નહીં,
નહીં કબર,
જે પથ્થર કાપવા તેણે પરસેવો પાડ્યો હતો
તેના ઉપર તેનું નામ કોતરાયેલું ન હતું;
કોઈને તેના આગમનની ખબર ન પડી,
તે ક્યારે મૃત્યુ પામ્યો તેની ખબર ન પડી.
આમ એ ગરીબ માણસ જ્યારે શક્ય બન્યું ત્યારે
ફરી પાછો જીવતો થયો, કોઈના ધ્યાનમાં આવ્યા વિના.

તે એ જ માણસ હતો, કોઈ પણ વારસા વિનાનો,
નહીં પશુધન, નહી શસ્ત્રો
અને બીજાઓથી જરાય જુદો નહી પડતો
બીજાઓ રૂપે તે પોતે જ હતો,
ઊંચેથી જુઓ તો તે માટી જેવો ભૂખરો લાગે,
ચામડા જેવો તપખીરિયો,
લણણી થતા ઘઉં જેવો સોનેરી તે હતો,
ખાણમાં ઊંડે ઊંડે દેખાતા કાળા રંગ જેવો તે હતો;
કિલ્લામાંના પથ્થરિયા રંગનો તે હતો,
મચ્છીમારીની નાવમાં તે ટનિ માછલી જેવો હતો;
મેદાનમાં તે ઘોડા જેવા રંગનો દેખાતો
જો તે માણસના રૂપમાં નરી સમગ્રતા હોય, મૂળ તત્ત્વ હોય,
પૃથ્વી, કોલસો કે સમુદ્ર હોય
તો પછી કોઈ એને જુદો પાડે કેવી રીતે ?
જ્યાં તે રહેતો હતો ત્યાં

તે જે કંઈ સ્પર્શતો તે બધું ખીલી ઊઠતું;
પોતાના હાથ વડે જે શત્રુતાભર્યા પથ્થરોને
તે કોતરતો હતો
તે ઘાટ પામતા, આકારિત થતા
અને એક પછી એક
ઇમારતોની સ્પષ્ટ રેખાઓ ધારણ કરતા ગયા.
પોતાના હાથ વડે રોટી બનાવી,
ટ્રેનોને દોડાવી,
અંતરોએ નગરોને વિકસાવ્યાં,
બીજા માનવીઓ વિકસ્યાં,
મધમાખો આવી,
અને માનવીના સર્જનથી અને અનેક ગણા કરવાની આવડતથી
વસંત બજારમાં આમતેમ ફરવા માંડી
કબૂતરો અને ભઠિયારખાનાની વચ્ચે.

રોટીઓનો ઘડનારો ભુલાઈ ગયો
જેણે બધું શાર્યું, જે ચાલ્યો હતો –
રસ્તાઓ ઉધાડતો, રેતી ખસેડતો – ભુલાઈ ગયો
જ્યારે બીજું બધું જ હતું ત્યારે તેનું અસ્તિત્વ ન હતું,
તેણે પોતાનું અસ્તિત્વ – જે સર્વસ્વ હતું – તે સમર્પી દીધું.
તે ક્યાંક બીજે કામ કરવા ગયો અને
છેવટે મૃત્યુમાં ભળી ગયો – નદીના ગબડતા પથરાની જેમ –
મૃત્યુ તેને હેઠવાસમાં ક્યાંક લઈ ગયું.

હું તેને ઓળખતો હતો, મેં તેને નીચે જતા જોયો –
તે જે જે છોડતો ગયો માત્ર તેમાં જ અસ્તિત્વ ધરાવતો થયો ત્યાં સુધી
ભાગ્યે જ તેને જાણ હોય એવી શેરીઓ, જે મકાનોમાં તે કદી કદી રહેવાનો
નથી તે –

હું તેને જોવા માટે પાછો આવું છું, દરરોજ રાહ જોઉં છું.

હું તેને શબપેટીમાં જોઉં છું અને તેને પુનર્જીવિત થતો જોઉં છું.

તેના બરોબરિયા જેટજેટલા હતા તે બધામાંથી
હું તેને વીણી લઉં છું
અને મને લાગે છે કે એ શક્ય નથી,
અમે ક્યાંય જઈ શકવાના નથી,
અને આ રીતે ટકી રહેવું એ કંઈ ભવ્યતા નથી.
હું માનું છું કે સ્વર્ગે તે માણસને
યોગ્ય રીતે સજાવી, મુગટ પહેરાવીને રાખવો જોઈએ.
હું માનું છું કે જેઓ આટલી વસ્તુઓ બનાવી શકે છે
તેઓ બધીના નિષ્ણાત હોવા જોઈએ.
અને જેઓ રોટી બનાવી શકે તેમણે ખાવી પણ જોઈએ !

અને જેઓ ખાણમાં છે તેમની પાસે પ્રકાશ હોવો જોઈએ.
સાંકળે બાંધેલા ભૂખરા માણસો હવે ન ચાલે.
ઝાંખા, ખોપવાઈ ગયેલાં હવે ન ચાલે.

બીજો કોઈ પણ માણસ હવે શાસક બન્યા વિના જઈ નહીં શકે.

કોઈ પણ સ્ત્રી એના મુગટ વિનાની નહીં હોય.

દરેક હાથને સોનાનાં મોજાં હશે
સૂર્યનાં ફળ બધા જ અજાણ્યાઓ માટે !
હું તે માણસને ઓળખતો હતો
જ્યાં સુધી તેના માથામાં આંખો હતી,
જ્યાં સુધી તેના ગળામાં અવાજ હતો,

મારાથી શક્ય હતું ત્યાં સુધી
હું તેને કબરોમાં શોધતો રહ્યો
હજુ રાખ ન બનેલા
તેના હાથને દાબીને મેં તેને કહ્યું
'બધું જ સરી જશે અને તોય તું જીવતો હોઈશ.
તેં જીવનને પ્રજ્વલિત કર્યું છે.'

એટલે હું જ્યારે એકલો હોઉં ત્યારે
કોઈએ ચિંતા કરવી નહીં, હું એકલો હોતો જ નથી
હું કોઈ નિશ્ચિત સાથે નથી હોતો, હું બધા વતી બોલું છું.

કોઈક મને સાંભળે છે અને જોકે તેઓ એ જાણતા નથી,
જેમનાં ગીત ગાઉં છું, જેઓ જાણે છે
તેઓ જન્મ્યા જ કરે છે અને આખા જગતને ભર્યું ભર્યું બનાવી દેશે.



## ગઝલ / અંજુમ વાલોડી

જોઈ લઉં છું સ્વપ્નને સાકાર ભીંત પર,
છે એટલો તો મારો અખત્યાર ભીંત પર.

ખાલી કરી ગયા છે વસાહત કરોળિયા,
જાળાંની રહી ગઈ છે ફક્ત હાર ભીંતર પર.

હળવે રહીને મૂકજો ચિત્રો ભવિષ્યનાં,
વીતી ગયેલ કાળનો છે ભાર ભીંત પર.

માન્યું હતું, પ્રલયમાં સહારો તો જોઈશે,
દોરી'તી એટલે તો મેં પતવાર ભીંત પર.

વસવાટ આપણો છે અહીં એક ભીંત નીચે,
છે તોય કેમ દ્વેષની તલવાર ભીંત પર ?

મિત્રો તો છે પરંતુ ખરી મિત્રતા નથી,
આધાર આપણો છે નિરાધાર ભીંત પર.

જેને મળી શક્યું ન કોઈ સ્થાન પત્રમાં,
જોવા મળે છે એવા સમાચાર ભીંત પર.

## વ્યાકરણ / વર્ણ-વિચાર અંગ / પ્રાણજીવન મહેતા

એક

ક્ પૂર્ણ ક નથી.
નથી ખ્ ખ સંપૂર્ણ સ્વમહીં.

અ વિણ ક્ ખ્ તો માત્ર ક્ ખ્ જ.
ક્ હોય કદાચ કદાચમાં
યદાકદા કદાચમાં ક્ ના પણ સંભવે.
ખ્ પણ ખસુસ.
ખલકમાં ખ્ જડે નહીં તે નહીં જ.

તો ક ખ કે ગ એ શું ?
ગમ્મત રમ્મત નરી
અ આ ઇ કે ઉની જ.
અ આ ઇ કે ઉને ટેકે ટકે
ટેક ક્ખ્ કે ગ્ની.
ખબર નહીં.
સ્વરથી વ્યંજન, વ્યંજનથી અનુસ્વાર
કે સર્ગ વિસર્ગ વર્ગવર્ણ
રહે દોષ અ-દોષ બધા
વર્ણ રહે સ-દોષ સહુ
તો અલ્પ-પ્રાણ તે શું વળી ?

હે મહાપ્રાણ શબદ
ક ખ ગ સંગ ઉચ્ચરું / શબદ કરું
વર્ણવાન સંગ વિચરું / શબદમાં સરું
લઈ શ્વાસ શબદમાં શબદસંગ પાછો ફરું
સ્વમાં રહું / સ્વને કહું શબદ

સ્વ-શબદ થઈ શબદસહ વિસ્તરું
લઈ સમાધ સ્વર ઘસું.

બે

ક ખ અને આગળ -
ક ને સ્પર્શે તે કંઠ.
પણ કંઠને સ્પર્શે
તે તો ક્ ન પણ હોય.

દંતે બેઠો તે ત, ત્ નહી,
દંતને ડંખે / ઝંખે
તો તે વળી ત્ તો નહી જ.

મ સ્પર્શે ઓષ્ઠને
ના નહી સ્પર્શ
ઓષ્ઠને મ્ નો કદા પણ.

તો પ્રશ્ન થાય મને મનમાં
મને સ્પર્શે તે શું ?
તાલુ-મૂર્ધા તથાવત્
શબદ-વર્ણ સહુ સદામાં યથાવત્
અ બ ક ડ કથાવત્
વ્યથાવત્ કાનોમાતર / બારઅક્ષરી બધી
ગત્-અગત
અબકડ કખગઘ
બધી ગડમથલ રહે
શબદવત્.
રહે સહુ શબદ મનમાં
ગ ડ મ થ લ વત્.

ત્રણ

ડૂંટીમાં દાટેલા / ગર્ભમાં ગોપિત ગૂંથેલા / ગૂંચેલા
છાતી ભીતર શ્વાસે ઉચ્છ્વાસે સીંચેલા
ઘટમાં ઘૂંટી ઘૂંટી ઘડેલા / ઘાટીલા
શબદ ચડે ઊંચે
ઊંચે વાયુ વચાળ અફડાય / કુટાય, ફૂટે / ફાટે
થાય વર્ણવિસ્તાર / અપાર.

છાતી સોંસરા નીસરે બારા
જીવ / જીભ જાણે લબક લબક લબકારા
શબદ સમ ઝીલી પડકારા
કંઠ તાલુ મૂર્ધા
દંત ઓષ્ઠ નાસિકા
સઘળું ઓમ્ એકાકારા
નિરંતર નિરાકારા
પછી રહી રહી
ધરે આ-કંઠ દર્પણમાં અનેકાનેક આકાશ.

દેખું દર્પણે હું હુંને
પેખું શબદ સહુ સાક્ષાત્કારા
મન મારે
શબદમાં શબદ તદાકારા
તત્કાળ / સદાકાળ વર્ણ-રંગ વિહારા
ઝંખું ઝાંખપ ના, ઝાંખી
શબદ તરે ચક્ષુ ભીતર / બહારા.

૧૦ : ૧૯૯૯, જૂન

## ઉર્વશી મનુપ્રસાદ પંડ્યા / સંબંધ કાવ્યો

### એક

કેવડા લાંબા કાળ અને કેવડીક તે ઋતુ
ભોંયે આપી હશે વૃક્ષને ?
વ્હાલપથી વળગી હશે ગુલાબી બટકણાં મૂળિયાંને
સમૂળગી ચોપાસથી ઓતપ્રોત થઈ રહે તેમ
તે ઘડી
પોચી છાતીનો અથવા પોતાનો
આવ્યો હશે વિચાર જરા-તરા ?
ઢગલો રંગ આવ્યા છે એની મટોળી મિરાતે
વૃક્ષને.
ખરી પડતાં ફૂલોની પરાગરજ
પંખીએ ટોચેલાં ફળનાં ખસખસિયાં બી
ગમે ત્યારે ખરે
એનું ધાવણ તો અસ્ખલિત જ.
વૃક્ષ જ વૃક્ષ એની છાતીએ
ને તો પણ એનો ઘલવલાટ જંપે છે ક્યાં ?
એણે નક્કી જ કર્યું'તું
જાતને ક્રૂર સજા ફટકારવા વિશે.
ગૂંગળાવી મૂકતાં ભારણ વિના એણે ભાળ્યું જ ન કોઈ શમણું.
વૃક્ષનો પડછાયો ભીતર બહાર ચોગમથી ચૂંથે એને.
તસુ જેવડીયે બચી નથી જાત કાજે
એનાં આકાશ, પાતાળ, સૂર્ય, ચંદ્ર
સઘળું વવાયું વૃક્ષમાં જ એની પોતાની જાત ભેળું.

બે

સુકાવા આવેલા બીજને ધાક હતી વિલાઈ જવાની
એ ઘડી
માટીએ ગ્રહી લીધું નિજ ગર્ભમાં એને.
ને
પોતે ભાળેલા અગણિત રંગો
ધાવણમાં પાયા.
કાઠું કાઢ્યું એણે મનેખની બાથમાં ન માય એવડું જબ્બર –
માટીથી પોષાઈને.
કેટલાં તે રંગ, ગંધ અને રૂપ
એક એનાં નામે વિંઝાતા વહે દૂર લગી.
એના દેહની જરઠતા કોરી
પ્રસરેલી ભૂજાઓ પર
હૂંફાળી સલામતીમાં ઢબુરાઈ પડેલાં પોચાં, બરડ જીવોને
કેવડી મમત હશે એની ?
માદક સુગંધે સૂસવતો પવન
લગીરેય છેટો હશે એના મોહથી ?
પંખીની પાંખ-ચાંચમાં રસબસ ફૂલ-ફળ.
આકાશે ચળકતો રૂપેરી ગોળો
સિંદુરિયો હિંગળોક થઈ લે જળસમાધિ
અને
વૃક્ષ ભણી વંટોળની જેમ પાછાં વળતા ખેચરો
બનાવી દે આકાશને મસમોટું ખગ ?
એ વેળા ધરતીની તપ્તતા શીળવનારું કોણ ?
એનાં શિથિલ સ્તનોની
વસૂકેલી ફળદ્રુપતા
દેહે અંકાયેલી તિરાડોમાં કાળું અટ્ટહાસ્ય કરે.

સૃષ્ટિમાં હશે કોઈ એવું
જેણે તપાસી હોય મૂળિયાંને ચપોચપ બાઝેલી માટી ?
કોણે નજીકથી જાણ્યું હશે માટીનું અંતરાલ ?
પંખી, માળો ને આકાશ
જાણે છે માત્ર લીલી ઘટાટોપને જ
માટીને પરખવા, માટી થઈ, માટીમાં ભળી જવાનું
સામર્થ્ય ત્રિકાળેય પામી શકશે ન કોઈ.

ત્રણ

કેટકેટલું ઢબુરાઈ જાય પોતાની સઘળી તપ્તતા ભેળું
એની શીળી છાયામાં
એ ફળદ્રુપ, નાજુક નાગરવેલ
ઊગે, ફેલાય ને લીલાય
જાણતી નથી કંઈ જ.
ફળવાના સમય અને પ્રદેશ ખૂંદવામાં જ
ભૂલાં પડી શીર્ણ-વિશીર્ણ થયાં મૂળિયાં.
કૂણાં પાંદડાં પાકટ થયાં પણ
ફૂલ કે ફળની એકાદી ડૂક નથી ડોકાઈ ડાળીએ.
એકાકી, સૌથી અજાણ ને ઉદાસ
આવડી મોટી સૃષ્ટિમાંય નિઃસંગ
જાણે નિર્જન પ્રદેશની વાસિની.
ઊગી તે ઘડીથી જ લપેટાતી રહી જેને ચસોચસ
તે વૃક્ષે જ ભક્ષ્યો એનો ગર્ભ
ઊતરડી એની ચામડી પણ.
પાંદડાં સિવાય કયું રૂપ પ્રસવે એ ?
એની શિરાઓ વડે ગુંથાયેલા, રુધિરભર્યાં
માલીપાથી ફૂટતાં ઘાટાં લીલાં પર્ણો

કોક દમિયલ ડોસો પેઢાં અને અવાળાં વચ્ચે ચાવે-ચૂસે
તો
ઝમે માત્ર લાલ ચીકણી ઘટ્ટતા અને તીખાશ.
કર્મકાંડી બ્રાહ્મણ ત્રાંબાના લોટામાં ડાળથી અળગાં કરી
ગોઠવે શ્રીફળ નીચે
તો
અડધાં પાણીપોચાં ને કાળાધબ્બ પર્ણો
ઓકતાં રહે ગંધાતો સડો.
આ જ પાંદડાં વડે
ડોશીઓનાં ઘરવૈદા ચાલ્યા કરે
ગુલાબી ચામડીની રૂઝમાં ચળકે નવી કોર.
મજબૂત મૂળ, ઘાટીલાં પાદડાંથી છલકાતા
ભરપૂર દેહનો ઠાલો ભાર ખમતી વધતી રહે વાંઝણી નાગરવેલ.
કોણ છે ભોમકા માથે એવું
જે નથી શોષતું એને ? – તૂટતી ને વધતી રહે રોજેરોજ
નથી બંધાતો નક્કર ગર્ભ.
એ હારી છે, થાકી છે.
વધી ઘટી શાખાઓ
ન ડુકાયેલાં પાન ને મૂળિયાં
જેના આકારની ગતાગમ નથી
એવો પિંડ રચવાની ચાહ છે એને.
જેનું રણી-ધણી કોઈ નિર્લજ્જ વૃક્ષ ન હોય
એ નવા જીવને દેહમાં ધારી
પોતેય ઓશિયાળી ન રહે વૃક્ષના ધણીપણાની – એ તરસ છે એની.

૧૪ : ૧૯૯૯, જૂન

ડંકાવટી

ચાર



વર્ષોની ખાંભીએ પછડાયા કરે બટકતું વૃક્ષ
બાળપણમાં દીઠેલી રામલીલા જેવા જ
મનનાં નાટારંગ
ભવાઈ અને ભવાયા સિવાય
કંઈ જ શોધ્યું ન જડે મૂળમાં.

રામલીલા જોવાના બહુ
અબળખા ફાટ્યા'તા નાનપણમાં
તે બધા જ ના - ના - કહેતા રહ્યા ને
પાછલે બારણે વહેલો આવે બાવાજીના મંદિરનો ચોક.
બરાબ્બર એમ જ
મોટપણેય પૃથ્વી-સંયુક્તાની ભવાઈ જ
ફાટ-ફાટ થતી'તી મગજમાં
તે કરી મેલી ઉઘાડેછોગ જીવતરની ભવાઈ.
પાળિયે બાઝી ગયેલી શેવાળમાં ગંધાતો જન્મ
લૂણો લાગેલી લીલાશ બટકતી જ જાય
પણ ખરી ન પડે એકવારકી અંતરિયાળ.
ગઈ કાલના દોડી જતા આઠ પહોર
ડગલુંય ન દે આજ.
કાંટા સ્થિર
કૂકડો ભલો ચિતરેલો જ.
જરા-તરા પોરો લે વૃક્ષ
તો ખરવા માંડે વધ્યાં-ઘટ્યાં પાન.
કરચલિયાળું થડ, ભેંકાર બખોલો.
તૂટે તેનું ટેકણ કોણ ?
દરિયો કેદ નિર્લજ્જ મત્સ્યગંધાઓના ટોપલે.

સવાર-સાંજ એમની ખુલ્લી છાતી અને માંસલ પીંડીમાં
તગતગે તડકે ચળકતો દરિયો.
કમરે બાંધેલ મશરૂના બટવે કલદારનો રણકાર
એમાં જ ડૂબી મૂઓ સજીવ ઘૂઘવાટ.
વૃક્ષ પાળિયાને ઓથ આપવા કરતાં
ઊગ્યું હોત નાગી ઉઘાડી સીમમાં
તો રાત્રે જંપી, મધરાતે ખીલી, પરોઢિયે પથરાઈ જઈ શકત
વનરાજી થઈ.
હવે તો એક બાદ એક
ઉમેરાયા કરે એના પાલવ તળે ગંધાતા પાળિયા,
તીણી ચિચિયારીઓ કરે, પજવે, બિવડાવે ને ચિડવે.
ખોડાઈ રહે ત્યાં જ વૃક્ષ બાપડું
નધણિયાતું - નગ્ન,
એકલાગ્યું તૂટી નહીં પડવાની વિવશતા
અને
ખરતા જવાના, બટકતા જવાના કરમ સાથે.

 

શિખરનું પ્રતિબિમ્બ તળેટીના પાણીમાં પડે છે ત્યારે તેને તેમાં પોતાનું પતન થયેલું લાગતું નથી, પાણી ડહોળું હોય તેથી રોષિત થતું નથી, કારણ કે તે સર્વોચ્ચ હોવા છતાં, અણનમ હોવા છતાં તટસ્થ કે નિષ્પક્ષ હોય છે. સભાનતા ક્યારેક ઉચ્ચતા પર ઊઝરડો પાડે છે. હોવું એ જ હોવું હોય છે અને તે સ્વીકાર, અસ્વીકારથી પર હોય છે. પણ સભાનતા હું શું છું તે અક્ષરજ્ઞાન હોય તો તેને પણ જીવંત, જાગ્રત, ખુલ્લી આંખે રાખે છે. તે સામાને જુએ છે ત્યારે પોતાના દ્વારા જુએ છે. પોતાની આંખે જોવું એ અનેકાર્થી છે. જે સંસ્કાર, જે જ્ઞાન, સામાજિક પ્રતિષ્ઠા દરજ્જા દ્વારા આંખ જુએ છે ત્યારે સામે હોય તે જ દેખાતું નથી – આપણો જે સ્વરૂપે સ્વીકાર થયો હોય, સ્વીકાર કરાવ્યો હોય, એના પર ગેઝેટેડ હોવાની છાપ પડી ચૂકી હોય એ બધાના સ્પર્શ, આગ્રહ સાથે જુએ છે.

જોવું એટલે શું એ આપણે સંચિત કરેલું કહેવાતું જ્ઞાન અનેકાનેક સ્વાદવાળો સંભાર હોય છે. આપણાં મનોવલણ અને વૃત્તિ શેનાથી ઘડાયાં છે તે વિશે ક્યારેક વૈજ્ઞાનિકની તટસ્થતાથી પૃથક્કરણ કરવું જોઈએ. સુવર્ણ અને શિખરથી બધાં જ જ્ઞાનસંભારથી અલિપ્ત છે એટલે જ.તેઓ માણસની જેમ ક્યારેય અજંપ ને ગુસ્સે થતાં નથી. સાતપૂડા પર્વતમાળામાં કેટલી બધી ઉચ્ચાવચતા છે. પણ દરેક ઉચ્ચ અને વચ્ચને જુદાં જુદાં નામ ન આપતાં માત્ર ગિરિમાળા કહીએ તો એને અન્યાય થવા જેવું, અજંપ થવા જેવું લાગતું નથી.

કોઈ તીર્થે પોતે પોતાનું ગૌરવ રચ્યું નથી. માણસે ગૌરવ રચ્યું તો એ જાણે છે કે એને આવા ખેલ, રમત કરવાની 'સાંસ્કૃતિક ટેવ' પડી છે. સ્વયં કેન્દ્રિત સંસ્કારિતા, સાંસ્કૃતિકતા; સામાજિકતાનાં કેટલાં બધાં આવરણો કે વળગણો માણસને હોય છે. પારદર્શી કહેવાતો દૃષ્ટા પણ પારદર્શી હોવા વિશે મને શંકા છે, ભલે તે પારદર્શી કહેવાતો હોય. કાચ પારદર્શી હોવા છતાં આડશ હોય છે, અને તેનું કામ અલગ રાખવાનું હોય છે. એવો માણસ વિશેષ હોય ત્યારે જ પારદર્શીની ખ્યાતિ પામ્યો હશે ને ? કોઈ ઝૂંપડીનો

માણસ પારદર્શી હોય છે. પહેરેલે કપડે જ બહાર આવે છે અને ઓછા શબ્દોમાં વાસ્તવિક જવાબ આપી અંદર ચાલ્યો જાય છે. તેને તો આશ્ચર્ય હોય કે આ વળી મારા કરતાં કંઈ ઊંચો સામાજિક મારી પાસે આવ્યો અને વળી પૂછ્યું !! વિશેષતા એ પોતે જ અલગતા છે અને તે કોઈક રંગના કાચના ચશ્મા જેવી હોય છે. વિશેષ શા માટે કહેવાયા ? અમુક વાદ કે વિચારનું કે કોઈ કળાનું પૂછડું પકડ્યું હોય તેથી ? તો તો એ પૂછડું ન તો તેઓ છોડે ન તો પૂછડું એમને છોડે. એ બંનેનું વળગણ બની ગયું હોય પછી તટસ્થતા નહીં અને પારદર્શિતા પણ નહીં. કોઈ મળવા આવે અને આપણે તેની જાણ થતાં સરખા બેસીએ, કપડાં સરખાં કરીએ એ વિવેક થયો. પણ આપણે ઘરમાં સાવ સામાન્ય માણસ રૂપે કુટુંબમાં બેઠા હોઈએ, આપણી વિશેષતા, ડિગ્રી, સામાજિક દરજ્જો બધું જ વીસરાઈ ગયું હોય પણ કોઈ મળવા આવે ત્યારે સભાનતા રૂપે બધું જ, તરત વળગી પડે છે ! સંભવ છે કે આવનારો પણ માણસને નહીં. એને વળગેલી વિશેષતાને મળવા આવ્યો હોય – આપણે ઇમેજ જ એવી રાખી હોય કે થોડા અંગત માણસ જ આપણને માણસ સમજે, બાકીનાં બધાં આપણને, આપણાં વળગણોને જ ઓળખે અને એનો કશો ઉપયોગ હોય, ઉપયોગની અનિવાર્યતા શું, લાચારી હોય એટલે મળવા આવે, અને આપણને વળગેલી કે આપણે પોતે પોતાને વળગાડેલી વિશેષતાને મળી કે તેને હવે પછી ભૂલેચૂકે ન મળવાનો નિર્ણય અને નમસ્કાર કરી ચાલ્યો જાય.

સામાજિક દૃષ્ટિએ માણસ જેમ જેમ વિશેષ થતો જાય છે તેમ તેમ તે સહજ નરવા માણસથી અલગ અને દૂર થતો હોય છે. વિશેષતા એ સામાન્ય માણસને વિશેષથી દૂર રાખતો સૂક્ષ્મ ભય પણ બને છે. પણ ભૂખ માણસને ચૂલા કે સગડી પાસે લઈ જાય છે તેમ અનિવાર્યતા સામાન્યને વિશેષ પાસે ધ્રૂજતા ધીમા પગલે લઈ જાય છે ત્યારે પણ મનમાં શંકા તો હોય જ છે. વિશેષતા એ માત્ર અલગતા જ નથી હોતી, સામાન્ય માણસનો અનુભવે આણેલો સર્વસામાન્ય ભય પણ હોય છે અને એ 'ભય' આંતરિક સમજ હોય છે. તે ખોટી પડે છે ત્યારે પોતાને સાંભળનારું કોઈ છે એના આનંદ સહિત ભયરહિતતા માણસને જે માનસિક સુખ આપે છે તે પણ તેને અનાયાસ પ્રાપ્ત થાય છે.

વિશેષ કહેવાતા માણસને પણ માણસની, તે ન સ્વીકારે તોયે, આંતરિક ભૂખ હોય છે, પણ માણસ પોતાની કેટલીયે ભૂખતરસ વ્યસનોથી ઉપલકરૂપે એક ભ્રામક આશ્વાસન રૂપે નિભાવે છે, પોષે છે તેમ વિશેષ અને વિશેષજ્ઞને સહજ એવી મંડળી તેની આસપાસ રચાય છે, પછી તો તે વિશેષની જરૂરિયાત બની જાય છે. સાંજે કે નવરાશની પળે થતાં ફોનમાં કારણ તપાસો તો આ તથ્ય બહાર આવશે !

વિશેષ કહેવાતો કેટલી બધી સામાન્યતા સાથે આ જગત છોડે છે એની કલ્પનાથી સ્તબ્ધ થઈ જવાય છે, ખેદ પણ થાય છે. સફળતાના સિક્કા સાથે જીવેલો એ માણસ કેટલી બધી સહજ અસામાન્યતાથી અજાણ રહીને દુનિયા છોડી ગયો એવો ઊંડો ખેદ થયા વિના રહેતો નથી.

આગગાડી ગામેગામ જાય છે, અરે દિલ્હી અને હરદ્વાર સુધ્ધાં જાય છે પણ કોઈ ગામ કે શહેરમાં જતી નથી એમ વિશેષ કહેવાતા માણસો આગગાડીની જેમ શું, વિમાનની જેમ દૂર દૂર જાય છે, તેઓ માત્ર 'દિશામાં જાય છે' દશે દિશાના જગતમાં, વસ્તીમાં જતા નથી. વિમાની પ્રવાસ કરનારો પરિચારિકા અને જે પીણાં અને નાસ્તો મળે એ વિશે જાણતો હોય એટલું જ નહીં, કઈ વિમાની સર્વિસમાં આંતરિક સર્વિસ સારી મળે છે તે જાણતો હોય અને સરખી મંડળીમાં એની ચર્ચા કરતો હોય, પણ એ કદી આકાશ કે વિમાનમાંથી નીચે દેખાતા મેદાનમાં ગોઠવેલાં રમકડાં જેવા ઘરો, સૂકી નદીના પટ જેવા રસ્તા વિશે ભાગ્યે જ વાત કરી શકે છે.

આગબોટ કોઈ બંદરે થોભે અને ઉતારુઓને કહેવામાં આવે કે તમે બેત્રણ કલાક બંદરના ગામમાં જઈ આવી શકો છો, ત્યારે ઘણા ખરા ઉતારુઓ હરખભેર બંદરના ગામમાં ફરી આવતા અને ન દીઠેલું એવું જોઈ આવતા, જગત કેવું વૈવિધ્યસભર છે એવું કહ્યા વિના અનુભવતા.

વિશેષની જીવનસફર પગપાળા તો ન જ હોય, બસપ્રવાસ પણ ન હોય, આકાશને નહીં જાણનાર વિમાનપ્રવાસીની જ હોય. કેટલા બધા આ વૈવિધ્યસભર જગતમાં વિશેષ થઈને એનો એક સમૃદ્ધ કહેવાતો નાનકડો કંપાર્ટમેન્ટ જોઈને ચાલ્યા જાય છે....

નછોરવું યૌવન જ હોય એવું નથી. એ યૌવન અજાણપણે ફૂટતું હોય એવા કિશોર વય યૌવન પ્રવેશના સંધિકાળે અજાણપણે થઈ જતાં નછોરવા સાહસ હોય છે. પણ તે એવાં હતાં એની આછી ઝાંખી તો હવે આછી આછી થાય છે.

સૂરતનો જરીઉદ્યોગ વિકેન્દ્રિત. દસ પંદર વણકરો સામસામે બેઠા હોય અને જરી બોર્ડર વણતા હોય તોય ત્યાં તેમાં ૮૦ ટકા આજની ભાષાનુસાર બાળવણકરો હોય. મૂગા મૂગા વણ્યે જાય. સ્તબ્ધતા વચ્ચે મોટા મોખરેના વણકરો ક્યાંક શબ્દની કાંકરી ફેંકી વર્તુળ બેચાર વ્યક્તિના કુંડાળામાં ચકરાઈને તૂટી જાય, મારા જેવા સિવાય ભાગ્યે જ કોઈના સુધી એના મર્મનો અણસાર પહોંચતો હશે. કારખાનું ચલાવનારો શેઠિયાને ત્યાંથી કાચો માલ લાવે અને વિવિધ પ્રકારની તૈયાર જરીબોર્ડર પહોંચાડે. આજના હિસાબે વણકરની ઘોર દરિદ્રતા અને આખો દિવસ તટસ્થ સહવાસ અને એકપક્ષી સંવાદ સોનાચાંદીના તાર સામે ! એ કારખાનાના કચરામાં સોનાચાંદીના તાર હોય અને એને ભઠ્ઠીમાં બાળો તો થોડાક તોલા ચોખ્ખી ચાંદી મળે. ચાંદીના ચાકા અને પંદર શેર વજનની ગોળ ઢાળકી જુવારના સફેદ રોટલા ખાનાર જુએ એ સમીકરણ ખરું પણ તે શબ્દમાં, ભાષામાં અમારે માટે તો કંઈક મેળ જેવા અણમેળ આકાર.

આમ બારેમાસ વણવાનું તો ચાલે પણ જરી માલની ખપત મોસમી. લગ્નની મોસમ આવે ત્યારે લાવ લાવ અને ન હોય ત્યાં છે ત્યાં રાખી મૂકો ! મંદીની મોસમ આવે એટલે મોટા કારીગરો ઉપાડો લ્યે – ઉજાણીએ જઈએ. છેવટે નક્કી થાય. પૈસા રોકે કારખાનેદાર. ઓછામાં ઓછા બે દિવસ કે ત્રણ દિવસનો કાર્યક્રમ. શેરીગલીમાં રખડેલા પણ આઠમે વર્ષે તો દિવસના બાર કલાક કારખાને. મેળો આવે ત્યારે શેરીગલી બહારના શહેરમાં રખડવાનું એટલે જ મહાલવાનું શું, કૃષ્ણે નહીં કરેલી સમાજવાદી લીલા કરવાનું ક્ષેત્ર મળે. કનૈયાની લીલા કંઈએ કુલીનશાહી, આજની ભાષામાં સમાજવાદી નહીં.

સૂરતમાં ઘોડદોડ-સ્પર્ધા ચાલે એટલે ઘોડદોડનું શહેરને છેવાડે,બાકીના દિવસોએ અબોલ અને એકલવાયું. પણ એ શહેરનો અદલ પાડોશી વિસ્તાર

કસબો નહીં છતાં ગામડું ખરું, એવો. ત્યાં દૂર મોટી પાંજરાપોળ પણ હતી. ત્યાં લાકડાના રોપાયેલા થાંભલા સાથ પતરાં જડેલાં થોડાં ઘર પણ ત્યારની ભાષાનાં ધોરણે નહીં તોયે સમાજવાદી વાસ્તુ અનુસાર 'બંગલા' શેઠિયાની માલિકીના. મોટે ભાગે બંધ રહે એ રખેવાળ દુબળા – હાળીના રહેઠાણ પણ ખરા ! એ બંગલામાં રહેતા એમને, તેઓ દેખાવે મજૂર લાગે તોયે મજૂર કેમ કહેવાય ? એવા કોઈ બંગલાના માલિકને ત્યાંથી ત્રણ દિવસ માટે આભાર પણ નહીં માનવાના ધોરણે ચાવી લઈ આવવાની. ત્રણ દિવસ કારખાનું બંધ ! મોટા ને છોકરા ઉજાણીમાં જોડાય. છોકરીઓ ઘરે રજા માણે અને વાર્ષિક વેતન નક્કી થયું હોય તે પૂરું લેવા વર્ષ પૂરું થયે રજાના દિવસો ભરી આપવાના. ૩૬૫ કામના દિવસ પૂરા થાય ત્યારે વર્ષ પૂરું થાય અને વિક્રમ રાજા દિવાળીએ ખાંડનાં બનેલાં રમકડાં ખાય કે વર્ષ પૂરું. નાનપણમાં વિવાહના ચાંદલા – વરવહુ નક્કી થયા હોય તે માત્ર તેમનાં માબાપ જાણે ! બાળ વર વહુ નહીં. હોળીએ વરના વડીલો કન્યાને ત્યાં ખાંડના બનેલાં રમકડાં અને હારડા મોકલે. ખાંડનાં પતાસાં ખુશ થાય કે ખાંડ કે અહોરા, નામ રૂપ જૂજવાં અંતે તો ખાંડ હોય ! પતાસાં હારડા વિશે ભેદ ન હોયે ! નરસિંહ મહેતાને કનક-કુંડળ વિશે ભેદ ન દેખાયો તો પતાસાં હારડાં વચ્ચેનો મૂળ અભેદ કેમ ન દેખાયો ? એમનાં મા-બાપે એમની વહુ કન્યા માટે હોળીએ ખાંડનાં રમકડાં અને હારડાં મોકલ્યાં નહીં હોય !

બસ, બધા વધારાની કપડાંજોડ, મોટી ખરીદીનાં નાણાં ને ખરીદીના સામાન માટે ઝોળી જ નહીં ઝોલ્લા લઈને ઊપડે. મોટો એક નાનકાઓને લેફરાઈટ કરાવતાં બંગલે લઈ જાય એ પ્રવાસ તો કાશ્મીરના સહેલાણી કરતાં વધારે મઝાનો બની રહે ! ઘટમાં ઘોડા થનગને ને અણપીછ્યો પ્રદેશ જુએ. મારી જિંદગીમાં મેં પહેલો મફતિયો પ્રવાસ ક્યારે કર્યો તે જાણો છો ? કોર્ટે સાથીઓ સહિત મને છ માસની સજા ફટકારી ૧૯૪૨માં ત્યારે પોલિસો અમને સૂરત સબજેલમાં પોલિસ-પિંજરાગાડીમાં બેસાડી, તે પછી આગગાડીમાં બેસાડી હાથકડીબંધ સાબરમતી જેલ લઈ ગઈ ત્યારે. પોલિસો બધાં પુરુષો અને દરેક પાસે પૌરુષ સૂચક દંડા હોવા છતાં નારીજાતિ સૂચક 'પોલિસ' કેમ કહેવાતી એનું ભલું અચરજ આજે પણ અણુકણ છે. ભાપાને

વળગે તે ભૂત, બાકી સઘળું તૂત !? – અણપ્રીછ્યો પ્રદેશ વિસ્ફારિત પ્રસન્ન કૌતુકરાગી આંખે અવલમંઝિલે નહીં પણ બંગલો કહેવાતી મંઝિલે પહોંચીએ! બંદા બોલી ઊઠ્યા, 'શી કુદરત છે !' અને મને જુએ કે બધા બોલી ઊઠે : 'શી કુદરત છે !' એ ઉદ્‌ગાર તો પાછા ફર્યા પછીયે અમારા દર્શન થાય તે સાથે પ્રગટ થતા રહેલા !

ઝોલાં જમીન પર ઝોંસી સાવરણી લઈ આવવાનું બંગલાની ધૂળ વાળવાની જ નહીં, ઝપેટવાઝાપટવાનીયે ખરી. કારખાના માલિકે કામ બગાડતાં ઝપેટ્યા હોય તેનો બરાબર બદલો લેવાનો. વધારે મોણવાળા નહીં પણ પાણીવાળા રોટલા માટેના પિણ્ડ નહીં પણ લોંદા  થઈ ગયા પછી શરીરનું કોકડું વાળી બેસો કે લાંબા ઘટ લાંબી તાણો – સંપૂર્ણ સ્વતંત્રતા ! તે પછી વિશાળ કૂવે પહોંચી ડોલે ડોલે અનિબદ્ધ શૈલીએ પાણી કાઢી અંબે ઝંબે કરી ભીની પોતડીએ નાચકૂદ કરતાં નહાવાનું (સ્નાન તો વૈષ્ણવો અને એમના ઠાકોરજી કરે !) ! ઉતારે અસબાબ આવી ગયો હોય. જીવનમાં પુરુષોએ કરેલી રસોઈનો આસ્વાદ ઓર હોય છે ! એવી ઉજાણીએ જઈએ તો જ એનો 'સાક્ષાત્કાર' થાય ! (ત્યારે કવિ નહીં એટલે અનુભૂતિ તો કેવી રીતે થાય !) ભૂખ્યા ડાંસ થયા હોઈએ તોયે નાનાઓએ તો રાખોડિયા ચૂલા સામે અને તે પછી ઊર્ધ્વગામી ધુમાડા પર નજર નાખવાની ! એ બંગલાની પ્રાથમિક ભૂમિકા ધર્મશાળાની એટલે સ્હેજે બને ખીચડી ! પહેલું જમણ ગરમાગરમ ખીચડી. અને શી એની મઝા ! રખેવાળા દૂબળા પણ સાથે જમવા બેસે અને વિવેચકોએ વર્ષો પછીયે નથી જાણી એવી સહોપસ્થિતિ અને ગણિતશાસ્ત્રીઓએ નહીં જાણેલાં સમીકરણ માણવાના ! પછી લોથ પડી છે કે પોઠ પડી છે એવો પ્રશ્ન ત્રાહિતને થાય એવું દૃશ્ય સર્જાય. બેચાર મોટાઓએ દૂબળા રખેવાળાની સંનિધિ અને સહકારે તાડીનો સુયોગ સાંજ માટે તે દરમિયાન ગોઠવી દીધો હોય ! વામકુક્ષી પછી ચા જોઈએ કે નહીં એની પંચાતમાં પડ્યા વિના નાનેરી આસપાસની ધરતી ખૂંદવા નહીં પણ પોચાં પગલાં પાડવા ગોપબાળોની જેમ નીકળી પડે. પ્રથમ વાર પ્રકૃતિનો આહ્‌લાદ માણીએ ત્યારે તે અનન્ય, ભાષા વાણી,રહિત માત્ર બૂમો અને સિસોટામાં જ પ્રગટ થાય છે ! માણસના ઉચ્છ્‌વાસ કેવાં કેવાં ધ્વનિરૂપો સર્જે છે ! બહુ ઓછા ઉચ્છ્‌વાસ ઠેઠ હૈયેથી નીકળે છે

બાકી તો પીપુડી અને મોઢા વચ્ચે ક્યારેક શો ફેર હોય છે ? સ્વચાલિત અને પરચાલિત એટલો જ: વાંસની ભૂંગળી અને વાંસળીનો ભેદ માણસનું મોઢું ભૂંસી નાખે છે. નાનકાઓએ તો ધુમાતા ચૂલામાં ભડકો કરવા માટે ફૂંક પણ મારવાની ! નાનપણમાં બા લાલજી મહારાજ પાસે લઈ ગયેલા – કાન ફુંકાવવા ! બા પોતે ચૂલો ફૂંકે, લાલજી મહારાજ બીજાના કાન ફૂંકે ! ફૂંક હોય : 'શ્રીકૃષ્ણમ્ શરણમ્ મમ : ' ચૂલાનો અગ્નિને શબ્દફૂંકની અપેક્ષા જ નહીં ! એ ફૂંકે ફુલાય અને ભડકો બને !

રાતનું ફુલ ડિનર અહોહો ! યાદ જ આવતું નથી કે શું શું ઝાપટેલું ! (ખાનારાએ ખાધું હશે, પણ નાનકાઓએ તો ઝાપટેલું !) કલાક પછી લોટો લઈને દિશાએ દૂર દૂર ઝાંખરે પહોંચેલા. ચત્તી પાપડી અને પાપડીનું ઊંધિયુંયે ખરું ! આવું ઊંધુંચત્તું ભાષાનો અર્થધ્વનિ જ બદલી નાખે છે. ત્રણ દિવસમાં નાનકાઓએ કરેલું ઊંધુંચત્તું એ વાવણી પહેલાંની હળ દ્વારા માટીને ઊંધીચત્તી કરી નાખતીખંડ જેવી હોય ! મોટા તાડીની લેહમાં મસ્ત ! આ 'લેહ' શબ્દનો અર્થમર્મ વૈયાકરણીઓ પાસે ન હોય ! ભજન પણ ગવાય, માતાના છંદ ગવાય અને નાણાની આભડછેટ વિનાનાં પત્તાંયે ટીચાય ! પત્તાંનાં રાજારાણી રમનારની છાતીસરસાયે થાય અને જમીન પર ખુલ્લાં પણ પડે ! રાજા, રાણી, ગુલામ – શબ્દફેરે સર્વ સમાન ! ગુલામ ટીચાય અને રાજારાણી અકબંધ રહે એવી સામંતશાહી નહીં – સમદૃષ્ટિ રમનારને સર્વ સમાન ! જે પાનું બાજી જીતી આપે તે તો હાથના ઝટકા સાથે જોરથી જમીન પર પછડાય. રાજારાણીને જોરથી પછાડવા માટે જ બાજી જીતવા માટે એમને ચઢિયાતું સ્થાન અપાતું હશે !

નાના જમણનો વિચાર કરે તો પેલા પોતાના માપ પ્રમાણે 'પાંચ વીસુ દંડ' કરેલો એવાં પંચાતિયાનો ન્યાય થાય એટલે પોતાના રોજિંદા સ્તરે નહીં પણ ઉજાણિયાના ઉચ્ચ સ્તરે ભોજનનું સ્તર રચે. પોતે જ બધું ખરીદી લાવે અને એમના જ શબ્દોમાં 'જુક્તિ' કરે. જીવનમાં પુરુષ–રસોઈનો આહ્લાદ એ પહેલાં લગ્નના જમણવારોમાં કરેલો – એમાં પૂરી બ્રાહ્મણી (મૂઆ લોકો એમને 'બોડકી' કહે !) એ રચી હોય, કાપડ તો વણાય તો જ રચાય તેમ પુરીરોટલી વણાય તો જ રચાય ! વણાટશાસ્ત્રની બહાર પણ તેના ક્ષેત્રની બહાર પણ તે હોય છે એ કયા વિદ્વાનો જાણે છે ? પુરુષ-રસોઈના એ સામૂહિક અને મર્યાદિત – એવાં બે

સ્વરૂપો હોય છે ! માત્ર ઉજાણીએ ગયેલા પુરુષો રસોઈ કરે તેમાં સાવ અંગતતાનો આગવો સ્વાદ હોય છે. દાઝેલી રસોઈના સ્વાદની અનન્યતા ક્યારેક જ માણવા મળે છે એટલે એ અવિસ્મરણીયે બને છે. ઊંધિયાની જે પાપડી દાઝેલી હોય તેને મોઢામાં મૂકી મમળાવ્યા વિના આ નહીં સમજાય. જીવનમાં દાઝ્યાનાં બીજા સ્વરૂપાંતરો, રૂપાન્તરોય પામ્યા છીએ પણ તેની સ્મૃતિ દાઝેલી રસોઈની અનન્યતા અને સ્વાદ કરતાં જુદી કેમ હશે ? રસાદાર વાનગીમાં મીઠું વધારે પડી ગયું છે ? તો એમાં સળગતું લાકડું બોળો, તે ખારાશ ગ્રહણ કરીને છમકારાનો સ્વાદ મૂકી જશે ! હું કે અમે માત્ર બ્રાહ્મણિયા રસોઈ માણવા પૂરતા જ સનાતની છીએ ! યુવાનવયે મુંબઈમાં મુશાયરો – પ્રથમ કક્ષાની મહામૂલી ચાઈનીઝ હૉટલમાં ઉતારો. આવી ભરાણા જેવું લાગે ! અમે સ્વર્ગસ્થ થઈશું તો અમારી શી હાલત થશે તેની કલ્પનાયે થઈ શકતી નથી. સ્વર્ગ ચાર આંગળ દૂર રહે એ પણ ઈષ્ટાપત્તિ લાગે છે ! શું જમેલા તે કંઈ જ સાંભરતું નથી ! ચાઈનીઝ ફુડ લોકપ્રિય થયાની અફવા ચાલે છે ત્યારેય તે સાંભરતું નથી, ન તો કોઈ બીજો બિલ ચૂકવીને એ જમાડે એવું આકર્ષણ પણ થતું નથી.

રાજમહેલની મુલાકાત કરતાં નજીક આવેલી પાંજરાપોળની મુલાકાત વધારે સાંભરે છે. અમે ગૌતમ બુદ્ધ કેમ ન થયા ? વિધિએ એવા લેખ ન લખીને અમને ભરપુર અન્યાય કરેલો લાગે છે. બાળપણ અને પ્રકૃતિનું ટકી રહેલું બાળપણ એ જોડિયા બાળક જેવી જુગલબંધી હોય છે. આ ઘડપણ અને વિકસિત મહાનગર વચ્ચેનો મેળ તો વિગ્રહરેખા પછી છેડે આવતા શબ્દ જેવી સમાસ વગરની જુગલ વગરની બંદી છે !

નાનકાઓએ તો પહેલા દિવસને જ ત્રીજા દિવસની રાત સુધી લંબાવેલી સ્મૃતિને ઘટ્ટ કરવી હોય તો દિવસોને એકડાની જેમ ઘૂંટવા પડે. વ્હેલના પેટમાં કોઈ ગભરુ માછલી જાય તેમ એ ઘોડદોડ વિસ્તાર મહાનગરના પેટમાં હવે ચાલ્યો ગયો છે. નાનપણમાં દાઢી તો શું ઊગે ? વાળ ઊગ્યા વિના દાઢી હોય તે ઊગેલી ગણાય જ નહીં ! – એટલે વિશાળ કૂવામાં દીઠેલું પોતાનું પ્રતિબિમ્બ આ દાઢી છોલવા અરીસા પાસે જઈએ છીએ ત્યારે શેનું દેખાય ? જીવનમાં આપઘાત કરવાની વેળા આવી ત્યારેય વાવ-કૂવા ન પૂર્યા એનું કારણ પેલું વિશાળ કૂવામાં પડેલું પોતાનું પ્રતિબિમ્બ જ હશે ! શૂન્યમાંથી શૂન્ય કાઢી લ્યો

તો પણ શૂન્ય જ રહે છે તેમ કૂવામાંથી આપણું પ્રતિબિમ્બ કાઢી લઈએ તો પણ તે કૂવો જ રહે છે, અને એમાં પ્રતિબિમ્બ ઉમેરીએ તો કૌતુક છલકાય છે, કૂવો છલકાતો નથી. ગણિતે શૂન્યને પણ આકારબદ્ધ કરવાનું ડહાપણ કર્યું છે – બાકી શૂન્ય તો અફાટ હોય છે. ઓરડામાં હોય તોયે ભીંતા વિહોણું હોય છે. વર્તુળાકાર સૂકો કૂવો જોઈને ૦ શૂન્યને પણ સૉલિડ કરવામાં આવ્યું ! હદ રચ્યા વિના પક્ષો રચ્યા વિના વ્યવસ્થિત કહેવાતી પંડિતાઈને ગોઠતું જ નથી !

*તમે અંધકારને માત્ર અંધકાર જ જુઓ છો, કેમ કે એનો કોઈ આકાર જ નથી હોતો, અંધકારનું કાર્ય જ એ છે કે તમામ આકારોને અદૃશ્ય કરી નાખવા. સૉલિડ શૂન્ય ગોળાકાર અંધકાર પ્રકાશમાં દેખાય છે માટે એ અંધકાર જ નથી આકારિત પડછાયો છે; માણસની અક્કલનો પડછાયો છે.*

કેટલુંક સુખ અધમૂવું તો કેટલુંક સુખ આળસુ બનાવી દે છે... પણ કેટલુંક સુખ ઉત્તેજનાસભર નિર્દોષ ચંચળતા ગતિ આપે છે. 'સુખ' શબ્દમાં તેમાં રહેલી વિવિધ ગતિ-અગતિનો કશો જ ફોડ પડતો નથી. ત્રણ દિવસની ઉજાણીનું સુખ કેટકેટલી ગતિથી વૈવિધ્યસભર હતું. ડિનર ટેબલ પણ સભ્ય કહેવાતી ઠાવકી ગતિએ જમવાના સુખ કરતાં કોળિયા ભરવાની ગતિ પછી વળી વિરામ, વળી તીખું લાગ્યાનો પાણીપીધો વિરામ, દાહ શમાવવાનો વિરામ, વળી તે પછી ધીમે કોળિયા ભરવાની ગતિ શેરડી ચૂસ્યા પછી ચાવી જવાની અધીરાઈ – એ બધું તો ગતિશીલ ઇન્દ્રધનુષ્ય જેવું હોય છે. છેલ્લી સાંજે સાદું જમણ આસ્વાદી ચોથે દિવસે સવારે બધા લબાચા ઉપાડી વિદાય લીધી ત્યારે દૂબળા રખેવાળોના ચહેરા દીઠેલા તે કેવા હતા ! સુખ પછીની ગતિ અમને ઘરની દિશામાં કલબલ કલબલ કરતી ઘરની દિશામાં લઈ જતી હતી, મોટાઓની પાછળ બંગલો, ચોકઠોક વિસ્તાર રહી ગયો હશે, પણ નાનકા પોતાની સાથે લઈ જતા હતા તે હજીયે સાથે ન હોત તો આ લેખ લખી શકાયો હોત ખરો ?

સમદૃષ્ટિને સર્વસમાન એટલે નાનામોટા સૌનો ત્રણ-ત્રણ રૂપિયા ખર્ચ આવ્યો હતો અને ટાંકણે ચૂકવાતા પૈસામાં એ ખર્ચ બાદ થયો હતો...

શહેર પાસેનો વિસ્તાર હવે શહેરના સ્પર્શથી શાપિત; ન શહેરી, ન ગ્રામીણ

એવો વિસ્તાર હોય છે, ત્યાં ક્યારેક અવસાદના સ્વાદ માટે જઈ શકાય. આદિમ હોઈએ તો ગળામાં મણકાની માળા પણ ચંદનહાર કરતાં વિશિષ્ટ એવું પોતીકા મૂલ્યનું આગવું ઘરેણું, આગવો અલંકાર હોઈ શકે છે...

ગઝલ લખવા માંડી એ યુવાન વયે પણ સૂરત શહેર ઝાઝું બદલાયું નહોતું. ઘોડદોડ રોડ પરના થાંભલા પર ઊભેલા પતરાંના કેટલાક બંગલા (!) હજી હતા. હુંયે કારીગર વર્ગનો, ગનીભાઈ દહીંવાલા પણ કારીગર વર્ગના અને અમીન આઝાદ સાયકલ મિકેનિક. રાંદેરમાં બહુ જાણીતા નહીં, સ્ટેજ પર ઓછા જાણીતા પણ ગઝલપ્રેમીઓમાં વધારે જાણીતા એક ગાયક હતા. એવો વિચાર આવ્યો કે મૈત્રી અને સુખનહફમને રાહે એક આખી રાતે ઉર્દૂના શ્રેષ્ઠ શાયરોની ઉત્તમ રચનાઓ સરાબોર થઈને માણવી. ગનીભાઈ એક શેઠિયાને ત્યાંથી બંગલાની ચાવી મેળવી આવ્યા અને પેલા ગાયકને સાજિંદા સહિત નિમંત્ર્યા. બધા ઘરેથી જમીને ત્યાં પહોંચેલા. માત્ર આખી રાત ગરમાગરમ ચાનો દોર ચાલ્યા કરે એવો પ્રબંધ કરેલો. સાચો કળાકાર સાચા ભાવકોને અંતરથી ચાહે છે, જાહેર મંચ અને અંગત મિજલસમાં ગવાતી ગઝલની પસંદગી જુદી હોય છે અને કળાકાર ગાયક યોગ્ય શ્રોતાઓ સમક્ષ પોતાની શ્રેષ્ઠ ગાયકી અને પસંદગીની અભિવ્યક્તિ અંતરથી ઇચ્છે છે. સવાર સુધી એ મિજલસ ચાલી અને ગઝલ એ વાસ્તવમાં શી ચીજ છે, એનું લયમાધુર્ય જ નહીં, લયાવેગ, મંદ્રતા અને તારસ્વરનું ભાવાભિવ્યક્તિમાં રહેલું અર્થવાહી મહત્ત્વ અને મૂળે રસાર્દ્ર કરતું કાવ્યતત્ત્વ તો ખરું જ. એ રાત અવિસ્મરણીય બની ગઈ. કેટલાય દિવસ સુધી એ રાત ચિત્તમાં ગુંજતી રહી. ચારેક શ્રોતા અને ગાયકસાજિંદા મળી અન્ય ચાર જણ. ફકીરો પાસે દિલેરી સિવાય બીજું શું આપવાનું હોય ? અને દિલેર કળાકારો પણ માત્ર એ જ ઇચ્છતા હતા.

ઘોડદોડના ઉજાણી માટેના બંગલાનું એ છેલ્લું સ્મરણ, પણ એ ઉજાણી વધારે સ્મરણીય બની. ગઝલ વિશેની સૂઝ પણ એથી ઠીક પક્વ થઈ.

## કાવ્યબાની વિશે / નીતિન મહેતા

અમુક અંશે સમયની પરંપરા, અમુક અંશે છંદ, નિરૂપ્ય વિષય કે ભાવ તો અમુક પ્રમાણમાં કવિની પ્રકૃતિ પદાવલિનું નિયંત્રણ કરે છે. પદાવલિ તત્સમ હોય, તદ્ભવ હોય કે દેશ્ય હોય, શિષ્ટ કે બોલચાલની માન્યભાષા કે પ્રાદેશિક બોલીની હોય, કવિ તો આ બધાંમાંથી પોતાને અનુકૂળ પદાવલિ વડે કાવ્ય રચવાની સ્વતંત્રતા ધરાવતો હોય છે. શબ્દની યોગ્ય પસંદગી યોગ્ય સંદર્ભમાં કરી, શબ્દની રસાત્મકતા કવિએ કાવ્યરચનામાં જ સિદ્ધ કરવાની હોય છે.

આપણે જાણીએ છીએ કે પંડિતયુગમાં છંદની પસંદગીએ સંસ્કૃત પદાવલિની પસંદગી, કાવ્યરચનામાં પ્રવૃત્ત એવા કવિઓ માટે, અનિવાર્ય બનાવી હતી. ત્રીસીના ગાળામાં કવિ બોલચાલની, તળપદી પદાવલિ અમુક કાવ્યપ્રકારોમાં યોજતો થયો. પણ ગંભીર ચિંતન, મનન કે પ્રણયનાં કાવ્યોમાં પોતાની ભાવનાને વ્યક્ત કરવા તેણે તત્સમ પદાવલિનો જ લગભગ વિનિયોગ કર્યો. આધુનિક કવિને શિષ્ટ ભાષા તેના અત્યંત લપટા વિનિયોગને કારણે પાંડુરોગી લાગી; રૂઢ, ચવાયેલી તથા કાવ્યરચના માટે અસ્વાભાવિક લાગી : અલબત્ત શિષ્ટ ભાષામાં કેટલાંક ઉત્તમ કાવ્યો આપનાર કાન્ત, બ.ક. ઠાકોર, ઉમાશંકર જોશી, સુંદરમ્, રાજેન્દ્ર શાહ ઇત્યાદિ કવિઓની આપણે ઉપેક્ષા કરી શકીએ નહીં. આધુનિક યુગમાં સંસ્કૃતિ વિશેના વિધિનિષેધના ખ્યાલો બદલાયા, સંકુચિત નૈતિકતાને બદલે જીવનનાં બધાં જ ક્ષેત્રોને આવરી લેવાનો પ્રયત્ન થયો. કાવ્યમાં સૌંદર્ય સિદ્ધ કરવાને બદલે સામર્થ્ય પ્રગટ કરવું જોઈએ તેવું કવિ માનવા લાગ્યો. આવી વ્યાપકતાને કારણે અમુક બાબતો

માટેની છોછ જતી રહી. જીવનના વ્યાપક ક્ષેત્રને આવરવાને માટે ભાષાએ પણ પોતાનું કાઠું કાઢવું પડ્યું. ત્રીસીના સમયમાં કાવ્યમાં કુત્સિતને સ્થાન મળ્યું હતું પણ તેમાંથી કેટલાક કવિએ નૈતિક પાઠ તારવ્યો. તે સમયનાં કેટલાંક દલિત-પીડિતોનો વિષય લઈને રચાયેલાં કાવ્યોમાં પણ સૌંદર્યનો અભાવ દેખાય છે. હવે આધુનિક સમયમાં કવિ તો બધી જ વસ્તુને રસના ક્ષેત્રમાં સમાવી લેવા માટે પ્રયત્નશીલ થયો. એકલા પ્રસાદ કે માધુર્યથી જ કાવ્ય ન રચાય એવું આજના કવિને લાગે છે. આધુનિક કવિને જે ભાવવિશ્વનું આલેખન કરવું છે તે માટે તેને વ્યવહારની ભાષા વધારે જીવંત નમનીય અને અભિવ્યંજક લાગે છે. આવી વ્યવહારની ભાષા સંસ્કૃત વૃત્તોમાં બંધ બેસતી ન થઈ શકે તેવું પ્રતીત થતાં કવિ પ્રથમ પરંપરિત અને પછી અછાંદસ તરફ વળે છે.

'શોધ'ની રચના માટે ઉમાશંકર જોશીને પંડિતયુગની તથા ત્રીસીની પદાવલિ અપર્યાપ્ત લાગે છે. પંડિતયુગની શિષ્ટ પદાવલિ ભાષાના બધા સ્તરના આલેખન માટે યોગ્ય નથી લાગતી. છંદના નિશ્ચિત માળખાને ત્યાં અનિવાર્ય ગણવું પડે છે તેથી ભાષાનું વિશ્વ આપોઆપ નિયંત્રિત કે મર્યાદિત બની રહે છે. તેમાંથી તથા ત્રીસીના સમયની કેટલીક લઢણોમાંથી મુક્તિ મેળવવાનો ઉમાશંકર જોશીનો પ્રયત્ન તેમના 'શોધ' કાવ્યમાં જોઈ શકાય છે. આધુનિક ભાવજીવનની સંકુલતાને વર્ણવવા માટે છંદની સીમા, યાંત્રિકતા કામ ન લાગે. દલિતપીડિતોની રચનામાં બોલચાલની તળપદી પદાવલિ તેઓ લાવે છે પણ સૂક્ષ્મસંવેદનના સ્તરને તે પદાવલિ ભાગ્યે જ અભિવ્યક્ત કરે છે. ત્યાં પણ આશાવાદ તથા આદર્શની ભાવના સંકળાયેલી જોવા મળે છે. ત્યાર બાદ વૈશ્વિક ચેતનાનો, માનવીના મૂલ્યહ્રાસનો એકલતા, વિચ્છિન્નતાનો અનુભવ કવિના આશાવાદને , કવિની શ્રદ્ધાને આઘાત આપે છે. હવે કવિ જાગતિક પરિસ્થિતિના સંદર્ભમાં પોતાની જાતને અને સમગ્ર માનવસંદર્ભને જોતો થાય છે, તે વિષાદ તથા વિરતિનો અનુભવ કરે છે. આ રીતે વિષાદના ભાવને, પોતાની જાતના સાશંકપણાને કવિ સૂક્ષ્મતાથી અનુભવે છે તેને અભિવ્યક્ત કરવા માટે પરંપરાથી ઊફરા જવાનું કવિને અનિવાર્ય લાગે છે. આમ ભાવ તથા વાતાવરણ બદલાય છે તેથી તેની

અભિવ્યક્તિ પણ બદલાય છે. ભાવની આબોહવા બદલાતાં સૂક્ષ્મ સૂક્ષ્મ ભાવોનું સ્થાન કઠોર, નાજુકાઈ વિનાના ભાવો લે છે. ક્રોધ તથા અકળામણનો કાકુ વાણીમાં પ્રવેશે છે. વાતાવરણમાં પરિસ્થિતિ સામેના વિદ્રોહનો સ્વર ઉમેરાય છે અને આ માટે આગળ પ્રયોજાયેલી પદાવલિ કારગત ન નીવડે તે સ્વાભાવિક છે. કવિ વધારેમાં વધારે મૂર્ત શબ્દોનો વિનિયોગ કરે છે. કલ્પન તથા પ્રતીકની યોજના તરફ વળે છે. પુરાણપ્રતીકોનો વિશિષ્ટ સંદર્ભમાં વિનિયોગ થાય તે તરફ તે સમયે લખતા કવિની દૃષ્ટિ છે. આ બધા સંદર્ભો તથા પરિસ્થિતિને ધ્યાનમાં રાખીશું તો આગળના સમયની પદાવલિ કવિને અપર્યાપ્ત તથા કાવ્યરચના માટે યોગ્ય ન લાગે તે સ્વાભાવિક છે.

ઉમાશંકર જોશી કૃત 'શોધ'માં બે સ્તરની પદાવલિનો વિનિયોગ જોવા મળે છે. એક બાજુથી ભાવને વર્ણવવા કવિ અમૂર્ત શબ્દની યોજના કરે છે. બીજી બાજુથી તેમાં વાણીના વિવિધ કાકુઓ, વાક્છટા, નાટ્યાત્મકતા પણ ઉમેરાય છે અને ત્યારે કવિ મૂર્ત શબ્દયોજના કરે છે. આમ કવિ 'શોધ'માં છંદ છોડે છે પણ ભાવને મૂર્ત રૂપ આપવા માટે મૂર્ત શબ્દયોજનાનો ભાગ્યે જ કાવ્યાત્મક વિનિયોગ કરે છે. કવિના આ પ્રયોગો આ રીતે કશું સિદ્ધ કરતા નથી. તે આધુનિક માનવીની સંકુલતા તથા વેદનાને મૂર્ત કરી શકતા નથી કારણ કે ત્રીસીની ભાવના તથા પદાવલિ જોડેનો ઘનિષ્ટ સંબંધ તેઓ જાળવે છે. આમ આ સંક્રાન્તિ વર્ણવવા માટેની કવિની પદાવલિયોજના અમૂર્ત કલ્પનો, અમૂર્ત ભાષાયોજનામાં રાચે છે.

આમ તો નિરંજન ભગતમાં પણ પરંપરિતની યોજના દ્વારા નાટ્યાત્મકતા, ત્રીજા અવાજની ઉપસ્થિતિ, અલંકારના સૌંદર્યને બદલે સામર્થ્યને પ્રગટ કરે તે રીતનો વિનિયોગ જોવા મળે છે. કવિતામાં સાથે સાથે વ્યંગ અને તિર્યક્તાનો તેઓ ઉપયોગ કરે છે. નિરંજન ભગતની કવિતાની પદાવલિ સંસ્કૃત તથા બોલચાલની છટાના પ્રયોગો કરે છે ને વાતાવરણને વધારે મૂર્ત તથા સ્પર્શક્ષમ કરવાનો પ્રયત્ન તેમની શબ્દયોજનામાં જોઈ શકાય છે. પણ આત્માનુકરણ, 'ન'કાર તથા 'ય'કારનાં યાંત્રિક પુનરાવર્તનો વ્યંજનાના ભોગે, વાચાળ બની અતિપ્રગટતાથી તે કરે છે તેથી તેમનો કટાક્ષ ઘણી વાર સપાટી પરનો રહી જાય છે. તેઓ પણ છંદને છોડી શકતા નથી, પણ

પરંપરિતમાં નવી શક્યતા તથા અભિવ્યક્તિક્ષમતા પ્રગટ કરે છે. નગરસંસ્કૃતિ વિશેની સભાનતા આ રીતે પ્રગટપણે તેમની કવિતાની પદાવલિથી વ્યક્ત થાય છે. બીજું એ નોંધવાનું કે આધુનિક કવિની પદાવલિને પુષ્ટિ તથા બળ આપવામાં યુરોપની કવિતાના ગદ્યમાં થયેલા અનુવાદોનો પણ મોટો ફાળો છે. કવિ ગદ્યના અન્વયને, ગદ્યના વિવિધ ટુકડાઓને, બોલચાલની વાણીના અનેક પ્રકારના કાકુઓને, ગદ્યનું પોત ફિસ્સું ન બની જાય તેની તકેદારી રાખી, કાવ્યાત્મક સ્તરે વિનિયોગ કરે છે. ગદ્યના અન્વયના વિનિયોગ પ્રત્યેનાં વલણોને નિશ્ચિત દિશા આપવામાં આ અનુવાદોનો ફાળો અગત્યનો બની રહે છે. આ રીતે ૧૯૬૦ની આસપાસ પદાવલિની અનેક શક્યતાઓ પ્રગટ કરતા કેટલાક કવિઓ આપણને મળે છે. અછાંદસ કવિતા દ્વારા નવા આંદોલનનો, સાચી રીતે પદાવલિની શક્તિ પ્રગટ કરતો જુવાળ આવે છે અને બોલાતી ભાષાને કાવ્યભાષા સુધી લઈ જવાનો સતત ઉદ્યમ કવિ કરે છે. આમાં ખાસ કરીને ગુલામમોહમ્મદ શેખ, રાવજી પટેલ,લાભશંકર ઠાકર, તથા સિતાંશુ યશશ્ચંદ્રની કવિતાની પદાવલિ તપાસતાં લાગે છે કે ભાષાનાં અનેક સ્તરોનો, ભાવજગતની સંકુલમાં સંકુલ સ્થિતિના વર્ણન માટે તેઓ ઉપયોગ કરે છે. તળપદી પદાવલિને કાવ્યના સ્તર સુધી લઈ જવામાં પોતપોતાની રીતે આ તથા અન્ય કવિઓ પ્રયત્નશીલ રહ્યા છે. કવિ ભાષા સાથે આ ગાળામાં સજીવતાથી કામ લે છે અને તેનો કાંતિગુણ પ્રગટાવે છે. દરેક ભાવ દરેક જાતની ભાષાથી અભિવ્યક્તિ પામી શકે છે. રુચિ કે પૂર્વગ્રહથી, નિશ્ચિત માપદંડોથી ભાવની ચડતી-ઊતરતી શ્રેણી રચી શકાય નહીં. જેમ દરેક ભાષા એ કાવ્યભાષા છે તેમ દરેક ભાવ એ કાવ્યાત્મકતા સિદ્ધ કરી શકે છે તેની સભાનતા આ કવિઓની કેટલીક રચના તપાસતાં જોઈ શકાય છે.

આ ગાળામાં શબ્દને તેનાં અનેક પ્રકારનાં વળગણોથી મુક્ત કરવાનું કામ ગુલામમોહમ્મદ શેખ જેવા કવિની કવિતામાં જોઈ શકાય છે. ઇન્દ્રિયઘન કલ્પનોની યોજના, વૃદ્ધતાના તથા હિંસાના તેમ જ આદિમતાના ભાવને અભિવ્યક્ત કરવા કવિ બળકટતાથી શબ્દની રચના કરતાં કરતાં કાવ્ય નિષ્પન્ન કરે છે પણ ઘણી વાર શેખની કેટલીક કવિતાઓમાં કલ્પનોનો ખડકલો

પણ જોવા મળે છે. શેખ બે માધ્યમોમાં કામ કરે છે : ચિત્રકળા તથા કાવ્ય. ભાષાને વધારેમાં વધારે મૂર્ત સ્વરૂપ આપી તેની ક્રિયાત્મકતા ઇન્દ્રિયસ્તરે રહી પ્રગટ કરવાનો અભિગમ તેમનાં કાવ્યોમાં જોઈ શકાય છે. શબ્દના તથા કલ્પનના વિશિષ્ટ પ્રકારના અન્વયો તેની કવિતામાંથી મળી આવે છે. શેખ ચિત્રની પરિભાષા તેમનાં કાવ્યોમાં યોજે છે, તે કવિતામાં ચિત્ર કરતા નથી, આથી ઇન્દ્રિયઘન દૃશ્ય કલ્પનો કવિ તરીકેની આગવી મુદ્રા પ્રગટ કરે છે. શબ્દ એ માત્ર અવાજ કે અર્થરૂપે તેમની કવિતામાં નથી આવતો પણ દૃશ્યરૂપે પણ આવે છે.

ત્રીસીના સમયમાં કવિતામાં પદાવલિવિચાર તથા ભાવનાથી ઘેરાયેલી રહી. સ્વાતંત્ર્યોત્તર કાવ્યમાં પદાવલિ સામાજિક સભાનતાની કક્ષાએ રહી નિરંજન ભગત, પ્રિયકાંત મણિયાર, હસમુખ પાઠક તથા અન્ય કવિઓની કવિતામાં આવી. ત્યાર પછી લખતા કવિઓની મોટા ભાગની કવિતામાં કવિ શબ્દપ્રતિબદ્ધ બની રહ્યો. કવિનું કમિટમેન્ટ વધારેમાં વધારે જીવંત ભાષાને, બોલચાલની કે તળપદી પદાવલિને કાવ્યની કક્ષાએ રહી પ્રયોજવી તે રહ્યું. શેખ જેવા કવિએ તો આપણી કહેવાતી ભદ્રતા તથા સુરુચિને પણ આઘાત આપ્યાં, તેઓ કુત્સિતતાને પણ રસની સીમામાં ખેંચી લાવ્યા. કવિએ વિધિનિષેધોના સંકુચિત માળખામાંથી શબ્દને સ્વતંત્રતા આપી અજવાળવાનું કામ કર્યું. કાવ્યમાં આ રીતે શક્તિશાળી સજીવ – પરિમાણયુક્ત પદાવલિની સાર્થકતા, આદિમ આવેગના સંવેદનનું પદાવલિ દ્વારા મૂર્તીકરણ, જડ રૂઢિદાસ્યને આઘાત આપી, તેના કહેવાતા શુભમાં બંધાઈ રહેલા શબ્દને મુક્તિ આપવામાં ગુલામમોહમ્મદ શેખ, રાવજી પટેલ, તથા આદિલ મન્સૂરી જેવા કવિનો ફાળો વિશિષ્ટ છે.

આગળના સમયમાં મોટા ભાગના રેડીમેડ ભાષા પાસેથી સરલીકરણ, વિવરણ(explanation)નું કામ લેતા હતા. આજના સમયમાં કવિતા એ an account of 'exploration છે એમ કવિ સમજતો થયો, આથી અનેક રજિસ્ટરો, કાવ્યપ્રયુક્તિઓને રસાત્મકતા અર્પવાનો તેનો પ્રયત્ન રહ્યો.

રાવજી પટેલ તળપદી પદાવલિના અનેક ઉન્મેષો પ્રગટ કરે છે. વેદનાને વક્રતા, વ્યંગ, તિર્યક્તા દ્વારા હસી શકે છે. આ બધું તેની પદાવલિમાં સહજપણે

વ્યક્ત થતું આવે છે. કવિ શિષ્ટ ભાષાથી ઊફરો થઈને ચાલે છે. તે તત્સમ શબ્દોનો ઓછો વિનિયોગ કરે છે. જ્યાં પણ સંસ્કૃત પદાવલિ યોજે છે ત્યાં ઘણી વાર તો તે વિડમ્બનાના ભાવને મૂર્ત કરવા જ પ્રયોજાઈ હોય છે. અછાંદસ, ગીતકાવ્ય કે દીર્ઘકાવ્ય બધા કાવ્યપ્રકારમાં ભાષાની યોજનાથી સહજપણે રાવજી પટેલ મુક્ત વિહાર કરી શકે છે. તેની કલ્પનયોજનામાં નરવી કાંતિ તથા ઇન્દ્રિયપ્રત્યક્ષોની યોજનામાં તાજગી જોવા મળે છે. રાવજી પટેલ, ગુલામમોહમ્મદ શેખ, લાભશંકર ઠાકર, સિતાંશુ યશશ્ચંદ્ર જેવા કવિઓએ આપણી ભાષામાં સર્જનશીલ એવી પદાવલિ ઘડી, અર્થ ઓળંગતી પદાવલિ રચી. ભાષાસામર્થ્ય પ્રગટાવી શબ્દનો કાંતિગુણ પ્રગટાવ્યો તથા તળપદી ભાષાને કાવ્યભાષાનું ગૌરવ પણ અપાવ્યું. તેમાં ઘણી વાર બે વિરોધી ભાવોને, શબ્દના, પ્રાસના વર્ણના સામ્ય, વિરોધી સાહચર્યોથી મૂર્તતા આપવાનો કાવ્યની કક્ષાએ રહી પ્રયત્ન કર્યો. ભાવની ઉત્કટતા ઉચિત ઉદ્દીપનો દ્વારા, ઇન્દ્રિયવ્યત્યય દ્વારા, ઇન્દ્રિયસંવેદ્ય પ્રત્યક્ષોથી આલેખી તળપદી પદાવલિની પ્રવાહિતા, ચંચળતા, રમતિયાળપણું તથા ગંભીરતા પ્રગટ કરવા વર્ણોના ધ્વનિ, રવાનુકારી શબ્દો દ્વિરુક્તિની યોજના ઇત્યાદિના પ્રયોગો સિદ્ધ કરવા પ્રયોગો કર્યા.

અર્થપ્રધાન કવિતાને સામે છેડે જઈ, અરાજકતા સર્જીને કે યદૃચ્છાવિહાર કરીને અન્-અર્થ સુધી લીલયા શબ્દરમત, પ્રાસરમત તથા બાળજોડકણાંની પ્રયુક્તિઓથી જવાનો પ્રયત્ન રાવજી પટેલ, લાભશંકર ઠાકર, મનહર મોદી, સિતાંશુ યશશ્ચંદ્ર તથા ક્યારેક આદિલ મન્સૂરીની કવિતામાં સમયને થંભાવી દેવામાં આવે છે, પુનરાવર્તનથી વસ્તુ જોડે સંકળાયેલા અર્થને કાઢી નાખવામાં આવે છે, તેને અસંગત બનાવાય છે અને તેનો અર્થ કાઢી નખાય છે. આમ શબ્દ જે નિશ્ચિતની સીમા બાંધતો હતો ને અમુક અર્થ રૂપે જ કાવ્યમાં આવતો હતો તેવું અહીં ઓછું બને છે. આપણે જે યુગમાં જીવીએ છીએ, તેમાં માનવ-નિયતિ જે સંદર્ભોથી આકાર લઈ રહી છે તેમાં એક પ્રકારની અસંગતિ છે. જગતને નિશ્ચિત બનાવતા અર્થને ઓળંગવાનો પ્રયત્ન આમાં છે. જેને અર્થ આપી શકાતો નથી એવી આજના માનવની સંકુલ ભાવસ્થિતિ કવિને માટે તો પડકાર રૂપે જ રહે છે તેવા ભાવને, અર્થને બહાર ખેંચી શબ્દ પર બળપૂર્વક

જુલમ ગુજારીને તેને અર્થની સીમામાંથી બહાર ખેંચી અનૂઅર્થનું એક વિશ્વ કવિ સર્જે છે. રાવજી પટેલની કેટલીક રચનામાં આ જોઈ શકાય છે. ગુલામમોહમ્મદ શેખની કવિતામાં અન્-અર્થ નથી. સિતાંશુ યશશ્ચંદ્ર શબ્દરમત દ્વારા તથા વર્ણોના ધ્વનિની મદદથી અનૂઅર્થતા લાવે છે તો લાભશંકર ઠાકર શબ્દને તત્ત્વજ્ઞાનના વાઘા પહેરાવી, પ્રાસની અળવીતરી રમત દ્વારા અનૂઅર્થ તરફ જાય છે તો ચંદ્રકાન્ત શેઠની કેટલીક કવિતામાં તે માત્ર રૂઢ અનુકરણ જ બની રહે છે. મનહર મોદી ઇન્દ્રિયવ્યત્યય દ્વારા અનૂઅર્થતા સર્જે છે. પદાવલિ એ વિષયને રજૂ કરવાનું સાધન છે એવું પહેલાં મનાતું હતું પણ પદાવલિથી જ વિષયને રૂપ મળે છે, તેની શક્યતાઓ તપાસવી તે જ કવિકર્મ છે તેવું પણ આ ગાળામાં લખતા કેટલાક કવિઓને લાગે છે. રાવજી પટેલ જેવા કવિએ રવાનુકારી શબ્દોની શ્રુતિગોચરતાનું પરિમાણ બદલી નાખ્યું તથા આ રવાનુકારી શબ્દોને સ્પર્શ કે ઘ્રાણેન્દ્રિયના ક્ષેત્રમાં સક્રાન્ત કર્યા. રાજેન્દ્ર શુક્લે તળપદી તથા શિષ્ટભાષાના સંયોજન દ્વારા આધુનિક સંવેદનાને મૂર્ત કરવાનો પ્રયત્ન કર્યો.

આગળ એક વાત એ પણ નોંધવાની કે હવે કવિતામાં પાત્ર રૂપે 'હું', 'તમે' પણ પ્રવેશે છે. 'હું' તથા 'તમે'નાં સંબોધનોમાં ઉપાલંભ, વિડમ્બના કરવા તરફ કવિ વળે છે તેથી પદાવલિના વિનિયોગમાં એક બાજુથી આક્રોશ, ક્રુદ્ધ હિંસા, ઈશ્વરને ઉપાલંભ, તેની વિડમ્બના તો બીજી બાજુથી કઠોર વાસ્તવિકતાનું આલેખન પણ પ્રવેશ પામ્યા છે. પોતાની જ વિડમ્બના કરતા કવિઓમાં ઉદ્‌ગારો, ઉપાલંભના કાકુઓ, કટાક્ષ વગેરે વ્યક્ત કરવા પદાવલિમાં નમનીયતા પ્રવેશી. ઘણી વાર કવિ સીધાં વિધાનોમાં રાચતો થયો તેથી ભાષાના અન્વયમાં આજ્ઞાર્થો, ક્રિયાપદોનો વિશેષ વિનિયોગ આવ્યો. કેટલીક વાર એક કલ્પિત પાત્ર યોજવામાં આવ્યું તેને નિમિત્ત બનાવી આપણી સંસ્કૃતિ, આપણી કાવ્યપરિસ્થિતિ, સમાજવ્યવસ્થા પર કટાક્ષ, ઉપાલંભ, પ્રેમના અનુનયને વર્ણવતા ભાવો પણ સાથે સાથે આવ્યા. લાભશંકર ઠાકર, ગુલામમોહમ્મદ શેખ, રાવજી પટેલ, ચિનુ મોદી, સિતાંશુ યશશ્ચંદ્ર, સુરેશ જોષી, ચંદ્રકાન્ત શેઠ, મંગળ રાઠોડ, પ્રાણજીવન મહેતા, પ્રબોધ પરીખની કવિતામાં આ વલણો પ્રગટતાં આપણે જોઈએ છીએ. આનાં વરવાં અનુકરણો પણ થયાં.

દીર્ઘકાવ્યની રચનાને કારણે એક જ કાવ્યમાં કોલાજ ચિત્રમાં હોય છે એવા પદાવલિનાં અનેક સ્તરોને એક સાથે મૂકી આપી, તેની વિવિધ ભાતો દ્વારા, અનેક રજિસ્ટરથી કાવ્ય રચવાના પ્રયત્નો થયા. દીર્ઘ કાવ્યમાં એક સાથે બાળજોડકણાંના કાકુ, ગીતના ઢાળ, સીધાં કથનો દર્શાવતાં વાક્યો, પ્રશ્નો, ઉદ્ગારો દ્વારા વાક્છટા, નાટ્યાત્મકતા દર્શાવતાં વાક્યો, પ્રશ્નો, સોરઠા, દોહરા, કટાવની ચાલ, પરીકથાના સંદર્ભો, વ્યંગ, કટાક્ષ, વિડમ્બના વ્યક્ત કરવાની વિવિધ પદ્ધતિઓ, રવાનુકારી તેમ જ દ્વિરુક્તિના પ્રયોગો, ધ્વનિ તથા વર્ણોની યોજના – આ બધું જ એક જ કાવ્યમાં સાથે સાથે મૂકી, શબ્દની ત્રણેય શક્તિનો કાવ્યમાં પ્રયુક્તિ તરીકે વિનિયોગ કરી, દીર્ઘકાવ્યો આપણે ત્યાં રચાયાં. તેમાં ખાસ કરીને લાભશંકર ઠાકર, સિતાંશુ યશશ્ચંદ્ર, રાવજી પટેલ, ચિનુ મોદી, સુરેશ જોષી, યશવંત ત્રિવેદી તથા સુરેશ દલાલના પ્રયોગો નોંધપાત્ર રહ્યા. પણ ઘણી વાર આ દીર્ઘકાવ્યમાં વાણીવિલાસ કલ્પનોની ભરમાર, યદૃચ્છાએ આવતી વાચાળતાથી કાવ્યત્વને સહન પણ કરવું પડ્યું. સુરેશ દલાલ તથા જગદીશ જોપીની કેટલીક રચનાઓ આ સંદર્ભમાં જોઈ શકાય.

પશ્ચિમમાં સર્‌રિયાલિઝમનું આંદોલન થયું. વાસ્તવિકતાને સામે છેડે જઈ પરાવાસ્તવમાં ડૂબકી મારી, ચિત્તનાં વિવિધ ઊંડાણો તાગવાનો પ્રયત્ન થયો. આપણે ત્યાં સિતાંશુ યશશ્ચન્દ્ર કવિતામાં સર્‌રિયલની ટેકનિકનો વિનિયોગ કરે છે. તેમની કવિતામાં પણ અર્થને સામે છેડે, સ્વયંસંચલનો દ્વારા, ધ્વનિ તથા વર્ણનાં વિવિધ સંયોજનો વડે ભાષાને વિવિધ રીતે પ્રયોજવાનો પ્રયત્ન થયો. ક્યારેક તેમાં વાચાળતા પણ આવી, પણ સિતાંશુ માત્ર તે ટેકનિકને જ વળગી ન રહ્યા. તેમાં નવા નવા આરંભ દ્વારા ભાષાને અનેક રીતે પ્રયોજવાનો ઉપક્રમ પણ જોઈ શકાય છે. તેમણે વચ્ચે પુરાણકથાના પાત્રો લઈ કેટલીક રચનાઓ આપી અને મધ્યકાલીન આખ્યાન તથા ગીતના વિવિધ ઢાળોનો એક પ્રયુક્તિ તરીકે વિનિયોગ કર્યો તો તે પછી માત્ર સપાટ પદાવલિના સ્તરને ધ્યાનમાં રાખી વ્યંજનાને સામે છેડે જઈ કેટલીક રચનાઓ આપી. તો સાથે સાથે બીજા કવિઓમાં પણ સપાટ સ્તરે પદાવલિ યોજવાના પ્રયત્નો જોવા મળે છે. તેમાં નિખિલ ખારોડ, અલકા દેસાઈ, કમલ વોરા,

મૂકેશ વૈદ્યની કેટલીક રચનાઓ જોઈ શકાય. સપાટ પદાવલિના અલબત્ત આ તો છૂટાછવાયા જ પ્રયોગો થયા છે પણ આ પ્રકારની પદાવલિ કાવ્યમાં વારંવાર યોજાય ત્યારે તેનું ભયસ્થાન પણ થોડા પ્રયોગો પછી દેખાવા માંડે છે, થોડા પ્રયોગો પછી કવિની ટેકનિકની જાણ થતાં તેમાં કોઈ વિશિષ્ટ રચનાને અવકાશ રહેતો નથી.

લાભશંકર ઠાકરે ભાષા વિશેના તત્ત્વજ્ઞાનને કેન્દ્રમાં રાખી કેટલીક ઉત્તમ રચનાઓ આપી. તેઓ સુધ્ધાં પોતાની જ પ્રાસ રચનાના મોહમાં પડી આત્માનુકરણથી બચી શકતા નથી. ઘણી વાર ભાષા કે માધ્યમની તાત્ત્વિક ચર્ચામાં કાવ્યત્વના ભોગે ઊતરી પડે છે. વળી ઘણી વાર તો તેની સાભિપ્રાયતા સિદ્ધ કરવા માટે પણ રચના કરતા રહે છે. તેમની કવિતામાં એવો ભાવ નિરૂપિત થાય છે કે માધ્યમ જ વ્યવધાન છે. પણ આ ભાવનાનો અતિરેક થતાં તેની પદાવલિ સ્વયં તેને જ માટે હવે અંતરાયરૂપ બની રહે છે. આમ કવિની વિચારણા કવિની પદાવલિમાં અંતરાય ઊભો કરે છે. તેથી તેની પુનરાવર્તનની રીતિ જ કાવ્યને કુંઠિત કરે છે. ભાષા વ્યવધાન છે તેવું તારસ્વરે કથન પુનઃ કથન પ્રગટ કરી કવિ પોતે ત્યાં જ અટકી ગયા છે. આમ એક વખતે જે વિશિષ્ટતા દેખાતી હતી તે જ રૂઢ, સ્થગિત પદાવલિની યોજનાને કારણે તેના કાવ્યની મર્યાદા બની રહે છે.

ગીત તથા ગઝલોમાં પણ આદિલ મન્સૂરી, મનહર મોદી, રાવજી પટેલ, ચિનુ મોદી, મણિલાલ દેસાઈ, રાજેન્દ્ર શુક્લ, મનોજ ખંડેરિયા, રમેશ પારેખ, માધવ રામાનુજ, અનિલ જોષી, વિનોદ જોષી, હરીન્દ્ર દવે તથા સુરેશ દલાલની કેટલીક ગીત રચના તથા પ્રફુલ્લ પંડ્યા, ભીખુ કપોડિયા અને અન્ય કવિઓએ ગઝલ ગીતના નવા ઉન્મેષો શરૂઆતના ગાળામાં પ્રગટાવ્યા. ગઝલ-ગીતને પણ સૂક્ષ્મ સંવેદના વ્યક્ત કરવાના માધ્યમ તરીકે આ કવિઓએ પ્રયોજ્યાં. પ્રકૃતિ, લોકકથા તથા લોકગીત, ગ્રામ્ય વાતાવરણનો વિશિષ્ટ સંદર્ભ તથા પ્રત્યેક લાગણીને ગીત ગઝલ દ્વારા રૂપ આપવાનો આ કવિઓનો પ્રયત્ન રહ્યો. રદીફ કાફિયાની વિવિધ પ્રાસયોજના, ગીતોમાં બીજનાં આવર્તનો ને તેને કારણે ઢાળના અવનવા પ્રયોગો, એક ઊર્મિ કે ભાવને વાતાવરણની વિશિષ્ટ માવજત દ્વારા સૂક્ષ્મ રીતે પ્રગટ કરી વ્યંજના સિદ્ધ

દીર્ઘકાવ્યની રચનાને કારણે એક જ કાવ્યમાં કોલાજ ચિત્રમાં હોય છે એવા પદાવલિનાં અનેક સ્તરોને એક સાથે મૂકી આપી, તેની વિવિધ ભાતો દ્વારા, અનેક રજિસ્ટરથી કાવ્ય રચવાના પ્રયત્નો થયા. દીર્ઘ કાવ્યમાં એક સાથે બાળજોડકણાંના કાકુ, ગીતના ઢાળ, સીધાં કથનો દર્શાવતાં વાક્યો, પ્રશ્નો, ઉદ્‌ગારો દ્વારા વાક્છટા, નાટ્યાત્મકતા દર્શાવતાં વાક્યો, પ્રશ્નો, સોરઠા, દોહરા, કટાવની ચાલ, પરીકથાના સંદર્ભો, વ્યંગ, કટાક્ષ, વિડમ્બના વ્યક્ત કરવાની વિવિધ પદ્ધતિઓ, રવાનુકારી તેમ જ દ્વિરુક્તિના પ્રયોગો, ધ્વનિ તથા વર્ણોની યોજના – આ બધું જ એક જ કાવ્યમાં સાથે સાથે મૂકી, શબ્દની ત્રણેય શક્તિનો કાવ્યમાં પ્રયુક્તિ તરીકે વિનિયોગ કરી, દીર્ઘકાવ્યો આપણે ત્યાં રચાયાં. તેમાં ખાસ કરીને લાભશંકર ઠાકર, સિતાંશુ યશશ્ચંદ્ર, રાવજી પટેલ, ચિનુ મોદી, સુરેશ જોષી, યશવંત ત્રિવેદી તથા સુરેશ દલાલના પ્રયોગો નોંધપાત્ર રહ્યા. પણ ઘણી વાર આ દીર્ઘકાવ્યમાં વાણીવિલાસ કલ્પનોની ભરમાર, યદૃચ્છાએ આવતી વાચાળતાથી કાવ્યત્વને સહન પણ કરવું પડ્યું. સુરેશ દલાલ તથા જગદીશ જોષીની કેટલીક રચનાઓ આ સંદર્ભમાં જોઈ શકાય.

પશ્ચિમમાં સર્‌રિયાલિઝમનું આંદોલન થયું. વાસ્તવિકતાને સામે છેડે જઈ પરાવાસ્તવમાં ડૂબકી મારી, ચિત્તનાં વિવિધ ઊંડાણો તાગવાનો પ્રયત્ન થયો. આપણે ત્યાં સિતાંશુ યશશ્ચન્દ્ર કવિતામાં સર્‌રિયલની ટેકનિકનો વિનિયોગ કરે છે. તેમની કવિતામાં પણ અર્થને સામે છેડે, સ્વયંસંચલનો દ્વારા, ધ્વનિ તથા વર્ણનાં વિવિધ સંયોજનો વડે ભાષાને વિવિધ રીતે પ્રયોજવાનો પ્રયત્ન થયો. ક્યારેક તેમાં વાચાળતા પણ આવી, પણ સિતાંશુ માત્ર તે ટેકનિકને જ વળગી ન રહ્યા. તેમાં નવા નવા આરંભ દ્વારા ભાષાને અનેક રીતે પ્રયોજવાનો ઉપક્રમ પણ જોઈ શકાય છે. તેમણે વચ્ચે પુરાણકથાના પાત્રો લઈ કેટલીક રચનાઓ આપી અને મધ્યકાલીન આખ્યાન તથા ગીતના વિવિધ ઢાળોનો એક પ્રયુક્તિ તરીકે વિનિયોગ કર્યો તો તે પછી માત્ર સપાટ પદાવલિના સ્તરને ધ્યાનમાં રાખી વ્યંજનાને સામે છેડે જઈ કેટલીક રચનાઓ આપી. તો સાથે સાથે બીજા કવિઓમાં પણ સપાટ સ્તરે પદાવલિ યોજવાના પ્રયત્નો જોવા મળે છે. તેમાં નિખિલ ખારોડ, અલકા દેસાઈ, કમલ વોરા,

મૂકેશ વૈદ્યની કેટલીક રચનાઓ જોઈ શકાય. સપાટ પદાવલિના અલબત્ત આ તો છૂટાછવાયા જ પ્રયોગો થયા છે પણ આ પ્રકારની પદાવલિ કાવ્યમાં વારંવાર યોજાય ત્યારે તેનું ભયસ્થાન પણ થોડા પ્રયોગો પછી દેખાવા માંડે છે, થોડા પ્રયોગો પછી કવિની ટેકનિકની જાણ થતાં તેમાં કોઈ વિશિષ્ટ રચનાને અવકાશ રહેતો નથી.

લાભશંકર ઠાકરે ભાષા વિશેના તત્ત્વજ્ઞાનને કેન્દ્રમાં રાખી કેટલીક ઉત્તમ રચનાઓ આપી. તેઓ સુધ્ધાં પોતાની જ પ્રાસ રચનાના મોહમાં પડી આત્માનુકરણથી બચી શકતા નથી. ઘણી વાર ભાષા કે માધ્યમની તાત્ત્વિક ચર્ચામાં કાવ્યત્વના ભોગે ઊતરી પડે છે. વળી ઘણી વાર તો તેની સાભિપ્રાયતા સિદ્ધ કરવા માટે પણ રચના કરતા રહે છે. તેમની કવિતામાં એવો ભાવ નિરૂપિત થાય છે કે માધ્યમ જ વ્યવધાન છે. પણ આ ભાવનાનો અતિરેક થતાં તેની પદાવલિ સ્વયં તેને જ માટે હવે અંતરાયરૂપ બની રહે છે. આમ કવિની વિચારણા કવિની પદાવલિમાં અંતરાય ઊભો કરે છે. તેથી તેની પુનરાવર્તનની રીતિ જ કાવ્યને કુંઠિત કરે છે. ભાષા વ્યવધાન છે તેવું તારસ્વરે કથન પુનઃ કથન પ્રગટ કરી કવિ પોતે ત્યાં જ અટકી ગયા છે. આમ એક વખતે જે વિશિષ્ટતા દેખાતી હતી તે જ રૂઢ, સ્થગિત પદાવલિની યોજનાને કારણે તેના કાવ્યની મર્યાદા બની રહે છે.

ગીત તથા ગઝલોમાં પણ આદિલ મન્સૂરી, મનહર મોદી, રાવજી પટેલ, ચિનુ મોદી, મણિલાલ દેસાઈ, રાજેન્દ્ર શુક્લ, મનોજ ખંડેરિયા, રમેશ પારેખ, માધવ રામાનુજ, અનિલ જોષી, વિનોદ જોષી, હરીન્દ્ર દવે તથા સુરેશ દલાલની કેટલીક ગીત રચના તથા પ્રફુલ્લ પંડ્યા, ભીખુ કપોડિયા અને અન્ય કવિઓએ ગઝલ ગીતના નવા ઉન્મેષો શરૂઆતના ગાળામાં પ્રગટાવ્યા. ગઝલ-ગીતને પણ સૂક્ષ્મ સંવેદના વ્યક્ત કરવાના માધ્યમ તરીકે આ કવિઓએ પ્રયોજ્યાં. પ્રકૃતિ, લોકકથા તથા લોકગીત, ગ્રામ્ય વાતાવરણનો વિશિષ્ટ સંદર્ભ તથા પ્રત્યેક લાગણીને ગીત ગઝલ દ્વારા રૂપ આપવાનો આ કવિઓનો પ્રયત્ન રહ્યો. રદીફ કાફિયાની વિવિધ પ્રાસયોજના, ગીતોમાં બીજનાં આવર્તનો ને તેને કારણે ઢાળના અવનવા પ્રયોગો, એક ઊર્મિ કે ભાવને વાતાવરણની વિશિષ્ટ માવજત દ્વારા સૂક્ષ્મ રીતે પ્રગટ કરી વ્યંજના સિદ્ધ

# ગુજરાત સાહિત્ય અકાદમી

## જૂનું વિધાનસભા ભવન, સે.-૧૭, ગાંધીનગર - ૩૮૨ ૦૧૭

ગુજરાત સાહિત્ય અકાદમી તરફથી નીચેની યોજનાઓ માટે નિયત સમયમર્યાદામાં પુસ્તકો / હસ્તપ્રતો / આવેદનપત્રો મંગાવવામાં આવે છે.

૧. *શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક :*

ગુજરાતી ભાષામાં લખાયેલાં જુદાં જુદાં સાહિત્યસ્વરૂપોનાં મૌલિક પુસ્તકો, જે તા.૧-૧-૯૮ થી ૩૧-૧૨-૯૮ સુધીમાં પ્રગટ થયાં હોય, તે શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક આપવાની યોજના અંતર્ગત મંગાવવામાં આવે છે. આ યોજના અન્વયે રસ ધરાવતા લેખકે/ પ્રકાશકે કોઈ આવેદનપત્ર ભરવાની જરૂર રહેતી નથી.

૨. *શિષ્ટમાન્ય કૃતિઓને પ્રકાશન સહાય :*

ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, કલા, ભાષાસાહિત્ય, તેમજ સંશોધનને લગતા સાંસ્કૃતિક ભૂમિકા ધરાવતા ગ્રંથો અને અભ્યાસલેખોના સંગ્રહોને રૂા.૧૦,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે આવદેનપત્ર સાથે જરૂરી હસ્તપ્રતો રજૂ કરવાની રહે છે.

૩. *નવોદિત સાહિત્યકારોને પ્રકાશન સહાય :*

અગાઉ જેમની એક પણ સાહિત્યકૃતિ પુસ્તક સ્વરૂપે પ્રગટ થઈ નથી, તેવા નવોદિત લેખકને સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં લખાયેલી મૌલિક કૃતિના પ્રથમ પ્રકાશન માટે રૂા.૧૦,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત રજૂ કરવાની રહે છે. નવોદિત લેખકોનાં કાવ્ય અથવા વાર્તા, નિબંધ કે રેખાચિત્ર, ગદ્યલેખો ઇત્યાદિ સાહિત્યનાં શિષ્ટ સામયિકોમાં પ્રગટ થયેલાં હોય તો તેનો ઉલ્લેખ હસ્તપ્રતમાં કરવો અનિવાર્ય છે.

૪. *ભારતીય ભાષામાંથી અનુવાદ માટે પ્રકાશન સહાય :*

હિન્દી, અંગ્રેજી, સિંધી તથા ઉર્દૂ સિવાયની અન્ય અર્વાચીન ભારતીય ભાષામાંથી ગુજરાતીમાં કરેલ અનુવાદની હસ્તપ્રતો પ્રકાશન સહાય માટે મંગાવવામાં આવે છે. આ પ્રકાશન સહાય પણ રૂા.૧૦,૦૦૦/- સુધીની છે.

૫. *મૌલિક બાલસાહિત્યને ઉત્તેજન :*

બાલસાહિત્યનું પ્રકાશન થતું રહે, અને ગુજરાતનાં બાળકોને નવું સર્જાતું બાલસાહિત્ય સુલભ થાય, તે હેતુથી આ વિષયના લેખકોને પ્રકાશન સહાયરૂપે અને બાલસાહિત્યને પ્રોત્સાહન માટે રૂા.૫,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત આવેદનપત્ર સાથે રજૂ કરવાની રહે છે.

સંબંધિત લેખકો/પ્રકાશકોએ ઉક્ત યોજના ક્રમાંક : ૨ થી ૫ના આવેદનપત્રો ટપાલથી કે રૂબરૂ અકાદમી કાર્યાલયના ઉપરના સરનામેથી મેળવીને તા.૩૧-૭-૯૯ સુધીમાં હસ્તપ્રતની જરૂરી નકલો સાથે મોકલી આપવાં. સુવાચ્ય હસ્તપ્રત વિનાનાં કે અધૂરી અને અસ્પષ્ટ વિગતોવાળાં આવેદનપત્રો અસ્વીકાર્ય બનશે, જેની નોંધ લેવા વિનંતી છે.

| દલપત પઢિયાર | કુમારપાળ દેસાઈ | ભોળાભાઈ પટેલ |
|---|---|---|
| મહામાત્ર | ઉપપ્રમુખ | પ્રમુખ |

# સમાચાર

• કારગીલની કટોકટી હજુ ચાલુ જ છે. પુંચ વિસ્તારમાં દસ ઘૂસણખોરોને ઠાર મારવામાં આવ્યા છે. હવાઈ હુમલા બંધ કરવાની કોઈ યોજના આ તબક્કે નથી.

• કચ્છની સરહદો ઉપર ભારે જાપ્તો રાખવામાં આવ્યો છે.

• કર્ણાટક જિલ્લામાં તળાવમાં બસ ગબડી પડતાં ૨૮ વ્યક્તિઓનાં મૃત્યુ થયાં છે.

• મે મહિનામાં ફુંકાયેલા વાવાઝોડામાં હજારેક જેટલાં માછીમારોનો ભોગ લેવાયો હોય એવી દહેશત છે.

• કાશ્મીરમાં અંકુશ રેખાનું અસ્તિત્વ જ નથી એવો આક્ષેપ પાકિસ્તાન કરી રહ્યું છે.

• અટલબિહારી વાજપેયીએ પોતાની સરકારમાં કેટલાક ફેરફારો કર્યા છે.

• આર્થિક મંદી પ્રવર્તતી હોવા છતાં ગુજરાતની બેંકોમાં રોકાણનો આંકડો વધી રહ્યો છે.

• વાવાઝોડાગ્રસ્ત વિસ્તારોમાં આરોગ્ય સામે ખતરો ઊભો થયો છે.

# કંકાવટી



જુલાઈ, ૧૯૯૯

સો યોગ-જુ
કીમ ક્વાગ-ગ્યૂન
પીટર લી
સુ તુગ પો
પો ચૂ
ચેગ હેગ
ચિન ચિયા
શૂ ત્સિ
આર્થર વ્હેલી
પ્રાણજીવન મહેતા
અંજુમ વાલોડી
જયંત પાઠક
રતિલાલ 'અનિલ'
ગેબ્રિયલ માર્ક્વેઝ
અવનીશ ભટ્ટ
ઉર્વશી પડ્યા
કનુ સુણાવકર
અલગારી

# કંકાવટી

જુલાઈ. ૧૯૯૯
સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૫ : અંક ૪૩૨
દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

<u>વાર્ષિક લવાજમ</u>

દેશમાં રૂ ૪૦, બે વર્ષના રૂ ૭૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી). સાત છ પાઉન્ડ (હવાઈ ટપાલ). મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર. આર. રૂપાવાળા. કંકાવટી. ૨૪, રીવર બૅંક સોસાયટી, રીવર ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી, સુરત ૩૯૫ ૦૦૯ સરનામે જ કરવો.

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'
માલિક : આર. આર. રૂપાવાળા
કંકાવટી, ૨૪, રીવર બૅંક સોસાયટી,
ટાવર પાસે, અડાજણ પાણીની ટાંકી
સુરત-૩૯૫ ૦૦૯
ફોન નં. ૬૮૫ ૬૪૧

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બૅંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
પ્રપુલ્લ પંચાલ
૨૩૩' રાજલક્ષ્મી. જૂના પાદરા રોડ, વડોદરા. ફોન : ૩૨ ૬૬ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દ્રપુરા, ગોપીવાડી, સુરત-૨
ફોન નં. ૪૨૮ ૩૮૧

## બે કોરિયન રચના

### આત્મછબિ / સો ચૉંગ-જુ

બાપ તો હતો ગુલામ, રાત્રે ભાગ્યે જ ઘેર આવતો.
ઘેર ડોસીના ચીમળાઈ ગયેલા મૂળિયા જેટલી
અને મ્હોરેલી ખજૂરી જેટલી
પેટમાં બાળકને ઉછેરતી માને
જોઈતું હતું માત્ર એક અખરોટ.

હું મારી માનો દીકરો, ગંદાગોબરા નખવાળો
માટીની દીવાલ પાસે દીવા નીચે બેઠેલો,
વિખરાયેલા, ભરાવદાર વાળવાળો, ટગર ટગર જોયા કરતો,
બધા કહે છે કે હું મારા નાના પર પડ્યો છું,
૧૮૯૪માં તેઓ દરિયાપાર ગયેલા અને પાછા કદી ફર્યા ન હતા.

તેવીસ તેવીસ વરસ સુધી
પવને મારો બે તૃતીયાંશ ભાગ ઘડ્યો છે
દુનિયા વધારે ને વધારે ગૂંચવાતી ચાલી છે.
કેટલાકને મારી આંખોમાં કેદી દેખાયો
છતાં મને કદી પસ્તાવો થવાનો નથી.

પ્રત્યેક પરોઢિયે મારી ભમર પર
કવિતાનાં રક્તબિંદુઓથી ઊભરાતાં ઝાકળબિંદુઓ

ઝળહળ ઝળહળ થતાં રહે છે,
અને
તડકામાં અને છાંયડામાં જીભ બહાર કાઢીને ફરતા માંદલા કૂતરા જેવો
હું હાંફતો અહીં સુધી આવી ચઢ્યો છું.

## સૂરજમુખી / કીમ ક્વાંગ - ગ્યૂન

આ છે એક સફેદ સૂરજમુખી -
એના જુલમથી એક નાનું ગામ ઝંખવાઈ ગયું છે;
ગામડાના રસ્તા પાસેના જૂના ઘરમાં
વૃદ્ધ માતાએ રહેંટ ચાલુ કર્યો છે.

જ્યારે જાંબુડી શેરીમાં સાંજનું અજવાળું રેલાયું
ત્યારે ઝરણા પાસેના રશ છોડવાએ પોતાનાં માથાં ધુણાવ્યાં અને રડ્યાં.

મારા બાપની કબર પર દીવો કરવા
હું મારી આંધળી બહેનનો હાથ પકડીને રાતે દોરી ગયો
અને ચાંદનીથી રંગાયેલી પગથી ઓળંગી

દુઃખી થઈને હું બર્ગોસમાં ટક્યો છું
મારાં દુર્ભાગ્યો પર આંસુ પાડતો,
દિવસ ક્યારે ઊગે છે તેની
કે રાત ક્યારે પડે છે તેની ખબર નથી

અં. અનુ. પીટર લી

## કેટલાંક ચીની કાવ્યો

### પુત્રજન્મ / સુ તુંગ પો

બાળક જન્મે ત્યારે
બધાં કુટુમ્બો ઇચ્છે કે તે બુદ્ધિશાળી થાય
મેં બુદ્ધિશાળી બનીને મારી આખી
જિંદગીની પત્તર રગડી નાખી.
હવે હું આશા રાખું છું કે આ બાળક
મૂરખ અને અભણ રહે.
તો પછી તે પ્રધાનમંડળમાં મંત્રી
બનીને શાંત અને સુખી જીવન ગાળી શકે.

### કોલસા વેચનાર / પો ચૂ

એક હતો કોલસા વેચનાર
દક્ષિણની પર્વતમાળામાં આવેલાં જંગલોમાં
લાકડાં કાપતો અને કોલસા પાડતો,
ધૂળ અને રાખથી છવાયેલો તેનો ચહેરો
બની ગયો હતો ધુમાડિયા રંગનો.

લમણા પરના વાળ રાખોડી રંગે રંગાયેલા;
તેની દસે આંગળીઓ કાળી.
કોલસા વેચીને મળતા પૈસા તે કેટલા દહાડા ચાલે?
બહુ બહુ તો એનાથી શરીર ઢંકાય,
બેચાર કોળિયાં ધાન મોઢામાં જાય.
અરે - તેણે પહેરેલો ડગલો ભરતકામ વિનાનો છે.
તેણે આશા રાખી કે,
શિયાળો આવતાં કોલસા મોંઘો થશે.
ગઈ કાલે રાતે નગરની બહાર એકેક ફૂટ બરફ પડ્યો!
પરોઢિયે તે કોલસાભરેલું ગાડું લઈને
થીજી ગયેલા ચીલાઓ પરથી નીકળી પડ્યો
બળદો થાકેલા - ગાડાવાળો ભૂખ્યો; ક્યારનો ઊંચે આવી ગયેલો સૂરજ -
બજારની દક્ષિણ દિશાએ દરવાજા બહાર
છેવટે તેઓ કાદવમાં થોભ્યા.
એકાએક સંભળાયા ઊછળતા કૂદતા બે ઘોડેસવારો - કોણ હશે.
પીળો ડગલો પહેરેલો સરકારી અમલદાર
અને સફેદ ખમીસ પહેરેલો એક છોકરો.
તેમના હાથમાં લિખિત હુકમનામું;
તેમના મોંમાં હુકમનામાના શબ્દો;
તેમણે ગાડાને પાછું વાળ્યું, બળદોને ભાંડી
ઉત્તર તરફના માર્ગે પાછું ધકેલ્યું.
કોલસા ભરેલું આખું ગાડું
હજાર કેટી કરતાંય વધુ કિંમતનું!
જો અમલદારો એ છિનવી લે તો
ગાડાવાળો ફરિયાદ ન કરી શકે.
રાતા રેશમી કાપડનો ટુકડો અને એક જ વાર કાપડ
રાજવાળાઓએ તો ગાડા ભરેલા કોલસાના બદલામાં
બળદોના ગળામાં વીટી દીધા.

## સાંકડી શેરીમાં પંડિત / ચૅંગ હૅંગ

પાંજરાનું પંખી ચાર ખૂણામાં
ફડ ફડ ફફડાવે પાંખો
સાંકડી શેરીમાં દુ:ખી અને ઉદાસ પંડિત,
ખાલી ઝૂંપડીમાં પડછાયાને ભેટતો તે પડી રહે છે.
જ્યારે તે બહાર નીકળે છે ત્યારે
તેને માટે ક્યાંય આશરો નથી.
તેના પ્રત્યેક ડગલે કાંટા અને કાંટાળા છોડ અટવાયા કરે છે;
તેની બધી યોજનાઓ પડી ભાંગી - એનું કશું પરિણામ આવ્યું નહીં.
સુકાઈ ગયેલા તળાવની માછલીની જેમ તરછોડાયેલો.
પગાર પેટે એક પૈસો નહિ
અને કોઠીમાં અનાજનો એકે દાણો નહિ.
જીવનમાં નિષ્ફળ પંડિતને બધા સગાંઓએ ધુત્કારી કાઢ્યો.
મિત્રો અને સ્વજનો વધારે ને વધારે દૂર થતા ગયા -
સૂ ચીન તો કેવો ઉત્તરમાં વિજયયાત્રા કરી આવ્યો;
લિ સૂ પશ્ચિમમાં મંત્રી થઈ બેઠો;
તેમની કીર્તિનું પુષ્પ કેવું એકાએક ઝગમગી ઊઠ્યું
અને પુરઝડપે તે કરમાઈ ગયું અને સડી ગયું;
નદીમાંથી પાણી પીવાય પણ ધરાયેલે પેટે તો ન જ પીવાય ને !
જેટલું પૂરતું હોય તેટલું સારું; અતિ તૃપ્તિનો નથી કશો અર્થ,
જંગલમાંય પંખી એક જ ડાળ પર બેસી શકે.
ડાહ્યા માણસોએ આવો ધડો લેવો જોઈએ.

## પત્નીને / ચિન ચિયા

ગંભીર બનીને ગાડીવાન જવાની તૈયારી કરે છે
ટનનન ટનનન ઘંટડીઓ રણકે છે.
પરોઢ થતાંમાં તો મારે મારી લાંબી મુસાફરી શરૂ કરવી જોઈએ;
કૂકડો બોલે એટલે મારે કમરે પટ્ટા બાંધી લેવા પડશે;
ઘડીભર તો લાગ્યું કે તું ત્યાં હતી,
એક વિદાય પણ દસ દસ હજાર વાર પસ્તાવું પડે;
ગાડીમાં મારી બેઠક ઉપર બેઠો પણ હૈયું કકળતું
મારામાં ભરાઈ બેઠેલા વિચારો તને જણાવવા કરું શું ?
મારું વહાલ તને કેમ કરીને જણાવું ?
કિમતી હેરપીનોથી માથું ઝગમગી ઊઠે
તેજસ્વી આયના અનેરું રૂપ ઝીલી શકે
સુવાસિત છોડ દુર્ગંધને મારી હટાવે.
પંડિતની વાંસળીમાંથી મધુર સૂર પ્રગટે.
ગીતગાથાવલિમાં આવતા માણસને મળેલી
ભેટના બદલામાં કિંમતી હીરા આપવા તૈયાર હતો.
તેં મારા માટે જે જે કર્યું એનો મનમાં આવે વિચાર
મેં તારા માટે કેટલું ઓછું કર્યું ?
મને ખબર છે કે આ તો કંઈ ન કહેવાય
પણ મારા ભાવને આ રીતે વર્ણવીને તારી આગળ ધરી તો શકું.

## ગરમ કેક / શૂ ત્સિ

શિયાળો બેઠો છે; કાતિલ ઠંડી;
વહેલી સવારના પવનમાં આપણે મળીએ છીએ.
નાકમાં થીજી ગયેલ લીંટ.
હડપચી ઉપર લટકતો બરફ.
પેટ ખાલી હોય, દાંત કડકડતા હોય, ઘૂંટણ કાંપતા હોય
ત્યારે ગરમાગરમ કેકથી વધુ રૂડું શું ?
વસંતના પીંછા જેવી નરમ નરમ
પાનખરના ઊનથી ઊજળી
એમાંથી નીકળતી ઢગલેઢગલા વરાળ
ઊંચે જાય છે, જામે છે અને ફેલાઈ જાય છે.
હવામાં થઈને સોડમ
દૂર દૂર ફેલાય છે.
પવન એને લઈ જાય છે અને
ત્યાંથી પસાર થનારાના મોંમાં પાણી આવે છે.
નોકરો અને દાસીઓ
આમતેમ નજર નાખે છે, ખાલી હવા મમરાવે છે.
પીરસનારાઓ પોતાના હોઠ પર જીભ ફેરવે છે;
ઊભા ઊભા સૂકા મોંમાં ઠાંસતા
દીવાલને અડીને ઊભેલા અદેખા ગણવેશધારીઓ.

અનુ. આર્થર વેલી

કંકાવટી જુલાઈ, ૧૯૯૯ : ૭

દુહા / પ્રાણજીવન મહેતા

## વય-વલોવણના

થડને મારી થીંગડાં ડાળ હવે તું ડંખ
પડછાયા કૈં પાથરી પિંડ હવે તું ઝંખ

ઘરબારા હું નીકળું લોહી લીંપી અંગ
ક્ષણ-કણનો છું રાજવી ખૂંધે ખડકી જંગ

આંખે ફૂટી આંજણી કીકી-કામણ લોપ
અજવાળાને શોધવા તનમાં ફોડું તોપ

એકલવ્યને એકડે અવઢવ ચૂંટી જાત
અંગૂઠે લકવા થયો (તે) લખવા બેસું ઘાત

લેખણ જાણશે ઝાંઝવા ખડિયો ખાણશે ભ્રૂણ
શબદ કરું હું સાબદા અખશર લણશે લૂણ

વમળ વિયાણી આપદા જળમાં હોમ્યાં હાડ
વય-વલોવણ હું કરું (લૈ) કલ્પતરુની આડ.

## ગઝલ / અંજુમ વાલોડી

શું છે એકલતા સિવાય આ શહેરમાં !-
થાય છે, પાછો વાળું ખંડેરમાં.

કોઈના પગરવના પડઘા પણ નથી,
મન ન કાં ગુંગળાય એવા શહેરમાં !

થઈ ગયું છે ધૂંધળું વાતાવરણ,
ને પવન વાતો ફરે છે લ્હેરમાં !

માનવીના ક્રોધને કાપી શકે,
ધાર એવી તો નથી શમશેરમાં.

શ્હેરમાં આ કોનું કાચું ઘર પડ્યું ?
એના પડઘાઓ પડ્યા ખંડેરમાં.

યાદમાં એક ગામની ખોવાઈને.
હું મને શોધી રહ્યો છું શહેરમાં !

તારલાઓ કંઈ ખરીને આભથી,
આગિયા થઈ ઝગઝગે ખંડેરમાં.

'અંજુમ', એમાં ઊર્મિનો હિલ્લોળ છે.
જોઈએ શું બીજું બોલો શહેરમાં ?



કંકાવટી

ગઝલ / જયન્ત પાઠક

ચાની આશા રાખવી કોની કને ?
પથ્થરો પણ ફૂલ થૈ વાગે મને !

હોલવી તું નાખ દીવાને હવે
ક્યાંક અજવાળું થતું લાગે મને.

મીણબત્તીએ ફરી સળગી ઊઠી
કોડ મરવાના વળી જાગે મને.

હું અહીં ઊંઘી નથી શકતો અને
ત્યાં રૂપાળાં સ્વપ્નમાં માગે મને !

## ગઝલ / રતિલાલ 'અનિલ'

રહી કેવી જીવનસફર, કોણ પૂછે ?
પૂછે તો, તમારા વગર કોણ પૂછે ?

તમારા વિના કોઈ પ્રશ્નો જ ક્યાં છે ?
અગર કોણ પૂછે, મગર કોણ પૂછે ?

ક્ષણોમાં સદીઓ ય ખોવાઈ જાયે,
અજાણી જ એવી ડગર કોણ પૂછે ?

મ્હેફિલમાં કોઈ ખૂટે છે છતાં યે,
નથી લાગતી કંઈ કસર, કોણ પૂછે ?

મને યે વળી હું પૂછું છું જ ક્યારે ?
અવરને પડી શી, ખબર કોણ પૂછે ?

હૃદયમાં તો જાણે છે વસ્તી જ વસ્તી,
વસાવ્યું છે કોણે નગર, કોણ પૂછે ?

દીવાનાને ડાહ્યું જગત જાણશે શું !
મરીને થવું છે, અમર ! કોણ પૂછે ?

## મકૉન્ડામાં વરસતા વરસાદને જોતી ઈઝાબેલની સ્વગતોક્તિ / ગેબ્રિયલ ગાર્શિયા માર્ક્વેઝ

*અનુ. અવનીશ ભટ્ટ, ઉર્વશી પંડ્યા*

એ રવિવારે બધા ચર્ચમાંથી બહાર નીકળતા હતા ત્યારે શિયાળો બેઠો. શનિવારની ગૂંગળાવી મૂકે એવી રાત પછી રવિવારે સવારે કોઈને વિચાર સરખો નહોતો આવ્યો કે વરસાદ પડશે. અમે અમારાં કપડાં સંકોરીએ પહેલાં તો ઘટ્ટ અને અને ઘેરા પવનની ઉન્મત્ત ઘૂમરી આવી અને એક જ સપાટામાં મે મહિનાનાં ધૂળ અને તાપ ઉસેટી ગઈ. કોઈક બોલ્યું, 'પવનમાં ભેજ છે.' મને તો પહેલેથી જ જાણ હતી. જેવા અમે ચર્ચની બહાર નીકળ્યા કે તરત જ મને પવન અને ધૂળની ડમરીથી બચવા બધા પુરુષો એક હાથે ટોપી પકડી બીજા હાથ વડે મ્હોં ઢાંકતા આસપાસનાં મકાનો તરફ દોડી ગયા. ભૂખરું આકાશ એક હાથવા માથે પાંખો ફફડાવવા માંડ્યું. પછી વરસાદ શરૂ થયો.

આખી સવાર હું મારી સાવકી મા સાથે વરંડામાં બેઠી બેઠી વરસાદ જોતી રહી. સાત સાત મહિનાનાં ધખતા તડકા અને કોરી ધાકોર ધૂળમાં રગદોળાયેલાં ગુલાબ અને ચંપો વરસાદથી ખીલી ઊઠશે એમ ધારી અમે ખુશ થતાં હતાં. બપોરે ધરતીમાં થતાં કંપનો અટક્યાં. વરસાદની ભીની સુગંધમાં માટી અને નવપલ્લવિત, ઉલ્લાસિત છોડ - વેલી અને પાનની મહેંક ભળી. બપોરે જમતા જમતા પિતાજીએ કહ્યું, 'મે મહિનાનો વરસાદ હંમેશાં શુકનિયાળ નિવડે.' નવલી ઋતુના તેજસ્વી તાંતણામાં ગુંથાયેલી મારી મા સસ્મિત બોલી, 'એક પ્રાર્થનામાં મેં પણ એવું સાંભળ્યું હતું.' પિતાજી

હસ્યા. પેટ ભરી જમ્યા બાદ તેઓ જઠરને પોતાનું કામ કરવા દેવાની વ્યવસ્થા કરી આપવા માટે વરંડાની ઝૂલણ ખુરશીમાં અધખૂલી આંખે જાગતા જ સ્વપ્ન જોતાં હોય એમ માની બેસી રહ્યાં.

આખી બપોર એકધારો વરસાદ પડતો રહ્યો. ટ્રેનમાં સતત મુસાફરી કરીએ ત્યારે અનુભવાય એમ વરસાદના સ્વરે ધીમે ધીમે શાંત તીવ્રતા પકડી લીધી પણ અમારી જાણ બહાર જ વરસાદ હળવેથી અમારાં મનનાં ઊંડાણોમાં પ્રસરતો જતો હતો. સોમવારે મળસ્કે અમે હાડ ઓગાળી નાખતા ટાઢા પવનને રોકવા માટે બારી-બારણાં બંધ કરતા હતા. ત્યારે તો બધીયે ગૂઢતા તરબતર થઈ ગઈ હતી, અને સવાર થતાંમાં તો ખૂણેખૂણો છલકાઈ ઊઠ્યો. હું અને મારી સાવકી મા ફરી વાર બાગમાં નજર કરવા ગયા. મે મહિનાની તપ્ત, ખરબચડી જમીન, સસ્તા સાબુની ગોટીની માફક લોંદો થઈ ગઈ હતી. કૂંડામાંથી પાણી બહાર છલકાતું હતું. 'છોડવાને પાણી વધી પડ્યું લાગે છે.' માએ કહ્યું. તેના ચહેરા પર ગઈકાલના સ્મિતને સ્થાને આળસ અને કંટાળાભરી ગંભીરતા છવાયેલી હતી. 'તમારી વાત સાચી છે' મેં કહ્યું. 'મજૂરોને કહીને કૂંડાં અહીં પરસાળમાં મૂકાવી દઈએ. વરસાદ બંધ થતાં સુધી અહીં ભલે પડ્યાં.' નાનાં-મોટાં ઝાડની વચ્ચે વરસાદ વિશાળ વટવૃક્ષ માફક વધતો ગયો. મારા પપ્પા આજે પણ ખુરશીમાં બેઠા હતા પણ વરસાદ વિશે વાત કરવાનું એમણે ટાળ્યું. 'મારી કમર દુઃખે છે, રાતે ઊંઘમાંય બરકત ન આવી.' આખી બપોર તેઓ બગીચા તરફ જોતાં બેસી રહ્યા. જમ્યા પણ નહીં. સાંજે અંદર જતાં બોલ્યાં, 'લાગે છે કે હવે ક્યારેય ઉઘાડ નહીં નીકળે.' મને ગરમીના દિવસો યાદ આવ્યા. ઑગષ્ટની લાંબી ઊંઘરેટી બપોર, બહાર એકસરખું ગણગણતા, ખોટકાઈ પડેલા સમયના બોજામાં અમે પરસેવે તરબતર કપડે મરવા પડ્યા હોઈએ તેમ ફેલાઈને પડી રહેતા. અત્યારે બગીચો ખાલી હતો, મારી માની સ્મૃતિમાં વાવેલો મોગરો વફાદારી નિભાવતો ઊભો હતો. દીવાલો પરનો રંગ ધોવાઈ ગયો હતો. પપ્પા ઝૂલણખુરશીમાં દુઃખતી કમરને ઓશીકાનો ટેકો આપી ગમગીન આંખે વરસાદની આંટીઘૂંટીમાં ખોવાઈ ગયા હતા. મને ઑગષ્ટની રાત યાદ આવી જેની આશ્ચર્યચકિત શાંતિમાં કાટ ખાઈ ગયેલી ધરી પર પૃથ્વીના નિતાંત ફરવાનાં કિચૂડાટ સિવાય

કોઈ જ અવાજ ન આવતો. અચાનક ગૂંગળાવી નાખતી હતાશાએ મને ભીંસી નાખી.

રવિવારની માફક આખો સોમવારેય વરસાદ મચ્યો જ રહ્યો, પણ એની વરસવાની લઢણમાં જરા ફેરફાર થયો હતો કારણ કે મારા મનમાં કડવાશ પ્રસરી ગઈ હતી. સાંજે મારી બાજુમાંથી કોઈક બોલ્યું, 'આ વરસાદ કંટાળાજનક છે.' જોવાની જરૂર નહોતી, મારી બાજુની ખુરશીમાં પોતાના કાયમી ભાવશૂન્ય અને ડરામણા ચહેરા સાથે બેઠેલા માર્ટિનનો એ જ અવાજ હતો.

ડિસેમ્બર મહિનાના જે હતાશ, નિષ્પ્રાણ દિવસથી એ મારો પતિ થયો હતો ત્યાર પછી તેના આવા ચહેરામાં કોઈ પણ જાતનો ફેરફાર થયો નહોતો. આજે તો પાંચ મહિના થયા, હું બેજીવસોતી છું. માર્ટિન મારી પડખે વરસાદને કંટાળાજનક કહેતો બેઠો હતો. 'કંટાળાજનક નહીં, મને તો ખાલી બગીચો અને પેલાં બિચારાં ઝાડવાંને જોઈને દુઃખ થાય છે. એ અહીં આવી શક્યાં હોત તો સારું થાત.' મેં બાજુમાં જોયું તો માર્ટિન ત્યાં નહોતો. એક અવાજ આવ્યો, 'લાગે છે કે હવે ક્યારેય ઉઘાડ નહીં થાય.' અને મેં અવાજની દિશામાં જોયું તો ખુરશી ખાલી હતી.

મંગળવારે સવારે બગીચામાં એક ગાય ઊભેલી મળી આવી. એની ખરીઓ કાદવમાં ગરકી ગઈ હતી. માથું ઢાળીને ઊભેલી ગાય બળવાખોર જડતામાં એકલવાયા દ્વીપકલ્પ સમી લાગતી હતી. મજૂરોએ એને પથરા મારી તગેડી મૂકવાનો નિર્ણય કર્યો પણ ટટ્ટાર, નિઃસ્પૃહ અને નિર્દ્વન્દ્વ ગાય વરસાદથી અપમાનિત થતા પોતાના ઢળેલા માથા સાથે અડગ રહી. પિતાજીએ ધીરજ ગુમાવી, મજૂરોને અટકાવ્યા, 'પડતી મૂકો એને, જેમ આવી છે તેમ જતી રહેશે.'

મંગળવારના સૂર્યાસ્ત પછી વરસાદનો ભરડો વધ્યો. જાણે છાતી પર કફન બંધાયું. રવિવારના સવારની ઠંડકને બદલે ભેજ અને બાફનું વજન વરતાવા માંડ્યું. ગરમી નહોતી લાગતી પણ વાતાવરણને ટાઢિયો તાવ ચઢ્યો હોય એમ એ સસડતું હતું. પગરખામાં પરસેવાથી પગ ચોંટી જવા લાગ્યા. ઉકળાટ શરીર પરની ચામડીનો છે કે કપડાંનો એ કહેવું કપરું હતું. ઘરનું

કામકાજ ખોરંભે પડ્યું. બધા પરસાળમાં બેસી ગયા, પણ પહેલા દિવસની જેમ કોઈ વરસાદ જોતું નહોતું. પાણી વરસવાની કોઈ અનુભૂતિ જ નહોતી થતી. પાણીના સરકતા સળિયાની ચેચૂરતાની પેલે પાર દેખાતાં ઝાંખાં વૃક્ષોની પછીતે આવેલી અદૃશ્ય ક્ષિતિજે વ્યથિત સૂર્ય આથમી ગયો અને મારા હોઠ પર અજાણ્યા આદમીનું સ્વપ્ન જોયા પછીની સવારે હોઠ પર સળવળતો વિચિત્ર સ્વાદ છોડી ગયો. મંગળવારે સાંજે અંધશાળાની બે છોકરીઓ અમારે આંગણે ગીત ગાવા આવતી : ગળે હાર્મોનિયમ અને કાળા પ્લાસ્ટીકના ચશ્મા. વરસાદના સૂરમાં તેમનો અવાજ સાંભળવાનો મેં પ્રયત્ન કર્યો. અંધશાળાની ઓરડીમાં ખૂણે પડેલા હાર્મોનિયમ અને એક ચટાઈ પર વરસાદ અટકવાની રાહ જોતી અસ્તવ્યસ્ત બેઠેલી બે છોકરીઓનું ચિત્ર મારા મનમાં ઊપસ્યું. આજે એ લોકો નહીં આવે અને પેલી મેળો લેવા આવતી માગણ પણ નહીં આવે.

એ દિવસે બપોરે જમવાનું ખોરંભે પડ્યું. છેક મોડેથી માએ વાસી થેપલાં અને બેસ્વાદ સેરવો ટેબલ પર મૂક્યાં. ત્યારે અમને યાદ આવ્યું કે સોમવારની સાંજથી અમે પેટમાં કાંઈ નહોતું નાખ્યું. રૂંવે રૂંવે ચઢેલા વરસાદનાં વખથી અપંગ થઈને અમે ચુપચાપ નિર્બંધ વહેતી પ્રકૃતિને શરણે થઈ ગયા હતા. હા, પણ સાંજુકના ગાય હલવા માંડી. અંદરથી કોઈ ઘેરો અવાજ એને ધ્રુજાવવા માંડ્યો. અને એ વધારે ને વધારે ઊંડી ઊતરતી ગઈ. પછી ફરી વાર એ સ્તબ્ધ થઈ ગઈ જાણે એનો જીવ ઊડી ગયો હોવા છતાં વરસાદમાં ઊભા રહેવાની અને જીવતા રહેવાની આદત એ છોડી શકતી ન હોય. આખરે એની આદતનું જોર પાંખું થયું. એના આગલા પગ વળ્યા, જોકે છેક પાછળના ઢેકા તો યાતનાદાયક પ્રયત્ન કરતા હોય તેમ ઊંચા જ હતા. એનું મ્હોં કાદવમાં રગદોળાયું, અને સંપૂર્ણ વિનાશના મરતબાથી વિધિસર એનું પતન થયું. 'આખરે પહોંચી ગઈ છેક સુધી' મારી પાછળથી કોઈક બોલ્યું. મેં જોયું તો વરસાદનાં તોફાનમાંથી રસ્તો કરીને પણ માગણ મેળો લેવા આવી પહોંચી હતી.

બુધવારે હું આ બેબાકળા કરી મૂકતા વાતાવરણથી ટેવાઈ ગઈ હોત પણ ત્યાં તો સવારે ઊઠીને જોયું તો દિવાનખંડના મોટા ટેબલને ખૂણે ધકેલી એના

પર ખુરશી, ટિપોય, શેતરંજી વગેરેનો ઢગ ખડકેલો હતો. એક ખૂણે બીજા ટેબલ પર ડબલાડબલીઓનો ગંજ ખડકાયેલો હતો. આ દૃશ્યથી મારામાં જાણે શૂન્યાવકાશ વ્યાપી ગયો. પાટલૂનને ઘૂંટણ સુધી વાળીને મજૂરો સામાન ખસેડવામાં જોતરાઈ ગયા હતા. તેમના ચહેરા પરની એકાગ્રતા અને હાથપગનાં હલન-ચલનમાં વરસાદ સામેના તેમનાં નિષ્ફળ વિદ્રોહ અને મૂંગી હારની વિવશતા સ્પષ્ટ દેખાતી હતી. કાંઈ પણ કારણ વગર અમસ્તા જ ક્યાંક જવા માટે મેં પગ ઉપાડ્યા. પડતર જમીન પર પથરાયેલી લીલ પર ચાલતી હોઉં એમ મને લાગ્યું. ચીકણી ફૂગ અને બિલાડીના ટોપ મારે પગે વિંટળાયા. અંદરથી માનો અવાજ આવ્યો, 'તને ન્યુમોનિયા થઈ જશે.' મેં નીચે જોયું તો મારા પગ ઘૂંટી સુધી પાણીમાં ડૂબેલા હતા, આખા ઘરમાં પાણી ભરાયેલું હતું. જાડું, ચીકણું અને બંધિયાર પાણી. બુધવારે સવારનું અજવાળું થાય ન થાય તે પહેલાં તો બપોરે ત્રણ વાગ્યામાં વરસાદના નિર્દય સૂર વચાળે રાતની પધરામણી સમય કરતાં વહેલી થઈ ચૂકી હતી. પ્રકૃતિના સ્વચ્છંદી વર્તન સામે હથિયાર હેઠાં મૂકી કૌવત ગુમાવીને ઉભડક બેઠેલા મજૂરોની વચ્ચેથી પાંગળું, ખોળંગાતું અંધારું ફેલાઈ રહ્યું. ત્યારે ધીમે ધીમે સમાચાર આવવા માંડ્યા. કોઈ સમાચાર લાવતું ન હોતું. જાણે કે ઠેર ઠેર ફેલાયેલા લથબથ કાદવ પર સરકતા એક પછી એક સમાચાર આવવા માંડ્યા. કૂતરાં, બિલાડાં, ખિસકોલાંના મડદાં અને આડીઅવળી તણાઈ આવેલી ઘરવખરીની સાથે સમાચાર પણ આવ્યા. રવિવારે સવારે બનેલા બનાવોને અમારા ઘર સુધી પહોંચતા બે દિવસ લાગી ગયા, જાણે વાવાઝોડાની જ ઊર્જા, વિસ્તાર અને સંચલનથી ધકેલાતા અહીં આવી પહોંચ્યા હોય. જાણવા મળ્યું કે ચર્ચ જળબંબાકાર થઈ ગયું હતું અને કદાચ કડડભૂસ થઈ પડશે. કોક એવું બોલ્યું કે નદીમાં પાટા વહી ગયા છે અને સોમવારથી ટ્રેન બંધ પડી ગઈ છે. ગામની એક ડોશી સવારે પથારીમાં ન હોવાથી તપાસ કરતાં તેનો દેહ ઘર આંગણામાં જ તરતો મળી આવ્યો હતો.

પ્રલયથી ભયભીત થઈને હું વરંડાની ખુરશીમાં લપાઈ અપશુકનનાં અસ્પષ્ટ એંધાણ આપતા ભીના અંધારામાં તાકતી રહી. ફાનસ લઈને બારણા આગળ ટટ્ટાર ડોકે ઊભેલી સાવકી માં કુટુંબના પેઢીઓ પહેલાંનાં કોઈ પૂર્વજના

ભૂત જેવી લાગતી હતી, પણ મને એનો જરાય ડર નહોતો લાગતો કારણ કે ઘરમાં એની કાયમી ઉપસ્થિતિને કારણે એનાં લક્ષણો મારામાં પણ આવી ગયાં હતાં. એ મારી નજીક આવી. છો પરનાં પાણીમાં પગ પખાળતાં એણે કહ્યું, 'હવે તો ભગવાનને પ્રાર્થના કરવાની, બીજું શું ?' કબરમાંથી ઊઠીને ચાલી આવતી હોય એવો કરચલીવાળો એનો ચહેરો જોઈને એમ લાગતું હતું કે માણસોનાં શરીર કરતાં કોઈ અલગ જ પ્રકારનાં તત્ત્વોથી એનું શરીર બનેલું છે. મારી નજીકથી પસાર થયા પછી પોતાના હાથમાંની માળા ફેરવતા ફેરવતા એ ફરી વાર બોલી, 'હવે તો બસ પ્રાર્થના કરવાની બીજું શું ?' સ્મશાનમાં પાણી ભરાઈ ગયું છે, બધી કબરો ભાંગી ગઈ છે અને બિચારાં મડદાં આમતેમ ઢસરડાઈ રહ્યાં છે.''

તે રાત્રે સડેલાં મડદાંની દુર્ગંધથી હું ઊંઘમાંથી ઝબકી જાગી ગઈ. મેં નસકોરાં બોલાવતા માર્ટિનને ઢંઢોળ્યો; 'મારું માથું ફાટે છે.' એણે પૂછ્યું, 'શેની વાત કરે છે ?' મેં દાંત ભીંસીને કહ્યું, 'દુર્ગંધ, લાગે છે મડદાં શેરીઓમાં આવી પહોંચ્યાં છે. મારી છાતીનાં પાટિયાં બેસી ગયાં હતાં પણ માર્ટિન પડખુ ફેરવતાં બોલ્યો, ''બધા તારા મનના તરંગો છે સૂઈ જા. આ દિવસોમાં આવા તુક્કા આવ્યા કરે.''

ગુરુવારે સવારે દુર્ગંધ અટકી, અંતર ઓગળી ગયા - ગઈકાલે અટવાઈ ગયેલો સમય ભુલભુલામણીમાં દિશાશૂન્ય થઈ તદ્દન ખોવાઈ ગયો. હવે આ ગુરુવાર નહોતો. ગુરુવારને સ્થાને કોઈ ચીકણો, પોચો પદાર્થ હતો જેને છૂટો પાડતાં જ શુક્રવાર જોવા મળતો. અહીં સ્ત્રી-પુરુષ પણ ન હતા. મારા પિતાજી-મા, મજૂરો બધા જ શિયાળાના ચીકણા કળણમાં સ્થૂળ અસંભવિત આકારો જેવા તરતા હતા. પપ્પાએ કહ્યું, 'અહીંથી ક્યાંય જતી નહીં.' એમનો અવાજ દૂર દૂરથી આવતો હતો. કાનથી નહી પણ આંગળાથી અનુભવાતો હતો કારણ કે સ્પર્શેન્દ્રિય સિવાય બધી જ સંવેદનઇન્દ્રિયો મૃત થઈ ચૂકી હતી. પપ્પા વાતાવરણમાં અદૃશ્ય થઈ ગયા. માને મેં મારી પાસે બેસવા બોલાવી. મને કંટાળો આવતો હતો. તે રાત્રે મને સરસ ઊંઘ આવી ગઈ. બીજે દિવસે વાતાવરણ એવું જ બેસ્વાદ અને ફિક્કું હતું. ઊઠીને હું સીધી પથારી પાસેની ખુરશીમાં બેસી ગઈ. મને એવું લાગતું હતું કે હજી મારા મનનો કોઈ એક

ખૂણો પૂરેપૂરો જાગૃત નથી થયો. ટ્રેનની સીટી સંભળાઈ. લાંબી નિરાશ સીટી જાણે વાવાઝોડાને ધકેલતી હોય એમ લાગતું હતું. 'ક્યાંક ઉઘાડ થયો હશે.' મેં વિચાર્યું, અને મારી પાછળથી પ્રશ્ન પુછાયો 'ક્યાં ?' મેં આજુબાજુ જોયું. બાજુની ભીંત પાસે મા ઊભી હતી. એ બોલી, 'હું અહીં છું.' 'તેં સીટી સાંભળી ?' મેં પૂછ્યું. એણે સીટી સાંભળી હતી. એણે કહ્યું કે ગામની સીમમાં વરસાદ અટકી ગયો હશે અને પાટા સમારી દીધા હશે. એણે મને હાથમાં નાસ્તાની પ્લેટ આપી. એમાંથી ઘી અને લસણની સોડમ આવતી હતી.મેં મારા અજંપામાં જ એને સમય પૂછ્યો.

'અઢી વાગ્યા છે. આટલું બધું થયા પછી પણ ટ્રેન મોડી નથી પડી.' એણે ધીમા હારેલા અવાજે કહ્યું. મને આંચકો લાગ્યો 'બાપરે, અઢી વાગ્યા ! હું આટલો બધો વખત સૂઈ રહી ?' 'ના, ના તું કાંઈ ખાસ સૂતી નથી, બહુ બહુ તો ત્રણ વાગ્યા હશે.' મારા હાથમાંથી પ્લેટ પડી ગઈ, 'શુક્રવારના ત્રણ વાગી ગયા !' એણે ડરામણી ગંભીરતા અને શાંતિથી કહ્યું. 'દીકરી, ગુરુવારના ત્રણ વાગ્યા છે. હજી ગુરુવાર છે.' કેટલીય વાર સુધી હું મારા સુપુપ્ત સંવેદનો સાથે ઊંઘમાં જ આમતેમ ફરતી રહી. કેટલાય કલાકો પછી બાજુના ઓરડામાંથી અવાજ આવ્યો, 'આ બાજુ પથારી કરો.' કોઈનો થાકેલો, માંદલો અવાજ હતો. મને ખ્યાલ આવ્યો કે હું આડી પડી હતી. અચાનક બધું ખાલી થઈ ગયું. આખું ઘર ધ્રૂજતા હિંસક મૌનમાં ઘેરાઈ ગયું. મારું હૃદય થીજી ગયું. 'હું મરી ગઈ છું,' મેં વિચાર્યું, 'ઓ ભગવાન, હું મરી ગઈ છું.' 'ઓ, મા !' માર્ટિનનો ત્રસ્ત અવાજ આવ્યો, 'અહીંયા કોઈ નથી. બધા બહાર ગયા છે.' બહાર ઉઘાડ થતો હતો અને દીર્ઘ અને રહસ્યમય શાંતિ ચારે તરફ વિસ્તરતી હતી. તદ્દન મૃત્યુ જેવી જ શાંતિ. પરસાળમાં પગરવ સંભળાયો. ચોક્ખો જીવંત અવાજ આવ્યો. ત્યાં તો ઠંડા પવનમાં બારીઓ ખખડી અને આંગણાંમાંની ટાંકીમાં પાકા ફળની માફક એક ભારેખમ શરીર પડ્યું. હવામાં કંઈક એવું તત્ત્વ હતું જેને કારણે એવો ભાસ થતો હતો કે કોઈ અંધારામાં સ્મિત કરી રહ્યું છે. 'બાપ રે,' સમયના આવા ગૂંચવાડામાં ગૂંચવાતા મેં વિચાર્યું, 'હવે તો જો એ લોકો મને ચર્ચમાં ગયા રવિવારે પ્રાર્થના કરવા માટે બોલાવવા આવશે તો પણ મને આશ્ચર્ય નહીં થાય.'

## જા, ભઈ જા / કણુ સુણાવકર

''ચ્યમ શિવાકા, બેઠા સો ?'' બોલનાર બોલ્યો પણ શિવાકાકા હાલ્યા-ચાલ્યા નહીં. માત્ર આંખનાં પોપચાં જરા ઊંચાં થઈ રહ્યાં. ધીરેથી કહે : ''જા, ભાઈ જા. જતો હોય ત્યાં.'' એમની આંખો અપલક આકાશને તાકી રહી... ''અવે અવે ... કંઈ બાકી નથી... તું તારે જા. જા, ભઈ જા.'' જેવું કશુંક બબડ્યા.

જનાર પણ જતાં જતાં મંદિરને ઓટલે ઊભેલી હીરીને જોઈને, અટકીને, ઊભો. હીરીને કહે : 'આ શિવોડોહો આજ કાં આમ બોલ્યો ? મને કે' 'જા, ભઈ જા.' બા...કી હરહંમેશ તો 'આય, ભઈ આય' કહેતા'તા. આજ કુણ જાણે મને ના ઓળખ્યો કે શું ! આજ કાંક...''

'હાય હાય' હીરી વીલે મોઢે વધારે કંઈ ન બોલી. એને ડોહાને ચા પાવાનું સાંભરી આવ્યું. 'હુંય રાંડ ચેવી... ચા વના ડોહા હેંકતા અશે.' હીરીએ ઝટપટ ચા બનાવી, લઈને શિવાકાકાના ઓટલા પરના ખાટલે પહોંચી, ત્યારેય ડોસા આકાશ ભણી અપલક તાકીને જોતા... સૂતેલા.

''લ્યો.'' હીરી.

''હેં ?'' કહેતાં, જરા ચમકી જઈને ડોસાએ હીરી ભાણી જોયું. હીરીને જાણે ન જોઈ...

''અવે જા, છાંનીમાંની, તારા જેવી તો કાંઈક જોઈ'' બબડવાનું ચાલુ થયું : ''એમાં એનાં શો આંક ? જમાનો હાળો બગડી જ્યો તાં ? નંઈ તો હાળુ સે તો નખ જેવડું ને બોલે સે ચેવું ? થાય તે કરી લેજો ! તોડીને તૈણ કરી લેજો !''

શિવાકાકા મનોમન અંદર કોઈને ચાળા પાડવાના અવાજે બોલતા'તા : થાયે કરી લેજો ...... વાહ ભઈ વાહ ! અમારાથી તો તખલુંય ના તૂટ્યું. તખલુંય ના તૂટ્યું... તે તું તોડી બતાડજેને ! પસી જોજે તારાં જ સોકરાં તને... અમે તો અમારા ડોહાને 'આવું' નહોતા કે'તા. તોડીને તૈણ કરી લેજો... તે તોડી બતાડજો બેટા ! તમે પહાડ ફોડી લેજો...

હીરી જડવત્ બનીને ઊભી જ રહી ગઈ, ડોસો આ બધું કોને સંભળાવતા હતા ?

''જા, ભઈ જા. આ સૂરજ જેવો ઊગ્યો સે એવો આથમવાનો નથી...'' હવે હીરી ચૂપ ન રહી શકી. ''કાકા કોને કો'સો ? અહીં તો કોઈ નથી...'' ત્યારે ડોસાએ હીરી સામે જોયું. આંખો મટમટાવીને પૂરી ઉઘાડી. ''હં, હ ... હીરી ! તું કે ? ચા લાય હેંડ, સેલ્લે સેલ્લે પીતો જઉં. પસી...''

''આવું ચ્યમ બોલો સો ?'' હીરી ગળગળી થતાં બોલી.

''કઉં કે ના કઉં પણ હાચુ સે હીરી ! તું જોજે આજે આ સૂરજ ઊગ્યો સે. આથમવાનો નથી. કાલે તો નવી આંખે નવો સૂરજ જોવાનો મારે.'' કહેતાં ડોસા ખાટલાની ઇસનો ટેકો લઈ બેઠા થવા લાગ્યા, હીરીએ બે ઓશિકાં ડોસાની પીઠ પાછળ ગોઠવી દીધાં પછી ચા આપી. ડોસાએ ચા પીધી.

એટલામાં છોટો હોકાની ચલમ ભરીને આવ્યો. હોકા પર ચલમ ચડાવી. 'ગુડ ગુડ ગુડુડ ગુડ' કરવા લાગ્યો. ચલમના અંગારા તગતગી રહેલા જોઈ ડોસા બોલ્યા :

'અલ્યા, છોટિયા આટલા (અંગારા) તો ઓછા પડશે. આટલાથી તો મારો અંગૂઠોય નહીં બળે...'' કહેતાં ખડખડ હસવા-બોલવા લાગ્યા : અંગારા-ફંગારામાં મેલ દેતવા ! જો, છોટા ! આ હીરી કદાચ ન હમજે, તું હમજ. આપણે તો ઝાડનાં પાંદડાં. પાંદડાં તો ખરી જાય. આજે ખરી જાય. પાસાં કાલે નવાં આવે. ઝાડ તો એનું એ જ રહે ! પાંદડાં ખર્યાનો હરખશોક ના હોય. હરખેય નૈં ને શોકેય નૈં, એટલું હમજ. મૂળિયાં તો એમ-નાં-એમ. પાંદડાં તો ખર્યા કરે, નવાં આયા કરે : એમ ચાલ્યા કરે બધું ટેટળ.''

ડોસાને હોકો પકડાવી છોટાએ હીરી સામે જોયું. હીરીની ભીની આંખો ઉપર ધીરેથી પાંપણો બીડાઈ. આંસુ ન સર્યાં, છોટો હળવેકથી ઊભો થયો.

'હું જરા... આવું છું.'' કહીને ગયો : ''આ ડોહો વ્યમ આજ આંમ...''
જેવું હીરીને કાનમાં કહેતો. હીરી કશાકમાં લીન થઈને કુંભીને ટેકે ઊભી. ને
ઊભી ન રહી શકી ત્યારે જૂની ગોદડીની જેમ ઢગલો થઈ બેસી પડી. ડોસા
હીરીને કહેતા નથી તોય હીરી સાંભળે તો છે એ બોલવા લાગ્યા છે : ''હું
એની હારે પૈણીને આયો, અંદરના ઓયડામાં અમે હૂતાં'તાં... પસી એ
ગઈ. હું બહારના ઓયડામાં આયો. (ઓરડામાં) ઓયડામાં ના ફાયું તે આ
ઓટલે આયો. અવે ઓટલેથી આંગણામાં આંટો મારવો સે. પણ આ ઢેકા
ભાજ્યા તે સું કરીએ અવે. રામ રાખે તેમ રહીએ. અવે તો આ ઓટલે -
ખાટલેથી આકાશમાં જવું સે. અંઈ બહુ ગોઠતું નથી. એના ગયા પસી કેડો
ભાજી ગઈ સે.''

હીરી હબકી ગઈ. હબકની કળ વળતાં કહે : ''કાકા ! કોની હારે વાતો
કરો સો ? બીજી ચા પીવી સે ?''

ડોસાની આંખ જરા ઝબકી. ઝાંખી પાંપણ ઊંચકાઈ. ઝાંખી આંખો હીરી
ભણી મંડાઈ : ''કોણ ? હીરી ? તું તારે જાને... અવે ચા ને બા. મેલ દેતવા.
બઉં પીધી. હારુ લાય, બાળ્ય, ઘૂંટો પીઉં. પાસું તને થાય કે સેલ્લે સેલ્લે ના
પીધી. લાય.''

''આજ કાંક ઠીક નથી ?'' હીરી.

''હોવે. ઠીક થઈ જવાનું સે. ઠીક જ થવાનું. તું જા.''

હીરી ધીરી ધીરી ગઈ. ડોસા હીરીને જતી જોઈ રહ્યા. ''હીરી ! બેટા ! તેં મને
નાંના બાળની જેમ હાચવ્યો સે. મારે લીધે તારે તો આખા અવતારની કહટી
થઈ.'' ડોસાને આંસુ આવ્યાં. એમણે લૂછ્યાં નહી. કશી ખબર પડી નહીં.

આંખે ઝાંખ વળી, સાંજ ઢળી, રાત પડતાં પહેલાં હીરી મેથીનાં ગરમ
ગરમ ઢેબરાં અને છોટો દૂધનો લોટો લઈ આવી ગયાં. દૂર ખાટલાની ઓથે
ઊભેલી મણીએ હળવેથી કહ્યું 'હીરાબાંન ! હું આવું સું. કામકાજ હોય તો...'

ડોસા સાંભળી ગયા. કહે : ''તું તારું કાંમ કરને બોંન. અહીં શું દાટ્યું
સે ?''

હીરીએ મણીને ચૂપ રહેવા-સૂચવવા નાકે આંગળી મૂકીને સમજાવ્યું.
મણી ઢેંચણે ટેકો લઈને, એના ઓટલેથી હેઠે ઊતરી, લપાતી લપાતી

નજીક આવી. ઓટલે-ખાટલે અડધા સૂતેલા-બેઠેલા ડોસા ન જુએ તેમ, હાથના ઈશારાથી પૂછ્યું : ''હીરાબોન ! એમને શું છે ?''

ડોસાં અણસાર સાંભળી-સમજી ગયા. ''મણી ! તું તારે જા. ખઈ લે. બેજીવી છે. તારાથી ભૂખે ન રહેવાય. દા'ડામાં આઠવાર ખા-ખા કર્ય. જા, દીકરા જા. મને કંઈ ઝટકા પડવાના નથી. અને પડશે તોય શું ? ઘણા ખાધા સે તો એક વધારે. એક આવે ને એક જાય.''

હીરી મણીના પૂરા ઉપસેલા ઉદરને અને શિવાકાકાના ચહેરાને વારાફરતી જોઈને, ઢળી આંખે તેના પોતાના સુક્કા સ્તન જાણે કે જોવામાં ડૂબી ગઈ. એકાએક મણીની નજરમાં નજર મળી જતાં, પકડાઈ ગઈ હોય તેમ જરા ચમકીને કહે : 'તમારે હારુ તુળસીનો ઉકાળો કરી લાઉં...'' પછી એ ગઈ અને પોતાના અંધારા ઓરડામાં જઈ દીવો પ્રગટાવ્યો. ઘીના દીવાના ઝાંખા અંધારામાં ટપકતાં આંસુને સાંભળી રહી. શિવાકાકાને કંઈક થઈ ગયું તો મારું શું થશે - એ ઝબકારે એ ધ્રુજી ગઈ. ધ્રુજારી વિરમતાં એને ડોસા માટે તુલસીનો ઉકાળો બનાવીને લઈ જવાનું યાદ આવી ગયું. ઝટપટ તૈયાર કરીને ગઈ ને જોયું તો કાકા અધમીંચી આંખે બેઠા છે. અંદર-બહાર જોતાં જોતાં કશુંક જોતા-હસતા બોલતા હતા તે સંભળાયા :

''જા, ભઈ જા. અમે તો ઊડીને અહીં આયા'તા તે ઊડીને જ જઈશું. તારે નકામી શી પંચાત ? આમ ખડખડ અહહ સાંનું ? હાળા હાવ ભાંન વનાના ગધાડા હમજસ અમોને ? આખી જિન્દગી કાઢી સે અમે. હેં ? એની માને પૈણ્યા તે આમ રાંડવા હારુ ? હેં ? અવે નકાંમુ પાડે ચડીને અંઈ ચ્યમ આયું ? અમે તો પહાડ જેવા, તારા પાડાથી બીવે એ બીજા. જા, સોનુંમાંનું !''

ડોસાની આંખો પૂરી ઊઘડી. કહે : ''હાળું નાહી જ્યુ ગધાડું. શેંગડાં ઝાલીનૂ...''

''શિવાકા, કોની હારે વાતો કરો સો ?'' છોટાએ પૂછ્યું ને હીરી સામે જોયું.

''કોઈને નંઈ. હાળુ ! આ તો કાલ રાતના મશમોટાં શેંગડાંવારા કાળામશ પાડા ઉપર ચડીને આયું. થોડી વાંર તો તાં પેંપરાનાં પાંદડાંમાં ખડખડ કરતું હંતઈને બેસી રયું. તાંથી હળવેકથી મારી છાતી પર આવીને ચડી બેઠું - પ્હાડ જેવું. મારાથી હાહ તો લેવાય નંઈ ને બહાર કઢાય નંઈ, જીવ નેંકળી જતાં

જતાં રહી જ્યો. પસી તો મેં એક અડબોથ દીધી જાણે કે માટીનું ઢેફું વેરાઈ જ્યું હોય એમ એ તો ધૂળ ધૂળ જેવું થઈ જ્યુ. પહાડ સાંનો ? માટીનું નાનું ઢેફું ! અન એનું પેલું પાડું દૂર ખડું ખડું છેંકાટા ઉપર છેંકાટા કરતું'તું. મેં તો એનેય પૂછડેથી ઝાલીન ફજેટ્યું કે જાય ઊંડા ખાઘરામાં. ગલોટિયાં ખાતું ખાતું આંફવા લાજ્યું. બચ્ચારુ. પેંપરાનાં પાંદડાં તો ખડખડ અહતાં અહતાં બેવડ વળી જ્યાં બધાં. પેંપરાનાં બધાં ડાળાં તાળીઓ પાડવા લાગ્યાં. પેલું તો છપઈને હંતઈ બેઠેલું. જ્યાં છપાયેલું તે તો બરાબર ભળાયું નંઈ, પણ હંભળાયું : ''શિવા ! હેંડ તારા જીવાને લેવા આયો સુ...'' મોટે પાડે બેસીને આયું તે મોટુ જ્યારનું થઈ જ્યું ? જીવ લેવા તુ આયુ સે. જીવ દેવા તું આયુ તુ ? તે લેવા આયુ સે ? આપડે વરી બોલતા નથી તારે. જા, ભઈ જા, હેંડતું થઈ જા. પાસુ હિજડા જેવુ કે'છ કે 'શિવા તારો જીવા લેવા આયો સું.'

''હીરી ! હાંભળ્ય, મશમોહોટો કાળોમેંશ પાડો, એના ઊંટિયા જેવા લાંબા લાંબા ટાંટિયા ને ટાંગાની ખરીઓ હાથીનાં પગલાં જેવ-જેવડી. માંથે શેંગડાં જાણે બાવળિયાનાં અણીયાળાં ઠૂંઠાં આંછયો... આંછયો તો અજગર જેવી, નહકોરાં તો કંઈ ફૂંફાડે કંઈ ફૂંફાડે. કોઈ ચકલુ બકલુ ઝપેટમાં આઈ જાય ને તો તો ચાર વાંહવા ફંગોળાઈ જાય, નંઈ તો એના પેટમાં પેહી જાય... પાડાના પેટમાં. એવા હાહ કાઢે, એવા હાહ લ્યે કે બસ વાત નંઈ. તે મારો બેટો પાડો આઈ ને ખડો ર'યો. દેખું તો કાળો ખવિસ બેઠો સે ઉપર. બેઠો બેઠો મોટા દાંત કાઢી કાઢીને બરાડે સે, 'શિવા ! તૈયાર થઈ જા હેંડ. પળનોય વિલંબ કર્યો સે તો દોયડાં બાંધીને પકડી જઈશ.''

હીરી હબકી ગઈ, છોટો હોકાની ચલમના અંગારાની રાખ જોઈ રહ્યો. એણે ચલમમાં અનાયસ ફૂંક મારી. રાખ જરા તરા ઊડી. ડોસાને ઉધરસ ચડી. છોટાએ જરા ઝૂકીને પૂછ્યું : ''ઊકો ભરી લાઉ ?''

''ના, ના, ના અવે ઊકા ને બૂકા મેલ દેવતા' કહેતાં એમણે હીરી ભણી આંખ જરા ઊંચી કરી બોલ્યા : ''હીરી ! ઘૂટડો પાંણી પા બેટા !''

ડોસા જ્યારે અંદર ઓગળતાં હોય ત્યારે હીરીને 'બેટા' કહેતાં. મોટે ભાગે તો 'હીરી' જ કહેતા. પણ જ્યારે કહેતા ત્યારે હીરીની આંખો ભીંજાતી. અત્યારે 'બેટા' સાંભળીને ચૂઈ પડી : ટપ..ટ..પ..ટ..પ. ડહ ડહ કરીને એ

આડી ફરી ગઈ. 'લા...ઉં' કહી એ અંદર ગઈ, પાણી લાવી ડોસાએ અડધો ઘૂંટો ગળે ઉતારી ને 'બ...સ'નો અણસાર આપ્યો.

'છોટિયા ! ચ્યમ આંમ ખડો ખડો મને તાકીને જોવે સે ? આડું શું જોવે સે ? હેઠો બેસ, મારી હાંમે જો, જો હાંભળ્ય !' છોટો બેઠો. હીરી મોઢું ધોઈને આવી. કુંભીની આડશે બેઠી. કંઈક બોલવું જોઈએ. એકલા શિવાકાકા બોલી-બોલીને થાકી જશે : એ વિચારે છોટો કશુંક ગોઠવીને બોલ્યો : ''તમે તો ગનાંની સો. હરગમાં જવાના.''

''ના. ના. ના. છોટિયા ! હરગમાં હખ ના મળે. મારા ભોગ નથી લાગ્યા કે તાં જાઉં; ના, ભઈ ના. હરગનો રાજા ઈન્દર છે. એને હજાર હજાર આંછ્યો સ. તોય જાણે આંધળો ભેંત્ય. ખરાં રૂપ હજાર આંખેય ન દેખાયા એવડાને. અન એ આંછ્યો કંઈ આંછ્યો નથી, ભોગયોનીઓ સે. ભોગયોનીયોની જગાએ આંછ્યો હોય ત્યાં ધૂળ ને ઢેફાં હોય ! હજાર આંખાળો એ ઈન્દર આજેય ભૂખ્યો- ભટકતો રહેશે, મારે એ હરગમાં જઈને શું પૂડો મેલવોસે... છોટિયા તું છોટો જ રહેવાનો. જરા હમજ.

ડોસાને હેડકી આવી. હીરીએ પાણીનો પ્યાલો ધરી દીધો. ઘૂંટો ગળે ઉતાર્યા પછી કહે : ''મારી ટોપી લાય.''

હીરી અંદરના ઓરડામાંથી ટોપી શોધી લાવી. પરસેવો પી-પીને પીળી પડેલી, ધોળી-પીળી-કાળી ટોપી જોઈ હીરી ''ધોઈને આપું થોડી વારમાં સુકાઈ જશે.''

ના, ના, નથી ધોવી ત્યાં કોણ જોવાનું છે - મેલી છે કે ધોયેલી ? એ હતી તારે ધોતી'તી આંતરે દહાડે. ટોપી પહેરીને એ આડા પડ્યા. હીરી - છોટાએ એકમેકની સામે જોયા કર્યું. માત્ર જોયા કર્યું. ડોસાએ ઊંડો શ્વાસ લીધો.

'મારા ડોહા અમને બધાંને ભેગા કરીને રોજ રાત વાતો કહેતા. એક વાત તો અનેક વાર કહેલી જે હું તમને કહું સું - એક રાજકુંવરની વારતા...હાંભરજે છોટા ! હીરી ચ્યાં ગઈ ? હાંભરજે.... છોટિયા ! આ તારો બાપ ને હું બેય એક હેડીના તારા બાપનો કડપ ભારે. એની મૂછ વેંછીના આંકડા જેવી - જોતાં જ ભલભલાનાં મૂતર વછૂટી જતાં... પેલો ગીધો કણબી હાળો, વાઢી આંગરી પર પણ ના મૂતરે, પણ તારા બાપ આગર

પાણીપાતરો થઈ ધ્રુજતો, ધ્રુજતો દૂધના દેગડાં મૂકી જતો ગીધો, પછી છોટા ! તારા બાપનાં પાણી ઊતરી જ્યાં તારની વાત કઉં. એ ગીધા ગધાડીએ તારા ડોહાના માથામાં પાવડો મારેલો. તારો ડોહો ઢોરની જેમ આયડેલો. (આરડેલો) આવું સે ભઈ ! ગરવ ન કરીએ, ઢંગે રઈએ. એટલું કઉં તને.'' જરા અટકીને કહે : ''મન, મન, મને જરા પાણી પીવડાય હીરી !''

હીરી સડાક ઊઠતીકને પાણીનો પ્યાલો ને કળસ્યો લઈ આવી. ''આખો કળસ્યો લાયને'' ડોસાએ આખો લોટો મોંઢે માંડીને બધું પાણી ગળા હેઠળ ઉતારી દીધું પછી કહે ''હા... શ આટલી તરહ તો જાણે આજે જ લાગી. આ પહેલાં તો પાણી પીધાં જ ન'તા...''

છોટાએ વાત વાળવાને ઇરાદે કહ્યું : ''પછી શું થયું પેલા રાજકુંવરનું...''

''હાંભળો'' કહી ડોસા જરા મલક્યા. એમની આંખોમાં અપૂર્વ તેજ ઝગ્યું. એમનો કંઠ ધીરે ખૂલતો ગયો. અવાજ ઊઘડતો ચાલ્યો : ''એક હતો રાજા. એને હાત હાત રાંણીઓ. છોટિયા ! આપણને એકના હાંહા ને આ રાજાને હાત હાત રાંણીઓ. એ હાતમાંની છો રાંણીઓ વાંઝણીઓ. છોકરાં-બોકરાં થાય નહી, છો રાણીઓની ચંત્યાનો પાર નંઈ. છો-એ-છો રાજાની વહાલી. રાજાની ચંત્યાનો અંત નંઈ. મારું શું થશે, મારા રાજનું શું થશે. એમ મનમાં- ને મનમાં વલોપાત કર્યા કરે. હાતમી રાણી અરખાંમણી હતી. રાજાને દીઠીય ના ગમે. આ રાંણીને વારા પરમાણે મળવા જાય ખરો, પણ અંધારી રાતે જાય. અંધારામાં મળીને પાછો આવી જાય...'' ડોસા અટક્યા ને ખડખડાટ હસવા લાગ્યા : ''છોટા ! હાળો રાજા જેવો ઉડબંગ ! હેં અરખાંમણી રાંણી ગમતી જરાય નંઈ, પણ જતો ખરો મારો બેટો - અંધારી રાતે. બા ... કી અજવાળામાં એ રાંણીને જો જોઈ હોત એણે તો ... રૂપરૂપના અંબાર જેવી એ રાણી હતી. આખી બે હોના જેવી. ઝબકતી. મોરનાં પેંછાં જેવા એના લાંબા લાંબા એના વાળ. આ રાંણીની કૂખે દેવાંશી રાજકુંવર જનમ્યો. રાજા તો રાજીનો રેડ થઈ જ્યો. રાંણી તો વહાલામાં વહાલી થઈ પડી. પેલી છો રાંણીઓના પેટમાં તેલ રેડાયાં. મારી બેટીઓ છો-એ છો વા'લીઓ અતીયો તે અરખાંમણી થઈ ગઈઓ, આ છો રાંણીઓના દુ:ખનો પાર નંઈ. રાજાની ખુશીનો પાર નંઈ. હાતમી રાંણીના આનંદને ઓવારો નંઈ. પેલીઓ બળીને બાવટો થઈ ગઈઓ. પણ કરે તો શું

કરે ? ચેં કે ચૂં કરે તો રાજા બધીયોયને ઊભી-ને-ઊભી મુતરાવી દે. ચીરી જ નાંખે. એવો રાજાનો કડપ. એમના હૈડામાં હોળીના ભડકા ઊઠે, પણ ઉપર ઉપરથી ખુશાલી દેખાડે. મારી બેટીયો !

રાજકુંવર દા'ડે ના વધે એટલો રાતે વધે. રાતે ના વધે એટલો દા'ડે વધે. અજવાળિયાના ચંદરમાની જેમ. પેલીઓ છો રાંણીઓ હુકાતી જાય દા'ડે-દા'ડે અંધારિયાના ચાંદાની જેમ. રાજા આગર કોઈનું ચાલે કરે નંઈ. છોટિયા - હીરી હાંભળોસોને ? કે ઊંઘી જ્યાં ?''

છોટાએ હોંકારો ભણ્યો. ને હીરીએ કહ્યું : ''કો'કો' કાકા. અમે એક કાંને થઈને હાંભરીએ સીએ, બહુ હારી વારતા સે...'' હીરીના મોંઢા ઉપર ખુશી હસતી'તી ને છોટુ રાહતનો હાહ લેતો'તો. ડોસા તો બરાબરના ખીલ્યા. ખીલ્યે જ ગયા :

''- પસી તો એવું થયું : રાજા મરી ગયો. છો- એ-છો રાંણીઓ ભેગીઓ થઈ ગઈઓ, સંતલસ કરીને રાજકુંવર ને એની માને એકદંડિયા મહેલમાં પૂરી દીધા. રાજકુંવર મોટો થયો. એને દેશવટો દીધો. મા રડતી રડતી ક્યારે મરી ગઈ એની કોઈને ખબર પણ ના પડી. દેશવટો ભોગવતો રાજકુંવર જંગલમાં ગયો. મારતે ઘોડે. ઘોડો દોડાવ્યે રાખ્યો. વચાળે એક મોટું સરોવર આયુ. કુંવર ને ઘોડાને એવી તરહ લાગેલી કે ના પૂછો વાત. કુંવર હેઠે ઊતર્યો. ઘોડાને પાંણી પાયું. પોતે પાંણી પીધું. ધરાઈને બંને નાહ્યા. ધોયા. પછી વડના ઝાડ હેઠળ ઘોડાને બાંધીને રાજકુંવર પોતે જરા આડો થયો હુતો એવો ઊંઘી ગયો. ઘોડોય તેણ પગે આરામથી ઊભો ઊભો નિંદરમાં પડ્યો. આંમ-ને-આંમ ઘણો સમય વીત્યો. પસી એકાએક કુંવરની આંખ ઝબકીને ઊઘડી ગઈ. ઘોડો હણહણી ઊઠ્યો. કુંવરે જાગીને જોયું તો સામે એક ફકીરબાબા ઊભા છે ને મરક મરક હસી રહ્યા છે. રાજકુંવરે ફકીરને પ્રણામ કર્યા. ફકીરે કહ્યું : બચ્ચા ! મૈં તેરી સારી કહાની જાનતા હૂં. તું મહા ભાગ્યવાન હૈ, તેરા બડા નામ હોગા ઇસ દુનિયાંમે. તું એક કામ કરના....

રાજકુંવર તો ફકીરના કદમોમાં ઝૂકી પડ્યો સે. ફકીર બોલ્યે જાય સે. છોટા હાંભરે સેને ?''

છોટાએ હોંકારો ભણ્યો. હીરી સળવળી.

''આપ જો કહેંગે મેં કરુંગા.'' રાજકુંવરે ફકીરને સર્વ સમરપી દીધું. પસી પેલો તપેશરી બાવો ફકીર કહે. ફિકર મત કરના. મૈં બૈઠા હૂં. તેરા વાળ પણ વાકા નહીં થાય. બચ્ચા ! તેરા રાજપાટ પાછા મિલેગા-વાપસ. તું ઐસા કર. હવે અબ, ઓતરાદી દીશામાં આગળ બઢ. ઘોડે ચઢ ચલ ફત્તેહ કર. આગર જતાં બે રસ્તા આવશે. તું ડાબે રસ્તે ચડી જજે. જમણા ભણી જરાય જોતો કરતો નંઈ. ડાબો રસ્તો ખાડા ટેકરાવાળો સે. ડરના મત. સીધા ચાલ્યે જાના. સીધે સીધા હૈંડયે જાના. પાસા વળકે દેખના મત. આડા અવળ જોના નંઇ. મૂડકે દેખના મત. જો પાસું વારીને જોયું તો બધું કાંત્યું પેંજ્યું કપાહ થઇ જશે. (કાંત્યું પીંજ્યું કપાસ) તારો ફેરો પડશે. આગળ જતાં એક મોટો પહાડ આવશે. પહાડ ઉપર ચડી જાના. તેરા ઘોડાને વડના થડે બાંધના ફરતે કુડાળા કરના. ઉસકી રક્ષા હો જાયેગી. ફિર તું આગે બઢતે જાના. પાછું વરીને જોતો -કરતો નંઈ. ડાબે-જમણે દેખના નંઈ. પહાડ ઉપર એક બડા મહેલ આયેગા. વહાં મૈં તુઝે મિલુંગા. જા ફત્તેહ કર. તેરા ભલા હો.' કહીને એ બાવો. અંતરધાન થઈ જ્યો. કુંવરે આંખ્યો ચોંરી. ફકીર ગાયબ. રાજકુંવર તો હચાક ર'ઈ ગ્યો. (હચાક = આશ્ચર્યચકિત)

પસી, પસી તો પેલા બાવાના ક'યા પરમાંણે ફકીરબાવાના ક'યા પરમાંણે એ તો ઘોડે ચડીને ઊપડ્યો, રસતો કપાતો જાય સે, ઘોડો હહલાની જેમ (સસલાની જેમ) દોડ્યે જાય સે. બે રસતા આવે સે, એ તો ડાબે રસતે આગર-ને-આગર હેંડ્યો જાય સે, ઘોડાને માંઢે તો ફેંણ ફેંણ થઈ જ્યાં સે. ડાબે-જમણે દેખ્યા વના રાજકુંવર હહલા-હહલાની જેમ... નથી જોતો આમ કે નથી જોતો તેમ. બસ સીધે સીધો. પુરપાટ દોડ્યે જ જાય સે. આગર જતાં તાંબાના ટેકરા આયા. તાંબુ-જ-તાંબુ. બધા ટેકરા તાંબાના. કુંવર આગર વધે સે. તાંબાના રતુંબડા ટેકરા પાછર ર'ઈ જાય સે. આગર ચાંદીના ડુંગરો આયા. રાજકુંવર નજર પણ નાંખ્યા વના આગળ વધે સે. પસી તો હોનાના (સોનાના) પર્વતો દેખાયા. ઘોડો દોડ્યે જ ગયો. હોનાના પર્વતો/પાછર ર'ઈ જ્યા. હોનાના હોનાના વટાયા કુંવર આગર વધ્યે જાય સે. હીરામોતીના પર્વતોની હાર-ઉપર હારમાળા આવી ર'ઈ. હીરામોતી ઝગારા- ઉપર - ઝગારા મારે સે. પણ રાજકુંવરનો ઘોડો પોરો ખાધા વના ધપ્યે જાય સે. ઝડ્ ઝડ્ ઝડ્ દોડ્યે

જાય સે. છેવટે એક પહાડ આયો. જાણે ફૂલનો ઢગલો ફૂલો-જ-ફૂલો. આખો પહાડ ફૂલોનો સુગંધનો તો પાર નંઈ. રાજકુંવરનો બધો થાક ઊતરી જ્યો. ઘોડો મીઠી હણહણાટી કરતોકને ઊભો ર'યો, વડના ઝાડ હેઠળ. કુંવરે કુંડાળું કર્યું; ઘોડા ફરતે. પછી હાંમે જોયું તો : પેલા તપેશરી બાવા-ફકીર એના આનંદમાં મણા ન ર'ઈ. ફકીર કહે : બચ્ચા ! તુ આ ગયા ! મૈં તો સોચતા થા તુ ઉલઝ જાયેગા. લેકિન આ ગયા અચ્છા કિયા. અબ તેરા કોઈ કુછ બિગાડ નહી સકતા. તુ જીત ગયા. તુ ચાંદી-હોના-હીરે મોતીનાં લોભમાં ન પડા ઉસ તરફ આંખ ઉઠાવીને દેખા તક નંઈ. તુ બડા સમજદાર નીકલા. અકલવાલા. સોનેચાંદી... હીરેમોતીમેં ભટક ન ગયા તાંબેમેં અટક નંઈ પડા. બસ સીધેસીધા આહી ગયા. ભાગ્યવાન હૈ તુ. તુ હાચો રાજકુંવર છે. કાચા દાચા રેંગા નંઈ હૈ. તુજે તેરા રાજપાટ પાછા- વાપસ મિલ જાયગા જરૂર મલવાના. ઉસકે ઉપરાંત... એક રાજકુંવરી તેરી રાની બનેગી અબ ક્યા ચાહિયે ?

"છોટા ! હાંભરે સે કે ઊંગી જ્યો ?" ડોસા અટક્યા હતા. છોટો તો આશ્ચર્યમૂઢ બનીને જડવત્ બનીને બેઠો જ રહેલો. હીરી ચુપ ન રહી શકી. એ બોલી : "પસી, કાકા પસી ? કો'ને પસી ...."

"- પસી બાવો બોલ્યો : બચ્ચા ! અબ આગે બઢો. બઢતા જા. વો દિખતા હૈ ન ? પર્વત. વહાં એક બડા આલિશાન રાજમહેલ સે. તું વહાં જાના. મહેલમાં કઈ કમરે-ઓરડે હૈં. બતરીસમેં ઓરડે કે દ્વાર પર ટકોરા મારના. બારણા તરત ખુલ જાયેગા. આગે કા તુ જાતેપોતે સબ સમજ જવાના. અબ મૈં ચલતા હૂં મેરા કાંમ પૂરા થઈ જ્યા...

કુંવરે તો ક'યા પરમાંણે બધું કર્યું. બતરીમા બારણે ટકોરા દીધા ને બારણાં ફટાક કરતાંક ઊઘડી જ્યાં. જુએ સે તો હાંમે રૂપરૂપના અંબાર જેવી રાજકુંવરી ખડી સે. કાંઈ રૂપ કાંઈ રૂપ ! રાતા તાંબા જેવી દેહ, લાલ-લાલ ગોકળગાય જેવા હુંવાળા-હોઠ. ચળકતી ચાંદી જેવો ચહેરો, હોનેરી વાળ હીરા જેવી આંછ્યો, ને સુગંધીના ફૂવારા ઉરાડતા હાથ ઉપર હાડ ચાલે એના... હોઠ હસે તો દાડમની કળીઓ દેખાય. ચમક ચમકે રાજકુંવરી તો...

છોટા ! મારા દાદા કે'તા : હોના-ચાંદી ને હીરામોતી ભણી ના જોવું. તો

આવી રાજકુંવરી મળે કુંવરને રાજકુંવરી મળી. કુંવર એને પરણીને રાંણી બનાઈને આયો વાજતે-ગાજતે. રાજમાં આવતાં, પરજાએ હાંમૈયું કર્યું. ને ખાધું-પીધું ને રાજ કર્યું. હજાર વરસ હુથી રાજારાણી તપ્યાં પસી ભગવાંને બોલાવી લીધાં તારે પરભુના ધામમાં ગયાં.'' ડોસાએ વાત પૂરી કરી. હીરીને કહ્યું : હીરી, અવે જા. હુઈ જા. ને ભઈ છોટા, તુ ય જા. જા, ભઈ જા. હું તો મારે જાગતો સુ. આ પેંપરા હારે વાતો કર્યા કરીશ. એવડો એ નવરો સે - મારા જેવો. આખી રાત ખખડ ખખડ કરે સે ! જા, ભઈ જા. અંઈ તારું કશું કામ નથી. પેલુ આવશે આજે... તો જોવા જેવી કરીશ. એવું યે મને શું દોંયડાંથી બાંધીને લઈ જતુ'તુ ? અમે અમારી રીતે જઈશું. જવું અશે તારે. અમે તો અવે સેલ્લુ છાંણુ સેલ્લુ છોડિયું... અમે જાતે/પોતે અગનીમાં ઝંપલાવી પડીશું. જઈશું તો જાતે. એ છોને આવતું ને જતુ પાડે બેસીને. અંઈ કોને પડી સે એની. ખરે વખતે અમે જાતે જ ખરી પડીશું.'' આખો પીંપળો મંદ મંદ સર્ સર્ કરતો હસી રહ્યો.

૩૦ : ૧૯૮૯, જુલાઈ

ફેકાવટી

## લાઈટપૉલ / અલગારી

શેરીમાં પ્રથમ વાર વીજળીનો થાંભલો ઊભો થયો ને દીવાની આંખે શેરીને જોવા લાગ્યો ત્યારે એની દૃષ્ટિમાં અચરજ તો હશે જ. એ માણસ નહીં એટલે હું વળી આવી શેરીમાં, આવા લોક વચ્ચે ક્યાં આવી પડ્યો ! ને વળી આખી જિંદગી અહીં જ અંગદનો ટાંટિયો થઈને ખોડાઈ રહેવાનું એવો અફસોસ એને નહીં થયો હોય. માણસની દૃષ્ટિ ન મળ્યાના ઉલ્લાસે જ એ કંઈ વધારે ઝગતો હશે. પ્રથમ દર્શનનું આશ્ચર્ય કે આંચકો માણસને હોય, પણ દીવાને શું ? આખી શેરીમાં ખડી ચોકીમાં સરખા અંતરે ઊભા રહ્યા, તે બસ ઊભા રહ્યા.

અમારી બાળકની આંખે તો શેરીમાં યુરોપિયનો કાયમી રહેવા આવ્યા એવું અચરજ. અમે તો ઘાસલેટિયા દીવાના ફાનસને ઊભેલા જોયેલા તે અમારામાંના જ હોય એવા લાગે. એ કોઈ દિવસ રોફ ન મારે. અમે મળ્યું તે જીવતર જીવી નાખતા હતા તેમ એ પણ જીવ્યે જતા હતા, પણ રોફીલા યુરોપિયન સાહેબ જેવા, લોખંડી થાંભલા પર વીજળીના દીવા આવ્યા એટલે એ જેવા અડધું પડધું જીવતા હતાં એમ ચુપચાપ ચાલ્યા ગયા. કોઈ એમાંથી રાતે ગ્યાસતેલ કાઢી લાવતું હશે તેને વિદાયનું દુઃખ થયું હશે. એ ઘાસલેટિયા શેરી દીવા ગયા એટલે ખભે સીડી અને ગ્યાસતેલ લઈને સાંજવેળા આવતો એ સુધરાઈનો માણસ પણ પછી દેખાયો નહીં. ઘરમાં સાંજે ચીમની ફાનસ સળગે એમ બહાર ગ્યાસતેલનું ફાનસ બળે. અંદર બહારની કોઈ જુદાઈ નહોતી, પણ એ ગયો ને વીજળીનો દીવો આવ્યો ને અંદર બહારની જુદાઈ

આવી ગઈ. નવું નવું અજવાળું એટલે શરૂ શરૂમાં તો રાતેય છોકરાને રમવાનું શૂર ચઢેલું. દીવાએ પોતાને માટે તેમ બીજાઓ માટે પણ મૌનવ્રત રાખેલું એટલે એ શું બોલે. રાતે અગરપટાની રમત શરૂ થઈ. તો દીવા પાછળનાં અને સામેનાં ઘરોના ઓટલે રાતે બરાબરની બેઠક શરૂ થઈ. પાન, બીડી અને હુક્કાની વસ્તી થઈ. બીડીના સળગતા ચાંદલા આછા અંધારામાં દેખાય, હુક્કાના દેવતા જેવા ઝળહળ થાય, દમ મારવામાં આવે ત્યારે ઊજળું હસે તે દેખાઈ આવતું પણ વીજળીના અજવાળામાં એ લાલ ચાંદલા અને હસી ઊઠતા દેવતા જરા ઝાંખા પડી ગયા. જાણે વીજળીના પ્રકાશના રોફના દાબમાં એ આવી ગયા જેવું લાગે. ઉનાળુ રાતે બે કલાકની ફિલ્મ જાણે લાંબી સિરિયલ થઈ જાય પણ દેશી, અંગ્રેજી નહી. (વીજળીના અજવાળામાં એ લાલ ચાંદલા અને હસી ઊઠતા દેવતા જરા ઝાંખા પડી ગયા. જાણે વીજળીના પ્રકાશના રોફના દાબમાં એ આવી ગયા જેવું લાગે. ઉનાળુ રાતે બે કલાકની ફિલ્મ જાણે લાંબી સિરિયલ થઈ જાય પણ દેશી, અંગ્રેજી નહીં.) વીજળીના દીવા આવ્યા એટલે રાતે મોડા આવનારા પણ વધ્યા અને સિનેમાના છેલ્લા શોમાં જનારા પણ વધ્યા. ઘાસલેટિયા દીવાના થંભને મલખંભ બનાવવાના અમારા અધૂરાં સાહસો પૂરાં કરાવવા માટે જ જાણે ઊંચો ઈલેક્ટ્રિક થાંભલો આવ્યો હશે, પણ વીજળીના થાંભલે કંઈ ચઢાય ? ક્યાંક વીજળીનો ઝાટકો લાગે તો ? વીજળી જાણે તલવારિયા રજપૂત જેવી, એ ઝાટકા જ મારે ! હાથમાં પથ્થર લઈને એના લોખંડના થાંભલાને વગાડ્યા વિના રહેવાય નહીં. એ થાંભલાને કાન માંડી ઉપરના તારમાંથી વીજળી પસાર થાય એનો પગરવ સાંભળવા થાંભલે કાન માંડેલા, પણ એનો પગરવ દિવ્ય એટલે શી રીતે કાને પડે ? અમારામાં કોઈ એવો ભણેસરી નહીં કે રાતે થાંભલા નીચે બેસીને વાંચે. હા, પૂઠા પર બાજી ચીતરી હોય તે લઈને ત્યાં રમવા બેસાય.

એ વીજળી દીવા આવ્યા તે પછી આવેલું પહેલું ચન્દ્રગ્રહણ ઐતિહાસિક બની ગયું. ગ્રહણદાન કરવા માટે શેરીના કેટલાંયે ઘરોના ઓટલે જુવારનાં ઠામ અને જૂનાં કપડાં અને ત્રાંબિયા લઈને અગાઉ ક્યારેય નહીં એટલા લોકો બેઠા. અને ગ્રહણદાન લેનારા પણ લાઈનબંધ દોડતા દોડતા આવ્યે ગયા. આ લોકો દોડતા શા માટે હશે એ છોકરાઓને શું સમજાય ? ઝટ ઓટલા

પાસે આવે, ને મળે તે લઈ ઝટ આગળ જાય. હવે સમજાય છે કે વધારે ઘર, વધારે શેરી ફરે એટલું વધારે મળે ને ! છોકરાઓ હઠ કરીને બહાર બેઠેલા. અલ્યાઓ ટાઢા પાણીએ આખા શરીરે, માથાબોળ ન્હાવું પડશે તે પણ રસ્તા પર એવી ચેતવણી મળેલી અને તે થરથરતા શરીરે ન્હાયા ત્યારે સાચીયે પડેલી પણ તે પહેલાં અગરપટો રમીને શરીરમાં ખાસ્સી ગરમી ઉત્પન્ન કરી લીધેલી. એ ચન્દ્રગ્રહણ યાદ રહી ગયું. વીજળી દીવાની લાઈટ પોતાના અજવાળામાં ઝંખવાય નહીં એ માટે ચન્દ્રે ગ્રહણ ઓઢી લીધેલું !

પણ વીજળીના દીવા આવ્યા ત્યારે અમારા જેવા કૌતુકિયાએ એક અચરજ ખોયું. ત્યારે વરઘોડા રાતે જ નીકળે. રાત્રે દસ વાગ્યે પણ દૂરની શેરીમાં વાજાં વાગતા સંભળાય. લોકો માગસરમાં કદાચ એટલા માટે લગન લેતા હશે કે શિયાળાની ઠંડીમાં વાજાના સૂર અને પડઘમના પડઘા દૂર દૂર સંભળાય ! પહેલાં રાતે વરઘોડે સસડતી (કિટસન લાઈટ પ્રાઈમસ કરતાં ઓછી સસડે) કિટસન લાઈટોની હારમાળા સાથે આવે અને ‘ગોરી ધીરે ચલો, ગગરિયા છલક ન જાય !’ એવી મંથર ચાલે ચાલે. એ થોભવા માટે ચાલે છે કે ચાલવા માટે થોભે છે તે જ સમજાય નહીં ! વાજાં સંભળાય એટલે ઘરોના ઓટલે ઓટલે દર્શનાર્થીઓ ઉભરાય. હવેલી જુએ તો ત્યાં થોભીને વાજાંવાળા ગળા અને ગાલ ફુલાવી જોરશોરથી વાજાં વગાડે. વરઘોડો ધીમી ગતિએ એટલે વરઘોડાગતિએ (અશ્વગતિ, ગજગતિ તેમ વરઘોડાગતિ !) મલકતો ઠનકતો આગળ વધે. કિટસન લાઈટ પાસે આવે એટલે આપણા ચહેરા રોશનીથી ઝગી ઊઠે પણ આગળ જાય કે કાળા ધબ્બ ! મોટી વયે કાલિદાસની દીપશિખાની ઉપમા જાણી એ પહેલાં તો અમે માણી ચૂક્યા હતા. અમારી આગળ હાર લઈને કોઈ રાજકુંવરીના બદલે ક્ષણિક કિટસન લાઈટવાળો ઊભો રહેતો એટલો ફેર. પણ કોઈ જુએ તો અંધારે અમારા ચહેરા ખિલખિલ જોઈ શકે. પેલો એક રાણી પરણવા વર થઈને રાજા જાય છે તે પણ પરણીને પાછો જ ફરવાનો. વીજળી દીવો અમારા ઘર સામે જ એટલે તે આવ્યા પછી તેના અજવાળામાં વરઘોડાની કિટસન લાઈટો પસાર તો થાય પણ દીપશિખાની ઉપમા રિન્યૂ ન થાય. ‘તેજમાં તેજ ભળી ગયું’ એવી શોકાંજલિ તો છાપું વાંચતા થયા ત્યારે વાંચવા મળેલી, પણ તે પહેલાં અમે વીજળીના

તેજમાં વરઘોડાની કિટસન લાઈટના અજવાળાને ભળી જતું જોયેલું તે દીપશિખા- ઉપમાની શોકાંજલિ પોતે જ ઝીલેલી !

રાત્રે શેરીમાં જમણની પંગત બેસાડનારને થોડીક કિટસન લાઈટનો ખર્ચ એ વીજળીદીવાને કારણે જ ઘટેલો. મધરાતની ટ્રેનમાં જનારાયે શેરીમાં લાઈટ આવતા વધ્યા અને મધરાતની ટ્રેનમાં પાછા ફરનારાયે વધ્યા. એક ઊજળું પરિવર્તન કેવાં ઊજળાં પરિણામો આણે છે એ નજરે જોયું, પણ શિક્ષક નહીં એટલે એવો મંગલમય સારગ્રાહી બોધ કોને આપીએ ?

રાત્રે અહીંતહીં રસ્તે પડેલા કાગળનો ચારો ચરવા કોઈ પરિવ્રાજક ગધેડું આવે તો વીજળીના થાંભલા સાથે શરીર ઘસ્યા વિના રહે નહીં. બકરા એ વિધિ દિવસે કરે, પણ લીસા થાંભલે ડિલ ઘસવાથી ચળ ઘટે કે વધે ? લોકલાજે અમે એ જાણવાનો જાતપ્રયોગ કરેલો નહીં.

તે કાળે તો પીઠામાંથી દારૂડિયા પણ અભિસારે નીકળે. એમને લથડતા આવતા જોવા એ પણ એક 'દર્શન' કહી શકાય. શરીર લથડે અને જીભ ન લથડે તો સંવાદ ન રચાય એટલે એ લથડતા અને બબડતા આવે પણ બત્તીના થાંભલે પહોંચે એટલે અચૂક થોભે, ઉપર દીવા સામે જુએ, પછી મોનોલોગ બોલે છે કે સંબોધન કરે છે તે સમજાય નહીં. પણ દીવા સાથે આંખ મેળવ્યા પછી એમને આસપાસનું બધું તેજોમય અને લીલામય લાગે. હોય ત્યાં જ આગળ-પાછળ થયા કરે. જાતે જ માર્ગદર્શક થઈ એમનો હાથ પકડી આગળ કરવા પડે. એ જાગૃત પુરુષ હાથ ઝટકી નાખે તો વાંધો નહીં, એમાં અપમાન ને બદલે પ્રસન્નતાની અનુભૂતિ થાય પણ આગળ કર્યા પછી પણ એના માર્ગમાં વીજળીનો દીવો આવશે, પછી શું ? રામભરોસે ! રામ પર ભરોસો રાખનાર પણ કેવા ભગત હોય છે ! વીજળીનો દીવો પોતાના જ પ્રકાશમાં ખુલ્લો પડી જાય છે. એ પ્રકાશ રેલાવતો નથી પણ જડી દે છે. એનું ચરિત્ર મોંફટ માણસ જેવું છે. પ્રકાશ પથરાય એનું એક સૌંદર્ય હોય છે, પણ પ્રકાશ ચડાઈ જાય અને વળી જડબેસલાક, જરાય હાલેચાલે નહીં, ઝબકે અને અછવાય નહીં ત્યારે એ જડ અનુભવાય છે. એનો સાફી ભાવ જાણે છાપેલો હોય છે ! ઓછું-વત્તું કરવાનો માનવસ્વભાવ નહીં. યુરોપિયન આવ્યો એવું કહ્યું ત્યારે પ્રભાવ બોલ્યો હતો. હવે તો વીજળીદીવાનું વ્યસન પડી ગયું

છે, પણ કેફ વગરનું. એની ગેરહાજરી નથી. વ્યસન નામે જીવ સાથે જ જાય એવો એનો વળગાડ હોય છે. વીજળીદીવા આવ્યા પછી વિહારી ગાયને શેરીમાં રાતવાસો કરવાનું ગમવા લાગ્યું. તેમાંયે શેરીમાં ઘર બંધાતું હોય કે સમારકામ થતું હોય અને આંગણે કાળી રેતીનો ખાસ્સો ઢગલો પડ્યો હોય તો ગાયમાતા તેના પર જ શરીર આડું કરે. રેતીની ટાઢક એને રાતભર સાતા આપે. એરકન્ડીશન બંધ ઓરડામાં જ હોય એ માણસનું અર્ધજ્ઞાન છે. એ રાતે ખુલ્લામાં રેતી પર જાડી પછેડી પાથરી શરીર લંબાવે ઉનાળાની રાતે તો દેવોને દુર્લભ એવી શાંતિદાયક રાહત અનુભવે.

ગ્લોબનુંયે આયુષ્ય હોય છે. એ પોતામાં રહીને પાંખ વગર ઊડી જાય! સળગતો તાર અલગ થવાથી લાઈટ ન થતી હોય તો થાંભલે બાઝી હલાવીએ અને હાલવાથી ગ્લોબનો છૂટો તાર જોડાઈ જાય ત્યારે શિવાજી મહારાજે કોઈ ગઢ, કિલ્લો જીત્યો હોય એવા ઉલ્લાસે હર હર મહાદેવને બદલે હુ ર્ રે .... હુ ર્ રે... કરી શેરી ગજાવીએ. કોણ જાણે મોટી વયે કલ્પક બુદ્ધિનો લોભ થયો છે કે, ડાહ્યાડમરાનો શાપ લાગ્યો છે કે શું એવા વિજયોત્સવની તક ઝડપી શકાતી નથી એની ખોટ સાલ્યા કરે છે.

ભાડાના નવા ઘર પાસે જ વીજળીનો થાંભલો એટલે પરણેલા છતાં ઓટલે પથારી રાખી દિવસોના દિવસોની મધરાત સુધી શરદબાબુ, ર.વ.દેસાઈ, મુનશી, મેઘાણીનાં પુસ્તકો વાંચ્યા કર્યા. વાંચનારી એ આંખ ક્યારનીયે ખોવાઈ ગઈ છે. લ્યો, આ કોઈ ફોન કરવા આવ્યું છે, વીજળી કંપની પર કે આ શેરીના પોલનંબર આટલાની લાઈટ ઑફ થઈ ગઈ છે...

નજીકમાં ધૂળિયું, ખોદાયેલી માટીનું વિશાળ મેદાન. મારો ઓરડો ગોમુખો, સિંહમુખો નહીં પણ ધૂળમુખો છે ! વળી એને પાછલું બારણું એટલે પ્રકાશ, ધૂળ, ચકલી અને ચોર જ ઓરડે આવી શકે ! ધૂળને દોડવાનું, ક્યાંક મહેમાન થવાનું મન થયું અને ઝંઝાવાત આવ્યો ! મારે પણ એક ઘર હોય એવી ઇચ્છા સરનામા વગરના માણસને થાય તો ખુલ્લા મેદાનમાં રહેતી ધૂળને કેમ ન થાય ! આમ તો એ દોડતી દોડતી ચાલી જવા માટે બ્હાવરી બ્હાવરી નીકળી હોય પણ ઉનાળુ તાપને કારણે અડધું ડિલ ખુલ્લું એટલે વાંસે ને માથે બેસી જાય. ધૂળના પ્રમાણ જેટલી ખુલ્લા ડિલની પાત્રતા નહીં, એટલે બાકીની આગળ નીકળી જાય ને થોડી ઘણી ઓરડામાં બેઠક જમાવે ! 'પગલીનો પાડનાર દ્યોને રન્નાદે !' એવી પ્રાર્થના તો હું જન્મ્યો તે પહેલાં થઈ હશે પણ મેં આ ઉંમરે ઓરડે ધૂળમાં પગલાં પાડ્યાં. પેલા કવિશ્રી કહે છે : 'ધૂળિયે મારગ હાલ !' પણ આ તો ધૂળ પોતે જ હાલે ને સૌને માટે ધૂળિયો મારગ બનાવે અને ધૂળ પોતે જ જોમભેર આગળ ને આગળ હાલતી પણ જાય. મહેમાન પણ થાય અને આગળ પણ જાય – માણસ એવો સદ્‌ભાગી નહીં, મહેમાન થાય તો યજમાનના ઘરમાં રહીને એ ઘરની બહાર પણ જઈ શકે નહીં ! પવન હાલ્યો જાય તોયે તે ઓરડે મહેમાન હોવાનું પણ અનુભવાય. એ તો પરબારો હુ હુ હુ હુ... કરતો હાલ્યો જાય – એને તો બારણું અને બારી શું, વેન્ટીલેશન પણ મારગ ! એને રાષ્ટ્રીયતા વળગી છે કે નહીં, તે હું જાણતો નથી એટલે નેશનલ હાઇ-વેનું નામ લેતો નથી.

આ વખતે તો પવન આકળો, અધીરો થઈને ઉઘરાણીએ નીકળ્યો હોય એવું લાગ્યું. બેલીફ હાથે ચઢે તે જપ્ત કરે એમ ધૂળ, કચરો, એણે પોતે ખેરવેલાં પાંદડાં ઉઘરાવતો આગળ જાય અને માર્ગમાં મોકળા મને દાન કરતો જાય. ઓરડો સંયુક્ત કુટુંબ જેવો ભર્યો ભર્યો લાગે. પણ પેલા સંત કહી ગયા છે કે નાવમાં પાણી ભરાય ત્યારે 'દોનો હાથ ઉલેચીએ, યહી સયાનો કામ'– એમ અડધો ઉપદેશ સ્વીકારી એક હાથમાં ઝાડુ લઈને ભર્યું ભર્યું હોય તે ઉલેચ્યું !

આમ તો હાથમાં ઝાડુ લેવાનું જ નહીં, બારણાં બંધ કરી ઝાડુ લઈને થેઈ

થેઈ નાચવાનું ગમે ! માતાના નોરતાના દિવસો આવે ત્યારે માંડવીના જંગલના આદિવાસી ચેરૈયા એમના ભાતીગળ વેશે અને આદિમ આવેગે ગરબા ગાવા, નાચવા, કૂદવા, ઘૂમવા માટે ગાતાં ગાતાં શહેરમાં આવે. ગરબો મંડે. ગરબાના કુંડાળાની વચમાં ગરબો ગવડાવનાર હાથમાં મોરપિચ્છ - ઝાડુ લઈને નાચે, પીંછીને ઠેકા ને ઠમકા મારે એ એટલું બધું રોચક રોમઉત્તેજક કે ઓરડામાં બંધ બારણે મોરપિચ્છને બદલે ઝાડુ-પીંછી લઈને ઓરડાની વચ્ચોવચ નાચવાનો આદિમ ઉમળકો થાય. પણ તેને બદલે ધૂળને પ્રગતિશીલ બનાવવા ફર્શ પર માથે હાથ ફેરવતો હોઉં એમ ઝાડુથી ધૂળને પસવારીને આગળ લઈ જાઉં તોયે પવન તાજી ધૂળ મૂકતો મોકળા મને દાન કરતો વહે જ જાય.

પવન એ બીજો ઈશ્વર છે – એ દેખાતો નથી પણ અનુભવાય છે. પવનનું શરીર ન દેખાય પણ એનાં અદૃશ્ય પગલાં દેખાય ! ખેતરના ઊભા લીલાછમ મોલ પરથી પસાર થાય છે ત્યારે મોલ પવનના પગ પડતાં નમે છે અને આગળ જાય એટલે ફરી ટટાર થઈ જાય છે. એનાં આગળ પડતાં પગલાં નીચા, ઊંચા થતા મોલમાં દેખાય. લીલું ખેતર જાણે સરોવર પણ હોય છે, મોલને નમાવતો, ઉન્નત થવા માટે આગળ જતા પવનને પાણીનાં મોજાં જેવા પગ હોય છે. મોજાંને તો માત્ર હાથ હોય છે, એ હાથ મારી કિનારે પહોંચીને ફસડાઈ પડીને ફીણ ફીણ થઈ જાય છે...

પાગલ પવન મેદાનની ધૂળ માત્ર ઉસેટતો નહોતો, એ એના માર્ગમાં વળી પાથરતોય જતો હતો. મને તો હજી બ્રહ્મમય જગત દેખાયું નથી, પણ ધૂળમય ઓરડો તો જોયો ! મેદાનની ધૂળ ઉસેટી જાય છે તેમ મારા ઓરડે એણે જ પાથરેલી ધૂળ એ કેમ ઉસેટી જતો નથી ? પવન એના પ્રચંડ શોરમાં મારો પ્રશ્ન સાંભળવા ક્યાં નવરો કે ફુરસદિયો હતો ? એ તો જાણે દીવાળીના મુહૂર્તના સોદા પતાવવા નીકળ્યો હતો. નામ ટિપૉય પણ લંબચોરસ ! આમેય હું ક્યાં 'રતિ'નો લાલ છું અને ક્યાં મારું રતિભર વજન છે ? આ નામ સાળું સાપની છૂટી પડેલી કાંચળી જેવું છે, પણ માણસ ક્યાં સાપ જેવો સદ્‌ભાગી અને સ્વાવલમ્બી છે કે સાપ કાંચળી દૂર કરે એમ નામને પોતાથી દૂર કરે !

લંબચોરસ ટિપૉય પર, એની સનમાયકાની લીસી સપાટી પર ધૂળ એવી પથરાઈ ગઈ કે એ ધૂળિયા નિશાળની પાટી બની ગઈ. આંગળીના ટેરવે ચળ

ઊપડી. મૂળે જ એ આદિમ. કોઈ રમણીના રમણીય બેલને સ્પર્શે એવી રંગદર્શી શાલીનતાથી એ જોજનો છેટું. એટલે તક મળી ત્યારે ટિપૉયની ધૂળિયા પાટી પર આંગળીના ટેરવાએ નક્કર નહીં, પોલું મીંડું પાડ્યું. પણ શૂન્યને વળી આકાર હોય ! વહેતા પવને ઝાપટ મારી એને ચે'રી નાખ્યું. જો કે એ પહેલાં એણે મને ઝાપટ મારી હતી - કારણ કે ખોટું કામ કરનાર હું હતો. પવન ક્યારેક જૂની પેઢીના પ્રભાવશાળી વડીલ જેવો પણ હોય છે ! એ પવન કોઈ ગોત્રના માનપત્રીય કે સાંસ્કૃતિક નશામાં રહેવા દે એવો ન હતો. બહાર વૃક્ષો, આજના ધંધાદારી ભુવાની જેમ નહીં, આદિમ ભુવાની જેમ ધૂણતાં હતાં. ઘડીક લાગે કે આ આસોપાલવ હડી કાઢતો આગળ ચાલ્યો જશે કે શું ! પણ એય મુત્સદ્દીની જેમ આગળ જવાનો ડોળ કરે, નમે, ઝૂકે, પણ આગળ જાય નહીં. નમે તે ભગવાનને ગમે પણ અમે તો નકરાં માણસ. આ આસોપાલવ સ્વસ્થ ભગતની જેમ નમેલો છે પણ ઘેલા ભગતની જેમ દંડવત્ પ્રણામ કરે તો...! નાનપણમાં ડોસી ગણિતના અધ્યાપકની જેમ પૂછતી : કેટલી વીસે સો થાય છે ? હું છોભીલો પડી જતો. આ આસોપાલવ કેટલા મહિને પગભરં થયો ! ચાલો, આપણે નહીં તો આસોપાલવ તો પગભર થયો એવું આશ્વાસન હતું પણ ભૂરાંટો થયેલો પવન એને ઘેલો ભગત બનાવીને દંડવત્ પ્રણામ કરાવે તો ? વૃક્ષને પગભર થયા પછી જીવનભર પગભર જ રહેવું પડે છે.

હવે ધૂળની રમત જોવાનું ચોઘડિયું વીતી ગયું હતું. મીરાં કહે છે : ':બ તો બાત ફૈલ ગઈ' તેમ સહુ જાણી ગયા - આ પવન નથી, વાવાઝોડું . હવે ઘરમાં ધૂળ શું, પવને પાંખ આપી હોય તે બધું જ ઘરમાં ઊડતું આવે ! બહાર, રવેશમાં રાખેલો ડબ્બો કદાચ રક્ષણ શોધવા માટે ઓરડામાં આવ્યો, ખરેલાં પાંદડાં, ડાળખી ને કંઈ કંઈ આવ્યું. ઝાડની ટોચ બારણા તરફ વળીને પૂછતી હતી : આવું કે ? મીરાં નસીબદાર કે એણે 'સૂણી હરિ આવનકી આવાઝ ?' પણ અમે તો ડબ્બા-આવનકી આવાઝ સૂણી ! ભીંતે કેલેન્ડર ટાંગેલું નહીં એટલે એ ફફડ્યું નહીં. પવન મને દોડવાના

ઉત્સાહમાં પાંખ આપવાનું ભૂલી ગયો એટલે હું ઊડ્યો નહીં...

શિષ્યા સંગીત શીખે છે, ગાય છે : 'પવન કરે શોર !' ઉસ્તાદ ઘાંટો પાડે છે, 'બાબા, શોર નહીં, સોર ! પવન કરે સોર !' પણ અમે એ ઉસ્તાદની ભૂલ પણ સુધારી : 'બાબા ! શોર નહીં, જોર ! પવન કરે જોર !' અને પવને એવું તો જોર કર્યું કે, મારું 'અનિલ' તખલ્લુસ પણ ઊડી જશે અને ક્યાં જઈને પટકાશે તે હું જાણી શકવાનો નથી !

ધૂળ એ ધૂળ જ રહી, બધા સૂસવાટા સૂકા જ રહ્યા... સૂકા સ્વભાવના માણસમાં વાવાઝોડા જેવું જોર હોય છે, ભીનપ હોય તો એ જોર લચીલું બને... સૂકું જોર કલાકો સુધી સ્ટેશન નહીં કરતી એક્સપ્રેસ ટ્રેન જેવું એકધારું ચાલ્યું. પવન મારગે જાય નહીં, દોડે અને ધૂળિયો મારગ રચતો જાય અને પોતે જ જાય. માણસ એની જુગલબંધી કરવા જાય પ્રથમ નૃત્યની અંગભંગી અને અંગમરોડો તો પામે પણ એને જોનાર પણ માર્ગેથી હટી જાય. લહરને મોજાં થવાનું મન થયું ત્યારે વૃક્ષો હીઝરાયેલાં ન હતાં, અતિહર્ષથી કદાચ હચમચી ગયાં હતાં. હજી એક દિશામાં તાણ અનુભવતા હતાં.

પવન ભીનો ન હતો એટલે પવનની ચરણરજ(રજોટી) ધોવાં ત્રણેક વાર સ્નાન કર્યું એનું પુણ્ય પણ એના ખાતે જ જમા થયું હશે ! ચોપડાં અને બિછાનાંઓએ તો કશો ગુનો કર્યો નહોતો તોયે પૂરા શૂરાતનથી એમને ઝાપટ્યાં... પાંસઠ વર્ષ પૂર્વેના અમારા બીજા વર્ગના પહેલવાન સોટીદાર કાલિદાસ માસ્તરે જાણે પરકાયાપ્રવેશ કર્યો... આદિશંકરાચાર્યની એ સિદ્ધિ હજી ખંડિત થઈ નથી... સુધારકના આવેશ અને જુસ્સામાં સાવરણી લઈને સુધારો કર્યો. એક વાર તો શરીર પરનાં કપડાં પર વળગેલી ધૂળ કાઢવા એના પર પણ ફેરવી. અમારા માથામાં હજી ધોળા વાળની બે તૃતીયાંશ બહુમતી નથી, એથી માથામાં ધૂળ પડી તોયે અમને કશો ક્ષોભ ન થયો, ન કોઈએ અમને ઇલકાબની નવાજેશ કરી. અંતર હજી ગાયા કરે છે : 'બાબા ! શોર નહીં જોર ! પવન કરે જોર...

(જૂન, ૧૯૯૮ના વાવાઝોડાની સ્મૃતિમાં)

# સમાચાર

- સમગ્ર કાશ્મીર પ્રદેશમાં અરાજકતા સર્જવા પાકિસ્તાનનાં ઉગ્રવાદી જૂથોએ પડકાર ફેંક્યો છે.
- પાકિસ્તાનના ભૂતપૂર્વ વડા જનરલ મિર્ઝા બેગે પાકિસ્તાનના વડાપ્રધાન નવાઝ શરીફની આકરી ટીકા કરી છે અને જણાવ્યું છે કે શરીફે લશ્કરને હોળીનું નાળિયેર બનાવ્યું છે.
- લોકસભાની ચૂંટણીઓની જાહેરાત થતાંવેંત રાજકીય પક્ષોએ નવાં સમીકરણો માંડ્યાં છે.
- લોકસભાની ચૂંટણી માટે સોનિયા ગાંધી અને જયલલિતા વચ્ચે સંધિ થઈ છે.
- દ્રાસ અને બટાલિક ક્ષેત્રમાં અંકુશ રેખાની લગોલગ ભારતીય લશ્કર પહોંચી ગયું છે.
- ચૂંટણી પંચના નિયામકે આચારસંહિતાનો અમલ કરવા રાજ્યોને અને રાજકીય પક્ષોને અપીલ કરી છે.
- જાંબુ, કારેલાં અને રીંગણાં ડાયાબીટીસ મટાડે છે એટલા માટે એક અમેરિકન કંપનીને આ ત્રણેના પેટન્ટ આપવામાં આવ્યાં છે.
- સરહદે શાંતિ સ્થપાવાને કારણે શેરબજાર તેજીમાં આવી ગયું છે.



# કંકાવટી

ઓગસ્ટ, ૧૯૯૯

અંજુમ વાલોડી
પ્રાણજીવન મહેતા
ઉર્વશી પંડ્યા
ભાલચંદ્ર નેમાડે
રતિલાલ 'અનિલ'
ગેબ્રિયલ માર્ક્વેઝ
અવનીશ ભટ્ટ
સનત ભટ્ટ

## બે કાવ્યો / પ્રાણજીવન મહેતા

### દુહા : જડ-જીવણના

લે અવ ખાલી ખાંડણી માંહે માથું ખાંડ
છેડી તાર સબૂરના જાત મથામણ છાંડ.

વય-વિતક કથા-વારતા સાંભળતું ભૈ કોણ ?
ગતભવ ખોદી વીરડી (તે) જળ ખળભળતું ઓણ.

અરધ-પરધ પત બાંધવા ખોલ પછેડી છેડ
પાકટ પીડા પોંખવા (જો) વાંકી વળતી કેડ.

જાતક તો યાચક ભયો (ને) જાત ભઈ ભેંકાર
રગરગ ચાંપી શગ કરી (તો) ઓગળતો એંકાર

બળતી શગ પિંડશી પરગટ થ્યો પરકાશ
પાંપણ તોડી ને પરખ (તું) પેખ જરી આ-ભાસ.

કાગળ-બાગળ કોતરી કીધ કલમને વાત
વય સમ વાઢી આંગળાં (લંય) લલિત લખું આઘાત.

પીપળ વડને થાબડું (જે) સંઘરે ભૂત પલીત
આ જીવણ તો જડ સમો (ને) વડ ટેટે પાણ* ચલિત.

---

* સંદર્ભ : કવિનામ

# ભવિષ્યકથન

પંડ-છાયા પાથરી બેઠેલો વૃક્ષ-જ્યોતિષ
પિંજર-સ્થ ચકલીને
કાળ-મગ્ન જોઈ રહ્યો હતો.

વૃક્ષડાળેથી કાળ/કાલ-પર્ણ
સરી/ખરી હેઠ ઢગઢગલો થયાં;
તો ય ન પળ પામી શકાઈ.
ન તો વિ-પળ માપી શકાઈ.

ખેર, મેં તો પલાંઠ વાળી પૂછ્યું :
'મા'રાજ, આ ચકલીનું ભવિષ્ય ભાખો.'
ઉત્તર મળ્યો :
'એનું ભવિષ્ય તે
પેલી ડાળ પરની ગઈકાલ
પેલા વૃક્ષ પરની સુક્કી ખાલ તે તેનું ભવિત.
એની ચાંચે ફરે તે અતીત - બધું વ્યતીત.
એનો વર્ત તે આ બંધ પિંજર
ને પિંજરસ્થ પડી બંધ પડીકી.'

ધ્યાનસ્થ બધું સુણી રહ્યો સૂનમૂન.
મા'રાજ કશું આગળ વધ્યા :
'તમ જેવું કો શ્રદ્ધાળુ સામે બેસે

તો એનો વર્ત-ભવિત જરી પિંજર-પાર
બાકી તો એનું બધુંય
ભૂત-ભવિત-વર્ત પિંજર ભીતર-ભીતર
ઇતર-તીતર / અંદર-બહાર.'
ચૂપ ચૂપ બેસી અન્યમનસ્ક તાકી રહ્યો પિંજર.
પિંજર-સ્થ ચકલી.
ચૂપચાપ પેખી જોતિષ બોલ્યા :
'તમારું ભાવિ નથી જાણવું ?'
ઉત્તરની રાહ જોતા જોતિષ ઝોલે ચડ્યા.
પિંજર પુરાયેલ ચકલીને પૂછવાનું પળવાર મન થયું :
- આ જોતિષનું ભવિષ તું જાણે ખરી ? -
જોઉં તો ચકલી બંધ આંખે અંધ પડીકી પેખી રહી.

બે કાવ્યો / ભાલચંદ્ર નેમાડે
*અનુવાદ : ઉર્વશી પંડ્યા*

## કેવી તે રંગોળી ચીતરો છો

કેવી તે રંગોળી ચીતરો છો તમે ખોરડા માંહ્યલી વ્યથાની ?
કેવી તે રીતે છંટકારો છો ગાર મારા આંગણાનો
ખૂણે ખૂણો ઝગમગી ઊઠે એમ ?[1]
કેવી તે રીતે શણગારો છો તુળસી વૃંદાવનો ક્યારો દેખા દેતી બાજુથી
બપોરના સુકાયેલા કૂણા નખથી ચૂંટી માંજરો
રોજ નવા હાથ પર કરેલી કપાસની વાટ પેટાવો છો.

મારા પાતાલગૃહનો અંધાર આરાધનારી
દેવગૃહના દાયજાની દીવડી
અંદર-બહાર જતાં-આવતાં તમે કેવીક તે ગણગણો છો
આરતી -
અગમ શબદના સૂરોની વેણીમાં અર્થ ગૂંથી લઈને ?
- તે અર્થ હું ફંફોસી જોઉં છું, જોઉં છું
ત્યારે ભીંત પરે ખોડાઈ ઊભેલા
માથા પરના પીંપળાની ડાળે ડાળ કાંઉ કાંઉ કરનાર
કાગડા વડે કાળીધબ્બ લદાયેલી.

કોને ખાતર આ અવાક્ ધીરી રાહ જોવી ?
ઊંબરામાં ચોડેલી બંગડીઓની નકશી[2]ને જ માટી
ઓળખનારા તમારા પગના અંગૂઠાનાં મૂંઝારા કોને ખાતર ?

કેટલા દિવસ... ? તે તમારા આયનાને જ ખબર હશે
કંકુ કોરેલા તારલાઓ[3] પછાડેના પરભાતનું તમારું
ઉજ્જડ લલાટ.
મને પણ કળવા દો તમારી ઊંચેરી નજરુંથી ભર્યું ભાદર્યું કનેથી...
મોરીમાંથી માંહ્યલા ઓરડા લગી ઊપસેલી પગલીઓની
ઘાઘરાની કોરે ભરેલા પગ વિનાના મોરની ભુલભુલામણી
મને પણ કળવા દો.

કેમ ઘૂમટો તાણો છો મારા ગમી સવાર-સાંજ
સદા કપાળ સંતાડતો ...? આ આપણા જ, આપણા જ ઘરમાં ?

૧. રંગોળી મહારાષ્ટ્રની પરંપરામાં કુટુમ્બની સમૃદ્ધિનું પ્રતીક. એ માટે ગારથી
   તૈયાર કરાતી ઓટલી
૨. છાણ-માટીના ઘરમાં સજાવટ માટે ચોઢેલા બંગડીના કાચ.
૩. કપાળમાં આસપાસ ચંદ્રાકારની ધાર રહેવા દઈ, ખેરવેલા કંકુનો ચાંદલો.

## વિદાય

આ વિશ્વજ્ઞાનનાં ઘુઘવતા સામુદ્રી ફીણમાં
આપણા આયુષ્યનો સુરમ્ય સપ્તરંગી પરપોટો નિરર્થક ન ઠરે
ન ઢળે
આ ગાઢ વૃક્ષોમાંથી ડોકાતો પ્રભાત ઓઢી ઊભેલો પ્રજ્વલિત સૂર્ય.

આ ખિન્ન વિનાશ તત્ત્વની ઝાપટમાં પ્રસરે
માવઠાએ ખોતરી કાઢેલી જમીનમાંની તીવ્રગંધી રજ
ઘર ભરી જીવનનો સમૃદ્ધ ભંગાર.

વ્હાલા, વળગવાના મારગ હોય અનેક, ક્યાંથી કેમ કરી ભેગાં થયાં



અગમ એકરૂપ થનારા આપણા આ જીવકોષોના પરાસ્પરાંકર્પી માંસલ ખોળિયા
આયુષ્ય પ્રવાહને વળગેલાં એકમેકમાં પ્રવેશેલાં અંધ જનનજંતુનાં જૂથ.
સંસારના નટ બોલ્ટની સરકતી જતી રોજિંદી ફેર વાસે
ઓછાં કરી આપ્યાં આપણાં અંતર. પુરુષ-પ્રકૃતિના આ પ્રચંડ
જનરેટરથી થયાં આપણાં દેહ વિદ્યુતવંતા.

સંભાળ ટોપલીમાં કેદ અજગરના જેવી આપણી હિંસક સુસ્તી
મુંઝાઈને ઉન્માદનાં કળણમાં રગદોળાંયાં તેની,
આલિંગને જકડેલી રાતની રેતને ફીણથી ભીંજવી વિખરાયેલાં મોજાંની
આપણી હિંસક સુસ્તી.

તળ પર્યંત ઝમતાં પાણી ઉલેચ્યાં, જિજિવિપાની ઊંચી ઊર્ધ્વતા,
લાંબે લગી પ્રસરી રહ્યાં મૃદુ રેતી પર સુખથી પાછા ફરતા,
અજાણતાં જૂર ચાલી જતાં યૌવનને ખોવતાં,
ઓસરતી અવસ્થાએ છલકાતાં.

ઘરકામનો રાતદિવસનો સૂસવાટ સંભાળતા તેં
આપણો આ તરાપો રાખ્યો સ્થિર
પ્રિય, ક્રોધથી વ્યગ્ર ન થઈ, ન ઊથલવા દીધું ડૂબતું જીવતર
આપણે બાકી ન રાખ્યાં એકમેકનાં કોઈ જ લેણાંદેણાં -
એ એક ભારેખમ ટાઢી વિદાય સિવાયનાં.

## છાપરે છીંડું / રતિલાલ 'અનિલ'

ત્વચામાં છિદ્રો છે, એના દ્વારા મને શું મળે છે એ શરીરવિજ્ઞાની જાણે છે, પણ મને તો લાગે છે કે મોઢા અને નાક દ્વારા શ્વાસ ઉચ્છ્વાસ મળે છે એવું કામ પણ એ કરતા હોય. ત્વચાનાં એ છિદ્રોને વાળ / રોમ કંઈ કૂંડા માની બેઠા હશે એટલે બીજારો પણ વિના એ ઊગી નીકળ્યા છે એનું ભાન થતાં મને છિદ્રાન્વેશી થવાની હિંમત આવી. જૂના ઘરના પાછલા વાડા ભણીના દ્વારમાં આપણે નાનું બાકોરું કહીએ એવું છિદ્ર હતું. અમારા કોઈ પૂર્વજને આંખે મોતિયો ઊતર્યો હશે એટલે એમને ખૂબ જાડા કાચના ચશ્મા આવ્યા હશે તેનો એક છૂટો કાચ જડી આવ્યો ત્યારે તડકામાં જમીન પર કાગળ મૂકી તે પર કાચ અધ્ધર રાખી સૂર્યનો તડકો એના પર કેન્દ્રિત થાય એટલે તે કાગળને બાળે અને એટલો ભાગ 'છિદ્ર' થઈ જાય.

મારા ભેરુને એક તુક્કો સૂઝ્યો. મેંયે ઉત્સાહભેર એ તુક્કાને વિસ્તારવાનો નવો તુક્કો અજમાવવાનો એક નુસ્ખો શોધી કાઢ્યો. ભેરુએ રંગમંચના અદાકારની જેમ નવો 'વેશ' કાઢ્યો ! એણે ભડકામણી રંગનાં કપડાં શોધી કાઢી પહેર્યાં. માથે ધોતિયા કે સાડીનો સાફો બાંધ્યો, પગમાં વડીલના જોડા પહેર્યા, હાથમાં ડાંગ લીધી અને વાડામાં ગયો. મેં બારણું બંધ કર્યું, બારણાના મોટા છિદ્ર પર પેલો કાચ મૂકી ફિલ્મી થિયેટરનો પરદો સફેદ હોય છે એટલે બીજા હાથે બારણાથી થોડે છેડે બીજા હાથમાં અક્કડ સફેદ કાગળ ધર્યો. મેં 'રેડી' કહ્યું ને પેલો ભેરૂ ડાંગ લઈને નાચવા લાગ્યો તે સાથે વાડાની લીલી પાર્શ્વભૂમાં પેલો નાચે તે આખો સીન કાગળ પર દેખાય – મૂગી ફિલ્મનો

જમાનો જીવંત થઈ ગયો. પણ હવે તો સવાક્ ફિલ્મનો જમાનો થઈ ગયો છે એવા વાસ્તવિક જ્ઞાને પેલો નાચેય ખરો અને હાકોટાય પાડે ને ગાય પણ ખરો તે સંભળાય, એ માટે કાને મને મદદ કરી. આમ એક મોટું છિદ્ર, બાકોરું અને ચશ્માના કાચે મને સવાક્ ફિલ્મની મઝા આપી. એ મઝા માણવાનો ભેરુને હક ખરો જ, એટલે પહેરેલા કપડે એની ભૂમિકા મેં વાડે જઈ ભજવી અને એણે કાચ અને કાગળના બંધુકૃત્યે ધીમા સાઉન્ડની બોલતી ફિલ્મ જોઈ. પાછલા બારણાને બાકોરું ન હોત તો અમારી એકપાત્રી ફિલ્મ રૂપેરી કાગળ પર ઊતરી ન હોત ! એ જાડા કાચથી વાંચવાના પ્રયાસો પણ કરેલા અને બારેક વર્ષથી એવા જ જાડા કાચથી દુનિયાનાં દૃશ્ય જોઉં છું. હવે એક આંખને ચશ્માનો કાચ પણ પાતળો પડે છે, એટલે પકડવાની દાંડીવાળો હાઇગ્લાસ પણ છાપેલા અક્ષર અને આંખ વચ્ચે અંતર રાખીને વાંચું છું.

આંખે મોતિયો પાકવાનો હતો ત્યારે હું એવો હાઇગ્લાસ સાથે રાખતો હતો. મ.સ.યુનિવર્સિટીની કુટીરમાં બેઠો હતો, સુરેશભાઈ જોષી સાથે વાતો ચાલતી હતી - સાહિત્યની, આપણાં સાહિત્યિક સામયિકો કેવાં આછાંપાતળાં છે એની વાત નીકળતા સુ.જો.એ મધ્યપ્રદેશથી પ્રગટ થતા, બનતા સુધી તેનું નામ 'કલ્પના' હતું - સામયિકનો અંક બતાવ્યો. મેં એક હાથમાં એ લઈ બીજા હાથે ગજવામાંથી દાંડીવાળો હાઇગ્લાસ કાઢી વાંચવા માંડ્યો.સુ.જો. કહે, 'મને સ્મોલ ટાઈપનાં પુસ્તક વાંચવા આંખે તાણ પડે છે !' એક મિત્રના કાકા ચશ્માની દુકાન વત્તા કાચ-ચશ્મા બનાવવાનો વિભાગ ચાલે તેના મુખ્ય કારીગર. તેમની પાસે બીજો હાઇગ્લાસ બનાવડાવી સુ.જો.ને બીજી મુલાકાતે આપ્યો. એમની સાથેની અંગત વાતોમાં હું નહોતો જોઈ શકતો તે જોવાની દૃષ્ટિ તેઓ મને આપતા ! સ્થૂળ કાચના ચશ્મા પાસે એવી દૃષ્ટિ આપવાની શક્તિ નહોતી. હાઈગ્લાસથી વાંચતા પોતે, એમને જાણ નહોતી કે સૂક્ષ્મને પ્રગટપણે જોવાથી હાઇગ્લાસ-દૃષ્ટિ પોતે મને આપતા હતા ! 'છિદ્રાન્વેશી' શબ્દનો મંગળદર્શી અર્થ સાર્થ કહેવાતો શબ્દકોશ આપતો નથી. 'ચાંદરણાં' પુસ્તકના અવલોકનકાર બહેન કીર્તિદા જોશીએ 'ચાંદરણાં'નો શબ્દ કોશી અર્થ આપ્યો, પણ અભણ કિશોરને એક મૌલિક અર્થ તે સમયના જર્જરિત ઘરના છાપરાએ આપ્યો હતો. ઘરનું છાપરું દરચોમાસે ચળાય તે પરનાં બાકોરાં

અમે ઉતરાણે છાપરે ચઢી પાડ્યાં હોય તે પુરાયાં પણ એક બાકોરું કોઈક રીતે જીવનવીમાની પોલિસી કઢાવ્યા વિના અખંડ રહે. મોભ પાસે હશે એટલે. ત્યાં જ કિશોરની પથારી. પૂનમની રાતે ચન્દ્ર મધ્યમાં આવે ત્યારે પેલા બાકોરામાંથી ચાંદનીનો લિસોટો જમીન પર ઊતરે – એણે મને શબ્દ આપ્યો તે 'ચાંદરણું !' એ તેજલિસોટાને જોતાં જોતાં છેવટે આંખ મિંચાઈ જાય ! એ તેજલિસોટા પર આંખ માંડી ચન્દ્રને જોતોયે ખરો. સૂર્ય કરતાં ચન્દ્ર શીતલ કેમ છે તેનો અર્થ પણ સમજાયો ! એ જ બાકોરામાંથી મધ્યાહ્નનો સૂર્યપ્રકાશના દંડ રૂપે માળની લીંપણની ભોંય પર ઊતરે. સૂર્ય સામે તો આંખ મંડાય નહીં એટલે પ્રકાશના એ પાતળા સ્તંભ પાસે જતો ત્યારે ધૂળના અગણિત રજકણો સૂર્યના સાત રંગને આપસમાં ફાળવીને અલસ ગતિએ ભ્રમણ કરતાં ધીમો રાસ રમતાં દેખાય ! ઈન્દ્રધનુના બધા રંગો રજકણોએ વહેંચી લીધા હોય એટલે એમનો રંગરાસ જોયા કરું. ઘરના માણસોએ મારું નામ 'ગાંડો' પાડેલું એટલે એ આપ્તજનો જીવ્યા ત્યાં સુધી મને 'ગાંડા' નામે જ ઓળખે અને ખાનગીમાં (અહિંસક) 'વંચર' પણ કહે – એ કેવા કોશ બહારનાં સાર્થ નામો હતાં !

રાત્રે ચાંદો પ્રકાશ મોકલવાની અંચઈ કરે, પણ સૂર્ય તો રોકડિયો, એટલે ઉનાળે બપોરે રોજ રોજ પ્રકાશનો ગોળ લિસોટો છાપરેથી મોકલે ! પણ પેલું છાપરાનું બાકોરું તો અન્નપૂર્ણા જેવું એટલે મેઘનાં જળબિન્દુ પણ મોકલે ! ચોમાસે બાકોરાની સીધી લીટીમાં જમીન પર મોટી તપેલી મુકાય અને રાત્રે વરસાદ પડે ત્યારે પથારીમાં પડ્યો રહી ટપ્... ટપ્... ટપ્... અવાજ સાંભળ્યા કરું ! વરસાદ બહાર ગમે એટલો શોર કરે પણ એણે મારે માટે, મારા કાન માટે... ટપકાં ટપકાં જેવો, બે શબ્દ વચ્ચે સ્પેસ આવે એવી રીતે ટપ્... ટપ્... ટપ્... સાદ મારા કાન સુધી મોકલી આપે. કિશોર-કાનની વળી હેસિયત કેટલી ! ચન્દ્ર, સૂર્ય, છિદ્રાન્વેશી થાય તો મેઘરાજાએ વળી શો ગુનો કર્યો – હોમ ડિલિવરીએ સાતેક વાર તાપીનાં જળ મને મળવા આવેલાં તે અધ્ધર રહીને જોયાં છે. જીવનરસ પણ એક થોડો છે ? પાણી 'રસ' નથી ? એટલે ભયાનક રસ વિના જીવન અધૂરું લાગે, પણ હવે સિમેન્ટના ધાબે કોઈ બાકોરું નથી એટલે છિદ્ર દ્વારા ચન્દ્ર, સૂર્ય અને મેઘ મારા ઓરડે આવતા

નથી, છતાં ઋતુ ઋતુએ સ્મૃતિ દ્વારા મળે છે અને શાંત રસનું સૌન્દર્ય કોઈ કોઈ વાર માણું છું !

કરુણ રસ વિના ખરેખર જીવન અધૂરું લાગે છે, એ તો અત્યારે સમજાય છે પણ કિશોર વયે અનાયાસ એ રસ મળતો. નામ પાડ્યા વિનાના માણસોને હવે ઓળખતો થયો છું તો નામ પાડ્યા વિના એ રસને પણ બહુ માંણ્યો છે. ઘરમાં આત્મીય જનોને શબરૂપે પણ જોયા છે, હીંચકો ઉતારી તેના પર એમને સૂવડાવે - પાસે દીવો કરે. બારણાં બંધ. અમે હીજરાઈએ નહીં એ માટે અમને પાડોશીને ત્યાં હિજરત કરાવી મોકલી આપે કે પાડોશી પોતે જ સમજાવી પટાવીને લઈ જાય. અમારા સહિયારા વાડા. કોઈક બહાને 'વાડામાં ફરવા જાઉં છું' કહીને સરકી જાઉ અને પાછલા બંધ બારણામાંથી જાડા કાચ અને વ્હાઈટ કાગળ પર મૂગી ફિલ્મ ઉતારી હતી તે બંધ બારણામાંના બાકોરામાંથી એક આંખ માંડી અંદરનું દૃશ્ય જોઉં. હીંચકાના પાટલે માત્ર મોઢું ખુલ્લું રાખી સૂતેલા મૂગા આત્મીય જન, પાસે ઘીનો દીવો અને ઝાંખા પ્રકાશમાં શરીરને હચમચાવતા આત્મીય જનો, ગતિશીલ પડછાયા જેવા દેખાય, અને જીવન વિશે અબુધ કિશોર પેલા બાકોરામાંથી પડછાયાઓને રડતા સાંભળે અને આ લખું છું ત્યારે મને જમીન પર મોઢું ખુલ્લું રાખી સુવાડનારા પડછાયાને, યમરાજા દીવાનખાને બાકોરું પાડી મને જોવા દે તો સારું...

૧૯ જુલાઈ, ૧૯૯૯

## વિશાળ પાંખોવાળા વૃદ્ધની વાર્તા / ગેબ્રિયલ ગાર્શિયા માર્ક્વેઝ

(બાળવાર્તા)

*અનુવાદ : અવનીશ ભટ્ટ, ઉર્વશી પંડ્યા*

ત્રણ જ દિવસના દીકરાને આખી રાત તાવ રહ્યો હતો, તે મરેલા કરચલાંની દુર્ગંધને કારણે જ આવ્યો હશે એમ માની પેલાયો આખા ઘરમાંથી કરચલા વાળી પાછળનાં વાડામાં નાખવા ગયો. છેલ્લા ત્રણ દિવસમાં સતત વરસાદથી જીવન ઝંખવાઈ ગયું હતું. સમુદ્ર અને આકાશ ભૂખરા આકારમાં એક થઈ ગયા હતા અને ઉનાળાના પીળા તડકામાં દાણાદાર પ્રકાશની પથારી થઈને ફેલાયેલી રેતી લથબથ કાદવ થઈ ગઈ હતી. બપોરે બે વાગે પણ પ્રકાશ એટલો સોસવાઈ ગયો હતો કે કરચલા નાખી પાછા ફરતા પેલાયોને આંખો તાણીને જોવા છતાંયે પછવાડાને ખૂણે સળવળતું શરીર કોનું હતું એ જણાયું નહીં. સાવ નજીક જતાં કાદવમાં ઊંધે માથે ફસડાઈ પડેલો ઘરડો પુરુષ જણાયો. હાથ-પગ-પડખાથી ખૂબ પ્રયત્ન કરવા છતાં એ ઊભો થઈ શકતો ન હતો કારણ કે એને વિશાળ પાંખો હતી.

પેલાયો ગભરાઈને સીધો દીકરાને ઠંડા પાણીનાં પોતાં મૂકતી પત્ની એલીસેન્ડા પાસે દોડી ગયો. બંને જણા ઘરની પછીતે તરફડિયાં મારતા વૃદ્ધને ફાટી આંખે જોઈ રહ્યા : લઘરવઘર કપડાં, માથે છૂટાછવાયા વાળ અને માંડ પાંચ-સાત દાંત. કાદવમાં રગદોળાઈને એની હાલત એટલી કથળી ગઈ હતી કે ઘરનાં મોભી વડીલ જેવો કોઈ મરતબો વરતાતો નહતો. એનાં પીંછાં પણ તૂટી ગયાં હતાં અને પાંખો કાદવમાં ગરકી ગઈ હતી. લગભગ દોઢ

વાતચીત કરતાં એણે ખલાસીઓની અજાણી ભાષામાં રુક્ષ જવાબ આપ્યા. મોટીમસ પાંખોને ભૂલી જઈ એ લોકો વૃદ્ધને કોઈ દૂરના દેશનો ખલાસી માની બેઠા. પણ જીવન-મરણ વિશે થોડું જ્ઞાન ધરાવતી પડોશણ ડોશીએ એક જ નજરમાં પારખી જઈ જાહેર કર્યું, ''આ દેવદૂત છે. તમારા દીકરાને લઈ જવા આવ્યો હશે પણ વાવાઝોડામાં ફસાઈ ગયો લાગે છે.''

ડોશીને મતે આ સ્વર્ગીય દેવોનું કોઈ કાવતરું હતું પણ પેલાયોએ દેવદૂતને લાકડીએ લાકડીએ ફટકારી તગેડી મૂકવાની વાત માની નહીં. એણે દેવદૂતને કીચડમાંથી ખેંચી મરઘાંનાં પાંજરામાં પૂરી દીધો. એ દિવસે તેઓ મધરાતે ઘરમાં આવી ચઢેલા કરચલાને મારતા બેઠા હતા ત્યારે છોકરાને તાવ ઊતરી ગયો અને એણે દૂધ પાણી પીધું. એ લોકોએ દેવદૂતનો પાડ માન્યો અને બીજે દિવસે એક તરાપો બનાવી, થોડું ભાથું બાંધી વૃદ્ધને દરિયાની સફરે તરતો મૂકી દેવાનું નક્કી કર્યું. પણ દેવદૂતનાં આગમનની વાત વાયરે ચઢી હતી અને બીજે દિવસે સવારે મરઘાનાં પાંજરાની બહાર ગામલોકોનું ટોળું શોરબકોર કરતું હતું. દૈવી તત્ત્વની જરાય માન-મર્યાદા રાખ્યા વિના એને લાકડીથી ઠૂંસા મારતા હતા અને જાતજાતનું ખાવાનું ફેંકતા હતા. જાણે કે દેવદૂત કોઈ સરકસનું નવતર જનાવર ન હોય !

વિચિત્ર સમાચારથી ચોંકી ઉઠેલા ફાધર ગોન્ઝાગા આવી પહોંચ્યા. ત્યાં સુધીમાં પેલા ઊંછાંછળા ભરાડીઓ જતા રહ્યા હતા. એક ભલા માણસે દેવદૂતને વિશ્વ સરકારના પ્રમુખપદે નિમવાનો પ્રસ્તાવ મૂક્યો. કોક મહત્ત્વાકાંક્ષીએ એને દેશનો સેનાપતિ બનાવી યુદ્ધો જીતવાને કામે લગાડવા સૂચવ્યું. કેટલાક દૃષ્ટા પુરુષોનો મત હતો કે માનવ માદાઓ સાથે દેવદૂતનું સંવનન કરાવી પાંખવાળી એક પ્રજાનું નિર્માણ કરવું જોઈએ જે લોકો વિશ્વનો વહીવટ કરશે. ફાધર ગોન્ઝાગાએ આ રહસ્યમય જીવનો ઝીણવટથી અભ્યાસ કરવા માટે પાંજરામાં જવાની ઇચ્છા વ્યક્ત કરી. એ વખતે પાંખોવાળો વૃદ્ધ લોકોએ ફેંકેલા ખોરાકના ટુકડાની વચ્ચે પડ્યો હતો. ફાધરે એની સાથે લૅટિનમાં વાતચીત કરી પણ એણે પોતાની જીર્ણ આંખો ઊંચી કરી એની વિચિત્ર

ભાષામાં ગણગણાટ કર્યો. ઈશ્વરની ભાષા અને લૅટિન વિશેના એનાં અજ્ઞાનથી ફાધરને એ શઠ-બદમાશ હોવાની શંકા પેઠી. ફાધરે બહાર આવી પોતાનાં નિરીક્ષણો રજૂ કર્યાં, જે પાંખોવાળો વૃદ્ધ સામાન્ય મર્ત્ય જીવ હોવાની સાબિતી આપતા હતા : વૃદ્ધનાં શરીરમાંથી વાસ આવતી હતી, એની પાંખોમાં જીવાત હતી અને એનાં વ્યક્તિત્વમાં સ્વર્ગીય ગરિમાનો સંપૂર્ણ અભાવ હતો. ફાધરે ભોળા જનોને ચેતવણી આપતા કહ્યું કે ઘણી વાર શેતાન લોકોને છેતરવા માટે આ પ્રકારની માયાજાળ રચતો હોય છે તે યાદ રાખવું. તેમણે ઉદાહરણ આપ્યું કે ગરુડને પાંખ હોવાથી એને વિમાન ન કહી શકાય તે જ રીતે જેને પાંખ હોય તેને દેવદૂત પણ ન કહી શકાય. તેમ છતાં ફાધરે પોતાના ઉપરીઓને આ ઘટનાની જાણ કરવા ખાતરી આપી.

વળી પાછા ટોળાબંધ લોકો પેલાયોના ઘરને ઘેરી વળ્યા. ક્યાંક મકાન આખું કડડભૂસ ન થઈ જાય એનાં ડરમાં પેલાયોએ પોલીસ બોલાવી ટોળા વિખેરી નખાવ્યાં. લોકોએ ફેંકેલા એંઠવાડને વાળતા વાળતા એલીસેન્ડાની કમર દુઃખવા આવી એટલે ગુસ્સામાંને ગુસ્સામાં એણે જાહેરાત કરી કે હવેથી દેવદૂતને જોવા માટે માથાદીઠ પાંચ રૂપિયા લેવામાં આવશે.

એટલામાં ગામમાં સરકસ આવ્યું. એમાં જાતભાતનાં ખેલ કરતા નટબજાણિયા હતા પણ કોઈને સરકસમાં રસ ન પડ્યો. દુનિયાને ખૂણે ખૂણેથી લોકો પોતાના પ્રશ્નો લઈને પેલાયોનાં ઘરને પછવાડે જઈ પહોંચ્યા : એક ડોશી નાનપણથી પોતાનાં હૃદયનાં ધબકારા ગણતી હતી એ શૂન્ય - આંકડામાં સપડાઈ ગઈ હતી અને એનો શ્વાસ રૂંધાવા માંડ્યો હતો; એક દાઢીવાળો આદમી રાતે સૂઈ નહોતો શકતો કારણ કે એને તારાનો ઘોંઘાટ ખલેલ પહોંચાડતો હતો; કોઈ જુવાનિયો રાતે નિંદરમાં ઊભો થઈ દિવસે પાર પાડેલા કામકાજનું સત્યાનાશ કરી નાખતો. આમ કેટલાય દરદીઓ દેવદૂતની ચરણરજ લેવા આવી પહોંચ્યા. પેલાયો અને એલીસેન્ડા તો ઘેલા થઈ ગયા. એક અઠવાડિયામાં તો આખો ઓરડો ભરીને સિક્કા ભેગા થઈ ગયા, તો પણ ગામને છેડે આવેલા ઝાડ પાછળ, જ્યાંથી સૂર્ય ઊગતો ત્યાં સુધી લોકો પાંચ રૂપિયા રણકાવતા ઊભા હતા.

એક દેવદૂત જ આ બધી અંધાધૂંધીમાં નિર્લેપ થઈને બેઠો હતો : લોકોએ

કરેલા તેલ-ધૂપેલ, દીવા, મીણબત્તી વગેરેની વાસ અને ગરમીમાં એને આણખસ થયા કરતી અને અજંપામાં એ આમતેમ અટવાયા કરતો. લોકોએ આપેલું ખાવાનું પણ પડ્યું રહેતું. ભૂતકાળમાં આચરેલા પાપનો પસ્તાવો કરવા દેવદૂતને ખોળે આવેલા ભીરુ જનોની મીઠાઈ ધૂળમાં રગદોળાયા કરતી. વૃદ્ધ ક્યારેક પોચા વટાણા ખાઈ લેતો. કદાચ એના દાંત એ જ ચાવી શકતા હશે. એનામાં એક દૈવી ગુણ હતો અને એ અખૂટ ધીરજનો. મરઘડા એની પાંખોમાંથી નક્ષત્રોની સુવાસવાળી જીવાત ટોચી ખાતા તો પણ એને ખાસ ફેર ન પડતો. લૂલા લંગડા માણસો શરીર પર બાંધી રાખવા એનાં પીંછાં તોડી જતા. પણ એક વાર જ્યારે વાછરડાને ડામ દેવા માટેના લાલચોળ સળિયાથી કોકે એને ગોદો માર્યો ત્યારે આંખોમાં ઝળઝળિયાં સાથે ઊભા થઈ એણે જોરથી પોતાની પાંખો ફફડાવી તો એમાંથી ધૂળ, મરઘાંની ચરક અને અવકાશી વંટોળિયો ફૂંકાયો હોય એવો પવન ફૂંકાયો. એ જોઈ લોકોએ એને વીતાડવાનું બંધ કર્યું કારણ કે એની શાંતિ કોઈ વીર પુરુષની સહનશીલતાની નહીં પણ રૂંધી રાખેલા પ્રલયની હોય એમ સૌને ખ્યાલ આવી ગયો હતો.

ફાધર ગોન્ઝાગાનાં પત્રોનો જવાબ આપવામાં રોમસ્થિત અધિકારીઓને ખાસ કાંઈ ઉતાવળ ન હતી. જે કાંઈ રડ્યાખડ્યા કાગળ આવતા એમાં પ્રશ્નયાદી મોકલવામાં આવતી. જેમ કે, દેવદૂતને દૂંટી છે ? એનાં શરીર પર કેટલી ટાંકણી મારી શકાય ? એ નૉર્વેનો વતની ઠગ હોઈ શકે ?

આ પ્રશ્નોની વણઝાર ચાલ્યા જ કરત પણ ત્યાં તો નિયતિની નીતિ બદલાઈ. ગામમાં જિપ્સીઓનું ટોળું આવ્યું. એમાં મા-બાપનાં કહ્યામાં ન રહેવાને કારણે કરોળિયામાં ફેરવાઈ ગયેલી છોકરી પણ હતી. કરોળિયાકન્યાને જોવાની રકમ માત્ર સવા રૂપિયો હતી. વળી એ વાતો કરતી અને લોકો એને ઊંચીનીચી કરી નાણી પણ શકતા. એનું શરીર મોટા ઘેટા જેવા કરોળિયાનું હતું અને ચહેરો વિષાદમય કન્યાનો. એને જ મોઢે એની યાતનામય કથની સાંભળી પ્રજા કકળી ઊઠતી. જ્યારે એ દસ વર્ષની હતી ત્યારે એનાં મા-બાપને કહ્યા વગર એ બહેનપણીને ત્યાં ખાણીપીણી-મોજમસ્તી કરવા ઊપડી ગઈ. રાતે જ્યારે જંગલમાંથી પાછી ફરી રહી હતી

ત્યારે અચાનક આભ ફાટ્યું અને મોટો સળગતો ગોળો એને માથે વાગ્યો. પલકવારમાં તો એ મોટો કરોળિયો થઈ ગઈ. એને જોવા આવતા લોકો જે બે ચાર માંસના ટુકડા ફેંકતા એ જ એનો ખોરાક હતો.

આ કરોળિયાકન્યામાં લોકોને વધારે રસ પડ્યો અને તેમને છોકરી પ્રત્યે સહાનુભૂતિ પણ હતી. પેલાયોનાં ઘરની પાછળ સબડતો દેવદૂત તો અભિમાનનું પૂતળું હતો અને મર્ત્ય જીવોની સામે પણ જોતો નહીં. ઉપરાંત દેવદૂતે કરેલા ચમત્કારો પરથી લાગતું હતું કે એનું ભેજું ઠેકાણે ન હતું. એક અંધ માણસ દેવદૂતનાં દર્શન પછી દેખતો ન થયો પણ એને ત્રણ નવા દાંત ઘરડેઘડપણે ફૂટી નીકળ્યા. લકવાથી પીડાતા માણસને લોટરી લાગતા લાગતા રહી ગઈ. પતના રોગીના ઘામાંથી સૂર્યમુખીનાં ફૂલ ઊગી નીકળ્યાં. પ્રજાજનોમાં એવી લાગણી ફેલાઈ ગઈ હતી કે આ પ્રકારની કારીગરીથી દેવદૂત લોકોની મજાક કરતો હતો, અને એની આબરૂ જોખમાઈ ગઈ હતી. કરોળિયાકન્યાના આગમન પછી ફાધર ગોન્ઝાગાના ઉજાગરાનો પણ ઉકેલ આવી ગયો અને પેલાયોનું ઘર પણ વેરાન થઈ ગયું.

જો કે એ લોકોને જરા પણ અફસોસ ન હતો. આટલા વખતમાં ભેગા થયેલા પૈસામાંથી એમણે ઝરૂખાવાળું મોટુ ઘર બાંધી દીધું અને ઘરની આજુબાજુ દીવાલ ચણી લીધી જેથી પહેલાની માફક કરચલા ન આવી જાય. બારીઓને જાળી કરાવી દીધી એટલે ઊડતા ઊડતા દેવદૂતો અંદર ન ટપકી પડે. પેલાયોએ કચેરીની કારકૂની છોડી મરઘા ઉછેરવાનો ધંધો માંડ્યો. એલીસેન્ડાએ રૂપકડી મોજડીઓ અને ઝગમગ રેશમી કપડા સીવડાવ્યાં. એવા કપડાં ગામની કામણગારી સ્ત્રીઓ રવિવારે દેવળમાં પહેરી જતી. આ પળોજણમાં એ લોકો મરઘાનાં વાડાને સાવ જ વીસરી ગયા. એમનો દીકરો ચાલતા શીખ્યો ત્યારે એ ક્યાંક દેવદૂત કને ન જતો રહે એનો ખાસ ખ્યાલ રાખવામાં આવતો. જોકે છોકરાને દાંત ફૂટ્યા ત્યાં સુધીમાં એણે દેવદૂતને ખોળી કાઢ્યો. છોકરા પ્રત્યે પણ પાંખોવાળો વૃદ્ધ અતડો જ રહેતો, પણ છોકરાના અટકચાળા એ કોઈ નિર્ભ્રાન્ત કૂતરાની માફક સહન કરી લેતો. એક દિવસ બંને જણાને એક સાથે અછબડા નીકળ્યા. છોકરાને તપાસવા આવેલા ડૉક્ટરને દેવદૂતને તપાસવાનો મોહ થયો. એની છાતીએ સ્ટેથોસ્કોપ

મૂકતા એટલો બધો ઘોંઘાટ સંભળાયો કે ડૉક્ટરે એના નામનું તો નાહી જ નાખેલું. જોકે ડૉક્ટર પાંખોની રચનાથી એટલા ચકિત થઈ ગયા કે આપણને સૌને પાંખો કેમ નથી એવો પ્રશ્ન તેમને થયો.

છોકરો બાલમંદિર જતો થયો ત્યારે એક વાર મરઘાનું પાંજરું તૂટી ગયું. દેવદૂત હવે મરવા પડેલા મુફલીસની માફક આમતેમ રઝળ્યા કરતો. એને સાવરણીથી ગોદા મારી રસોડેથી કાઢતા તો એ દીવાનખાનામાં દેખા દેતો. ઘરને ગમે તે ખૂણે પ્રગટ થવાની એની આદતને કારણે પેલાયોને શંકા ગઈ કે ક્યાંક એ પોતાની નકલનો ગુણાકાર કરવાનો ચમત્કાર તો નથી કરતો ને ! એલીસેન્ડા દેવદૂતોના અખાડા જેવા ઘરથી ત્રાસી ગઈ હતી. એની નબળી આંખોને કારણે એ જ્યાં ને ત્યાં અથડાયા કરતો. એક દિવસ એને તાવ આવ્યો અને સન્નેપાતમાં આખી રાત બબડ્યા કર્યો. પેલાયો ખરેખર ગભરાઈ ગયો કારણ કે બાજુવાળી સમજુ ડોશી પણ દેવદૂતના અંતિમ સંસ્કાર વિશે અજ્ઞાત હતી.

પણ શિયાળો પૂરો થતાં જ દેવદૂતની તબિયત સુધરી. એ બહાર બાગમાં ચૂપચાપ પડ્યો રહેતો. ધીમે ધીમે એને નવાં પીંછાં ઊગ્યાં. હવે એ બાગમાં છુપાઈને બેસી રહેતો. કોઈક વાર રાત્રે તારા સામે જોઈ ગીત ગણગણતો.

એક દિવસ એલીસેન્ડા ડુંગળી સમારતી હતી ત્યારે હવાની લહેરખી આવી. એણે બારીમાંથી બહાર જોયું તો દેવદૂત પાંખો ફફડાવી ઊડવાનો પ્રયત્ન કરતો હતો, પણ એની પાંખોમાં હવા ભરાતી નહોતી. આખરે એ થોડોક ઊડ્યો ત્યારે એલીસેન્ડાએ શ્વાસ હેઠો મૂક્યો. ધીમે ધીમે હવા વીંધતા દેવદૂતને કાંદા સમારતી એલીસેન્ડા નિષ્પલક આંખે જોઈ રહી કારણ કે હવે વિશાળ પાંખોવાળો વૃદ્ધ એના જીવનનો ત્રાસજનક કંટાળો નહીં પણ ક્ષિતિજને ડાબે ખૂણે ઓગળી જતું કાલ્પનિક ટપકું થઈ ગયો હતો.

## આધુનિક, અનુ-આધુનિક નવલકથા : પશ્ચિમના સંદર્ભે / સનત ભટ્ટ

સાહિત્યના ઇતિહાસમાં કેટલીક સંધિઓ એવી આવે છે જ્યારે ઉછરતી પેઢીના જાગૃત શબ્દકર્મીઓ અને શબ્દધર્મીઓ એમની અગાઉની પેઢીથી અભિનિવેશપૂર્વક અલગ થવાનો પ્રયત્ન કરે છે. નવી પેઢી જૂની પેઢીનાં ગૃહીતો સ્વીકારી શકતી નથી. જૂની પેઢીનાં સાધનો એને સાવ નકામાં લાગે છે. જૂની પેઢીની રચનારીતિઓ અને ટેકનિક એને સાવ જરીપુરાણી અને ઘસાઈ ગયેલી લાગે છે. આસપાસ બદલાયેલી નવી પરિસ્થિતિના સંદર્ભમાં જૂની પેઢીનો જીવન અને સમાજ પ્રત્યે જોવાનો દૃષ્ટિકોણ એને સાવ ખોટો અથવા ઓછામાં ઓછો પ્રસ્તુત લાગે છે. ટૂંકમાં જૂની પેઢી સાથે સંકળાયેલી બધી બાબતોને નવી પેઢી પડકારે છે, નકારે છે અને સાગમટે ઊકરડે ઉસેટી દેવાનો પ્રયત્ન કરે છે. જૂની પેઢી સામેનો વિદ્રોહ જ જાણે એમના અસ્તિત્વનું વજૂદ બની જાય છે. જોકે જૂની પેઢી સામેનો તેમનો આક્રોશ તથા નવી કેડીઓ કંડારવા માટેનો તેમનો ઉત્સાહ અને ઉદ્યમ સાવ વિના કારણે હોય છે એવું પણ નથી. પરિસ્થિતિમાં આવેલા બદલાવને નવી પેઢીના સર્જકો સારી રીતે પીછાણે છે. તેઓ સર્જન, સર્જકકર્મ અને સર્જનરીતિઓનાં નવાં સમીકરણો માંડવાની તાતી અનિવાર્યતા અનુભવે છે. આ આંતરિક અનિવાર્યતાને વશ થઈ તેઓ જૂની પેઢી સાથેનો નાતો સમેટી લઈને નવી દિશાઓ અને નવી શક્યતાઓની શોધમાં ઝનૂનપૂર્વક લાગી જાય છે. સાહિત્યના ઇતિહાસમાં આવી સોરાબરુસ્તમીઓ પેઢી દર પેઢી સતત ચાલ્યા જ કરતી હોય છે.

દરેક ભાષાસાહિત્યમાં નવલકથાના સ્વરૂપ અને વિકાસના વિવિધ તબક્કાઓ વિશે ચર્ચાઓ અને વિચારવિનિમય થઈ રહ્યો છે. નવલકથાના ઇતિહાસમાં આવેલા આવા એક મહત્ત્વના તબક્કા - એક મહત્ત્વની સંધિ વિશે વિચાર કરવો અનિવાર્ય છે. વિવેચકોએ આ તબક્કાની નોંધ વિશેષ રીતે લીધી છે. ગઈ સદીના અંતભાગથી માંડીને આ સદીના આરંભ કાળનાં વર્ષો દરમિયાન કોઈ સમયે કાંઈક એવું બન્યું છે કે જેને પરિણામે નવલકથાનું સ્વરૂપ આખું ને આખું બદલાઈ ગયું, આ ગાળાના જાગૃત નવલકથાકારો એવું અનુભવવા લાગ્યા કે હવે પછી એમને માટે પરંપરાગત નવલકથાનો ઢાંચો સ્વીકારીને નવલકથાંઓ લખવાનું શક્ય રહ્યું નથી. 'Writing Degree Zero'માં રોલા બાર્થે ભૂતકાળ અને વર્તમાનકાળની વચ્ચે અસ્તિત્વમાં આવેલી એક ભેદરેખાનો ઉલ્લેખ કરે છે. ટી.એસ. એલિયટે ૧૯૨૨માં જેમ્સ જૉય્સ માટે કહ્યું હતું કે એ માણસે ૧૯મી સદીને ખતમ કરી નાખી.

૧૯૨૪માં વર્જિનિયા વુલ્ફે કેમ્બ્રિજ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ સમક્ષ એક પ્રવચન આપ્યું હતું. એ પ્રવચનમાં એમણે તાર સ્વરે જાહેર કર્યું હતું કે

"On or about December 1910, human nature changed."

હવે પ્રશ્ન થાય કે ૧૯૧૦ના ડિસેમ્બરમાં શું ખરેખર માનવસ્વભાવ એકાએક અને આવી નાટ્યાત્મક રીતે બદલાઈ જઈ શકે ખરો ? આ એક આત્યંતિક અને આઘાત આપીને કદાચ એક મહત્ત્વના બદલાવ તરફ આપણું ધ્યાન દોરવાનો પ્રયત્ન કરે છે. હવે બીજો પ્રશ્ન એ થાય કે આ બદલાવ ડિસેમ્બર ૧૯૧૦માં જ આવ્યો એવું વર્જિનિયા વુલ્ફે શા માટે કહ્યું હશે ? Prof. Issacs અહીં આપણી મદદે આવે છે. 'An Assessment of 20th Century Literature'માં તેઓ જણાવે છે કે એ ડિસેમ્બરમાં લંડનમાં impressionist ચિત્રકારોનાં ચિત્રોનું એક ભવ્ય પ્રદર્શન યોજાયું હતું. એ પ્રદર્શનમાં લંડનના નગરજનોને વાન ગોગ, સેઝાન્, પિકાસો, માતીસ જેવા નામી ચિત્રકારોનાં ચિત્રો પહેલી જ વાર નિહાળવા મળ્યાં હતાં. અહીં ચિત્રકળાના impressionist પ્રવાહના અંતની જાહેરાત કરવામાં આવી હતી તથા સાથે સાથે એ આંદોલનના વિરોધમાંથી એની સામેની

પ્રતિક્રિયા રૂપે જન્મેલા નવા આંદોલનને પુરસ્કારવામાં આવ્યું હતું. અલબત્ત, આપણને ચિત્રકળાના ક્ષેત્રમાં જૂના-નવા પ્રવાહો કરતાં નવલકથાના ક્ષેત્રમાં થયેલી ઉથલપાથલોને જાણવા-સમજવામાં વિશેષ રસ છે. અહીં વૉલ્ટર એલને ચિત્રકળામાંના impressionism તથા નવલકથામાંના naturalism પાછળ રહેલી સૈદ્ધાંતિક ભૂમિકાઓમાંની સમાનતાઓનો ઉલ્લેખ કર્યો છે એ ધ્યાનમાં રાખવા જેવું છે.

રોલાં બાર્થે આંકી આપેલી પેલી ભેદરેખાની આ તરફના એટલે કે આપણી બાજુના વિદ્રોહી નવલકથાકારો અને એમની નવલકથાઓ માટે હવે modern - આધુનિક સંજ્ઞા રૂઢ થઈ ચૂકી છે. આ સમયગાળાની નવલકથાઓ અને સાહિત્યની ચર્ચાઓમાં આપણને Modern Movement; Modern Tradition; Modern Age, Modern Century; Modern Tempor or Temperament; Modernism તથા Modernist અથવા Modernistic આદિ સંજ્ઞાઓ વારંવાર વાંચવા-સાંભળવા મળે છે.

સામાન્ય માનવીની રોજબરોજની ભાષામાંના એક પ્રયોગ રૂપે સીધા સાદા અર્થમાં Modern અથવા Modernist સંજ્ઞા કોઈ એવા પદાર્થ કે એવી ઘટનાનું સૂચન કરે છે જે સમયની સાથે વિકાસ પામે છે અથવા તો સમયની સાથે સાથે સતત બદલાતી રહે છે. તથા જેનો સંબંધ સીધી રીતે સમસામયિકતા સાથે છે. આવા એક સરળ અર્થમાં ગયા વર્ષનું અથવા ગયા દાયકાનું modern એ આ વર્ષનું અથવા તો આ દાયકાનું modern નથી, હોઈ શકે પણ નહીં. G.S. Fraser અને The Modern Traditionના સંપાદકો આવા એક extra-historical dimension અથવા એક વધારાના ઐતિહાસિક પરિમાણનો સ્વીકાર કરતા હોય એવું લાગે છે. એમના મતે ડનને મોડર્ન કહી શકાય, સ્પેન્સરને નહીં; અથવા એ જ તર્કના આધારે કોનરાડ, હેન્રી જેમ્સ અને ડી.એચ.લોરેન્સને આધુનિક કહી શકાય પરંતુ ગાલ્સવર્ધી, એચ.જી.વેલ્સ અને આર્નલ્ડ બેનેટને આધુનિક કહી શકાય નહીં. 'The Struggle of the Modern'માં સ્ટીફન સ્પેન્ડર લગભગ આવા જ કોઈ અર્થમાં modern અને contemporary - આધુનિક અને

સમસામયિક વચ્ચે ભેદ કરે છે. આમ એક જ સમય ગાળામાં સર્જન કરતા કોઈ એક લેખકને આપણે modern કહીએ અને અન્યને વધારેમાં વધારે contemporary ગણીને અટકી જઈએ ત્યારે જે તે લેખકોની કૃતિઓમાં દેખાતાં આંતરિક વલણો અથવા જે તે લેખકોની પ્રતિબદ્ધતા કઈ દિશાની છે એનો આપણે વિચાર કરતા હોઈએ છીએ. આમ વિચારીએ તો modernના ખ્યાલના અર્થસંકેતો અને વલણોની દિશાઓ પ્રમાણમાં ખૂબ ઝડપથી બદલાતાં રહે છે. એની સરખામણીમાં 'romantic' અને 'neo-classical' જેવી સંજ્ઞાઓના અર્થસંકેતો એટલી ઝડપથી બદલાયા નથી.

અથવા તો Modernના ખ્યાલને આપણે સ્હેજ જુદી રીતે પણ સમજી શકીએ. અહીં Modernism અમુક ખાસ રચનારીતિઓ, ટેકનિક, શૈલી - જે ચોક્કસ સૈદ્ધાંતિક ભૂમિકા theoretical positions સ્વીકારવાના પરિણામ રૂપે હોઈ શકે - આદિનો એક સમૂહ - amalgam. સાહિત્યમાં એ ગુણલક્ષણોના સમૂહનું પ્રચલન અને આધિપત્ય આપણને એના ઐતિહાસિક સમયગાળાની મર્યાદાઓ નિશ્ચિત કરવામાં મદદ કરે છે. એ સમૂહમાંના આ કે તે ગુણલક્ષણો ઉપર આપણે વિશેષ ધ્યાન આપીએ ત્યારે એ સમયગાળાની મર્યાદાઓ પણ થોડાવત્તા અંશે બદલાતી રહે. મેં આગળ જણાવ્યું છે કે આપણે જેને Modern Age અથવા Modern Movement તરીકે ઓળખીએ છીએ એનો આરંભ આ સદીના શરૂઆતનાં વર્ષોમાં થયો અથવા હવે જ્યારે કહું છું કે એનો અંત બીજા વિશ્વયુદ્ધમાં શરૂ થયું એ ગાળામાં થયો ત્યારે મારા મનમાં Modern novelનાં કેટલાંક ગુણાત્મક છે.

માલ્કમ બ્રેડબરી અને જેમ્સ મેકફાર્લેન એમના The Name and Nature of Modernism નામના એક દીર્ઘ અને વિદ્વત્તાપૂર્ણ લેખમાં જણાવે છે કે Modernism અનેક અર્થસંકેતો ધરાવતી એક અત્યંત તરલ સંજ્ઞા છે, અને એ કોઈ એક અને અખંડિત પ્રવાહ કે આંદોલનનું સૂચન કરતી નથી. એમના મત પ્રમાણે આ સમયગાળામાં સાહિત્ય અને કળાનાં ક્ષેત્રોમાં પ્રચારમાં આવેલા નાનામોટા ઘણા પ્રવાહો અને આંદોલનોનો સમાવેશ The Modern Movement પોતાનામાં કરી લે છે. દા.ત. Impression-

ism; Post-impressionism; Expressionism; Cubism; Futurism; Symbolism; Imagism; Vorticism; Dadaism; Surrealism વગેરે. હવે આ બધાં આંદોલનો કાંઈ એક જ સ્વરૂપનાં નથી. ક્યારેક તો તેઓ એકમેકના અસ્વીકાર અને પ્રતિકારરૂપે જન્મેલાં છે. તેમ છતાં એ બધાં આંદોલનો વચ્ચે કેટલીક સમાન ભૂમિકાઓ પણ છે. મૂળભૂત રીતે તેઓ કોઈ ને કોઈ અર્થમાં realism અને romanticismને નકારે છે. એમની સામે વિદ્રોહ પોકારે છે. તેઓ કળા અને સાહિત્યમાં અથવા non-representational નિરૂપણપદ્ધતિઓના ઉપયોગ દ્વારા pure form અથવા શુદ્ધ કળારૂપ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે. ટૂંકમાં આ બધાં આંદોલનો પરંપરાને ઉચ્છેદી પ્રયોગમા રાચનારાં આંદોલનો છે. તેઓ મૂળભૂત રીતે plastic arts અને વિશેષ કરીને ચિત્રકલા સાથે સંકળાયેલાં છે. પરંતુ કવિતા અને સાહિત્ય અન્ય કળાઓના નવીન પ્રવાહોથી ક્યારેય મુક્ત રહી શકતાં નથી. અત્યાર સુધી માત્ર કવિતા જ નવા વિચારો અને નવા વાદોને કળારૂપ આપવા માટેની પ્રયોગભૂમિ બની રહી સાહિત્યમાં મોખરાનું સ્થાન ભોગવતી રહી હતી. હવે વીસમી સદીમાં એ મોખરાના સ્થાન માટે નવલકથા પોતાનો દાવો ભારપૂર્વક રજૂ કરે છે.

અહીં એક નાનકડી પરંતુ મહત્ત્વની સ્પષ્ટતા કરી લેવાનું જરૂરી લાગે છે. Modernism સમગ્ર યુરોપને આવરી લેતી એક આંતરરાષ્ટ્રીય ઘટના છે. યુરોપના જુદા જુદા દેશોમાં Modernismના આવિર્ભાવો એક જ સરખા સ્વરૂપના અને એક જ સમયગાળામાં થયેલા નથી. માલ્કમ બ્રેડબરી કહે છે :

'Modernism was an international movement and a ocus of varied focuses which reached their peaks in various countries at various times.'

અત્યાર સુધીની ચર્ચા મેં અંગ્રેજી નવલકથાને કેન્દ્રમાં રાખીને કરી છે. અને હવે પછીની ચર્ચા પણ અંગ્રેજી નવલકથાને કેન્દ્રમાં રાખીને જ આગળ વધશે.

હવે થોડું સ્ટોક ટેકિંગ કરી લઈએ. ૧૯૧૦ પહેલાં ચેખવની વાર્તાઓનાં અંગ્રેજી ભાષાન્તરો થઈ ચૂક્યાં હતાં. દોસ્તોએવસ્કીની નવલકથાઓનાં

કોન્સ્ટન્સ ગાર્નેટે કરેલાં ઉત્કૃષ્ટ ભાષાન્તરો ૧૯૧૨ પછી મળે છે, પરંતુ એ નવલકથાઓના ફ્રેંચ અનુવાદો ઈંગ્લેન્ડમાં આ ગાળામાં વંચાવા માંડ્યા હતા. ફ્રોઈડે વિયેનામાં મનોવિશ્લેષણનો પાયો તો ક્યારનો નાખી દીધો હતો. એનાં લખાણો હજુ ઈંગ્લેન્ડમાં મળતાં થયાં ન હતાં પરંતુ ૧૯૦૯માં ફ્રોઈડ અને યુંગની પ્રવચનશ્રેણીઓ અમેરિકામાં ગોઠવાઈ ચૂકી હતી એટલે એમના વિચારો તો વાતાવરણમાં ગાજતા થઈ ચૂક્યા હતા. બીજો એક ખૂબ અગત્યનો માનસશાસ્ત્રી છે William James - જેનું પુસ્તક Principles of Psychology ઠેઠ ૧૮૮૦માં પ્રસિદ્ધ થયું હતું. વિલિયમ જેમ્સે આપણને સૌ પ્રથમ માનવચેતના વિશેની સાચી સમજ આપી અને ખાસ કરીને તો આપણી ચેતના બાહ્ય જગતને કેવી રીતે પામે છે તેનું એટલે કે આકલનની પ્રક્રિયાનું સ્વરૂપ સ્પષ્ટ કરી આપ્યું. માનવચેતના અને એની કાર્યપદ્ધતિ વિશેનો બદલાયેલો ખ્યાલ આપણે નવલકથાના સ્વરૂપમાં આવેલા જે આમુલ પરિવર્તનની વાત કરી રહ્યા છીએ પાછળ રહેલો છે. હકીકતમાં તો આ બદલાયેલો ખ્યાલ નવલકથામાં પરિવર્તન લાવનારું important immediate course છે. કારણકે modern નવલકથાકારો ઉપર આ વિચારોની ઘેરી અસર છે. વર્જિનિયા વુલ્ફ તો ઘણી વાર જાણે વિલિયમ જેમ્સના શબ્દોમાં જ પોતાની વાત કહેતાં હોય એવું લાગે છે.

આમ modern novel સાથે એક પ્રકારની aesthetic consciousness સંકળાયેલી છે તથા એ સ્પષ્ટ રીતે non-representational બની રહે છે. આ નવલકથા વાસ્તવવાદી અને માનવતાવાદી પ્રતિવિધાનોની દિશામાંથી પાછી વળે છે તથા જીવનનાં ઊંડાણોમાં ડૂબકી મારી શૈલી અને ટેકનિકની મદદથી spatial form સિદ્ધ કરવાની દિશામાં આગળ વધે છે. Joseph Frank એના ખૂબ જાણીતા એવા Spatial Form in Modern Literature નામના લેખમાં આધુનિક નવલકથામાં આ spatial form કેવી રીતે સિદ્ધ થાય છે એની સુંદર ચર્ચા કરે છે. નિત્શે કહે છે તેમ કોઈ પણ કલાકાર - અહીં આપણે કલાકારને સ્થાને નવલકથાકાર વાંચીશું- વાસ્તવિકતાને સહન કરતો નથી, ખરેખર તો વાસ્તવિકતાને સહન કરવાનું એને અસહ્ય અને સાથે અશક્ય જણાય છે. પરિણામ સ્વરૂપે, પ્રસ્થાપિત

પરંપરાઓ, સમય અને ઇતિહાસ અથવા દેખીતું વાસ્તવ એ બધાથી ઉપર ઊઠીને આધુનિક નવલકથા પોતાના સ્વકીય રૂપને સિદ્ધ કરવાના પ્રયત્નમાં લાગી જાય છે. માનવચેતના અને ખાસ કરીને તો નવલકથાકારની ચેતના જેટલી હદે વધારે intuitive અને poetic બને તેટલી વધારે હદે નવલકથા પોતાનું આગવું રૂપ પામી સાર્થક બને. વર્જિનિયા વુલ્ફની નવલકથા "To the Lighthouse"માં લિલિ બ્રિસ્કો વર્ષોથી એક ચિત્ર ઉપર કામ કરી રહી છે, પરંતુ ચિત્ર કેમે કરીને પૂરું થતું નથી. પરંતુ નવલકથાના અંત ભાગમાં લિલિ બ્રિસ્કોને intuition થાય છે - એક સહજ પ્રેરણા પ્રાપ્ત થાય છે, એને એક દર્શન - vision પ્રાપ્ત થાય છે અને વર્ષોથી અધૂરું રહેલું ચિત્ર તત્કાળ પૂરું થઈ જાય છે, ચિત્ર પૂરું થવાની સાથે નવલકથા પણ પૂરી થાય છે. લિલિ બ્રિસ્કોના ચિત્રને તથા વર્જિનિયા વુલ્ફની નવલકથાને જે એકતા - Unity મળે છે તે બહારની દુનિયામાંથી આયાત કરેલી એકતા નથી. નવલકથા એનો અર્થ અને એની એકતા જીવનમાંથી નથી મેળવતી. ખરેખર તો જીવન એનો અર્થ અને એકતા નવલકથામાંથી પ્રાપ્ત કરે છે, આવું કેમ બન્યું તે પણ સમજી લેવા જેવું છે. નવલકથાકાર માટે કે એમાં પાત્ર માટે સામાન્ય રીતે વાસ્તવિકતા તરીકે ઓળખવામાં આવતું બાહ્ય જગતનું કોઈ ઓળખી શકાય તેવું પરંપરાગત રૂપ હવે રહ્યું જ નથી. માર્ક્સ, ફ્રોઈડ અને ડાર્વિને આપણા વિશ્વને છિન્નભિન્ન કરી નાખ્યું હતું. એમાં જે થોડું ઘણુંય બાકી રહ્યું હતું એ પહેલા વિશ્વયુદ્ધે પૂરું કરી નાખ્યું હતું. W. B. Yeats કહે છે -

'Things fall apart, the centre cannot hold'

આ છિન્નભિન્ન વિશ્વ સાથે કામ પાડવું હોય તથા એના અનુભવને અર્થપૂર્ણ - meaningful બનાવવો હોય તો આપણી પાસે કળા - સાહિત્ય - નવલકથા સિવાય અન્ય કોઈ સાધન કે આધાર રહ્યાં નથી. તે જ પ્રમાણે દૃશ્યમાન જગત, વાસ્તવિકતા જ્યારે છિન્નભિન્ન થઈ જાય, એનું ચિત્ર જ્યારે ધૂંધળું થઈ જાય ત્યારે એ વિશ્વને નવેસરથી અને આગળ કહ્યું તેમ અર્થપૂર્ણ રીતે પામવા માટે નવલકથાકાર પાસે પોતાની ચેતના ઢંઢોળ્યા સિવાય બીજો કોઈ રસ્તો બાકી રહેતો નથી.

પરંપરાગત નવલકથા સામે આધુનિક નવલકથાકારને અહીં જ વાંધો

પડે છે. વર્જિનિયા વુલ્ફ પોતાના સમયની નવલકથાઓ એટલે કે ગાલ્સવર્ધિ, આર્નોલ્ડ, બેનેટ અને એચ.જી.વેલ્સની નવલકથાઓનાં સંદર્ભમાં આક્રોશ સાથે કહે છે - Life escapes them. આ નવલકથાકારો જીવનને પકડી - પામી શકતા જ નથી. જીવન એમની નવલકથાઓને હાથતાળી આપી છટકી જાય છે. વુલ્ફ કહે છે

'The form of fiction most in vogue more often misses than secures the thing we seek in them.'

'આપણે નવલકથામાં જેને શોધીએ જેને પામવા ઇચ્છીએ એ વાત હાલમાં ખૂબ પ્રચલિત એવી નવલકથાઓમાં પકડાય છે ઓછી અને એમાંથી છટકી જાય છે વધારે.'

વર્જિનિયા વુલ્ફ નવલકથામાં પામવા માગે છે life or spirit, truth or reality અને એ તો એને માટે તૈયાર કરવામાં આવેલા વાઘાઓમાં સમાયા વિના છટકી જ જાય છે.

વર્જિનિયા વુલ્ફ એમના એક અત્યંત પ્રસિદ્ધ એવા "Modern Fiction" નામના નિબંધમાં પોતાની વૈચારિક ભૂમિકા વધારે સ્પષ્ટ કરતાં કહે છે :

જીવનમાં ડોકિયું કરીને જોઈએ તો સમજાશે કે જીવન આવું તો નથી જ નથી. દાખલા તરીકે કોઈ એક સામાન્ય માણસના ચિત્તને ધ્યાનથી તપાસો. આપણને તરત ખબર પડશે કે ચિત્ત અસંખ્ય છબીઓ પ્રાપ્ત કરે છે. આ છબીઓ ક્ષુલ્લક હોય છે; અદ્‌ભુત હોય છે; અલપઝલપ ચમકીને પાછી છુપાઈ જાય છે અથવા તો જાણે પોલાદી ધારથી કોતરાયેલી હોય તેવી હોય છે. આ નાની નાની છબીઓ - આ અણુઓ વરસાદની સતત વિંઝાતી વાછંટની માફક ચારે દિશાઓમાંથી આવતી રહે છે તથા સોમવાર કે મંગળવારના જીવનના બીબામાં ગોઠવાઈ જાય છે. હવે જો લેખક કશાયનો ગુલામ ન હોય, પરંતુ મુક્ત હોય, જો એ પોતે ઇચ્છે તે પ્રમાણે લખી શકતો હોય, જો એ પરંપરાના આધારે નહીં પરંતુ પોતાની ઊર્મિઓને આધારે લખી શકતો હોય વસ્તુ-સંકલના નહી રહે, કોમેડી, ટ્રેજેડી કે પ્રેમનું વિષયવસ્તુ love interest નહીં રહે, સ્વીકૃત અર્થમાં કોઈ મહાવિપત્તિ નહી આવે, અને

પરંપરાઓ, સમય અને ઇતિહાસ અથવા દેખીતું વાસ્તવ એ બધાથી ઉપર ઊઠીને આધુનિક નવલકથા પોતાના સ્વકીય રૂપને સિદ્ધ કરવાના પ્રયત્નમાં લાગી જાય છે. માનવચેતના અને ખાસ કરીને તો નવલકથાકારની ચેતના જેટલી હદે વધારે intuitive અને poetic બને તેટલી વધારે હદે નવલકથા પોતાનું આગવું રૂપ પામી સાર્થક બને. વર્જિનિયા વુલ્ફની નવલકથા "To the Lighthouse"માં લિલિ બ્રિસ્કો વર્ષોથી એક ચિત્ર ઉપર કામ કરી રહી છે, પરંતુ ચિત્ર કેમે કરીને પૂરું થતું નથી. પરંતુ નવલકથાના અંત ભાગમાં લિલિ બ્રિસ્કોને intuition થાય છે - એક સહજ પ્રેરણા પ્રાપ્ત થાય છે, અને એક દર્શન - vision પ્રાપ્ત થાય છે અને વર્ષોથી અધૂરું રહેલું ચિત્ર તત્કાળ પૂરું થઈ જાય છે, ચિત્ર પૂરું થવાની સાથે નવલકથા પણ પૂરી થાય છે. લિલિ બ્રિસ્કોના ચિત્રને તથા વર્જિનિયા વુલ્ફની નવલકથાને જે એકતા - Unity મળે છે તે બહારની દુનિયામાંથી આયાત કરેલી એકતા નથી. નવલકથા એનો અર્થ અને એની એકતા જીવનમાંથી નથી મેળવતી. ખરેખર તો જીવન એનો અર્થ અને એકતા નવલકથામાંથી પ્રાપ્ત કરે છે, આવું કેમ બન્યું તે પણ સમજી લેવા જેવું છે. નવલકથાકાર માટે કે એમાં પાત્ર માટે સામાન્ય રીતે વાસ્તવિકતા તરીકે ઓળખવામાં આવતું બાહ્ય જગતનું કોઈ ઓળખી શકાય તેવું પરંપરાગત રૂપ હવે રહ્યું જ નથી. માર્ક્સ, ફ્રોઈડ અને ડાર્વિને આપણા વિશ્વને છિન્નભિન્ન કરી નાખ્યું હતું. એમાં જે થોડું ઘણુંય બાકી રહ્યું હતું એ પહેલા વિશ્વયુદ્ધે પૂરું કરી નાખ્યું હતું. W. B. Yeats કહે છે -

'Things fall apart, the centre cannot hold'

આ છિન્નભિન્ન વિશ્વ સાથે કામ પાડવું હોય તથા એના અનુભવને અર્થપૂર્ણ - meaningful બનાવવો હોય તો આપણી પાસે કળા - સાહિત્ય - નવલકથા સિવાય અન્ય કોઈ સાધન કે આધાર રહ્યાં નથી. તે જ પ્રમાણે દૃશ્યમાન જગત, વાસ્તવિકતા જ્યારે છિન્નભિન્ન થઈ જાય, એનું ચિત્ર જ્યારે ધૂંધળું થઈ જાય ત્યારે એ વિશ્વને નવેસરથી અને આગળ કહ્યું તેમ અર્થપૂર્ણ રીતે પામવા માટે નવલકથાકાર પાસે પોતાની ચેતના ઢંઢોળ્યા સિવાય બીજો કોઈ રસ્તો બાકી રહેતો નથી.

પરંપરાગત નવલકથા સામે આધુનિક નવલકથાકારને અહીં જ વાંધો

પડે છે. વર્જિનિયા વુલ્ફ પોતાના સમયની નવલકથાઓ એટલે કે ગાલ્સવર્ધિ, આર્નોલ્ડ, બેનેટ અને એચ.જી.વેલ્સની નવલકથાઓનાં સંદર્ભમાં આક્રોશ સાથે કહે છે - Life escapes them. આ નવલકથાકારો જીવનને પકડી - પામી શકતા જ નથી. જીવન એમની નવલકથાઓને હાથતાળી આપી છટકી જાય છે. વુલ્ફ કહે છે

'The form of fiction most in vogue more often misses than secures the thing we seek in them.'

'આપણે નવલકથામાં જેને શોધીએ જેને પામવા ઇચ્છીએ એ વાત હાલમાં ખૂબ પ્રચલિત એવી નવલકથાઓમાં પકડાય છે ઓછી અને એમાંથી છટકી જાય છે વધારે.'

વર્જિનિયા વુલ્ફ નવલકથામાં પામવા માગે છે life or spirit. truth or reality અને એ તો એને માટે તૈયાર કરવામાં આવેલા વાઘાઓમાં સમાયા વિના છટકી જ જાય છે.

વર્જિનિયા વુલ્ફ એમના એક અત્યંત પ્રસિદ્ધ એવા "Modern Fiction" નામના નિબંધમાં પોતાની વૈચારિક ભૂમિકા વધારે સ્પષ્ટ કરતાં કહે છે :

જીવનમાં ડોકિયું કરીને જોઈએ તો સમજાશે કે જીવન આવું તો નથી જ નથી. દાખલા તરીકે કોઈ એક સામાન્ય માણસના ચિત્તને ધ્યાનથી તપાસો. આપણને તરત ખબર પડશે કે ચિત્ત અસંખ્ય છબીઓ પ્રાપ્ત કરે છે. આ છબીઓ ક્ષુલ્લક હોય છે; અદ્‌ભુત હોય છે; અલપઝલપ ચમકીને પાછી છુપાઈ જાય છે અથવા તો જાણે પોલાદી ધારથી કોતરાયેલી હોય તેવી હોય છે. આ નાની નાની છબીઓ - આ અણુઓ વરસાદની સતત વિંઝાતી વાછંટની માફક ચારે દિશાઓમાંથી આવતી રહે છે તથા સોમવાર કે મંગળવારના જીવનના બીબામાં ગોઠવાઈ જાય છે. હવે જો લેખક કશાયનો ગુલામ ન હોય, પરંતુ મુક્ત હોય, જો એ પોતે ઇચ્છે તે પ્રમાણે લખી શકતો હોય, જો એ પરંપરાના આધારે નહીં પરંતુ પોતાની ઊર્મિઓને આધારે લખી શકતો હોય વસ્તુ-સંકલના નહીં રહે, કોમેડી, ટ્રેજેડી કે પ્રેમનું વિષયવસ્તુ love interest નહીં રહે, સ્વીકૃત અર્થમાં કોઈ મહાવિપત્તિ નહીં આવે, અને

બોન્ડ સ્ટ્રીટના દરજીઓ ઇચ્છે તેવું એક પણ બટન એના પોષાક ઉપર ટાંકેલું નહીં હોય, જીવન કંઈ જૂની કારના હુડ ઉપર ચશ્માના કાચની માફક ગોઠવાયેલા બે હેડલેમ્પ્સ નથી. જીવન તો પ્રકાશ, એક આભાવર્તુળ છે - આપણી ચેતનાને આરંભથી અંત સુધી સમાવી રાખતું એક અર્ધપારદર્શક આવેષ્ટન, આવરણ છે.

અહીં વર્જિનિયા વુલ્ફ જે કહેવા માગે છે એ સ્વયંસ્પષ્ટ છે. મનુષ્યનું ચિત્ત જે દરેક ક્ષણે જે અસંખ્ય આણ્વિક છબીઓની વાછંટ અનુભવતું રહે છે એ છબીઓ નવલકથાકારે પકડવાની છે. વિલિયમ જેમ્સ Principles of Psychologyમાં લગભગ આવી જ વાત આ જ શબ્દોમાં કહે છે.

'Consciousness does not appear to itself in chopped up bits... It is nothing jointed. it flows... Let us call it the stream of thought or of consciousness or of subjective life.'

ઉપરના અવતરણમાં વિલિયમ જેમ્સ 'stream of consciousness'નો પ્રયોગ કરે છે જે આપણી ચર્ચા માટે ખૂબ અગત્યનો છે. અહીં વિલિયમ જેમ્સ આપણને માનવચેતનાના સ્વરૂપને સ્પષ્ટ કરી આપવા માટે એનો ઉપયોગ કરે છે. પરંતુ પાછળથી એ ચેતનાપ્રવાહ ક્ષણે ક્ષણ જે રીતે વહે છે એનું નવલકથામાં યથાતથ વર્ણન કરવા માટે પ્રયોજાયેલી ટેકનિક માટે અને પછી તો એ પ્રકારની નવલકથાને ઓળખાવવા માટે stream of consciousnessનો પ્રયોગ રૂઢ થઈ ગયો છે. આમ ડોરોથી રિચાર્ડસન, જેમ્સ જોય્સ અને વર્જિનિયા વુલ્ફે પોતાની મહત્ત્વની નવલકથાઓમાં જે ટેકનિકનો ઉપયોગ કર્યો છે તેને માટે અને એમની નવલકથાઓ બંને માટે stream of consciousness લેબલ ઉપયોગમાં આવ્યું છે.

પોતાની એક વાર્તામાં દોસ્તોએવસ્કી કહે છે કે 'ઘણી વાર એવું બને છે કે કાદ ક્ષણમાં આપણા મગજમાં વિચારોની એક લાંબી વણઝાર પસાર થઈ જાય છે - જેને આપણે સાહિત્યની ભાષા દ્વારા તો ઠીક સામાન્ય વાચા પણ આપતા નથી... પરંતુ આપણે આપણા નાયકના આવા વિચારોને ભાષામાં

મૂકી આપવાનો અને ઓછામાં ઓછું એ વિચારોનું સત્ત્વ વાચકો સમક્ષ મૂકી આપવાનો પ્રયત્ન કરીશું...' આમ ઓગણીસમી સદી સુધી લગભગ બધા નવલકથાકારો સ્વીકારે છે કે નવલકથામાં માનવચિત્તનાં આંતરિક સંચલનો અને વ્યાપારોનો અહેવાલ આપી શકાય પરંતુ એ સંચલનો અને વ્યાપારોને નિરૂપી શકાય નહીં. ડોરોથી રિચાર્ડસન, વર્જિનિયા વુલ્ફ અને જેમ્સ જોય્સ એમની નવલકથાઓમાં આ કામ સિદ્ધ કરી બતાવે છે. જેમ્સ જોય્સની નવલકથા યુલિસિસનું એક પાત્ર લઈએ - Marion Bloom. એક પાત્ર તરીકે મેરિયન બ્લુમ નવલકથામાં બહુ મોડે મોડેથી લગભગ અંતભાગમાં પ્રવેશ કરે છે. એક દૃશ્યમાં એ પ્રેમ કર્યા પછી રાત્રે પથારીમાં કાંઈક થાકથી કાંઈક હળવાશથી, ઊંઘથી આંખો ઘેરાઈ ગઈ હોય એવી સ્થિતિમાં પથારીમાં સૂતી છે. બહારની દુનિયા સાથે હમણાં એને કોઈ સંપર્ક રહ્યો નથી. અને એના અસંબદ્ધ વિચારો એક શક્તિશાળી પ્રવાહમાં વહેતાં વહેતાં ચરમસીમાએ પહોંચે છે. એના વિચારો, એનાં યૌન સંબંધોને લગતાં દિવાસ્વપ્નો, એની સ્મૃતિઓ, બ્લુમ અને ડેડલસ સંબંધી એનાં ચિંતનો અને બીજું ઘણું બધું નદીના એક શક્તિશાળી ધોધની માફક કોઈ પણ પ્રકારનાં નિયંત્રણો વિના, નીતિ-અનીતિના વિચાર અને બંધનો વિના, અરે કોઈ પણ પ્રકારનાં વિરામ ચિહ્નો વિના ધસમસ વહેવા માંડે છે. ડોરોથી રિચાર્ડસને એક વાર કહ્યું હતું : 'મહિલાઓનું ગદ્ય તો ખરેખર વિરામ ચિહ્નો સિવાયનું જ હોવું ઘટે.' અહીં જેમ્સ જોય્સ સમગ્ર પરિપૂર્ણતા, ઐંદ્રિયતા, સ્થૂળતા સહિતની જે સ્ત્રીત્વની એક છબી રજૂ કરે છે તેની સરખામણી કદાચ માત્ર ચોસરની Wife of Bath સાથે જ કરી શકાય.

દોસ્તોએવસ્કી આપણી આંગળી પકડીને એની કથાના નાયક પાસે લઈ જાય છે અને પછી નાયકના ચિત્તમાં શું ચાલી રહ્યું છે તે જોવા માટે પોતાના ચશ્મા આપણને આપે છે. પોતાના શબ્દોમાં આપણને એ બધાનો અહેવાલ આપે છે. રનીંગ કોમેન્ટરી આપે છે. જેમ્સ જોય્સ આપણી સાથે નથી. આપણે તો સીધા મેરિયન બ્લુમના ચિત્તનાં ઊંડાણોમાં પહોંચી જઈએ છીએ. આપણે મેરિયન બ્લુમના pre-speech levels of consciousnessના ખૂણે ગોઠવાઈ ગયા છીએ. એના ચિત્તમાં જે કાંઈ બની રહ્યું છે એ સઘળું આપણે

આપણી આંખે તે જ ક્ષણે જોઈએ – અનુભવીએ છીએ. લેખક/નવલકથાકાર નામનો કોઈ વચેટિયો આપણી અને પાત્ર વચ્ચે હવે રહેતો નથી. પાત્રનાં ચિત્તનાં સંચલનો આપણે તત્કાળ આપણાં પોતાનાં કરી લઈને અનુભવીએ છીએ. અને આપણે પાત્રનો અનુભવ અંકે કરી શકીએ છીએ. એટલું જ નહીં એ અનુભવનું પોત texture of experience પણ મહેસૂસ કરીએ છીએ. રોબર્ટ લિડેલ કહે છે 'જો અસામાન્ય નિરીક્ષણ શક્તિ ધરાવતા હોઈએ તો જેન ઓસ્ટિનનાં પાત્રોને આપણે આપણા મિત્રોને ઓળખતા હોય એ રીતે આપણે આપણી જાતને ઓળખતા હોય તે રીતે ઓળખીએ છીએ.'

આમ સ્ટ્રીમ ઑફ કોન્સીયસનેસ નવલકથામાં ઓગણીસમી સદીની વાસ્તવવાદી નવલકથાવાળો અવજ્ઞાની લેખક રહેતો નથી. નવલકથાનાં પાત્રો પણ પોતાની જૂની ઓળખ ગુમાવે છે અને સાથે સાથે પરંપરાગત વાર્તા અને વસ્તુસંકલનાનો પણ છેદ ઊડી જાય છે, કારણ કે જેને માત્ર અલપઝલપ જાણી શકાય એવી ચેતનાના આ વિસ્તારમાં ઘટનાઓને કોઈ સ્થાન નથી. ચીલાચાલુ અર્થમાં ઘટનાઓ stream of consciousness નવલકથામાં આવી શકે જ નહીં. બીજો પણ એક અગત્યનો મુદ્દો અહીં નોંધી લેવા જેવો છે. ઓગણીસમી સદીની નવલકથામાં સમયની ગતિ બહુધા રૈખિક હતી – linear progression of time. અને એ નવલકથામાં કોઈ ને કોઈ રીતે કાળનો નિર્દેશ કરવો – કાળનું નિરૂપણ કરવું અગત્યનું હતું – કારણ કે કાળના પરિમાણની પડછે જ પાત્રોનો વિકાસ શક્ય હતો. પાત્રો મોટાં થાય, વિકસે, કાંઈક પામે કે કાંઈક ગુમાવે – અન્ય પાત્રો સાથે આંતરક્રિયાઓ કરે અને એ રીતે પોતાની એક આગવી ઓળખ પામે – પાત્રત્વને પામે એ બધું માત્ર સમયના પરિમાણમાં જ શક્ય હતું. ચેતના પ્રવાહ એક અને અખંડ હોય એટલે સમયનાં ભૂત-વર્તમાન-ભાવિ જેવાં વર્ગીકરણો અહીં આપોઆપ અપ્રસ્તુત બની જાય. સ્હેજ બીજી રીતે વિચારીએ તો અનુભવનો સંબંધ ભલે દૂરના ભૂતકાળનો હોય – અનુભવની ક્ષણ તો વર્તમાનની જ હોય, એટલે ચેતનાપ્રવાહની નવલકથા એ રીતે અનંત વર્તમાન ક્ષણોની નવલકથા છે. ચેતનાપ્રવાહનીં સળંગ ઐતિહાસિક નવલકથાની તો કલ્પના કરવી જ અશક્ય છે.

---

ચેતનાપ્રવાહની નવલકથાઓમાં નવલકથાકારની અનુપસ્થિતિ એ તો લેખકે અત્યંત કાળજીપૂર્વક અને સફળતાપૂર્વક ઊભો કરેલો આભાસ માત્ર જ છે.

જો stream of consciousness novelમાં માનવચેતનાનું pre-speech level ઉપર નિરૂપણ થતું હોય તો પછી આપણે એ ચેતનાપ્રવાહને પામીએ છીએ કઈ રીતે ? નવલકથા ગમે તે પ્રકારની હોય - ટેકનિક પણ ગમે તે હોય - શબ્દો વિના તો નવલકથા લખી શકાય જ નહીં - એનું શું ?

ચેતનાપ્રવાહની નવલકથામાં નવલકથાકારની ભૂમિકા લઘુતમ થઈ જાય - પરંતુ આ નવલકથા વાચકોને તો સતત સ્વીકાર છેડા ઉપર જ રાખે છે. લેખક નિરૂપે એ અનુભવને એમણે અનુભવવાનો છે. બસ, એથી વિશેષ કશું નથી.

ચેતનાપ્રવાહની નવલકથા જ્યારે ધૂમધડાકા સાથે સ્ટેજ ઉપર આવી ત્યારે તો એવું લાગતું હતું કે જાણે નવલકથાના વિકાસ માટેની એક અગત્યની દિશા ખૂલી ગઈ. પરંતુ કમનસીબે ડોરોથી રિચાર્ડ્સન, જેમ્સ જોય્સ અને વર્જિનિયા વુલ્ફના કોઈ સમર્થ અનુગામી એમના પછી આવ્યા જ નહીં. પરિણામે જેટલી ઝડપથી આ નવલકથા પ્રચારમાં આવી એવી જ ઝડપથી એણે વિદાય પણ લઈ લીધી. આ ત્રણે નવલકથાકારો એવા સમર્થ હતા કે એમણે પોતે જ આ નવલકથાની બધી શક્યતાઓને આવરી નાખી. ભવિષ્યમાં આ પ્રકારની નવલકથાના વિકાસ માટેની કોઈ શક્યતા એમણે બાકી રહેવા દીધી જ નહીં. પરિણામે ૧૯૩૦ સુધીમાં તો ચેતનાપ્રવાહનો ધખારો શમવા માંડ્યો અને બીજા વિશ્વયુદ્ધના આરંભના કાળમાં તો એનો મૃત્યુદંડ વાગી ગયો.

ટી.એસ.એલિયટે જોય્સના સંદર્ભમાં કહ્યું હતું - આ માણસે ૧૯મી સદીને ખતમ કરી નાખી. એ પછી વિવેચકો અને નવલકથાકારો પોતે અનુભવવા માંડ્યા કે બીજા અને ત્રીજા દાયકામાં નવલકથાએ જે કાઠું કાઢ્યું હતું - જે ઉછાળ બતાવ્યો હતો એ બધો શમી ગયો છે. જ્યોર્જ સ્ટાઈનર એના Language and Silence નામના પુસ્તકમાં કહે છે : નવલકથાએ જાણે પોતાના વિકાસની ઘરી ગુમાવી દીધી છે.

# સમાચાર

- ભારતે પાકિસ્તાનનું એક વિમાન તોડી પાડતાં સરહદે સર્જાયેલી કટોકટી.
- પાકિસ્તાને ભારતીય હેલિકોપ્ટરને ફૂંકી મારવાનો પ્રયત્ન કર્યો પરતુ નિશાન ચૂકી જવાથી કોઈ પણ પ્રકારનું નુકસાન થયું નથી.
- આંધ્રમાં આગામી ચૂંટણીઓ માટે ભાજપ અને તેલુગુ દેશમ વચ્ચે જોડાણ થયું છે.
- આ સદીનું છેલ્લું ખગ્રાસ સૂર્યગ્રહણ જગતભરના લોકોએ નિહાળ્યું.
- ગુજરાતમાં સરહદ ઉપર પાકિસ્તાને પોતાની હદમાં બંકરો બનાવ્યા છે. પરિણામે કચ્છ સરહદે સેનાને સતર્ક રહેવા હુકમો કરવામાં આવ્યા છે.
- ભરૂચમાં નર્મદાના પાણી પ્રવેશ્યાં છે. ચાંણોદમાં પણ નર્મદાનાં પાણી પ્રવેશ્યાં છે.
- ગુજરાતમાં સીગતેલના ભાવમાં વધારે તેજી આવી છે.
- આગામી લોકસભાની ચૂંટણીનું જાહેરનામું બહાર પાડવામાં આવ્યું છે.

## ત્રણ ગઝલ / અંજુમ વાલોડી

### એક

અનાદિ કાળથી પ્રાકટ્યના શિકાર છીએ,
અમે શરાબ નહીં, પણ સ્વયં ખુમાર છીએ.

ભલે જગતની નજરમાં અમે ખુવાર છીએ,
ખુશી છીએ કે મોહબ્બતના પક્ષકાર છીએ.

કંઈ યુગોથી પુકાર્યા કર્યો છે એક યુગને,
કંઈ યુગોથી અમે એક યુગ-પુકાર છીએ.

વળે કરાર હૃદયને તો શી રીતે - કે અમે
ખરું પૂછો તો સ્વભાવે જ બેકરાર છીએ.

ન રૂઢિચુસ્ત જુએ અમને કેમ શંકાથી ?
કે જિંદગીને નવો ઘાટ આપનાર છીએ.

વિરહ-મિલનનો નથી એ પ્રભાવ, તો શું છે ?
કદીક સાંજ છીએ, તો કદી સવાર છીએ.

મળે તો કેમ મળે મેળ આપણો 'અંજુમ',
તમે પ્રણયના શિકારી, અમે શિકાર છીએ.

## બે / તો ગઝલ કહું !

આ દૂરતાનો મેરુ ચળે તો ગઝલ કહું;
તું સ્વપ્નમાંય આવી મળે તો ગઝલ કહું.

વાવ્યાં છે કૈંક સ્વપ્ન મેં વાસ્તવના બાગમાં;
એ બીજ વૃક્ષ થઈને ફળે તો ગઝલ કહું.

મળતા રહે છે એમ તો મળવાને સૌ, છતાં
મળવું છે જેને તે જો મળે તો ગઝલ કહું.

લઉં હાથમાં કલમ અને ગઝલો લખાઈ જાય !
ઊતરે એ વાત મારે ગળે તો ગઝલ કહું.

બેઠો છું મનમાં લઈને વ્યથા-વેદનાનું મૌન;
એ મૌનને જો શબ્દ મળે તો ગઝલ કહું.

આ કલ્પના-વિચાર તો કાગળનાં ફૂલ છે;
દિલની સુવાસ એમાં ભળે તો ગઝલ કહું.

પડઘાતો રહે છે કાનમાં દુનિયા બધીનો શોર,
તારો અવાજ એમાં ભળે તો ગઝલ કહું.

૨ : ૧૯૯૯, સપ્ટેમ્બર

## ત્રણ / સમય છે

બગાડો ના સમય, આવો, સમય છે;
કે હોળી છે, ને રંગોનો સમય છે.

સમય છે, કૈંક તો બોલો, સમય છે;
ડૂબી જઈને ઉભરવાનો સમય છે.

ઝુકાવી દે હવે તું નાવ એમાં,
કે આ દરિયે નીકળવાનો સમય છે.

જીવનને હોડમાં મૂકો છો શાને ?
શું આ સોગંદ ખાવાનો સમય છે ?!

સહેવાતો નથી ઉકળાટ હવે તો,
હવે નજદીક વર્ષાનો સમય છે.

રહીશું ક્યાં સુધી આમ હાથ ઘસતા,
હવે રેખા બદલવાનો સમય છે.

પડી છે વીજળી પંખીના માળે,
ને એનો પાછા વળવાનો સમય છે !

કહે છે જેને સંકટનો સમય તું,
હકીકતમાં કસોટીનો સમય છે.

મળે છે સર્વ, અંજુમ, અમને બ્હેરા !
ખરેખર આ તો મૂંગાનો સમય છે !

ગઝલ / રિષભ મહેતા

અટકળોથી શિલ્પના ઘર ના બને,
શ્વાસ લેવાથી જ જીવતર ના બને.

ગમ ન હો સરગમની અંદર ના બને,
વાંસળી હો છેદથી પર ના બને.

ખીલવું એમાં જરૂરી છે કમળ,
માત્ર પાણીથી જ સરવર ના બને.

ઘાવ જીવતો રાખતાં શીખો પ્રથમ,
કલ્પનાથી કોઈ શાયર ના બને.

કઈ જનમના તપનું એ પરિણામ છે,
એમ પથ્થર કાંઈ ઈશ્વર ના બને.

જે ઉઝરડાઓ છે તારી યાદના,
તે રૂઝે એ જિન્દગીભર ના બને.

છૂટા પડવાનીય દુર્ઘટના બને,
તું મળે તેથી જ અવસર ના બને.

કાચ જેવો પ્રેમ; પથ્થરનું નગર,
આ નગરમાં આપણું ઘર ના બને.

## તારા નગરમાં / મહેશ દાવડકર

મને શોધું હું ક્યાં તારા નગરમાં,
થયો છું લા-પત્તા તારા નગરમાં.

દિવાલો પણ નિખાલસ ક્યાં અહીં છે,
અઢેલી બેસવા તારા નગરમાં.

ને કાપી વૃક્ષ મારી લાગણીનાં,
સૌ બેઠા તાપવા તારા નગરમાં.

ઊગે કેક્ટસ ને હું પતંગિયા સમ,
ફૂલો ક્યાં શોધવાં તારા નગરમાં !

રમે પડછાયા સંતાકૂકડી અહીં,
અમે મૂંઝાયા આ તારા નગરમાં.

ફરું કઈ રીતે પાછો હું અહીંથી ?
છે રસ્તા અટપટા તારા નગરમાં.

જીવું છું હું મને ઘૂંટી ઘૂંટીને,
શીખું છું જીવતા તારા નગરમાં.

મળે ભીનાશ તો અંતે કબરમાં,
બીજી ભીનાશ ક્યાં તારા નગરમાં ?

ગઝલ પણ એટલે લખતા અમે તો
અટૂલા થઈ ગયા તારા નગરમાં.

## વિશ્વનો વિનાશ / લિઓનિડ માર્ટિનોવ
*અનુવાદ : અંજુમ વાલોડી*

અને જ્યારે
નિર્ણય લીધો મેં
વિશ્વના વિનાશનો,
ત્યારે નહિ કરી
મેં કોઈ પણ વસ્તુની ભાંગફોડ
કે નહિ કર્યું કશુંય છિન્નભિન્ન;
કે ના ફટકારી સજા
કોઈને મૃત્યુની !
વિનાશની એ બધી
પુરાણી રીતો
મેં ફગાવી દીધી.
મેં તો બસ આજ્ઞા આપી
સૂર્યને : ''થંભી જા ?''
ધરતીને કહ્યું :
'કરી દે હાથ ઊંચા !''
અને થોડી વાર માટે
શિથિલ કરી દીધી મેં આ સૃષ્ટિને !
અને પછી તો
દરેક વસ્તુ એની ધરીમાંથી
છૂટી થઈ ગઈ.
અને અંતે સંપૂર્ણ
નિષ્ક્રિયતાને કારણે
આખું વિશ્વ
વેરણ-છેરણ થઈ ગયું !

## ઉપદેશકોના ખોરાક / ગુન્ટર ગ્રાસ
*અનુવાદ : અંજુમ વાલોડી*

તીડોનાં દળ ને દળ
ચઢી આવ્યાં અમારા શહેર પર.
– ને તેથી અખબારો પ્રગટ થયા નહિ;
દૂધની બાટલીઓ
નહિ મુકાઈ બારણે;
આખરે –
ખોલી દેવાયા બંદીખાનાના દરવાજા
ઉપદેશકોને મુક્તિ આપવા.
અને સૌ ઉપદેશકો
કશી રોકટોક વિના
ગલીએ ગલીએ ફરી
ઉપદેશ દેતા ફરી વળ્યા.
એમનો ખોરાક હતો
પ્લેગ અને અન્ય ચેપી રોગો.
અને પછી તો
શહેરની પરિસ્થિતિ સુધરી ગઈ.
ઘેરે ઘેર દૂધ પહોંચતું થયું,
અખબારો વેચાવા લાગ્યાં,
અને બધાં બંદીખાનાં
ઉપદેશકોથી ભરાઈ ગયાં !

## લોર્કાનાં કેટલાંક કાવ્યો

અનુવાદ : ગુલામમોહમ્મદ શેખ

### ગીતાર

રડવા માંડે આજ ગીતાર
પરોઢનાં તૂટ્યાં, ફેંકાયાં દૂર દૂર ક્યાં જામ
રડવા માંડે આજ ગીતાર.
કેમ કર્યું ના છાનું રાખ્યું જાય
એહને વળે ન જંપ જરાય.
એ તો ધીરું ધીરું એક સરીખું રૂવે
જેવો રૂવે ટીપે ટીપે મેહ,
કે વાયુ જાણે હિમ-શિખરને મસ્તક બેઠો રૂવે
કેમ કર્યું ના છાનું રાખ્યું જાય
એહને વળે ન જંપ જરાય.

અજાણ, આઘી ચીજોને એ ઝૂરે
જેવી બળબળ
દક્ષિણની રેતી ઝંખે છે કેમેલિયાને કાજે
એ રડે
નિશાનહીણું તીર,
સવારહીણી સાંઝ,
ને પ્હેલું દુઃખમાં જેહ મર્યું ને ડાળી પરનું પંખી.

ગીતાર રે ! છાયામાં ચૂવે
પોતા કેરી પાંચ પાંચ તલવારે હૈયું ઘાયલ.

# ગોકળગાયની જાત્રા

– ને રસ્તે હવે
ઓલિવ કેરી કુંજથી વહે ઘૂમરિયો સૂનકાર,
એહ પછી એ દેખતી
રાતી કીડીઓનું એક જૂથ,
એક, તૂટેલા આંકડાવાળી લઈ કીડીને
ધૂંવાપૂંવા થઈ જાય છે આગળ.

બોલતી ગોકળગાય અચંબો પામતી :
‘અલી કીડિયું ! ધીરી થાવ !
એવડું તે શું કીધ બિચારી સખીએ કે સહુ
એહની સાથે વરતો છે બેફામ ?
બોલ નાનેરી !
વશવા રાખો, સરખો તોળીશ ન્યાય.’

અધમૂઈ અવ એહ કીડી તો બોલતી વીલે મુખ કે
‘મેં તો તારલા જોયા.’
‘તારલા ? એ શું ? બોલ,’ પૂછે સહુ કીડીઓ થઈ અધીર.
ગોકળગાયે પણ વિમાસી પૂછિયું :
‘કેવા તારલા ?’
બોલતી નાની એહ કીડી કે
‘તારલા જોયાં મેં
સરુની કુંજ મહીં છે જેહ ઊંચેરું ઝાડ
ચડી ત્યાં
જોઈ હજારો આંખ
મારા અંધારમહીં મેં.’

ગોકળગાય તો પૂછિયા કરે :
'પણ કહે ને તારલા એ તે શું ?'

'આપણા માથની ટોચ પર જે ધરિયું આપણ તેજ.'

'આપણે તો નવ કોઈ દિ' જોયું એહ !'
– બોલે છે કીડીઓ બીજી.
'ગાય બિચારી કહેતી કે બસ
ઘાસ લગી રે પ્હોંચે મારી આંખ.'

માથડા પરના પાંખિયાને લઈ ઝૂલવી
બોલે કીડીઓ :
'તને મારશું અમે,
આળસુ ને વંઠેલ !
આપણી જાતનો કાયદો છે બસ કામ.'

'તારલા જોયા મેં' બોલે બસ ઘાયલ કીડી.

ને 'ગાય કરે છે ન્યાય :
'કરો સહુ કામ તમે ને એહને છોડો
એહ તો એની મેળ, જોજો ને મરશે વે'લી.'

હળવા વાયરે એક વહી ગઈ માખ
કરાંઝે એકલી કીડી
સૂંઘતી ચોગમ પથરાયેલી સાંઝ,
ને બોલે :
'એ જ મને તો જાય છે લઈ તારલા પાસે.'
જોઈ મરેલી એહને બીજી કીડીઓ નાઠી,

ખાય નિસાસો 'ગાય
નવાઈ પામતી
જતી ગૂંચવાડે ભરપૂર
સદાકાળ ભણી,

'મારગનો નહિ અંત'
વદે એ...

## ચન્દ્રોદય

ચન્દ્ર ઊગે
ઓસરે ઘંટારવો
અકળ સહુ પંથો કળાતાં જાય.

ચન્દ્ર ઊગે
ભોમને ઢાંકી દિયે મ્હેરામણો
હૈયું બને કો' બેટ નિઃસીમે ટચુકડો.

આજ નારંગી ન ખાતું કોઈ
આજ તો સહુ ખાવ ટાઢા લીલવા ફળ કોઈ.

સો-મુખો જ્યારે ચડે છે ચન્દ્ર
રૂપિયા હિબકાં ભરે ખિસ્સાં મહીં.

## નૃત્યગીત

ધર્મશાળા માંહ્ય આવી પોત પાછું જાય
આવી જાય પાછુ મોત.
કાળવાં ઘોડાં અને ખલનાયકો શા લોક
ઘૂમે સૂર કેરા કોઈ ગાઢે પથ,
તપ્ત દરિયાફૂલમાથી આવતી આ પાસ
નારી-લોહીની
ને કોઈ ખારી ગધ
ધર્મશાળા માંહ્ય આવી મોત પાછુ જાય
ધર્મશાળાનું ફરે પાછું જઈને મોત.

## હું મરું તો

હું મરું તો
હું મરું તો રાખજો ખુલ્લો ઝરૂખો.
ભૂલકું કો' ખાય નારંગી (ઝરૂખેથી નિહાળું માહરે.)
ધાણ લણતો કોઈ ખેડૂ (સાંભળું મારે ઝરૂખેથી હું એને.)
હું મરું
તો રાખજો ખુલ્લો ઝરૂખો.

## ડાળીઓનું ગીત

ડાળીઓના તૂટવાની વાટ જોવા
તામરીતની કુંજમાંથી
કૂતરા સીસાતણા આવી રહ્યા,
વાટ જોવા, ડાળીઓ ક્યારે પડે એની જ મેળે.

તામરીતમાં છે સફરજન વૃક્ષ એવું એક
જેને ધ્રૂસકાનાં સફરજન.
એક બુલબુલ તો નિસાસાને કરે છે ચૂપ,
એક તેતર એહને દેતું ધકેલી ધૂળમાંથી.
કિન્તુ સઘળી ડાળીઓ તો મસ્ત –
આપણા જેવી જ છે એ ડાળીઓ,
વરસાદની નવ એમને જરીયે પડી.
એહ તો બસ ઘોરવા માંડી છ
જાણે જાતને માની લઈએ ઝાડવું સાચે જ.

પાણીમાં ઘૂંટણ ડુબાડી
ખીણ બે બેસી રહી છે પાનખરની વાટ જોતી
ને સાંજ તો ધકકેલતી હાથીપગે
થડ-ડાળીઓ આ ઝાડવાંની.

તામરીતની કુંજમાં કંઈ કેટલાયે ભૂલકાં
ઢંકાઈને બુરખા મહીં બેસી રહ્યાં છે રાહ જોતાં –
ક્યાહરે મારી પડે સૌ આપમેળે ડાળીઓ.

## કાળોતરા મોતનું ગીત

ઊંઘવી  છે ઊંઘ પેલા સફરજનની માહરે તો,
છૂટવું છે ઘોંઘાટથી સમશાનના,
ઊંઘવી છે ઊંઘ પેલા બાળની
જે ચાહતો'તો ચીરવા હૈયું જ પોતાનું ઊછળતા સાગરે.

માહરે સુણવું નથી, કે નીંગળે નવ લોહી મડદાં માંહ્યથી
કે સડી જાતુંય મુખ તલખ્યા કરે જળ કાજ,
કે ન મારે જાણવો એ સાપમુખા ચંદ્રમાને
જે કરે કરતૂત પૂરાં દિન ઊગ્યા પ્હેલાં બધાં.

માહરે તો ઊંઘવું, થોડુંક, બસ થોડુંક,
ક્ષણ એકાદ કે એકાદ સૈકો;
કિન્તુ સૌ એ જાણતા ર્હે કે મર્યો ના હું.

– કે સુનેરી એક ઘોડાહાર મારા હોઠમાં,
કે હું ભેરુ નાનકો પશ્ચિમ પવનનો
કે હું મારા આંસુની નિઃસીમ છાયા.

ઢાંકજો મુજને પરોઢે કોઈ પડદે
કેમકે એ નાખશે
મુઠ્ઠી ભરીને કીડીઓ મારા ઉપર.
બોળજો મારાં પગરખાં કઠણ પાણી માંહ્ય
જેથી એહના વીંછી તણા કાંટા પડે કૂણા જરી.

કેમકે છે ઊંઘવી મારે સફરજન-ઊંઘ,
ઘોઈ નાખે જેહ ધરતીથી મને.



કેમકે મારે તો દુખિયા બાળ ઓલ્યા સાથ
કરવી દોસ્તી,
જે ચાહતો'તો ચીરવા હૈયું જ પોતાનું ઊછળતા સાગરે.

## રુદનનું ગીત

મેં ઝરૂખાની કરી છે બંધ બારી,
એ રુદન મારે હવે સુણવાં નથી;
પણ ભૂખરી ભીંતો મહીંથી સાંભળું કેવળ રુદન.
દેવદૂતો ગાય થોડા
ભસતારહે થોડાક ઠાલા કૂતરા
ને હથેળી માંહ્ય મારી બંધ બેસે કેટલા જંતર બધા.
રુદન તો છે કોઈ મોટો શ્વાન
કે કોઈ મોટો દેવદૂત,
કે કોઈ વાજિંતર મહા.
વાયરાને આંસુડા રૂંધી દિયે
ને કાંઈ નવ સંભળાય, બસ કેવળ રુદન.

---

*સ્પેનિશ કવિ લોર્કાની જન્મશતાબ્દીનું આ વર્ષ છે. આ પ્રસંગે અમે ગુલામમોહમ્મદ શેખના અને ક્ષિતિજના સૌજન્યથી આ અનુવાદો પ્રગટ કરીએ છીએ.*

## એવું બધું ને નિશાળ / રતિલાલ 'અનિલ'

બીજા ધોરણમાં બીજા નંબરે પાસ થયા પછી સ્કૂલ છૂટી ગઈ એટલે એની સ્મૃતિ ન હોય એવું થોડું છે ? બલકે વિપુલમાંથી થોડુંક જ મળ્યું હોય ત્યારે ઘરના દેરાસરમાં રૂપાની બેઆની સચવાઈ રહેલી તેમ તે સચવાઈ રહે. સ્કૂલ અમારી જ શેરીમાં સામેની લાઇનમાં દોઢસોકવારને છેટે. અમારી લાઇનમાં વિશાળ મંદિરસંકુલની બરાબર સામે. ધાર્મિક હતો કે નહીં અને છું કે નહીં તે નથી જાણતો પણ આપણું સંસ્કારજીવન બધું ધર્મ સાથે જોડાયેલું અને સાંસ્કૃતિક લીલા પણ એ આધારે થાય. 'ઓખાહરણ'ની વાર્તા કોઈ વ્રત નિમિત્તે સાંભળેલી અને વાંચેલી. કવિતાનો પરિચય એટલે નરસિંહ મહેતાનાં પ્રભાતિયાં ને મંદિરે ગવાતી પ્રાર્થના. બાળકને તો કુતૂહલ કૂતરીનાં તાજાં વિયાયેલાં બચ્ચાં પાસે લઈ જાય; ચકલીના માળામાં ડોકાતી ચાંચ, ફફડતી પાંખ હોય ત્યાં લઈ જાય, કઢાયામાં ફૂટાફૂટને નામ કૂદાકૂદ કરતી ધાણીની ગતિલીલા જોવા તેડે, રૂનું પોતું ફેરવીને વાસણને તિલસ્મી રીતે ચકચકિત કરી નાખે એ કલાઇવાળા પાસે લઈ જાય અને રૂને ઉડાડતી તૂંહિ, તૂંહિને બદલે સરખા અંતરે બોલ્યા કરતી તાંત પાસેય લઈ જાય. પેલો મદ્રાસી ટાલિયો સાધુ પંચધાતુનો ઘડો માથે રાખી ફેરવે. આગળપાછળ ડોલાવે તે તો તાજમહાલ કરતાં મોટી અજાયબી ! પેલા અંબાજીના મહારાજ આવે તે જય અંબે કહીને ચાદરથી મોઢું ઢાંકી ધરેલા થાળમાં નાળિયેર ને કંકુ કાઢે એ પહોળી આંખે દીઠા વિના રહેવાય ? સીસમના બનેલા હોય એવી પરસેવે ચમકતી ત્વચાના અર્ધઉઘાડા ડિલે આવતા લક્કડફોડા, અધમણનો કુહાડો ઝીંકી એક

ઘાએ લાકડાના બે ફાડચાં કરતા મરાઠા બલિષ્ઠો, વહેરવાનું લાકડું આડું રાખી લાકડાની ઊભી ખંડેરી પર ટુવાલ જેવું નાખી સામસામે બેઠેલા વહેરણિયા ઊંધા અર્ધચંદ્રાકાર જેવી કરવતને સામસામી ખેંચીને આડું લાકડું વહેરે ત્યારે સામેનો કરવત ખેંચે તો આ બાજુનો અર્ધ દેહ અર્ધ ઊંધા ચંદ્રાકારે નમે, અને આ બાજુનો કરવત ખેંચે તો સામેવાળો ઊંધા અર્ધ ચંદ્રાકારે નમે, સૂર્યના તડકામાં પરસેવે ચમકતા સીસમ જેવા વાંસાનું કે અર્ધકાયાનું ડોલન બસ ઓટલે બેસી જોવાની શી મઝા ? એ તો અશબ્દ અનુભવ હતો. લાકડાના વહેર પડે તે હાથમાં લઈને સૂંઘવામાં પણ, ફેફસાંમાં પ્રાણ ભરાતો લાગે. એ વહેર ચૂલામાં ફેંકીએ ત્યારે એ બળે તે દૃશ્ય અનોખું જ હોય.

આખો આખો દિવસ નીકળી જાય, માત્ર લૂસલૂસ જમવા જેટલો સમય પરાણે કાઢવો પડે અને ત્યાં પણ ઉંબાડિયું કરવાની મઝા પડે ! ચૂલામાં બળતા લાકડામાં ભીનાશ રહી ગઈ હોય તો ચૂલામાં બળતી કૃશકાય ગંડેરીને છેડે પીળા રસના ફરકોલા ઊઠે એ જોવાની મઝા ! જાણે મઝા નિરામય આનંદ સિવાય કશું નહીં. અને કશું લેવા કે પડાવવા રહીએ તે પણ આનંદના પર્યવસાન માટે જ ને ?

કેટલું ભૂખાળવું હતું એ ભરપુર જીવન ! ભરપુર છતાં ભૂખાળવું ? હા ! અહીં કશી એકતરફી રમત ચાલતી હોય અને ક્યાંક પરંપરાથી ઊકરો અવાજ આવ્યો કે બધું પડતું મૂકી દોડી જઈએ એ ભૂખાળવી દોડ નહીં ? 'અલ્યા સખણો બેસ', 'અલ્યા તારા પગમાં તે કૂતરાની નળી છે ?' આવા શબ્દો વારંવાર કેવા આહ્‌લાદ સાથે સાંભળ્યા હતા. કોઈને ત્યાં અચાનક થાળી વાગે એટલે પાંચ વર્ષ પછી સાથે રમનારો આવ્યાની ખુશાલી ! બાળકને કોણ પૂછે કે કેમ આવ્યા ? થાળી વાગે તે આમંત્રણ જ હોય અને પતાસાં તો મળવાના હોય ત્યારે મળે, પણ સાકરિયા દાણા તો ખુશાલીની પહોંચપાવતી જેવા મળી જાય. ગ્રહણ વખતે પાણી ભરેલી થાળીમાં ઘરબહાર સાંબેલું ઊભું રાખે તે જોવાની મઝા ! એનો હેતુ અને પ્રભાવ ગ્રહણ સાથે પણ આજે એ બધું યાદ આવતું હતું. બાળપણને તો માત્ર મમ્મમ્ સાથે કામ હોય ને ! જલાઉ લાકડાનાં ચીરિયાં લઈને મારામારી કરવા નીકળેલા મરદો જાય અને કુતૂહલ એ બેનું અજબ મિશ્રણ બની રહે. કોઈ શૂરવીર વહુને ધબેડે, મારે નહીં ધબેડે ત્યાં,

'જાવ સાળાઓ, અહીં તમારા બાપનું શું દાટ્યું છે ?' એવું સાંભળવા પણ દોડી જઈએ ! હવે કહે છે કે ક્યાંક જમીનમાંથી તેલ નીકળ્યું, ક્યાંકથી ભાંગેલાં પાકાં વાસણ મળ્યાં એવું છાપામાં વાંચતાં કંઈ થતું હતું પણ એક છોરો વગડે ઢોર ચારવા ગયો હતો, એણે મનની મોજ ખાતર બસ એમ જ ખોદવા માંડ્યું અને સોનામહોર ભરેલો, જમીનમાં દાટેલો ચરુ મળ્યો એવી વાર્તા સાંભળેલી તે અહીં શું દાટ્યું છે એવું પ્રખર તેજે ચમકતા ચહેરે પ્રખર વાણીમાં કોઈ કહે તે સાંભળતાં સાંભરે. બાળપણ માટે તસુએ તસુ જમીનમાં આશ્ચર્યની સોનામહોર દાટી હોય એ પેલા બાળપણ વટાવીને 'મોટ્ટા' થઈ ગયેલાને શી ખબર પડે ? જાત જાતના બાવા, સાધુ, માગણ, ફેરિયા આવતા જ રહે એ બધાં પોતાને બાળકોને બતાવવા માટે જ આવે ! માગવું, લેવું, બોલવું - એ બધી તો આડપેદાશ !

નાળિયેર એવી રીતે ભાંગવું કે એકસરખી બે કાચલી કાઢી શકાય ! આપણને એવું કેમ ન આવડે એ ચેલેન્જ ! કાચલીની આંખો પણ નજર માંડવા જેવી ! ત્યારે આપણા માથે ચોટલી અને નાળિયેરને માથે પણ ચોટલી ! આજુબાજુના જટિયા કાઢી ચોટલી કાઢીને નાળિયેરને બ્રાહ્મણ બનાવવામાં આવે. તેલ દીધેલી પીળી ઘમરક તુવેરની દાળ ભરેલી માટીની ઊંચી કોઠી. એમાંથી નાળિયેરની કાચલીની એક બે કાચલી, માપસરની તુવેર દાળ કઢાય. વાડકીથી કાઢો તો તેલવાળી થતા અજવાળવી પડે, પણ કાચલી તો તેલ પીને ઓર મજબૂત થાય ! જુવારના દાણા મોટ્ટી પીપના તળિયે બેઠા હોય તો પીપમાં ઊતરીને તપેલી ભરી ભરીને જુવાર કાઢી આપવાનું કામ આપણું - એમાં કેવી મઝા પડે !

હવે આ કહેવાતા મોટપણનો કહેવાતો સમય ઋતુઓ વિહોણા આકાશ જેવો છે. બધે જાણે મૂગા મૂગા નહીં પણ જાણે ચોરીછૂપીથી ચાલ્યા કરે છે ! કશું કાનને, પગને, આંખને નોતરાં આપતું નથી. બહાર રવેશમાં જઈને સૂનો જમીનપટો અને દ્વિચક્ર વાહનની મૂગી હાજરી જોઉં છું. 'બોલો, પ્રભુજી મોરે, બોલો !' એ પંક્તિ મૂગી મૂગી હૃદયમાંથી ઊઠતી રહે છે પણ અલ્યા, 'હું બોલું છું અને હું જ સાંભળું છું ?' એ શબ્દો મારા હૈયે જીવતા થાય છે. કશું કરવાની ના કહેવાય, છતાં 'આપણું કામ' ચાલુ રહે ત્યારે વડીલ પેલા શબ્દો સંભળાવતા.

આડે પાટે ચઢી ગયો, નિશાળની વાત રહી ગઈ ! ત્રણ ગાળાનું જૂની શૈલીનું છતાં પાઘડિયાળા ભારાડી સૌરાષ્ટ્રી બાપા જેવું એ પુખ્ત કાયાનું વિશાળ મકાન. નીચે એકડિયા ક્લાસની પાટલીઓ હારબંધ બારણેથી દેખાય. ખુલ્લા બારણે ક્લાસ ચાલે. ત્યાં બેઠા વિના તો ઉપલા માળે, પહેલા બીજા ક્લાસમાં ન જ ગયો હોઈશ, પણ યાદ છે માત્ર ઉપલો માળ, પણ શેરીના આંટાફેરામાં તો વધારે ને વધારે એકડિયા - ક્લાસ જ જોયેલો. બાળકોના વાંસા અઢેલવા માટે નથી હોતા, અઢેલવા માટે ઘરડાં થવું પડે ! ઘરે વખાર જેવું. શેતરંજી અને તકિયાની હાર ખરી અને ચકલીને એમાં ચંચૂપાત કરી રૂ કાઢતી જોવામાં રસ પડે એટલો તકિયાને અઢેલવામાં નહીં !

પહેલો ક્લાસ કેવો ગયો, કોણ ને કેવા માસ્તર તે સાંભરતું નથી પણ બીજો અને મારે માટે છેલ્લો ક્લાસ સાંભરે છે. સળંગ ત્રણ ગાળાના મકાનના પહેલા અને છેલ્લા માળે ભીંતની કોઈ આડશ નહીં. હેડ માસ્તર અંબેલાલ દેસાઈ. ધોતિયું, ડગલો ને કાયમ માથે કાળી ટોપી ! પાતળી કાઠી('દેહયષ્ટિ' તો સંસ્કૃતના અધ્યાપકને હોય !) એ આગલા ભાગમાં ચોથો વર્ગ લે તેનું શ્રવણ દર્શન મારામાં અજાણ્યે ભય પ્રેર્યા કરે. ત્યાં ગણિત અને વ્યાકરણ ચાલે ત્યારે 'આપણું શું થશે...' એવો સતત ભય રહે. પોતાના ક્લાસમાં લખવા શીખવાનું ચાલે તેનો ખ્યાલ નથી પણ પેલા ચોથીના ભયપ્રેરક ચાલતા પાઠો સતત ધ્યાન ખેંચે. અંબેલાલનો સાદ તીણો એટલે પાતળો પણ અણિયાળો તે મારા કાનમાં ભોંકાય. એ અંબેલાલ માસ્તર હાથમાં સોટી રાખીને બોલે ત્યારે પગના આંગળા પર ઊભા રહીને એડીને અધ્ધર કરે.' 'અ' નીકળે તે તો સ્વર એટલે તે ખેંચાય અને એ ખેંચ પગની એડી સુધી પહોંચે એટલે અધ્ધર થાય ! કાળી ટોપી, કાળી મૂછ, પાતળો તીણો અવાજ ! મને સાંભરે છે કે ક્લાસના શિક્ષક કરતાં જમણી બાજુ આગળની દિશામાં ચાલતા ચોથા વર્ગમાં ભણાવતા અંબેલાલ માસ્તરનું મેં ત્રાંસી આંખે અનાયાસ નિરીક્ષણ કર્યું હતું ! એ ચોથા વર્ગે મારા આંતરમનમાં એવો ભય પેસાડી દીધો કે મારે માટે ખાસ તો ગણિત અને બીજા ક્રમે વ્યાકરણ ઉપક્ષિત વિષય આજીવન બની ગયા.

અમારા બીજા વર્ગના માસ્તર કાલિદાસ ! માત્ર કાલિદાસ કહો તો ઓળખ ન પડે. કાલિદાસ માસ્તર, પહેલવાન કહીએ કે ઓળખ આબેહૂબ 'સાકાર'

થાય ! અંબેલાલ માસ્તર જેટલી ઊંચાઈ નહીં, તોયે સવાચાર ફૂટ ઊંચા હશે. પહેલવાન એટલે શરીરે સબધા તો હોય જ ને ! ધોતિયું, ડગલો ને માથે ગોળ કાળી ટોપી. પ્રશ્ન કરતી આંખે જ જુએ ! એ નવરા બેઠા હોય તોયે ટેબલને પણ પ્રશ્ન કરતી નજરે પૂછતા હોય : હું ભણાવું છું ને તમે શીખતા નથી ? તો સજા માટે તૈયાર થાવ. એ ટેબલ પર સવાફૂટની સીસમની ગોળ આંકણી અફાળે ત્યારે એ ટેબલને એવો જ પ્રશ્ન પૂછતા હોય એવું લાગે. મારા જમણા હાથનાં આંગળાંને જમીન પર પંજો મૂકીને અત્યારે જોઉં છું અને પ્રશ્ન થાય છે કે જીવનવીમાની પોલિસી કઢાવ્યા વિના આંગળાં અખંડ કેમ રહ્યાં ? કોઈ દાખલો, કોઈ પ્રશ્ન ન આવડે એટલે ઈશારો કરી બોલાવે. ટેબલ પર ઊંધો પંજો મુકાવે અને પેલી સીસમની આંકણી એના પર ઝીંકે ! પંજો હલાવવાનું એ રીતે શિક્ષણ મળ્યું. કારણ કે આંકણી પડ્યા પછી હાથ આપોઆપ ઊંચો થઈ જાય અને પોતાને જ હવા નાખવા માટે હાલવા માંડે. મેં જમણા હાથનાં આંગળાંને સહરાની તરસથી નહીં પણ મોઢામાં મૂકી, એને ચૂસીને ચાહ્યાં છે. અને છતાં એમના વિશે વેરભાવ તો શું, મનમાં કોઈ પૂર્વગ્રહ પણ બંધાયો નથી. બોલાવે છે તો ટેબલ પર ઊંધો પંજો મુકાવી મારશે એટલી સાદ્યંત પ્રતીતિ ! જીવનમાં કઠોર ફરજ, બજાવવાની જ છે એવા ભાવે બજાવી છે એમ નિશ્ચિતભાવે ટેબલ પાસે જતો, હવામાં હાથ હલાવતો અને નિશ્ચિતપણે ધીમા પગલે પાટલી પાસે જઈ બેસતો. ભઠ્ઠી પાસે જાવ તો ગરમી લાગે એ સાહજિક જ હોય અને ભઠ્ઠીએ નોકરી ન કરતાં હોઈએ તો આ તાપ અત્યાર પૂરતો છે, એમાં વળી પરસેવો શો પાડવાનો – એવો અબોલ કોઈએ ન શીખવેલો અબોલ ભાવ. બૌદ્ધ દર્શન પાસે ગયો તે પહેલાં એ ભાવ કેમ આવ્યો તેનું આજેય મને અચરજ છે. જીવનમાં મૂઢ માર અને પ્રગટ મારના પ્રસંગે ચીસ ન પાડી, ઘાંટો ન પાડ્યો – એ માટે મેં કે બહારના દર્શને શિખામણે મને કેળવ્યો કે શીખવ્યો નહીં, કારણ એ હોય કે એ માટેના લાયક વિદ્યાર્થીઓ પાસે એ રોકાયા હોય ! કાલિદાસ માસ્તર પાછલી શેરીમાં એક ઘરના મોટા કાતરિયા જેવા માળે રહે. રાત્રે ઊભી શેરીના એક ભાગમાં ઑપન વ્યાયામ વર્ગ ચલાવે. તેની જાણ થયા પછી કોઈ કોઈ વાર એ ઑપન વર્ગ જોવા જતો, પણ એ વર્ગમાં દાખલ થવા માટે આઠ વર્ષની ઉંમર નાની પડે.

પહેલવાન અને વળી પાંત્રીસ ચાળીસ વર્ષની વયે પણ હનુમાન એટલે કે કુંવારા ! હનુમાને જ સૂચવ્યું હશે કે હનુમાનની છબિ રાખી, તેના પર પુષ્પહાર ચઢાવી વ્યાયામ વર્ગ ચલાવે.તેણે આજીવન બ્રહ્મચર્યવ્રત જાળવવું જ જોઈએ ! શરીરનાં બધાં અંગો કસાયેલાં અને સુડોળ હોવાં જોઈએ એ આદર્શ ભણવાના તમામ વિષયોને પણ લાગુ પાડતા. એમણે કવિતાયે શીખવી હશે પણ તે મને માથામાં ટકોરાથી માંડી મુક્કી મારું છું તોયે સાંભરતી નથી ! વ્યાયામમાં રસ હોય તે શિક્ષકે કવિતા ન શીખવવી એવો સરક્યુલર શિક્ષણખાતાએ કાઢવો જોઈએ !

સરકસમાં હાથીને જબરા સ્ટૂલ પર પગ રાખીને ઊભો રાખવામાં આવે એ તો 'સપ્રમાણ' કહેવાય, હાથીના પ્રમાણમાં સ્ટૂલનું પાટિયું પણ જાડું અને મજબૂત હોવું જોઈએ, પણ વિદ્યાર્થીઓ બધા આઠેક વર્ષના, વર્ષમાં એક વાર વિદ્યાર્થીની ઊંચાઈ મપાય, વજન થાય, તોયે મારા વજન ને ઊંચાઈ મને યાદ નથી. એ જ ભૂલકણાપણું નોકરીઓમાં અને સાહિત્યમાં રહેવાને કારણે જ એંસી વર્ષ નીકળી ગયાં એવું મને લાગે છે. વાત વિદ્યાર્થીઓને બેસવાની પાટલીઓની. તે જાડા મજબૂત પાટિયા અને પગોવાળી. એના પર પગ રાખી ઊભો રહે તોયે જરાયે લચકાય નહીં એવી મજબૂત ! એણે વિદ્યાર્થીઓની કેટલી પેઢીઓ જોઈ હશે !

સમોવડિયાને ભાગી જવા પહેલાં અંગૂઠો બતાવવાની સ્વપ્રેરિત ટેવ હતી પણ નિશાળના વર્ગે એક આંગળી ઊંચી કરવાની ફરજ પાડેલી. એક દોઢ મિનિટની છુટ્ટી મળવા સાથે થોડી તફરાહ પણ થઈ જાય.

નિશાળના વર્ગ સિવાયના બે જ સ્થાનો પરિચિત. એક તો પાણી પીવા જવા માટેની ખાસ ઓરડી અને બીજે 'સી...' કરવા માટે જવાનું સ્થાન. પાણી માટેની ઓરડી અડધી ભીંત અને અડધી લોખંડના ઊભા સળિયાની. પાળ પર પાણીની ગોળી કહો કે માટલું કે બે માટલા. પણ સામી ભીંતે હાથ પહોંચે એટલે ઊંચે હારબંધ લટકે કડીવાળા પ્યાલા. દરેકની નીચે લખેલું : બ્રાહ્મણ, ક્ષત્રિય, પટેલ, મુસલમાન... અઢારે વરણ કંઈ ભળતી નથી એવી પ્રતીતિએ દસેક જાતિનાં નામ વંચાય અને એટલા જ પ્યાલા લટકે. સ્વભાવે 'વંચર' છતાં કોણ જાણે બ્રાહ્મણનું પ્યાલું ઉઠાવી ચૂપચાપ પાણી પીને ફરી

લટકાવી દેવાનું સૂઝ્યું નહીં. પરધર્મો ભયાવહ તેને બદલે 'પરજ્ઞાતિ ભયાવહ...' એવા નિયમ ત્યારે પળાતો હશે !

એની પાસેની ઓરડીમાં પટાવાળો પ્રાયમસને પીન કરી ફુંફાડા મરાવે એટલે એ એંધાણીએ બપોરે લૂસ લૂસ ઝાપટવા જવાનો સમય નજીક છે એનો સંકેત મળતા પગમાં બેઠા હોઈએ તોયે ઝણઝણાટી થવા માંડે. અમે દોડતાં ઘરે નાસ્તો કરવા જઈએ તે દરમિયાન બધા શિક્ષકો ભેગા બેસી અંબેલાલ દેસાઈની નિશ્રામાં ચા-પાન કરે. ઘંટ વાગે ત્યારે તો સાભાર પરત થઈ ગયા હોઈએ. બે મિત્રો સાંભરે છે : એક કુંદનલાલ શ્રીમંત કણબી કુટુંબનો છોકરો. ઉછેર અને માવજતે પ્રભાવશાળી. સમભાવે વર્તે, વાત કરે. તેની કારકિર્દીની જાણ નથી, નિશાળ છોડ્યા પછી મળે તો બે શબ્દ બોલે ખરો. બીજો રવિ. તેના પિતા રંગૂનમાં ઝવેરી એટલે સુખી, સ્વભાવે સાલસ, એની આંખમાં સરેરાશ કરતાં જુદું દેખાય. કારખાને ઘોંટાયા પછી તો રજાના દિવસે એના ઘર આગળ આંટો મારું તો નજર મળે. તે પછીથી ઉદાર વિચારનો સુધારકવૃત્તિનો અને સેવાભાવી થયો પણ મારી સામાજિક નાનમ એવી કે પછી મળ્યો નહીં. તે તો આ દુનિયામાં નથી, કુંદન પણ નહીં હોય.

'સી...' કરવા નીચે વાડામાં જવાનું તે સ્થાન ગમે. ત્યાં સરસ ઘટાદાર જાંબુડો હતો, તેના પર અનાયાસ જ નજર જાય, પણ એકે જાંબું તફડાવ્યું કે ખાધું નહોતું. સોમવારે પટાવાળો આવે, નિશાળ ઊઘડે કે તરત તે સાવરણી કરગ્રહણ કરે. રવિવારે નિશાળ બંધ એટલે રખડું બકરાંઓ અને શેરીનાં કૂતરાંઓએ લાંબા ઓટલે આરામ વિરામ અને દૈહિક પ્રવૃત્તિ કરી હોય. બકરીની લીંડીઓ આખા ઓટલે પથરાયેલી હોય, એમણે લઘુશંકા કરી હોય, એની સફાઈ હેડમાસ્તર આવે તે પહેલાં થઈ જવી જોઈએ. જેને ઠામઠેકાણું ન હોય તે રાત્રે સંતાડેલી ગોદડી પ્રગટ કરી નિશાળના ઓટલે કાયા લંબાવે. પાનાં પત્તાં રમનારા શેરીમાં હતા પણ પોતાના ઘરના ઓટલાનો ઉપયોગ કરે - હવે તો રાત્રે બંધ નિશાળના ઓટલાનો એવો ઉપયોગ સામાન્ય.

ઘર ચલાવતાં મોટા ભાઈ ક્ષયમાં ગુજરી ગયા એટલે નિશાળે જવાનું બંધ. ડોસીએ શી રીતે દસેક જણાનું કુટુંબ નિભાવ્યું તે મારે માટે આઠમી અજાયબી છે. નિશાળ છૂટે અને વણતાં શીખવા કોઈ કારખાને મૂકવા વચ્ચે

થોડા દિવસ ખાલી હતા. રોજ નિશાળ ખૂલે એટલે સામેના મંદિરના ઓટલે બેસી નજર ચોથા ધોરણના વર્ગ સુધી જાય તે જોયા કરતો. એક દિવસ અંબેલાલ માસ્તરના ધ્યાનમાં આવ્યું કે પેલો સામા ઓટલે બેસી જોયા કરે છે. એમણે પટાવાળાને કહ્યું કે પેલાને લઈ આવ. મને થયું પેલો મને પકડવા આવે છે એટલે ઓટલેથી કૂદકો મારી ગબરડી મારતો ઘરે પહોંચી ગયો... બસ, તે પછી તો રાત્રે આઠેક વાગ્યે કારખાનેથી છૂટ્યા અને જમ્યા પછી, મારા ઓટલે બેસી મારે માટે કાયમ માટે બંધ થઈ ગયેલી, બંધ નિશાળ સામે ન કળાતા, ન સમજાતા ભાવે જોયા કરું...

## ભૃંગરાજવટી યાને ગ્રંથગરબડ / લાભશંકર પુરોહિત

શાસ્ત્ર અને કાવ્યને લગતા ગ્રંથોના પરિશીલનની પ્રવૃત્તિ જિજ્ઞાસુવર્ગની સમજણ વધારવા અને રસિકજનોની રસવૃત્તિ કેળવવા માટે ઉપકારક નીવડતી રહી છે. જે જમાનામાં અભ્યાસનાં સાધનોની અછત હતી એ વખતે પણ જુદા જુદા ગ્રંથોનો ઊંડો અભ્યાસ કરી એમાંના અર્થને સુગમ કરી આપવા ઉપરાંત વિદ્વત્પરીક્ષાના આશયથી પણ આવી પ્રવૃત્તિઓની પ્રતિષ્ઠા હતી. આપણે ત્યાં વિવિધ વિષયને લગતા સૂત્રાત્મક ગ્રંથોની 'કારિકા', 'વૃત્તિ' અને કાવ્યગ્રંથોની કેટલી બધી 'ટીકાઓ' લખાતી રહી છે! 'બ્રહ્મસૂત્ર' કે 'ભગવદ્‌ગીતા' જેવા તત્ત્વગ્રંથો પર શંકરાચાર્યથી માંડીને અનેક આચાર્યોનાં બહુસંખ્ય ભાષ્યો-વિવરણો કે 'રઘુવંશ' જેવા કાવ્યગ્રંથ વિશે મલ્લિનાથ વગેરેની ચાળીસ જેટલી ટીકાઓ, આપણી આ સત્ત્વશીલ વિદ્યાવૃત્તિનાં તૃપ્તિકર પરિણામો છે. આખાયે મધ્યકાળ પર્યંત ગ્રંથ-પ્રકાશનની આ ભાષ્યોપભાષ્ય પરંપરા ગતિશીલ રહી છે.

અર્વાચીન સમયમાં આવતાં વિમર્શ, વિવરણ અને શોધનસંપાદનની નવી નવી દિશાઓ ખૂલતી ગઈ છે ત્યારે વિભિન્ન દૃષ્ટિબિંદુ કે હેતુઓથી પ્રેરિત, ગ્રંથવિવરણ, સંપાદન, ભાષાંતર, સંક્ષેપ વગેરેને લગતી પ્રવૃત્તિમાં, ગ્રંથના મૂળ પાઠ પ્રત્યેની પ્રામાણિક અભિમુખતા અને નૈષ્ઠિક વિદ્યાવ્રત હોવાનું અનિવાર્ય લેખાવું ઘટે. એને ચાતરીને ચાલવાનો માર્ગ, કદાચ ગ્રંથમાંનાં વક્તવ્યોમાં 'નવા વિચાર'નો આરોપ કરનારો કે રસસૌન્દર્યની આગવી મુદ્રા આપનારો બની રહે; વળી એના કારણે, ભાષ્યકારને મૂળ

ગ્રંથકાર કરતાંયે સવાયું ગૌરવ સાંપડી રહે. પરંતુ ગ્રંથના મૂળ સત્ત્વને માટે તો આ સદ્-પ્રવૃત્તિ પણ વિઘાતક નીવડે. વિજ્ઞાન અને ટૅકનોલોજીની પ્રગતિને પ્રતાપે, વિદ્યાના અક્ષુણ્ણ પ્રદેશોમાં પણ આજે જ્યારે શોધન માટેની નવી નવી સગવડો ઊભી થઈ છે ત્યારે કોઈ પણ ગ્રંથના અર્થાન્તર / રસાંતરણ માટે પ્રવૃત્ત થતા અભ્યાસીઓ પાસે વિદ્યાવૃત્તિનાં ઊંચા ધોરણોની જાળવણી માટેનો આગ્રહ હોવો જોઈએ. એ બાબત વિદ્યાપ્રવૃત્તિની સ્વ-સ્થતા ને શ્રદ્ધેયતા માટે પણ જરૂરી છે. ગ્રંથનાં બે પૂઠાં વચ્ચેના શબ્દપ્રદેશને આઘોપાછો કર્યા વગર, અર્થવિહારની જે કાંઈ સંભાવનાઓ પ્રગટ થતી હોય તે ખોલી આપવી - એવું આ પ્રવૃત્તિનું લક્ષ્ય હોવું ઘટે, અને એમ કરવામાં नामूलं लिख्यते किंचित्‌ના અનુપાલનના આગ્રહની આવશ્યકતા પણ ખરી જ; नानपेक्षितं उच्यतेનું અતિક્રમણ ગ્રંથની ફ્રેમમાં જ રહીને, અન્-અપેક્ષિત અર્થોને ઉઘાડતું હોય તો એની સામે વાંધો ન લઈએ. આ આગ્રહો મોળા પડે કે ઉપેક્ષા ભણી વળે ત્યારે ગ્રંથ / કૃતિનાં અવળાં, વિકૃત ને ભળતાં અર્થઘટનો થવા લાગે. પછી તો 'આંખનું કાજળ ગાલે ઘસવા' અને 'તલમાં કોદરા ભળવા'ના અક્ષયન્યાયને પ્રતાપે, ગરબડીકરણ જેનો આત્મા છે એવી ભૃંગરાજવટીની તન્માત્રા ગ્રંથના વેણેવેણે રસાતી જાય ! આ વિ-સર્ગલીલાને કારણે કૃતિ / ગ્રંથને 'આ તે શા તુજ હાલ' સાંપડે છે એના સ્પર્શે જાગ્રત વાચકને પણ તુર્યાવસ્થાના અનુભવનો લાભ સાંપડે છે !

આ ગ્રંથ-ગરબડો જુદાં જુદાં કારણસર ઊભી થતી હોય છે. એમાંનાં બે મુખ્ય કારણને સંબંધ છે વિદ્વતા સાથે. ગ્રંથમાંના વિચારને સમ્યક્ પ્રકારે પામવાની અપાત્રતા અપૂરતા અભ્યાસ અને પાંગળી વિદ્વત્તાને કારણે આવતી હોય છે. આ સ્થિતિમાં અણસમજ કે અલ્પસમજથી પ્રેરાઈને થતું કૃતિવિવરણ ધૂંધળું જ રહેતું નથી, ઊંધું પણ થતું હોય છે. વ્યુત્પત્તિના અભાવથી વિપરીત વ્યુત્પત્તિનો અતિશય પણ ક્યારેક અન્-અર્થ સરજે છે ! વ્યાપક ક્ષેત્રોમાં વિહરતી અતિવિદ્વત્તા કૃતિના 'અલ્પ'ને પોતાની સર્વતોમુખી પહોંચથી રસીને, 'અદકું' કરી મૂકવા માટે પ્રવૃત્ત થતી હોય છે ! અભ્યાસની દરિદ્રતા જો ગ્રંથને સપાટી-વાચન(surface reading) ને કારણે અનાવૃત્ત ન કરી શકે તો અભ્યાસનો અતિશય, 'વધારે (પડતું) વાચન'(over reading)નાં ગોથાં

ખવડાવે ! આ સ્થિતિમાં ખરી જરૂર રહે સમુચિત વિદ્યાવિવેકની.

ગ્રંથગરબડનું બીજું કારણ છે ભાષ્યકારની વૈચારિક પ્રતિબદ્ધતા. ચોક્કસ પ્રકારની રાજકીય, ધાર્મિક વગેરે અન્ય વિચારધારાથી પ્રતિબદ્ધ ભાષ્યકાર ગ્રંથ / કૃતિને, પોતાને ઇષ્ટ એવી વિચારધારાના પ્રકાશથી રંગીને જ પ્રસ્તુત કરવા પ્રેરાય. નિરપેક્ષ વસ્તુલક્ષિતાની તો અહી પડી જ હોતી નથી. એટલે જ ટાગોરની 'ઘરે બાહિરે' નવલકથાને, પ્રતિષ્ઠિત સામ્યવાદી વિવેચક લ્યુકાચે 'ટાગોરની ગાંધીકથા' તરીકે ઓળખાવેલી ! ઘણી વાર ગ્રંથ / કૃતિ પોતાને અભિમત 'વિચાર'થી અસ્પૃષ્ટ હોવા છતાં, ગ્રંથની કે ગ્રંથકારની અતિ પ્રતિષ્ઠાને કારણે, એમના કૃતિગત 'વિચાર'ને પોતાના અભીષ્ટ 'વિચાર'માં ફાળવી મૂકવાનું વલણ આમાંથી વકરે છે.

આ સિવાયનું પણ એક કારણ છે અનવધાન. જો કે આગલાં બંને કારણોને મુકાબલે ઉતાવળાપણું કે પ્રમાદને લીધે નીપજતાં આ અનવધાનને બહુ મોટો વિદ્યાકીય ગુનો ન ગણાય. અન્યથા અભ્યાસપરાયણ, સત્ત્વગ્રાહી શ્રદ્ધેયતા ધરાવતા વિદ્વાનો કોઈક વાર ઉતાવળ કે પ્રમાદને વશ થઈ મૂળ સાધનોને તળિયા સુધી ન તપાસવાનું વલણ દાખવતા હોય છે. તો વળી હાથપ્રતની ચોખ્ખાઈનો અભાવ અને મુદ્રણની અશુદ્ધિઓ પણ કાળક્રમે ગ્રંથને વિકૃતરૂપે સ્થાપવામાં નિમિત્તરૂપ બનતાં હોય છે. ઉપરનાં કારણ / કારણોથી પ્રેરાયેલાં ગરબડીકરણનો પ્રભાવ વિદ્યાપ્રવૃત્તિનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં વિવિધ પ્રકારે વિસ્તરતો હોય છે. આ સ્થિતિમાં ગ્રંથોપજીવી વિદ્યાપુરુષે ભૃંગરાજવટીની ઉપસાવેલી સેવનમાત્રાના અનુપાતમાં આપણને – એટલે કે ભાઠે ભરાઈ ગયેલા ભાગ્યશાળી (!) ભાવકને – રસસંક્રાંતિ અને તજ્જન્ય હાસ્યશબલિત કરુણનો કઠણ અનુભવ લાધે છે. બ્રહ્મસદૃશ બહુવિધલીલાસંચારિણી ભૃંગરાજવટીનાં મુખ્ય મુખ્ય વિહારક્ષેત્રો આટલાં ગણાય :

૧. ગ્રંથવિવરણ : કૃતિના સત્ત્વપ્રકાશનનો એક મહામાર્ગ છે વિવરણ અને વ્યાખ્યા. વિવરણ, આસ્વાદ કે મૂલ્યાંકન દ્વારા કાવ્યગ્રંથના રસકોષનું પ્રકટીકરણ થાય કે ચિંતનગ્રંથમાંના પિંડરૂપ વિચારબીજનું વિશદીકરણ થાય. આ બંને પ્રવૃત્તિઓ આખરે તો મૂળ કૃતિના આશયને સુગ્રાહ્ય અને સરળગમ્ય

બનાવે એમાં એની સાર્થકતા ગણાય, પરંતુ એમ થવાને બદલે વિવિધ અર્થઘટનો જ્યારે વિરોધી ચાટ પકડે ત્યારે કયું અર્થઘટન સ્વીકાર્ય ગણાય ? અધિકૃત અભ્યાસીઓ દ્વારા એક જ કૃતિને 'ઉત્તમ' અને 'નિષ્ફળ'ના બે અંતિમો વચ્ચે, 'ઠીક', 'સાધારણ', 'નબળી' ને 'સફળ' - એવાં અલગ અલગ પ્રમાણપત્રો અપાયાના કિસ્સા બન્યા છે. કાવ્યકૃતિના 'આસ્વાદ' તળે યોજાતી શબ્દ-કસરતો ઘણી વાર 'હસવું' અને 'હાણ' બંનેનો સહિયારો અનુભવ કરાવે છે. બ.ક.ઠાકોરના 'વધામણી' કાવ્યે જૂના વખતમાં વિદ્વાનોની વલે કરી હતી. આધુનિક સમયમાં રાજેન્દ્ર શુક્લની 'બારમાસી'ને સુકીર્તિત વિવેચકે નાયિકાઉક્તિ તરીકે જ સળંગ વિવરણમાં ઉકેલ્યાનું જ બન્યું છે.

૨. સંશોધન-સંપાદન : પ્રાચીન-મધ્યકાલીન કૃતિઓની સમીક્ષિત વાચનાઓ અને સંપાદનની કામગીરીમાં કૃતિના પાઠ (text) નિર્ધારણના તબક્કે કેટલીક વાર ગૂંચો ઊભી થાય. પાઠાંતરો અને હસ્તપ્રતની દુર્વાચ્યતા આવી ગૂંચોને વધુ મુશ્કેલ કરે છે. આ સ્થિતિમાં ઊડી ગયેલા કે છૂટી ગયેલા પાઠને સ્થાને કલ્પિત પાઠ મૂકવાનું વલણ વેગ પકડે. અર્થગ્રહણ અને કૃતિગત વક્તવ્યની પૂર્ણતાના આશયથી મુકાતા સંભવિત પાઠોમાં સંપાદકની ઉક્તિ કેટલીક વાર ગ્રંથના મૂળ પ્રતિપાદનની સાથે સુસંગત ન પણ હોય. વળી કૃતિની એકાધિક હસ્તપ્રતોના કિસ્સામાં જોવા મળતાં પાઠાંતરો લહિયાની અણસમજથી જ ઊભાં થયાં હોય એવું હંમેશાં ન પણ બને. પ્રતનું લેખનસ્થળ અને સમય પણ ગરબડમાં નિમિત્ત બનતાં હોય છે. આપણે ત્યાં નરસિંહ, મીરાં, ભાલણ, અખો અને જૈન કવિઓની કૃતિઓનાં સંપાદનોમાં ગરબડોનાં ઉદાહરણો મળી આવશે. સંપાદકોની ટીકા અને ટિપ્પણીઓ ગ્રંથના આશયને કેટલો વણસાડી મૂકે છે એનું ઉદાહરણ જરા વિગતે મૂકવાનું મન થાય છે. જેમ્સ મેકમર્ડોએ સને ૧૮૦૯-૧૦ના અરસામાં ગુજરાતમાંના રોકાણની ડાયરી રાખી હતી. ઘણા વખતથી અપ્રાપ્ય એવી આ ડાયરીનું દિલ્હીના જવાહરલાલ નહેરુ યુનિવર્સિટીના ઇતિહાસના પ્રાધ્યાપક અને 'સુખ્યાત વિદ્વાન' ડૉ. સુરેશચંદ્ર ઘોષે ૧૯૭૭માં સંપાદન પ્રસિદ્ધ કર્યું. મૂળ ગ્રંથમાં પ્રવાસને લગતો નકશો નહોતો, પણ સંપાદકશ્રીએ પુસ્તકને વધુ શાસ્ત્રીય

ઘાટ આપવા માટે મેકમેર્ડોની મુસાફરીનાં સ્થળો અને તેને સાંધતા માર્ગને દર્શાવતો નકશો પુસ્તકના પહેલા પાને જ તૈયાર કરીને મુકાવ્યો. હવે અહીં ઓડનું ચોડ વેતરાયું ! મેકમર્ડોનો પ્રવાસ તો માળિયા (મિયાણા)થી ઘણે ભાગે કાંઠાળ પ્રદેશમાં પોશીત્રા સુધી પહોંચ્યો હતો. સંપાદકશ્રીએ જૂનાગઢ જિલ્લામાંના માળિયા (હાટીના)થી તીરગતિએ પ્રવાસીને પોશીત્રા પહોંચાડ્યા ! વળી, મૂળ સંદર્ભોને સ્ફુટ કરવા સંપાદકે મૂકેલી પાદટીપોએ તો વળી ઠેકઠેકાણે ઊંધું વેતર્યું. પૃ.૧૭ પર 'મોરબી'ને સ્વામી દયાનંદ સરસ્વતીના જન્મસ્થાન તરીકે, પૃ.૨૩ ઉપર મૂળ 'ખંભાલિડા'ને બદલે 'ખંભાળિયા' કરી નાંખ્યું ! પૃ.૧૯ પરની પાદટીપમાં 'Traga' (ત્રાગા)ને રજપૂતોની લાક્ષણિકતા તરીકે નોંધી. (જ્યાં 'ચારણ' મૂળ લેખકને અભિપ્રેત છે.) પૃ.૨૩ પરની પાદટીપમાં, જોડિયાથી નિકાસ થતી ચીજો તરીકે ઉલ્લેખ પામેલી 'Coarse Dungaree'ને સંપાદકે 'Cotton Cloth' તરીકે ઓળખાવીએ તો હદ કરી નાખી* થોડાંક વર્ષો પહેલાં પ્રાથમિક ધો.પની વાચનમાળામાં જાણીતું લોકગીત 'મારે ઘેર મહેમાન આવ્યા' લીધું હતું. અહીં 'દાતણ દેશું દાડમી' ને દેશું 'કણેરી કાંગ' એવો ભ્રષ્ટ પાઠ જ નહિ, સંપાદકશ્રીની કાવ્યસૂઝનો લાભ નોંધરૂપે પણ મળ્યો. 'કણેરી - કણાદાર', 'કાંગ - એક જાતનું ધાન્ય'ની સ્પષ્ટતા રૂપે ! (સાચો પાઠ 'કરંજી કાંબ' હોવો જોઈએ.) એમ તો 'સરોદ'ની રચના 'અમને રણઝણ ઝીણા ચડ્યા' તરીકે પ્રતિષ્ઠિત સામયિકે છાપી હતી ! ('ઝીણા'ને બદલે 'મીણા' જોઈએ)

૩. અનુવાદ : વિદ્યાવિસ્તરણની નવી નવી સગવડો આધુનિક સમયમાં ઊભી થતાં, વિચારાત્મક અને સર્જનાત્મક સાહિત્યના ઉત્તમ ગ્રંથોને પરભાષામાં અવતારવાનું કામ પણ ઉઘાડ્યું. અનુવાદ સુવાચ્ય હોય એટલું પૂરતું નથી, મૂળ ગ્રંથ પ્રત્યેની વફાદારી પણ વરતાવી જોઈએ. આપણે ત્યાં બંગાળી અને મરાઠીમાંથી આવેલા ગ્રંથોમાં સ્વ-સ્થતા જેટલી દેખાય છે એવી નરવાઈ દક્ષિણ ભારતની ભાષાઓમાંથી ઊતરતા ગ્રંથોમાં નજરે ચઢતી નથી. નગીનદાસ પારેખ, રમણલાલ સોની, બચુભાઈ શુક્લ દ્વારા બંગાળીમાંથી અને ગોપાળરાવ વિદ્વાંસ દ્વારા મરાઠીમાંથી કૃતિઓ સીધેસીધી આવી. અનુવાદકોની બંને ભાષાની સારી જાણકારી જ નહિ, ખંતભરી ચીવટ ને

ચોકસાઈ પણ એમાં દેખાશે. આગલી પેઢીના વિદ્વાનો દ્વારા થયેલા/થતા અંગ્રેજી/સંસ્કૃત ગ્રંથોના અનુવાદની બાબતમાં પણ સંતોષ લઈ શકાય તેમ છે. પરંતુ છેલ્લાં ૧૫-૨૦ વર્ષમાં થયેલા કેટલાક કાચા અને લઘરા અનુવાદો ચિંતા પ્રેરે તેવા છે, ભાષાંતર-નિધિ, ગ્રંથનિર્માણ બોર્ડ, નેશનલ બુક ટ્રસ્ટ જેવી વિદ્યોત્તેજક સંસ્થાઓ દ્વારા પ્રકાશિત થતા અનુવાદો નબળા અને ઊંધું વેતરનારા હોય ત્યાં ધંધાદારી પ્રકાશકો દ્વારા ઠલવાતા ઊધડા અનુવાદોનો ધોખો ક્યાં કરવો ? અનુવાદક મૂળ ગ્રંથની ભાષા તથા અનુવાદની ભાષા પર પ્રભુત્વ ધરાવતો હોય એટલું જ પૂરતું ન ગણાય. વિચારાત્મક ગ્રંથના અનુવાદની બાબતમાં તો તે વિષયના પાયાના વિભાવો અને પરિભાષાથી પણ તે સુપરિચિત હોવો જોઈએ. આવું ન હોય તો પાને,પાને છબરડા વળે છે. ગ્રેહામ વાલેસના 'હ્યુમન નેચર ઈન પોલિટિક્સ'ના ગુજરાતી અનુવાદમાંથી થોડીક વાનગી નીચે મૂકી છે :

૧. 'આપણા પૂર્વજોના અવ્યવસ્થિત જૂથો તેમના માનવભક્ષી દુશ્મનો સામે હું પોતાનું રક્ષણ કરી શક્યા નહિ એટલે ભાવનની સામાન્ય વૃત્તિનું તેમના આગેવાનને અનુસરવાના અને તેનું રક્ષણ કરવાના ખાસ પ્રેરકમાં રૂપાંતર થયું.'

'રાજકારણમાં મનુષ્યસ્વભાવ' પૃ.૪૦

૨. 'આપણા મોટા ભાગના પ્રેરકોનું તર્ક-પૂર્વ સ્વરૂપ એટલા માટે છૂપું રહે છે... -એજન પૃ.૪૨

૩. '...બર્કનું ખંજર, નેપોલિયનનું પાલતું ગરુડ, હુણો વિશેના જર્મન કૈસરના તાર અને ટપાલ થયેલા મુક્કા જેવી પ્રવૃત્તિઓ આવા ભાવ જન્માવે પણ ખરી .... -એજન પૃ.૪૨

(ગુજરાતી ભાષાના પીઢ અને અભ્યાસપરાયણ અધ્યાપક દ્વારા થયેલો આ અનુવાદ ભાષાંતરનિધિએ પ્રસિદ્ધ કર્યો છે.)

વિદ્યાસંસ્થાઓની બેદરકારી, અનુવાદોની કડક પરીક્ષા માટેનો તંત્રનો અભાવ, પ્રતિષ્ઠિત વિદ્યાપુરુષોનાં પ્રમાદ અને વેઠવૃત્તિ, નજીકતાને પાંચ પૈસા રળાવી દેવાની દાનત અને ભૂતિયા અનુવાદકોની અણઆવડતને લીધે થતાં બાકણાં : આ સૌ બાબતો કંગાળ અનુવાદો માટે જવાબદાર પરિબળો હોય છે.

૪. સંક્ષેપ : જુદી જુદી વિદ્યાશાખામાંની તાત્ત્વિક વિચારણાને લગતા બૃહદ્-ગ્રંથો કે પ્રશિષ્ટ લેખાતી મહાનવલના નાના/મોટા સંક્ષેપો. જો સમજણપૂર્વક ન થાય તો લખનારને અભિપ્રેત આશયને ગંભીર નુકસાન થતું હોય છે. વિચારાત્મક લખાણનું સમગ્ર વક્તવ્ય સંક્ષેપમાં અર્કરૂપે ઉતારવું જોઈએ. પ્રથમ તો સંક્ષેપકારે ગ્રંથને પૂરેપૂરો આત્મસાત્ કરવાનો રહે. એ માટે અભ્યાસ, ધીરજ, ખંત અને પહોંચ આવશ્યક રહે. ઊભડક સંક્ષેપો હંમેશાં અનર્થ નોંતરતા હોય છે. વિવેકપૂત સંક્ષેપો મૂળ ગ્રંથનો અનુભવ કરાવનારા, એમના પ્રત્યે સવિશેષ અભિમુખ કરાવનારા નીવડે છે. આપણે ત્યાં ઉપેન્દ્ર પંડ્યાએ 'સરસ્વતીચંદ્ર'ના આપેલા - બૃહદ્ અને શાલેય - બન્ને સંક્ષેપો, સંક્ષેપકળાના સારા નમૂના ગણી શકાય. અંગ્રેજી જેવી ભાષામાં તો તત્ત્વવિચારના પ્રસ્તારી માનકગ્રંથના એકાધિક સંક્ષેપો સાંપડે છે. કેટલીક વાર એવા સંક્ષેપના આધારે આપણે ત્યાં સંક્ષેપનોય સંક્ષેપ કરવાની વૃત્તિ દેખાય. અહીં પૂરતું જોખમ રહે. જો કે આવા સંક્ષેપોનું 'હૂંડી'(સૂચિ)થી વધારે મૂલ્ય ન હોય. ૨૫૦૦ પાનાંનો મૂળ ગ્રંથ ગુજરાતી ભાષામાં માત્ર ૧૫૦-૨૦૦ પાનાંમાં સમાવવાનો પ્રયત્ન કેવાં પરિણામો સરજે તે સમજી શકાય તેમ છે.

૫. ઉદ્ધરણ કે અવતરણ : કેટલીક વાર અભ્યાસીઓ પોતાનાં મંતવ્યોની પુષ્ટિ માટે આ કે તે વિષયને લગતા, અન્ય ગ્રંથોના અંશોને ટાંકે છે. આમાં ઘણી વાર એવું બનતું હોય છે કે ઉદ્ધરણ અંશને એના મૂળ સંદર્ભમાંથી ખેંચીને, સાવ વિરોધી સંદર્ભમાં ઉદ્ધરણ કરવામાં આવે. આ કારણે મૂળ ગ્રંથમાંના વક્તવ્યને ખોટી બેસણી અને અવળું અર્થઘટન સાંપડે. આમાંથી જ 'સેતાન બાઈબલનાં સૂત્રોને ટાંકે'-એવો એવો તાલ ઊભો થાય. મૂળ ગ્રંથકારે ચોક્કસ સંદર્ભમાં વ્યક્ત કરેલા વિચારો/અભિપ્રાયોને સાવ નિરાળા સંદર્ભમાં ઉદ્ધૃત કરવામાં વકીલનું ચાતુર્ય છે, વિદ્યાનું વ્રત નથી હોતું. આ સ્થિતિમાં મૂળ ગ્રંથકારના આશય અંગે પણ ગેરસમજો ઊભી થતી હોય છે.

ભૃંગરાજવટીના અનુપ્રાશન દ્વારા પ્રવર્તતા ગરબડીકરણમાં પ્રવૃત્ત અક્ષરપુરુષોની આ અવિદ્યાવૃત્તિથી અકળાઈને જ અંગ્રેજ કવિ મિલ્ટને સખેદ આક્રોશ આ પ્રકારે ઠાલવ્યો હશે !

"A good almost kill a man
as kjll a good book;
who kills a man, kills a reasonable creature;
God's image
But, he who destroys a good book,
Kills reason itself,
Kills the image of God,
As it were in the eye.'

(Arcopagitica -માંથી)

પાંડિત્યપૂર્ણ છબરડાના નમૂના તરીકે જિજ્ઞાસુ -વા ખણખોદિયા- આ ચોપડી વાંચવા જેવી છે : The Peninsula of Gujarat in the early 19th Centuary. Edited by Dr. Sureshchandra Ghosh, Pub. Sterling Publications Pvt. Lmt., 1977, New Delhi

# સમાચાર

• ચૂંટણી પંચ અને કેન્દ્ર સરકાર પરસ્પર
ધરાવતા હોવાને કારણે કાનૂની યુદ્ધની શક
• નૌકાદળના બરતરફ કરાયેલા વડા શ્રી
કર્યો છે કે ભાજપની સરકારે સેનાઓમાં પણ
કોમવાદને પ્રવેશ કરાવી આપ્યો છે.
• જમ્મુ-કશ્મીરના મુખ્ય પ્રધાન ફારૂખ અબ્દુ
પ્રયાસ નિષ્ફળ બનાવવામાં આવ્યો છે.
• સગર્ભા સ્ત્રીઓને અપાતા મેથાર્જિન ઈન્
અને બાળકને ભારે નુકસાન થવાની શક્ય
આ ઈન્જેકશનો ઉપર પુરવઠા ખાતાએ પ્રતિ
• વેસ્ટઈન્ડીઝ સામે ભારત ક્રિકેટની રમતમાં
• ભારતમાં આ વર્ષે ચોમાસું નિષ્ફળ જવાની
• કેન્દ્રના નાણાંખાતાએ યુનિવર્સિટી
સંસ્થાઓમાં નવી ભરતી બંધ કરી દીધી છે. આ
કરકસરના ભાગરૂપે લેવામાં આવ્યું છે.
• ટાઈમ્સ ઑફ ઈન્ડિયાના સર્વેક્ષણ પ્રમાણે ભા
પ્રાપ્ત થશે.

ગઝલ / અંજુમ વાલોડી

શું છે એકલતા વિના આ શ્હેરમાં ?
થાય છે : પાછો વળું ખંડેરમાં.

કોઈના પદરવના પડઘા પણ નથી,
મન, ન કાં ગૂંગળાય એવા ઘેરમાં ?

થઈ ગયું છે ધૂળિયું વાતાવરણ,
ને પવન વાતો ફરે છે લ્હેરમાં !

માનવીના ક્રોધને કાપી શકે,
ધાર એવી તો નથી શમશેરમાં.

શ્હેરમાં આ કોનું કાચું ઘર પડ્યું ?
એના પડઘાઓ પડ્યા ખંડેરમાં.

યાદમાં એક ગામની ખોવાઈને,
હું મને શોધી રહ્યો છું શ્હેરમાં !

તારલાઓ કંઈ ખરીને આભથી,
આગિયા થઈ ઝગમગે ખંડેરમાં.

‘અંજુમ’, એમાં ઊર્મિના હિલ્લોળ છે,
જોઈએ શું બીજું, બોલો શે’રમાં ?

## નાગ-નોળિયાનું અહિંસક સંભારણું / રતિલાલ 'અનિલ'

'તને સાંભરે રે ?' પૂછનાર કોઈ બાળમિત્ર રહ્યો નથી એટલે કોઈ કોઈ ટાણે બહુ એકલવાયાપણું લાગે છે. નાના ન હોવાનો ઝુરાપો મને એકલાને જ ડહાળો છે. આ સૂનમૂન કેમ બેઠો છે એવું પૂછનાર કોઈ રહ્યું નથી, ચીચોડું પકડીને ઓટલે, શેરીએ અને સૌને અજાણ્યા રાખી પાછલી શેરીમાંથી તાજિયા જોવા કે મેળો જોવા કે છાપરે હુપાહુપ કરતાં વાંદરાંને ઘરમાંથી તફડાવેલા કાંદા ફેંકી વાંદરાંને અધ્ધર ઝિલાવી ખવડાવવામાં સાથ આપનારા રહ્યા નથી. મોટાઓની ભ્રુકૂટિ તણાય એવા ટિખળમાં સામેલ કરનાર કોઈ રહ્યું નથી, પાછળ નજર નાખું છું તો મસાણની રાખનાં થોડાં પગલાં જ દેખાય છે...

બંધારણમાં આપેલી સ્વતંત્રતા સિવાયની ઘણી બધી સ્વતંત્રતા ભોગવતું બાળપણ, કિશોરવય લીલામય હોવાથી સાંભરે છે. અમે તો કનૈયાની બાળવાર્તા સાંભળી તે પહેલાં કનૈયા હતા. અમારે ત્યાં ક્યાં દૂઝણું હતું કે કોઈને માખણ ખવાડીએ ? પણ શેકેલા પાપડ, ખાટી આંબલી અને શીળી સાતેમના 'તેલિયાં પકવાન'તો વહેંચીને હોંશે હોંશે ખાધાં છે. અમારી પાસે બદલવા આપલે કરવાનું શું હોય ? કાળી પેન હોય તો બેત્રણ કટકાના બદલામાં દૂધિયા પેનનો સોદો કરવાનો હોય ! અને સિલકમાં એક જ કટકો હોય તો દૂધિયો પેનનો કટકો ન આપે તો આંચકી લઈ બેચાર ધબ્બા અને 'સાળા !' એવું સંબોધન સાંભળવાનું હોય. કનૈયો ગોઠિયાને માખણ ચોરીને ખવડાવતો, તો અમે શિયાળુ ગલૂડિયા પાસે તેના સંરક્ષણમાં બેઠેલી ભૂખી ડાંસ કૂતરીને ઘરમાંથી રોટલાના કટકા તફડાવીને ખવડાવ્યા છે ! ભૂખ અને ગલૂડિયાના

સંરક્ષણ માટેની આક્રમકતા બંને એની આંખમાં જોઈ છે અને સંવેદન તો કવિઓને થાય એટલે અમને માત્ર વિચિત્ર અકળામણ થતી, કવિ કવિતા લખી નાખે અને સંવેદનમોક્ષ થઈ જાય એવું થોડું બાળક-કિશોરને હોય ? ભૂખ રિટર્ન થયા કરે છે, પુનરાવર્તન એટલે ફરી ભૂખ લાગવી એવી અશાબ્દિક સમજ એટલે સવારે સાંજે અમે જ કોથળાનું બિછાનું કરી આપ્યું હોય એની તપાસ માટે ટાંટિયા એ દિશામાં વળે અને માંસલ ગલૂડિયાને ખોળે લીધાને વર્ષો થયાં પણ 'સુખ' કે 'સ્વર્ગ' શું તેની હવે અનુભૂતિ થતી નથી. આજે ઘરો છે, શેરી છે, પર્વો છે, (મોટે ભાગે પંચાંગ અને કેલેન્ડરમાં) અરે શ્રાવણી છે, પણ કનૈયો ક્યાં છે ? હવે બાળકો છે પણ બાળલીલા નથી ! ત્રીજા વર્ષથી તો એ રિક્શામાં સિંચાઈ-ઘરબાઈને આંગણવાડીમાં જાય છે અને આંગણે બાળકોને બદલે પ્લાસ્ટિકની ખાલી કોથળીઓ પવનના સથવારે આમ તેમ દોડે છે, ઊછળકૂદ કરે છે, એકબીજી સાથે ભટકાય છે અને હું મોડર્ન આંગણવાડીની લીલા જોઉં છું !

આખા વર્ષમાં શ્રાવણ સૌથી વધારે સ્મરણીય. અમે કંઈ શ્રાવણની પ્રતીક્ષા ન કરતા, એ પોતે જ આવી જતો ! દીવાળી, ઉતરાણ, હોળી-તહેવાર ખરા, એનીયે મઝા ખરી જ પણ આ શ્રાવણ તો આખો મહિનો તિથિ તહેવારોથી ભરચક્ક ! એક બે દિવસ જાય કે કોઈ તિથિ આવી જ છે ને ! ત્યારે તો અમારા ઘરના વિશાળ વાડામાં નોળિયાને આમથી તેમ દોડી જતો અને વર્ષમાં ક્યારેક ઘરમાં કે આસપાસ સાપ નીકળતા રહેતા ! અમારા ઘરમાં સુંવાળી બે લાકડીનો બનાવેલો સાપ પકડવાનો અહિંસક લામ્બો સાણસો હતો અને ત્યારે તો ઘરમાં માટીની નાની માટલી, જેને અમે 'ઢોચકી' કહેતા તે તો હોય જ ! એ સાણસાથી હથોટી ધરાવનારો સાપને પકડે એને હલાવ્યા કરે, નીચે પેલી નાની માટલી મૂકી હોય તેમાં વીજળીની ઝડપે સાપને ઉતારી દે તે સાથે જ કોડિયું લઈને ઊભેલો બીજો માણસ કોડિયાથી માટલીનું મોઢું બંધ કરી દે, પછી ફાટેલા ધોતિયાના કટકાથી એ મોઢું બંધાય, એ માટલી હાથમાં સાથીદાર સાથે લઈને શહેરના કોટ બહાર વગડે જઈ માટલીનો હવામાં જોરથી ઘા કરવાનો, માટલી ફૂટે અને કોઈ વહેણના કટકા જેવો સાપ આડોઅવળો થતો ઝાડીમાં સરી જાય.

હવે વસ્તીમાં નોળિયા કેવા ? પણ શ્રાવણમાં હજી નોળિયા નોમ આવે છે ! હવે ફૂલનો નોળિયો બનાવનારો માળી ક્યાં રહ્યો છે ? પણ ત્યારે ફૂલના નોળિયાનું ખાસ્સું ગોત્રેજ પૂજાતી હોય તેવું પૂજન થાય. તે દિવસે વટાણાનું શાક, શેકેલા વટાણા અને ધાણીની જેમ શેકી ફોડેલા વટાણા ખાસ ખાવા મળે ! શ્રાવણમાં માત્ર નાગપાંચમ આવે તે એકપક્ષી ન્યાય એટલે નોળિયા નોમ પણ આવે ! નાગપાંચમે તો હજુ પછાત વાસમાં નાગનાં દર્શન કરાવવા માટે મદારી પહોંચે છે પણ હવે અમે સુધરેલા તે અહીં આવતો નથી ! મદારી સાપ પકડે પણ નોળિયાને પકડવો ખતરનાક ! તોયે સાપ-નોળિયાની અહિંસક લડાઈ બતાવવા માટે એક મદારી આવતો પણ નોળિયા નોમે કોઈ મદારી નોળિયો લઈને દર્શન કરાવવા આવે નહીં. નાગના સંબંધ તો હિન્દુ ધર્મે ઠેઠ ઉપલા મથાળે વિષ્ણુ સાથે જોડી આપેલો અને મહાભારતકાર તો વળી નાગલોક પણ બતાવે અને અર્જુન નાગલોકમાં જાય અને ફૂલ નહીં તો ફૂલની પાંખડી જેવી નાગકન્યાને વરી આવે ! કશુંક અદ્‌ભુત શૌર્ય કર્યું અને બદલામાં કોઈ કુંવારી કન્યા ન મળે તો શૌર્ય અધૂરું ગણાય ! નોળિયા લોક નહિ, શિવ સાપ નાગને ગળાનો હાર બનાવે નોળિયો તો ટચૂકડો એટલે કોઈ દેવ સાથે એનો સંદર્ભ જોડાયો નહીં, તો નોળિયા નોમની ઉજવણી કઈ કથાને આધારે થતી એની શોધ કરવાની તીવ્ર આતુરતા છતાં આપણે કંઈ જયંત કોઠારી થોડા છીએ કે એટલે ઊંડે જઈને ખણખોદ કરી હોય તેને ઈજા પહોંચાડ્યા વિના બહાર આણી શકીએ ?

આ નાગપાંચમ વળી કરપાંચમ પણ ખરી અને કડાની ખીચડી ખાતી વેળા આ વખતે સુરેશભાઈ હ.જોષી ખૂબ સાંભર્યા ! કરપાંચમે હાથછડના ચોખાની ખીચડી બને એનો ટેસ ઓર ! એની સાથે લીંબુ છાંટેલા કાંદાની ડુંગળીને બે હાથની હથેળી વચ્ચે દબાવીને એનું મોઢું ખુલ્લું કર્યું હોય એવી આખ્ખી ડુંગળીને 'કચૂંબર' કેમ કહેવાય ? પણ બીજો કોઈ મૌલિક શબ્દ જ એને માટે ક્યાં છે ? સુરેશભાઈ હતા ત્યારે પાંચમ પહેલાં હાથછડના શેર દોઢ શેર ચોખા એમને વડોદરે પહોંચાડવાના. એમને હાથછડના ચોખાની ખીચડી બહુ પ્રિય હતી. મનેય પ્રિય છે પણ ડોશી ગયાં ને એની સાથે આગવી રાંધણકળાયે લેતા ગયા એટલે કિશોર વયમાં હાથછડના ચોખાની ખીચડી

ખાધેલી તેનો સ્વાદ હવે 'ઐતિહાસિક' થઈ ગયો છે. ઇતિહાસકારોને ખબર નથી કે યુદ્ધો, વિજય-પરાજય સિવાય પણ ઘણું બધું ઐતિહાસિક હોય છે - વળી તે પુસ્તકાલયના કબાટની બહાર, ખૂબ અંગત હોય છે ! કેટલાક વડીલોમાં સ્વભાવની સાહજિક મીઠાશ હતી જેમ કે સુ.જો - એવા તો જીવનમાં ઘણા પરિચયો થયા, તે ગિલેટેડ નહી, પ્લેટેડ નહીં, પોલિશ કરેલા ચોખા જેવા નહી કડાના હાથછડના ચોખા જેવી મીઠાશવાળા ને દાળ સાથે ચોખા ભળી જાય એવા. આજે સહિયારાપણાની કુદરતી મીઠાશ ક્યાં ? વૈદર્ભી જ વનમાં વલવલે અને આ માનવમનમાં હું નહીં ? એ શ્રાવણ તો ગ્રંથ જેવો ભરપુર હતો, હવે એ જાણે 'સૂચિપત્ર' થઈ ગયો છે ! એનાં કેટલાંક પ્રકરણ લખવાની એટલે થોડો સુખદ સમય ફરી સ્મૃતિ દ્વારા જીવવાની હોંશ છે ખરી, બબ્બે શીળી સાતેમનાં તેલિયાં પકવાન તેયે ચૂલેથી ઊતરેલાં ગરમાગરમ ચાખેલા, ખાધેલા એનો સ્વાદ વીસરાય ? અને ગોકળ આઠમની મધરાતે આજે પંચજીરીનો પ્રસાદ મળી જાય છે, પણ પહેલાંનો એ 'માહોલ' ક્યાં ? સંદર્ભવિહોણા ઈશ્વર પણ ઈશ્વર લાગે ખરા ? સંદર્ભો ખરી પડતા ઉત્સવો પણ પાનખરના વૃક્ષ જેવા બોડા અનુભવાય છે. શ્રાવણ સાપ-નોળિયા કે નાગ-નોળિયાની લડાઈ માટે નહીં, પણ મિલન માટે આવે છે. નાગ પાંચમે નાગનું ગૌરવપૂજન છે તો નોળિયાનોમ પુષ્પના બનેલા નોળિયાનુંયે ગૌરવપૂજન છે. આ લખતી વેળા હું જિદુ કૃષ્ણમૂર્તિની હાર્દિક માફી માગું છું ! (૧૭-૮-૯૯)

મને લાગ્યા કર્યું છે કે માણસે અને જગતે વધારે પડતા સુધરી ન જવું જોઈએ, કારણ કે એથી આપણી પરિચિતતાની દોસ્તી છૂટે છે - ક્યાંક છેટું પડે છે. કોઈ પૂર્વપરિચિત મિત્ર ખૂબ લાંબા ગાળે એકાએક સૂટ, બૂટ, નેકટાઈના વેશમાં આવી ચઢે છે ત્યારે પિછાન પાકી કરતાં વાર લાગે છે ! કેટલાકની ફરિયાદ એવી છે કે અલ્યા તેં વર્ષો કાઢ્યા પણ એવો ને એવો જ રહ્યો ? ત્યારે હું કહું છું કે પોતે તકલીફ વેઠી લેવી પણ કોઈને તકલીફ ન આપવી ! તમે બદલાઈ જાવ અને મને ઓળખતા શ્રમ પડે તો પણ કોઈને પોતાને માટે શ્રમ આપવો નહીં ! તમે મુંબઈ, અમદાવાદ, લંડન અને અમેરિકા જઈને હાઈ લેવલ પર સુધરી જાવ એટલે લાંબા સમયે તમને ઓળખતાં શ્રમ પડે તો વેઠી લેવો, પણ મારે એવો શ્રમ મારે તમને આપી જવો નહીં ! વર્ષો પૂર્વે લોકો પ્રવાસના નહીં જેવાં સાધનને કારણે ચાર ધામની જાત્રા જતાં તો સાચવવા જેવું આપ્તજનને સોંપી જતાં. ભગવાન પાછા ઘરભેગા થઈએ તો વળી પાછું આપજો ! તમે મારી અસલ પિછાન છોડી વિદેશે ચાલ્યા ગયા અને વર્ષો પછી તમે અહીં જે મૂકી ગયેલા તે તમને એવી જ સ્થિતિમાં મળે છે ! ચાર ધામની યાત્રાએથી મહિનાઓ પછી ઘરે પાછા ફરેલા યાત્રીને પોતે સોંપી ગયેલા તે અનામત પાછી મળે ને એમને પ્રાપ્તિનો આનંદ થાય એવા આનંદ તમે મને છોડી ગયેલા એ જ રૂપમાં અનામત પાછો મળું છું એનો તમને આનંદ થવો જોઈએ. તમે ઘર છોડી જાવ અને થોડાં વર્ષ પછી તમે ખંડિયેરને મળ્યાનો આઘાત ન અનુભવો એટલા પૂરતી પોતાને જાળવવાની લગભગ

કાળજી રાખી છે. સાહેબોને નાના થઈને મળવા ન જ જવું પડે એની કાળજી રાખી છે, પણ વર્ષો પછી કોઈ મિત્ર સાહેબના સ્વરૂપમાં મળવા આવે ત્યારે સારું લાગે છે ખરું ! મારે સાહેબને સામેથી મળવા જવું પડે તેને બદલે સાહેબ મને મળવા આવ્યા એવું અહમ્ મૈત્રીમાં ન હોય પણ જે છે તે સ્વરૂપ મૂલ્યહીન તો નથી એવો ભરોસો પડે. સાહેબો મને ઘરે મળવા આવે પોતાની પ્રગતિ દર્શાવવાં - એમાં બંનેનું ગૌરવ !

મારું શહેર એટલું બધું સુધરી ગયું છે કે એમાં હું અજાણ્યો, અપરિચિત થઈ ગયો છું. એમાં પણ કશો સારો સંકેત હશે : પેલા મહર્ષિ કહે છે : તમે પોતાને જાણો ! એ સ્થિતિ અનાયાસ જ આવી છે. મને ઓળખવો પડે, વળી મારે જ, એવો અજાણ્યો નથી થયો. સ્ટેનલેસનાં વાસણો ધરાવતા, તેને જ વાપરતાં લોકો મંગળ અવસરે માટીનો કુંભ માનભેર લઈ આવે છે, તેની સ્થાપના કરે છે એવું તો આપણું નથી પણ માટીના કુંભને મળે છે એટલો સમય, અવકાશ તો સારો ગણાય !

ગઝલ લખવા માંડી પણ કેટલાયે શાયરોને બારીક પરદા-ચિલમન પાછળ કયો ચહેરો છે એ ઝાંખવાની કોશિશથી માંડી દુ:સાહસો પણ કર્યા છે પણ તે તો ઘરની બારીએ બારીક કે જાડા પરદા હતા, પણ સૂરત શહેરને પોતાની ગોદમાં પનાહ આપતો શહેર ફરતો ઊંચો જાડી અડીખમ ખડતલ દીવાલનો કોટ હતો.ઊગતી કિશોર વયે કોટની પેલે પાર શું છે એ જોવાની ડોકિયું કરવાની ભારે આતુરતા, કહો કે કુતૂહલ કોઈને કહીએ તો હસે અને ઠેકડી ઉડાડે. સારું થજો મારી માંદગીનું અને સારા થવા માટે બાધા ઉતારવાની ફિકર પડે ! દેવ રૂઠે એ પોસાય નહીં, એટલે એ ત્રણ રૂપિયા ગાડાભાડાના ને બીજા ખર્ચના પાંચેક રૂપિયા ભેગા કરવાની ત્રેવડ કરે અને દેવ પોતે બોલાવવા માટે 'બરકત' કરશે. છેવટે એ દિવસ આવી પહોંચે. આગલી રાતે જ ગાડાવાળાને વરધી પહોંચાડી દીધી હોય. સવાર પડતાં સુધીમાં તો બટાટાનું શાક અને પૂરી બની ચૂક્યા હોય, તેનું ભાતું તૈયાર થાય. ગાડાવાળો આવે તેને ચા પીવડાવી, પોતે ચા પીને ગાડામાં ઘાસ પાથરેલું હોય તેના પર ગાદલું પથરાય પછી ડોસી, હું અને એક બે જણ બીજા ઘરના હોય. ગાડુ કાંકરી કચડતું ચાલવા માંડે એ પહેલાં પાડોશીઓ ઓટલે જોવા આવી ગયા હોય અને પોતાના તરફથી ચઢાવવાનું

હોય તે આપી જાય ! આવી બાદશાહી વળી ક્યારે મળવાની એવા ભાવે આપણે તો સૌથી પહેલાં ગાડામાં બેસી ગયા હોઈએ. ગાડું ચાલવા માંડે ત્યારે ગુલીવરની મુસાફરીએ ઊપડતા હોઈએ એવો ઉત્સાહ કમમાં કમ મને તો હોય ! ગાડું ચાલે, હાંકેડુની ડચકારી અને ક્યારેક પૂછડું આમળવાનું ચાલે. વળી ઘરનો માણસ હોય તેમ ગાડામાં બેઠેલા એની સાથે વાતોય કરે. પેલો ગર્વભેર કહે : ગયા વખતે પણ હું જ આવેલો અને આ તરફ અમને તો તારો જ ભરોસો - એવી આત્મીયતાની આપ-લે ચાલે. વસ્તીમાં ગાડું ચાલતું હોય ત્યારે કૌતુકિયા પોતાને તો અમે ગાડામાં બેસી જઈએ છીએ એ આસપાસના લોકોમાંથી કોઈ કોઈ જુએ છે કે કેમ તેની અબોલ સરતપાસ કરે. વસ્તી છોડી ગાડું કોટના રસ્તે ચાલવા માંડે ત્યારે સાવ જુદું લાગે. ગાડાનાં પૈડાં ફરવાનો, કાંકરા કચડાવાનો અવાજ, એક્લદોકલ બહારથી શહેરમાં આવનાર દેખાય, બાકી માણવા જેવી નીરવતા. આ કોટની પાછળ તાપીની રેલનાં પાણી અટકી જાય અને આપણે બચી જઈએ એવી જાણકારી પણ ચાલતી કોમેન્ટમાં મળી જાય. ઇતિહાસની કોઈ ગલીમાં ગાડામાં ફરવાં નીકળ્યા હોઈએ એવું મને તો લાગે. મારા સિવાય બધા 'ઠરેલ મગજ'ના એટલે ચહલપહલ મારા મગજમાં ન ચાલે. આંખ તો આસપાસ અને ઘૂંટેલા અને આગળ જતા માર્ગે ફર્યા કરે ! અડધાએક કલાક પછી કોટનો કહેવાતો દરવાજો એટલે ખુલ્લો દરવાજો આવે અને તે વટાવો એટલે કાચા રસ્તાનો પહોળો લિસોટો અને આસપાસ ઝાડી, ક્યાંક દૂબળાના એક્લદોકલ ઘાસિયા, તાડછા છાયેલા 'છાપરાં' તૂટક છૂટક શરૂ થાય. આ દૂબળો ઝૂંપડીને 'છાપરાં'ને નામે જ ઓળખે. કોઈ ગાડું, કોઈ સાયકલ આવતાં જતાં, માર્ગમાં મળે. તડકાને કારણે મારે ટુવાલ કે એવું કંઈ કપડું નાખ્યું હોય, ત્યારે તડકો લાગતો, ટાઢ વાગતી અને વરસાદ ભિંજવતો. આસપાસ ઝાંખરાં ઝાડી ક્યાંક એકલદોકલ છાપરું ને આવતું જતું ગાડું, અને સાયકલ- આટલી રસ્તે વસ્તી. મને એ બહુ જુદું અને ન સમજાય પણ અનુભૂતિ કરી લેવા જેવું લાગે છે - એ માંયલામાં સહજપણે પ્રવેશતું જતું. દોઢેક કલાકે પેલું થાનક, પાદરનું તીરથ આવે. આસપાસના અવકાશમાં એકલવાયું તો ન લાગે, કારણ ખાસ્સો વિસ્તાર રોકે. ગાડું 'છૂટે', 'હાશ' અનુભવતા જમીન પર આવીએ. એકાદ બે અપંગ ઝાડની છાયામાં નિમાણા ચહેરે બેઠા હોય. ત્યારે શીતળાની

રસી હજી શોધાયેલી નહોતી એટલે બળિયા બાપા (સૂરતીઓ સૈયડ કાકા કહે, શીતળાના દૂઝતા ઘારા આવે તે સૈયડ કહેવાય, અને 'દેવ પધાર્યા છે' એવો આદર થાય! બળિયા દેવનું મંદિર શું, નાનકડી ડેરી હોય, મોટું ડહેરું તો મહાદેવનું !)નો ભારે મહિમા. પછી તો હું બળિયા બાપા અને મહાકાળીના કેસ એટલે ફોજદારી કેસ – એવું કહેતો થયેલો. સૌના પર એ બેનો ધાક ભારે !

મંદિરે ગયા, પૂજા કરી, નાળિયેર ફોડ્યા, દરજીએ બનાવેલા ઘોડા ચઢાવ્યા (ઘોડા જેવી તબિયત થઈ ને!) પછી બળિયા દેવનો પ્રસાદ સાવ જુદો. જુવારના જાડા નાના આકારના ઠેપલાં, અંદર કદાચ આખા ચણાના ચાર પાંચ દાણા થોભેલા હોય, વળી કશાક લોટની ગોળવાળી મીઠી શેકેલી ટીકડી (?), નાળિયેર, ફૂલહાર તો હોય જ. બળિયાની મૂર્તિ એટલે મહાભારતના બભ્રુવાહનનું માત્ર ડોકું ! એ જ મૂર્તિ ! એમની આગળ ફૂલ, ચઢાવો, પાણી ને એવું બધું પ્રક્ષાલન કરેલું એટલે પાણીયે ખરું. મને કંઈ ઠીક લાગે નહીં. વિધિ, દાપું પતાવ્યા પછી વિશાળ ચોકમાં આંટા મારવાની મઝા, શિવમંદિર ને બધે ફરી વળીએ. મોટાં બેઠાં હોય અને પ્રસાદ ખાતા હોય. આપણને તો રખડી ખાતાં કોણ રોકે ? મંદિર છોડ્યું. ગાડું છોડેલું તેની પાસ ચાર થાંભલી પર ઘાસ છાયેલું ખુલ્લું છાપરું ! બસ એ છાપરું, એનો પરિવેશ સ્મૃતિમાં રહી ગયા. ત્યાં કોઈ નહીં. ગાડાવાળા સાથે બટાટા અને પૂરીનું ભાતું છૂટ્યું. અને જમ્યા, વાતો કરી, મઝા કરી એ જ સ્મૃતિ માટે તીરથનું પુણ્ય. કોણ જાણે ત્યાં ખાધેલા બટાટાનો સ્વાદ હજી આવ્યા કરે છે. લગ્નવરામાં ખાધેલી 'બામણિયા રસોઈ' સરખામણીએ સાંભરતી નથી. યાત્રા ફળી હોય તો એ ખુલ્લા પણ ઘાસ છાયેલા છાપરા નીચે. છાપરેથી સૂર્યકિરણો જમીન પર બેઠેલાને મળવા આવે અને જવાનું નામ ન લે. છૂટાછવાયા છાયેલા ઘાસમાંથી ચળાઈને આવતાં સૂર્યકિરણો પ્રકાશની લીટીનો મંડપની અંદર, બીજો મંડપ રચતા હોય એવું લાગેલું.

દોઢેક કલાકના એ બપોરા પછી ગાડું જોડાયું બધા એમાં ગોઠવાયા અને ગાડું ચાલ્યું એ વળતાં પાણીના શાંત રવમાં સંતોષ, તૃપ્તિનો ભાવ અનુભવાય એવું હતું. આપણે માટે તો ઠેઠ સુધી લગભગ મૂગું પુનરાવલોકન હતું. તે સાંજ સારી રહી.

માણસને શૂન્ય થવાનો બોધ મળે છે, પણ માણસ તો પોલું o શૂન્ય રચીને તેના પોલાણમાં ભરાઈ બેસે અને ઉપદેશક પૂછે તો કહે કે હું હવે નક્કર શૂન્ય થઈ ગયો છું ! પોતાની બહાર પોતાને જોવા માણસે અરીસે, પાણીમાં પોતાનાં પ્રતિબિમ્બ પાડ્યાં અને ફોટોગ્રાફીની શોધ કરી. પોતાની બહાર પોતે હોવું અને વળી પોતે જ જોવું એ લીલા રસમય છે. વિઝિટીંગ કાર્ડ છપાવીને લ્હાણી કરી ન લાગે એવી નમ્રતાથી કોઈને તે આપો, ટેબલ પરના કાચ નીચે સેરવો, ઘરની ભીંતે પિત્તળની નામપટ્ટી જડાવો, ભીંતે પોતાનો ફોટો ટાંગો, અરીસામાં જુઓ - આ બધું જડ લાગે. પોતાની બહાર પોતે પોતાના જેવો જીવંત ક્યારે લાગું ? અરીસામાં તો લીલી સપાટીના પારદર્શક આવરણ પાછળ કેદ થઈ ગયેલો લાગું, પાછો ફરું તે જાણે અરીસાની કેદમાંથી છૂટ્યો લાગું. તાપીને કાંઠે કાંઠે ચાલતો હતો ત્યારે પાણી પર ચાલવાનો જાદુ જાણતો નહોતો, અને પેલા ચમત્કારિક પુરુષ ચાખડીથી ખટ્ ખટ્ નહીં, છબક છબક કરતાં પાણી પરથી ચાલ્યા જાય એવું તો મારું કોઈ તપ નહોતું પણ મેં સાશ્ચર્ય જોયું કે મારું પ્રતિબિમ્બ આડું પડીને મારી સાથે પાણી પર ચાલતું હતું ! હું સ્નાન કરું છું અને જેવો લાગું છું એવું ભીનું પાણી નીતરતું પ્રતિબિમ્બ લાગતું નહોતું પાણીમાં હોવા છતાં ! એક ગુરુએ મને સંસારમાં જળકમળવત્ રહેવા કહેલું પણ માણસ કમળ વહોરી શકે, કમળપર કોઈ દેવીને કલ્પના કરીને બેસાડી શકે, પણ મનુષ્યત્વ ન ગુમાવવાની એની અસ્મિતા, પોતાપણું તેને કમળ બનવા દે નહીં, અને શરીરમાં હાડકાં છુપાઈને આપણને ગુપ્ત ટેકો આપતાં હોય ત્યારે કમળ જેવા તો શી રીતે હોઈ શકીએ. હવે પેલા ગુરુ મળે તો કહેવું છે કે હું જળપ્રતિબિંબવત્ છું !

માયા જેવી આ દુનિયામાં તણાવા જેવું તો ઘણું છે પણ ઘાસનું તરણું થઈ શક્યો નથી અને જે તરતાં શીખે છે તે તો નહીં તણાવા માટે ! પાણીના શાંત

વહેણમાં મારું પ્રતિબિમ્બ સહેજ તણાવાનો દેખાવ કરે છે, પણ તણાતું નથી પણ એના કદમાં ઇંચ બે ઇંચ જેટલો વધારો તો થાય જ છે.

આકાશી ઊંચાઈએ રહો એવો બોધ આપનારનો સંકેત એવો હશે કે પોતાની બહાર એક હોવા કરતાં ઘણા હોવું એ સારું છે. એથી ગણિતની સાર્થતા પણ સચવાય છે. જળસપાટી પર સૂર્યનું પ્રતિબિમ્બ ઝલમલતું હતું ! આકાશમાં તો સૂર્ય કોઈ વાતનો ફોડ ન પાડતા સ્થિર મુદ્રાવાળા વડીલ જેવો હતો ! સૂર્ય વળી પોતાના પ્રકાશમાં પાણીમાં પડીને પ્રસન્ન લાગતો હતો. જમીન પર જ્યાં જ્યાં પાણી હશે ત્યાં ત્યાં ઝલમલતો હશે. એક આંખે પોતાનાં પારાવાર પ્રતિબિમ્બ જોવાં હોય તો આકાશી સૂર્ય થવું. પોતાની બહાર પોતે કેટલી મોટી સંખ્યામાં છે એનું સૂર્યને અચરજ હોવું જોઈએ, પ્રતિબિમ્બ જોતાં એવું લાગે પણ ઓથ રાખી સૂર્યને જુઓ તો એ નર્યો સપાટ અને સજ્જડ !

બોલો, આ માણસની અક્કલ વિશે કંઈ કહેવું છે ? એ આખેઆખા પ્રચંડ સુવર્ણથાળ જેવા સૂર્યને સવારે બાળસૂર્ય કહીને સૂર્યની સવાર પાડી નાખે છે ! બાળસૂર્ય જેવો શબ્દ છે તો યુવા સૂર્ય અને ઘરડો સૂરજ એવા શબ્દો કેમ નથી ? સૂર્યને રોજ રોજ માત્ર બાળક થવાની હોંશ જ છે ?

'હું તમને પહેલાં ક્યાં મળેલો ?' એમ તો એકાએક વર્ષો પછી મળેલો પરિચિતને પૂછી શકાય છે પણ સૂર્યને એવું પૂછી શકાતું નથી. સૂર્યને પોતાનાં નામ સરનામાવાળાં વિઝિટિંગ કાર્ડ છપાવવાનો ખર્ચ નહીં અને ભૂલકણા હોવાનો ઢોંગ કરી, 'હું તમને પહેલાં ક્યાં મળેલો ? એવો પ્રશ્ન પણ કરી શકાય નહીં. બહુ તો સામેથી કહી શકાય કે તમારા પ્રકાશમાં, તમારી હાજરીમાં બસ, રખડ્યા કર્યું છે ! હવે આ સ્મૃતિને શું કહેવું ? એનો તોર જુઓ : અસ્તિત્વ એટલે મારામાં હોય તે, તેટલું જ ! તો સૂર્યને હજારો વાર મળું છું. એની સામે આંખ માંડી શકાય એવું તો બહુ ઓછું મળ્યો છું. સ્મૃતિ છે એટલે કલ્પનાયે હોય જ ને ! એટલે યાદ ન રહે એટલી વાર મળ્યો હોઈશ પણ આ સ્મૃતિની હઠ જુઓ !

૧૯૪૨માં છ માસની જેલની સજા થઈ. એંસી સત્યાગ્રહી કેદીઓને પોલિસે સૂરતથી સાબરમતી જેલમાં લઈ જવા અમને સરકારી ખર્ચે ટ્રેનમાં બેસાડ્યા અને જમણા એક હાથમાં બેડીની એક કડી અને જમણી કડી જમણી

બાજુએ બેઠેલા બીજા સત્યાગ્રહીના હાથમાં. એક બળદ દોડી જાય તો પકડવો અઘરો, પણ હળે જોડેલા બે બળદ સંપીને સાથે દોડે તો એની ગતિ તો એને પકડી શકાય એટલી હોય ! લગ્નની બેડી છેડાછેડી બંધાય એ સ્વરૂપે હોય છે, પણ આ તો સાચેસાચ યુગલબેડી હતી. અડધા પેટે તો ઘણી વાર જમેલો, પણ અડધી બેડીએ પ્રથમ વાર જકડાયેલો. સૂરતથી તો ટ્રેન રાત્રિના અંધકારે ઉપડેલી. જાગતી આંખે પીછેહઠ કરતાં પડછાયા, આછા આકારો અને ટમટમિયા જેવા લાગતા દૂરના દીવાને પાછલી દિશામાં સરી જતાનું કૌતુક જોતો રહ્યો. એ પરથી આ પૃથ્વી ફરે છે એવી શોધ મેં કરી હોત, પણ એ તો થઈ ચૂકેલી હતી.

પ્રભાતનો ઝાંખો ઉજાસ થવા લાગ્યો, આછું આછું સ્પષ્ટ થવા લાગ્યો. ડાબી બાજુ પૂર્વ દિશા હતી એ વિરોધાભાસ કે મેળ ? ચાલો, જવા દો એ વાત. દૂર દૂર સુધી ખેતરો, વચ્ચે ચાડિયાનીયે આડશ નહીં અને રતાશ પડતી આભા સાથે સૂર્ય ઉપલી કોર કાઢી અને ધીરે ધીરે આખ્ખે આખ્ખો ઉપર આવ્યો ! આવું ભવ્ય સૂર્યદર્શન મેં ક્યારેય મેં કર્યું નહોતું. વાસ્તવમાં એ મારું પ્રથમ સૂર્યદર્શન હતું. રાતના પડછાયા અને દીવા, આગળ પણ ઘણું જોવાનું આવશે એવો વિશ્વાસ આપી પાછળ ચાલ્યા જતા હતા પણ સૂર્યને લાગ્યું હશે કે હું તો એક જ છું એટલે ક્યાં દેખાવાનો ? એટલે એ ચરોતરમાં છેવટ સુધી અમારી આગગાડી સાથે, ડબ્બાની બારી સામે, જોઈ શકાય એવી રીતે, પીછેહઠ કર્યા વિના સાથે રહ્યો : સ્મૃતિ કહે છે કે તમે કઈ સ્થિતિ, કઈ અવસ્થા અને વાતાવરણમાં જુઓ છો, તે પરથી હું સંઘરવું કે કાઢી નાખવું એ નક્કી કરું છું ! અમદાવાદ આવતાં તો સૂર્યે પોતે જ ખાસ્સી ઊંચી બઢતી મેળવી લીધી હતી ! આજના સૂર્યને કહું છું કે જમણા હાથમાં બેડી હતી, ટ્રેન અમદાવાદની દિશામાં જતી હતી ત્યારે તું આખેઆખો પૂરા કદમાં મને મળ્યો હતો – પણ એ તો સ્મિત પણ કરતો નથી અને જવાબ પણ આપતો નથી !

હું શા માટે પાંચ પાંચ વર્ષ માટે ગિરનારથી સાતસોકવાર છેટે તળેટીના ગાઢ જંગલમાં જઈને રહેલો તેનું ખાસ કોઈ કારણ જણાતું નથી. હું સિક્કા જેવો તો નહોતો કે ફરતોયે રહું અને પૂજાઘરમાંયે વર્ષો સુધી પડી રહું 'દિશાભ્રમ' શબ્દનો સાક્ષાત્કાર મને થાય એ માટે જ જાણે ગિરનારમાં રહ્યો

વહેણમાં મારું પ્રતિબિમ્બ સહેજ તણાવાનો દેખાવ કરે છે, પણ તણાતું નથી. પણ એના કદમાં ઈંચ બે ઈંચ જેટલો વધારો તો થાય જ છે.

આકાશી ઊંચાઈએ રહો એવો બોધ આપનારનો સંકેત એવો હશે કે પોતાની બહાર એક હોવા કરતાં ઘણા હોવું એ સારું છે. એથી ગણિતની સાર્થતા પણ સચવાય છે. જળસપાટી પર સૂર્યનું પ્રતિબિમ્બ ઝલમલતું હતું ! આકાશમાં તો સૂર્ય કોઈ વાતનો કોડ ન પાડતા સ્થિર મુદ્રાવાળા વડીલ જેવો હતો ! સૂર્ય વળી પોતાના પ્રકાશમાં પાણીમાં પડીને પ્રસન્ન લાગતો હતો. જમીન પર જ્યાં જ્યાં પાણી હશે ત્યાં ત્યાં ઝલમલતો હશે. એક આંખે પોતાનાં પારાવાર પ્રતિબિમ્બ જોવાં હોય તો આકાશી સૂર્ય થવું. પોતાની બહાર પોતે કેટલી મોટી સંખ્યામાં છે એનું સૂર્યને અચરજ હોવું જોઈએ, પ્રતિબિમ્બ જોતાં એવું લાગે પણ ઓથ રાખી સૂર્યને જુઓ તો એ નર્યો સપાટ અને સજ્જડ !

બોલો. આ માણસની અક્કલ વિશે કંઈ કહેવું છે ? એ આખેઆખા પ્રચંડ સુવર્ણરાગ જેવા સૂર્યને સવારે બાળસૂર્ય કહીને સૂર્યની સવાર પાડી નાખે છે ! બાળસૂર્ય જેવો શબ્દ છે તો યુવા સૂર્ય અને ઘરડો સૂરજ એવા શબ્દો કેમ નથી ? સૂર્યને રોજ રોજ માત્ર બાળક થવાની હોંશ જ છે ?

'હું તમને પહેલાં ક્યાં મળેલો ?' એમ તો એકાએક વર્ષો પછી મળેલો પરિચિતને પૂછી શકાય છે પણ સૂર્યને એવું પૂછી શકાતું નથી. સૂર્યને પોતાનાં નામ સરનામાવાળાં વિઝિટિંગ કાર્ડ છપાવવાનો ખર્ચ નહીં અને ભૂલકણા હોવાનો ઢોંગ કરી, 'હું તમને પહેલાં ક્યાં મળેલો ? એવો પ્રશ્ન પણ કરી શકાય નહીં. બહુ તો સામેથી કહી શકાય કે તમારા પ્રકાશમાં, તમારી હાજરીમાં બસ, રખડ્યા કર્યું છે ! હવે આ સ્મૃતિને શું કહેવું ? એનો તોર જુઓ : અસ્તિત્વ એટલે મારામાં હોય તે, તેટલું જ ! તો સૂર્યને હજારો વાર મળું છું. એની સામે આંખ માંડી શકાય એવું તો બહુ ઓછું મળ્યો છું. સ્મૃતિ છે એટલે કલ્પનાયે હોય જ ને ! એટલે યાદ ન રહે એટલી વાર મળ્યો હોઈશ પણ આ સ્મૃતિની હઠ જુઓ !

૧૯૪૨માં છ માસની જેલની સજા થઈ. એંસી સત્યાગ્રહી કેદીઓને પોલિસે સુરતથી સાબરમતી જેલમાં લઈ જવા અમને સરકારી ખર્ચે ટ્રેનમાં બેસાડ્યા અને જમણા એક હાથમાં બેડીની એક કડી અને જમણી કડી જમણાં

બાજુએ બેઠેલા બીજા સત્યાગ્રહીના હાથમાં. એક બળદ દોડી જાય તો પકડવો અઘરો, પણ હળે જોડેલા બે બળદ સંપીને સાથે દોડે તો એની ગતિ તો એને પકડી શકાય એટલી હોય ! લગ્નની બેડી છેડાછેડી બંધાય એ સ્વરૂપે હોય છે, પણ આ તો સાચેસાચ યુગલબેડી હતી. અડધા પેટે તો ઘણી વાર જમેલો, પણ અડધી બેડીએ પ્રથમ વાર જકડાયેલો. સૂરતથી તો ટ્રેન રાત્રિના અંધકારે ઉપડેલી. જાગતી આંખે પીછેહઠ કરતાં પડછાયા, આછા આકારો અને ટમટમિયા જેવા લાગતા દૂરના દીવાને પાછલી દિશામાં સરી જતાનું કૌતુક જોતો રહ્યો. એ પરથી આ પૃથ્વી ફરે છે એવી શોધ મેં કરી હોત, પણ એ તો થઈ ચૂકેલી હતી.

પ્રભાતનો ઝાંખો ઉજાસ થવા લાગ્યો, આછું આછું સ્પષ્ટ થવા લાગ્યો. ડાબી બાજુ પૂર્વ દિશા હતી એ વિરોધાભાસ કે મેળ ? ચાલો, જવા દો એ વાત. દૂર દૂર સુધી ખેતરો, વચ્ચે ચાડિયાનીયે આડશ નહીં અને રતાશ પડતી આભા સાથે સૂર્ય ઉપલી કોર કાઢી અને ધીરે ધીરે આખ્ખે આખ્ખો ઉપર આવ્યો ! આવું ભવ્ય સૂર્યદર્શન મેં ક્યારેય મેં કર્યું નહોતુ. વાસ્તવમાં એ મારું પ્રથમ સૂર્યદર્શન હતું. રાતના પડછાયા અને દીવા, આગળ પણ ઘણું જોવાનું આવશે એવો વિશ્વાસ આપી પાછળ ચાલ્યા જતા હતા પણ સૂર્યને લાગ્યું હશે કે હું તો એક જ છું એટલે ક્યાં દેખાવાનો ? એટલે એ ચરોતરમાં છેવટ સુધી અમારી આગગાડી સાથે, ડબ્બાની બારી સામે, જોઈ શકાય એવી રીતે, પીછેહઠ કર્યા વિના સાથે રહ્યો : સ્મૃતિ કહે છે કે તમે કઈ સ્થિતિ, કઈ અવસ્થા અને વાતાવરણમાં જુઓ છો, તે પરથી હું સંઘરવુ કે કાઢી નાખવું એ નક્કી કરું છું ! અમદાવાદ આવતાં તો સૂર્યે પોતે જ ખાસ્સી ઊંચી બઢતી મેળવી લીધી હતી ! આજના સૂર્યને કહું છું કે જમણા હાથમાં બેડી અમદાવાદની દિશામાં જતી હતી ત્યારે તું આખેઆખો પૂરા કદમાં હતો - પણ એ તો સ્મિત પણ કરતો નથી અને જવાબ પણ આપ

હું શા માટે પાંચ પાંચ વર્ષ માટે ગિરનારથી સાતસોકવાર છે ગાઢ જંગલમાં જઈને રહેલો તેનું ખાસ કોઈ કારણ જણાતું નથી. જેવો તો નહોતો કે ફરતોયે રહું અને પૂજાઘરમાંયે વર્ષો સૂર્ય 'દિશાભ્રમ' શબ્દનો સાક્ષાત્કાર મને થાય એ માટે જ જાણે ગિરન

હોઈશ. સૂર્ય સૂરતમાં રહ્યો છું ત્યારે અને અમદાવાદ ગયો ત્યારે પડખું ફેરવો કે પૂર્વ દિશા સામે. પણ તળેટીમાં સવાર થયાના અણસાર તો પ્રગટ હોય પણ સૂર્ય ગેરહાજર ! પાંચપાંચ વર્ષે હું સૂર્યોદય-દર્શનને તરસતો રહ્યો પણ ગિરનાર મેરુ ચળે તો સૂર્ય દર્શન આપે ને ! સૂર્ય અહીં ઊલટી દિશામાં એટલે કે ગુજરાત કરતાં ત્યાં ઊલટી દિશામાં દેખાતો હતો ! માળા છોકરડા ! તેં આગગાડીની બારીમાંથી મને મારા કહેવાતા બાળસ્વરૂપમાં જોયો હતો ને ? હવે મને એ સ્વરૂપે જુએ તો માનું કે મારાં બધાં સ્વરૂપો તું જોઈ શકે છે ? એક ગાઉ જેટલો ગિરનાર ઊંચો ! એની પાછળ સૂર્ય ઊગે. હું તો લાકડી લઈને ઠોકતો, બેસતો ચારપાંચ કલાકે શિખરે પહોંચેલો. એમ સૂર્ય ઉદય પછી ગિરનાર પર ચઢતો મારી છબિમાં હું જડાઈ અને ચોંટી ગયેલો લાગું છું અને અરીસામાં પણ એકનજરે જોઉં તો જાણે ચમકતી પારદર્શક સપાટી પાછળ કેદ થઈ ગયો હોઉં એવું અનુભવું છું એટલે પાણીમાં પડેલું મારું પ્રતિબિમ્બ કૈંક જીવંત અને વળી પ્રસન્ન પણ લાગે. પાણીની સપાટી અરીસાની સપાટી જેવી જડ નથી હોતી. પાણી પર ચાલવાનો જાદુ કે તપસિદ્ધિ તો નથી એટલે કિનારે ચાલીને મારા પ્રતિબિમ્બને પાણી પર ચલાવું છું ત્યાં આઘે સૂર્યનું ઝલમલતું ઉલ્લસિત પ્રતિબિમ્બ જોયું એટલે પ્રતિબિમ્બને પાણીમાં ઊભું રાખી શકાય નહીં એટલે આડું રાખી જડ લાગતો સૂર્ય પણ ચેતનમય થયા કરતો હતો, એ ચઢતો ત્રણેક કલાકે શિખરે ચઢે ત્યારે તો તે ઉમ્મરલાયક થઈ ગયો હોય ! એક વાર સંપૂર્ણ સૂર્યોદય આંખો ભરીને દીઠો એની સજા એ કે પાંચ પાંચ વર્ષ સૂર્યોદય દીઠો જ નહીં ! સૂર્યે કરેલી સજા ઓછી કરવા છ મહિને, વર્ષે હું સૂરત જવા પ્રવાસ કરતો અને ટ્રેનની બારીમાંથી સૂર્યોદય જોઈ શકું એવી ટ્રેન પસંદ કરતો અને કેમ તું સંતાયો તોયે પકડી પાડ્યો ને એવા વિજયોલ્લાસે સવારના વિશાળ સૂર્યને આંખ માંડી જોયા કરતો...

બાળસૂર્યવિરહ ટાળવા છેવટે મેં ગિરનારની તળેટી જ છોડી દીધી... મારી પૂર્વપરિચિત પૂર્વ દિશા મેં ફરી મેળવી લીધી.

**કાગડાથી ઢંકાયેલું શહેર / અન્વર ખાન**

*અનુવાદ : અંજુમ વાલોડી*

અગણિત કાગડાઓથી આકાશ છવાયેલું હતું. તે લોકો આગની ફરતે કુંડાળું વાળીને બેઠા હતા. તેઓની આજુબાજુ ઊંચાં મકાનો હતાં, જેનાં બારીબારણાં બંધ હતાં.

''ઘણી ટાઢ છે.'' એક માણસ બોલ્યો.

''અને હવા પણ જોરમાં ચાલે છે.'' બીજાએ કહ્યું.

''જાણે રામપુરી ચપ્પુ હાડ-માંસ ઊતરી રહ્યો ન હોય !'' ત્રીજાએ વાત પૂરી કરી.

''સાંભળ્યું છે કે આજે તો દિવસ પણ ઊગવાનો નથી.'' ચોથા માણસે કહ્યું.

''એ તને કોણે કહ્યું ?'' પહેલા માણસે ગભરાઈને પૂછ્યું.

''શહેરમાં એવી અફવાઓ ચાલે છે.'' તેણે ઉત્તર આપ્યો.

''આવું તો કંઈ નહીં જ બને.'' ત્રીજાએ કહ્યું.

''આગ ઠંડી પડી રહી છે.'' ચોથા માણસે કહ્યું.

''આપણી પાસે હજી બીજાં લાકડાં છે.''

''આ શહેરની સડકો એવી ચોખ્ખી છે કે ક્યાંય કોઈ કાગળ, કોઈ લાકડીઓ કે એવી કોઈ ચીજ નથી જેને જલાવીને કોઈ માણસ પોતાને ગરમ રાખી શકે.''

''આ આગ આખી રાત બળી શકશે ?''

''શી ખબર ?''

''અને રાત કેટલી લાંબી છે તેની પણ આપણને તો ખબર નથી !''

''ગમે તેમ રાત તો ગાળવી જ પડશે.'' એક બોલ્યો, ''એ ગમે તેટલી લાંબી હોય તોયે.''

અને બધા ચૂપ થઈ ગયા. અગણિત કાગડાઓથી આકાશ છવાયેલું હતું. ઠંડી હવા રામપુરી ચપ્પુની જેમ હાડ-ચામમાં ઊતરી રહી હતી. આજુબાજુ ઊંચાં મકાનો હતાં, જેનાં બારી-બારણાં બંધ હતાં.

કોઈનાં પગલાંનો અવાજ સાંભળી તેઓએ માથું ઊંચક્યું. એક દૂબળો પાતળો ભીચરા વાળવાળો માણસ તેમની તરફ આવી રહ્યો હતો. આગની નજીક આવીને તે બેસી ગયો.

''તમે કોણ છો ? શું કરો છો ?''

''પરદેશી છું. વાર્તાઓ ભેગી કરું છું.'' તેણે ધીમે સાદે ઉત્તર આપ્યો.

''વા-રતા !!'' તેમની આંખો ચમકી ઊઠી.

''પરદેશી, સંભળાવો કોઈ વારતા કે રાત વીતે.''

''મારી પાસે કોઈ વાર્તા નથી.'' તેણે કહ્યું.

''એવું તે હોય ?''

''આ શહેરના લગભગ દરેક માણસને હું મળી ચૂક્યો છું.''

''તો શું કોઈની પાસે કહેવાને કોઈ વાર્તા નથી ?'' પહેલા માણસે પૂછ્યું.

તેણે નકારમાં ડોકું ધુણાવ્યું.

''મને તો વિશ્વાસ નથી બેસતો.'' પહેલા માણસે કહ્યું.

''મને પણ વિશ્વાસ નથી બેસતો.'' બીજાએ કહ્યું.

''તો શું એ સાચું છે ?'' ત્રીજાએ પૂછ્યું.

''શું એ સાચું છે ?'' ચોથાએ પૂછ્યું.

''આ એ બિલકુલ સાચી વાત છે.'' પરદેશીએ કહ્યું.

''પણ મને વિશ્વાસ નથી.'' પહેલા માણસે કહ્યું.

''મને પણ...'' બીજાએ કહ્યું.

''કોઈ પણ ઘરમાંથી પ્રકાશ આવતો જણાતો નથી.'' ચોથો માણસ બોલ્યો.

બીજાએ ફરતે નજર દોડાવી કહ્યું, ''હા, કોઈ ઓરડામાંય પ્રકાશ જણાતો નથી.''

''શહેરની વીજળી ફેલ થઈ ગઈ છે.'' વાર્તાઓ એકઠી કરનારાએ કહ્યું.

''વીજળી ફેલ થઈ ગઈ?'' પહેલો માણસ આગમાં પડતાં બચી ગયો.

''વીજળી ફેલ થઈ ગઈ છે !'' બીજો માણસ બબડ્યો.

''તો શું હવે સવાર નહિ થાય ?''

''હા, મેં તો એવું જ સાંભળ્યું છે.'' તેણે કહ્યું.

''આગ ધીમી થઈ રહી છે.'' પહેલો માણસ બોલ્યો.'' હવે બીજાં લાકડાં લાવવાં પડશે.''

બીજો માણસ ઊઠીને આગમાં નાખવા જેવું કાંઈ શોધવા ગયો. થોડી વારે વ્હીલે મોઢે આવીને આગ પાસે બેસી ગયો. બોલ્યો :

''આ શહેરની સાલી મ્યુનિસિપાલિટી પણ એવી વાહિયાત છે ! સડક પર એક નાની લાકડીયે નથી !''

''આગ ધીમી પડી રહી છે.'' પરદેશી બોલ્યો.

થોડી વાર બધા ચૂપચાપ બેસી રહ્યા. અને આગ બહુ જ ધીમી બળવા લાગી, ત્યારે પહેલા માણસે પોતાનાં વસ્ત્રો કાઢીને આગમાં નાખી દીધાં. અને પછી વારાફરતી બધા માણસોએ પોતપોતાનાં વસ્ત્રો કાઢી આગમાં નાખી દીધાં - વાર્તાઓ એકઠી કરનારાએ પણ !

''કોણ જાણે હજી કેટલી રાત બાકી છે ?'' ત્રીજા માણસે કહ્યું.

''આ રાત કેમ વીતશે ?'' ચોથાએ કહ્યું.

''ચાલો આપણે કોઈ વાર્તા ઘડીએ !''

''હા, ખૂબ મઝા આવશે.'' બધા એકસાથે બોલી ઊઠ્યા.

''તો પહેલાં તમે જ ચાલુ કરો.'' પહેલા માણસે કહ્યું.

''ગુલાબી સવાર.'' વાર્તા એકઠી કરનારાએ જરા વિચાર કરીને કહ્યું.

''હસતું બાળક.'' પહેલો માણસ બોલ્યો.

''શર્મીલી બાળા.'' ત્રીજો માણસ બોલ્યો.

''ઘાસફૂસનું ઘર.'' ત્રીજો માણસ બોલ્યો.

''એક મુઠી ચોખા.'' ચોથા માણસે કહ્યું.

''માછલીનુ સૂપ.'' પહેલો માણસ બોલ્યો.

''કૉફીનો પ્યાલો.'' બીજો બોલ્યો.

''રૂની ભરેલી રજાઈ !'' ત્રીજા માણસે કહ્યું. અને બધા હસી પડ્યા !

આકાશ અગણિત કાગડાઓથી છવાયેલું હતું. અને સખત ઠંડી હવા રામપુરી ચપ્પુની જેમ હાડ-ચામમા ઊતરી રહી હતી. ઊંચાં મકાનોનાં બારી-બારણા બંધ હતા. અને તેઓ વારાફરતી કહેતા જતા હતા : ગુલાબી સવાર, હસતું બાળક, શર્મીલી બાળા, ઘાસ-ફૂસનું ઘર, એક મુઠ્ઠી ચોખા, માછલીનો સૂપ, કૉફીનો પ્યાલો, રૂની ભરેલી રજાઈ.

આકાશ ધુમ્મસથી અને વાતાવરણ કાગડાંઓની કાંઉ કાંઉથી ભરાઈ ગયાં. મિલોની સીટીઓ ગૂંજી અને પછી એક જાડો ગંજી પહેરેલો માણસ ગેલેરીમાં આવી દાતોને બ્રશ કરવા લાગ્યો. એક સ્ત્રી એના વાળ ઓળતી આવી અને અર્ધી આળસ મરડી પાછી અંદર ચાલી ગઈ. નોકર-ચાકરો દૂધ, બ્રેડ, માખણ ... લીલોતરી લેવા નીકળી પડ્યાં. અને પછી એક બસ - જેમાં કેટલાંક મુસાફરો બેઠાં હતાં - સડક પરથી પસાર થઈ. કેટલાંક મકાનોમાંથી રેડિયોમાંથી નીકળતાં ફિલ્મી ગીતો અને જાહેરાતોના અવાજો આવવા શરૂ થયા. અને પછી કોરપોરેશનની એક ટ્રક આવી અને સડકના એક વળાંક પર પહોંચી ઊભી રહી. ત્યાં કેટલાક લોકો નગ્ન દશામાં અક્કડ-થીજી ગયેલા પડ્યા હતા. ટ્રકમાંથી થોડા લોકો ઊતર્યા - પેલા થીજી ગયેલા લોકોને ઉપાડી, ટ્રકમાં નાખ્યા અને ટ્રક આગળ ચાલવા લાગી !

૧૮ · ૧૯૮૮, ઑક્ટોબર

## ઉપલબ્ધિઓ ઓછી નથી / ડૉ. ભરત સોલંકી

'બિલ્લો ટિલ્લો ટચ'(૧૯૯૭) એ ગુણવંત શાહની શૈશવ. શિક્ષણ તથા વતનપ્રેમની સ્મૃતિઓને વિસ્તૃત રીતે નિરૂપતી સંબદ્ધ સ્મરણાત્મકથા છે કુલ ૨૧ પ્રકરણો તથા ૨૪૩ પૃષ્ઠસંખ્યા ધરાવતી આ સ્મરણાત્મકથામા સર્જકની ભિન્ન ભિન્ન અવસ્થાઓ અને અવસ્થાઓ સાથે સંકળાયેલી કડવી -મીઠી સ્મૃતિઓ વ્યક્ત થઈ છે. સર્જકની સ્મૃતિઓ સ્મરણકથાનુ સ્વરૂપ પામી છે, આ રીતે :

'બિલ્લો ટિલ્લો ટચ' સ્મરણકથાનું પ્રથમ પ્રકરણ છે. અને તે જ સમગ્ર સ્મરણકથાનું શીર્ષક પણ બને છે. સર્જક કહે છે તેમ આ રમત ફક્ત પોતાના 'રાંદેર' ગામ પૂરતી જ મર્યાદિત હતી. આ રમત કેવી રીતે રમાતી તે વિશે સમજાવતા સર્જક લખે છે :

'બિલ્લો ટિલ્લો ટચ' રમવાનું શરૂ કરેલું, એમાં બે પક્ષ પડી જતા અને સંતાઈ જવા માટેની સરહદ નક્કી કરવામાં આવતી. ક્યારેક આખું ફળિયું કે પછી આસપાસનાં બે-ત્રણ ફળિયાંનો મોટો વિસ્તાર સંતાઈ જવા માટે નક્કી થતો; પાંચ-સાત જણાની આખી પાર્ટી સંતાઈ ગયેલી સામી પાર્ટીના પાંચ-સાત જણાને શોધવા નીકળી પડતી; એમાં ક્યારેક કલાકોના કલાક નીકળી જતા, આ રમતમાં જોડાનારા ઘણાખરા ભાઈબંધો ઘરડાં થયા છે; એક ભાઈબંધ વર્ષો પહેલાં ગુજરી ગયેલો. એનું નામ દિનેશ, દિનેશ સંતાઈ જવામાં એક્કો હતો.' (પૃ.૬)

શૈશવની આ રમતની વાત કરતાં કરતાં તરત સર્જક અધ્યાત્મની વાત જોડી દે છે, આ રીતે :

'સંતાકૂકડીની રમત સર્વત્ર રમાય છે; કદાચ ભગવાનની પણ એ પ્રિય રમત છે. આખું જગત એને શોધી રહ્યું છે. પરંતુ એનો ક્યાંય પત્તો નથી, દિનેશની માફક.' (પૃ.૭)

શૈશવની સ્મૃતિઓના આ અને આ ઉપરાંત અનેક અન્ય પ્રસંગો સમગ્ર સ્મરણકથામાં ઠેર ઠેર જોવા મળે છે. જે સહેજે સુરેશ જોષીના 'જનાન્તિકે' નિબંધસંગ્રહમાં નિરૂપિત શૈશવના નિબંધોની યાદ તાજી કરે છે.

શૈશવની પગલીઓ જે ઘરના ફળિયામા પડી હતી તે ફળિયું અને વતનની સ્મૃતિઓ પણ સર્જકની સંવેદનાનો વિષય બને છે. સર્જક પ્રકરણ-૩નું શીર્ષક 'એક હતું ફળિયું' આપે છે. આમાં સર્જક લખે છે :

'વર્ષોને વહી જવાની ટેવ પડી છે; અત્યારે તો ધૂળિયું ફળિયું મનને પજવી રહ્યું છે. અને હૃદયને ભીજવી રહ્યું છે. (પૃ.૧૯)

ત્યાર પછી તો ફળિયા સાથે સંકળાયેલી અનેક સ્મૃતિઓ સળવળીને બેઠી થાય છે. ફળિયાનાં નામો જણાવતા સર્જક લખે છે : પારેખ ફળિયું, સોની ફળિયું, ભાટ ફળિયું વગેરે. તથા વ્યકિતનાં નામોની વિશેષતા દર્શાવતા લખે છે : કાળિયા નાથા, કરસન ભીખા, મનુ મોતીરામ, દેવજી રામજી, છગન ધૂળા વગેરે. આ ઉપરાંત ફેરિયાઓ ભિખારીઓ, પ્રાઈમસ રિપેર કરવાવાળા તથા શાકભાજી કે ફળો વેચવા આવવાવાળી સ્ત્રીઓ વગેરેની ખાસિયતો પણ અહીં વ્યક્ત થઈ છે.

આ ઉપરાંત અભ્યાસ કરતાં કરતાં તેમની નિકટ આવેલા મિત્રો, સ્પર્શી ગયેલી શિક્ષકોની મનોવૃત્તિઓ, દેશભક્તો, સમાજસેવકો વગેરેનું વર્ણન પણ સર્જક તટસ્થતાપૂર્વક કરે છે; તેમના બે મિત્રો વિશે તેમણે કરેલી વાતો અહીં નોંધવા જેવી છે :

'એક બ્રાહ્મણ મિત્ર યોગેશ હતો. સ્વભાવે ટીખળી અને તોફાની બારકસ હતો. રાંદેરની એમ.પી.હાઈસ્કૂલમાં મગનલાલ દેસાઈ અંગ્રેજીના શિક્ષક હતા. એક વાર એમણે ઈંગ્લેન્ડનો ઈતિહાસ ભણાવતી વખતે 'મૅગ્નાકાર્ટા'ની વાત કરી. યોગેશે એમને ખીજવવા 'મેગ્નાકાર્ટા'નો ઉચ્ચાર 'મગ્નાકાર્ટા' જ કર્યો.

મગનકાકા ખૂબ જ ખિજાયા. પણ યોગેશે હઠપૂર્વક 'મગનાકાર્ટા' જ બોલ્યે રાખ્યું. એ દિવસોમાં માર ખાવામાં મોટી બેઇજ્જતી થઈ તેવું લાગતું નહીં. (પૃ. ૩૦)

બીજા મિત્રની વાત નોંધીએ તો -

'સુરેશ તોતડો હતો. કૉલેજ જતી વખતે અમે ઝડપથી સાયકલ દોડાવીએ. ત્યારે એ સાયકલ પાછળ દોડાવતો જાય અને બૂમ પાડતો જાય 'ગુણવન ! સાઈકલ ધીમે ચલાવ, ચેઇન તૂટી જશે. અમે કૉલેજ પહોંચીએ ત્યારે એ અમારી ઝડપે જ થોડોક પાછળ સાયકલ ચલાવતો રહે, પણ સતત બોલતો રહે : 'ગુણવન ! સાઈકલ ધીમે ચલાવ, ચેઈન તૂટી જશે.' (પૃ. ૩૧)

મિત્રો ઉપરાંત રાંદેરના શિક્ષકોની લાક્ષણિકતાઓ પણ સર્જક કશા જ છોછ વગર વ્યક્ત કરે છે :

'અમને બધી સુરતી ગાળો શિખવાડવાનું શ્રેય અમારા પ્રાથમિક શિક્ષકોને ફાળે જાય છે. ગાળ ન બોલતા હોય એવા એક પણ શિક્ષકનું નામ મને સ્મરણમાં નથી. તોફાન કરતાં પકડાઈએ એટલે ગાળ સાંભળવી જ પડે. પ્રાથમિક શિક્ષકોના શબ્દભંડોળમાં માતૃકેન્દ્રી અને ભગિનીકેન્દ્રી ગાળોનું પ્રમાણ ખાસ્સું રહેતું.' (પૃ.૧૦)

મુગ્ધાવસ્થામાં મૈથુનદૃશ્ય જોવાની ઇચ્છા કે વિજાતીય આકર્ષણને પણ સર્જક નિખાલસપણે વ્યક્ત કરે છે :

'ભેંસને વેંતર આવતું નિશાળની સામે જ નેસડો હતો, ત્યાં પાડા પાસે ભેંસને લાવવામાં આવતી, બધાં છોકરાઓ એ બ્લૂ-ફિલ્મ જોવા માટે વર્ગમાંથી બહાર ધસી આવતાં; જીવનનું એ પ્રથમ મૈથુનદૃશ્ય હતું. માસ્તરો સોટી વિંઝીને અમને વર્ગમાં ધકેલતા અને પછી પોતે નજર કરી લેતા.' (પૃ. ૩૪)

આ પ્રસંગમાંથી તેમના શિક્ષકોની મનોવૃત્તિ પ્રગટ થાય છે પરંતુ હવેના પ્રસંગમાં પોતાની મનોવૃત્તિને પ્રગટ કરે છે :

'ક્યારેક યુવાન છોકરીઓ પણ ઓવારે સ્નાન કરતી, કપડાં પલળી જાય ત્યારે તેમની આખી કાયા દેખાતી, મનમાં ગજબનું આકર્ષણ થતું રાતે શમણામાં એ દૃશ્ય પજવતું.' (પૃ. ૪૪)

એક બાજુ યુવાનીનો તરવરાટ ને બીજી તરફ સમાજનાં ચુસ્ત બંધનો, વડીલોની ધાક, મિત્રો આગળથી પ્રાપ્ત થતી sex અંગેની ગલીપચી કરાવતી

સાચી-ખોટી વાતો ને તે બધાને આધારે sex અંગેની બંધાતી સાચી-ખોટી ગ્રંથિઓ સર્જક કબૂલે છે. ગાંધીજીની જેમ જ રાગ અને ત્યાગ વચ્ચેનો સંઘર્ષ, રાગમાંથી મુક્ત થઈ બ્રહ્મચર્ય પાળવાના ઉપાયો, અખતરા પણ સર્જક કરે છે; જેને પરિણામે જીવનના કેટલાક મુક્ત આનંદો ગુમાવ્યાનો અફસોસ પણ વ્યક્ત થયો છે; જે પોતે ગુમાવ્યું છે તે પુત્રીઓ ન ગુમાવે તેની તેમને કાળજી રાખી છે. તેમને બંને પુત્રીઓને મુક્ત રીતે વિહરવા દીધી છે. તેઓ લખે છે :

'મારી બંને દીકરીઓએ યોગ્ય ઉમ્મરે જીવનસાથીની પસંદગી કરી લીધી. અમારી વચ્ચે નિખાલસ વાતો થતી. હું એમને સમજાવતો કે જીવનની વસંત બેસે ત્યારે જેમણે પ્રિયજન સાથે કોઈ વૃક્ષ નીચે ઊભા રહીને ગૂફતેગો ન કરી તેમણે જીવનની અત્યંત મૂલ્યવાન અનુભૂતિ ગુમાવી છે. લતામંડપમાં બેસીને સંવનન કરવાનો અધિકાર કેવળ દુષ્યંત અને શકુંતલાનો નથી.' (પૃ.૫૫)

આ ઉપરાંત 'પારકી પંચાતની પાર્લામેન્ટ'માં સર્જકે રાંદેર ગામના છોટુ હજામની લાક્ષણિકતાઓને વ્યક્ન કરી છે. 'ગમાણની ગંધ હજી અકબંધ' તથા 'તાપીમાં વહી ગયેલું બાળપણ', 'પાલી ફોઈની પોટલી' તથા 'પહોઈ... પહોઈ... ! વગેરે જેવા પ્રકરણોમાં શૈશવ, યુવાની તથા વતનપ્રેમની સ્મૃતિઓને વાચા આપી છે. 'સુરતનો મિજાજ'મા સુરતી સર્જકો, સુરતની લાક્ષણિકતાઓ, માણસોની ખાસિયતો વ્યકત થઈ છે. 'ગંગાસ્વરૂપ પીડાનાં પોટલાં'માં વિધવાવિવાહના પ્રશ્નને વ્યક્ત કર્યો છે. તેમજ 'સંત અને વસંત' 'ટોકરિયો બાવો,' તથા 'ગુજર ગયા વો જમાના' વગેરે પ્રકરણો પણ થોડેઘણે અંશે આસ્વાદ્ય બન્યાં છે.

'પંડિત અને પટેલ અડખેપડખે'માં પોતાના પિતાજી વિશેની કડવી હકીકતો સર્જક વ્યક્ત કરે છે. તેમના પિતાજી ચુસ્ત આર્યસમાજી હતા. તેમના જીવનનો એક પ્રસંગ ટાંકતા સર્જક નોંધે છે :

'એક વાર બાપુ પોતાનો માનીતો વેદમંત્ર લલકારી રહ્યા હતા. તે મંત્ર હજી પૂરો થાય ત્યાં પાછલી પરસાળમાંથી કૂતરું દાખલ થયું અને બાપુ જોરથી તાડૂક્યાં, 'તારી તો બેનને...' હું આ ખેલને જોતો રહ્યો. મેં બાપુને કહ્યું, બાપુ તમે જે મંત્ર બોલી રહ્યાં હતા તે ઠીક હતું, પછીનું ક્યાંથી આવી પડ્યું ? (પૃ.૧૬૯)

જેમ પિતા વિશે તેમ પોતાની બા વિશે પણ સર્જક નિર્મમ બની બાની

મર્યાદાઓને નિરૂપે છે. તેમની બા સમાજસેવિકા હતી, શાળામાં આચાર્યા હતી. અનેક સંસ્થાઓ સાથે સંકળાયેલી હતી, આથી પોતાના માટે કે પિતાને માટે ઓછો સમય ફાળવી શકતી તેનો રંજ આ શબ્દોમાં સર્જક વ્યક્ત કરે છે :

'માતૃત્વ અને નેતૃત્વ વચ્ચેની કશમકશમા જીવનભર માતૃત્વ હારતું જ રહ્યું, ને નેતૃત્વ જીતતું રહ્યું, કદાચ મારા જીવનની આ સૌથી મોટી કરુણતા હતી.' (પૃ.૨૨૯)

આમ છતાં જીવનમાં 'મા'નું જે સ્થાન છે તેનું મહત્ત્વ દર્શાવતાં સર્જક લખે છે :

'ઈશ્વર એક જ છે એ શ્રદ્ધાનો વિષય છે. પરંતુ માણસની માતા એક જ હોય છે, એ હકીકત છે; કદાચ માતા દ્વારા ઈશ્વરની શ્રદ્ધા પ્રગટતી રહે છે. જગતનાં બધાં તીર્થો માતાના ખોળામાં વિરામ પામે છે ! (પૃ.૨૪૩)

આમ સમગ્ર રીતે જોતાં સ્મરણકથાના સર્જક પાસે હોવી જોઈએ તે પ્રકારની હૃદયસ્પર્શી સ્મૃતિઓ, તેનુ નિખાલસ નિરૂપણ, તટસ્થતા વગેરે અહીં અનુભવાય છે. અનુભવો અહીં સીધેસીધા ન ખડકાતાં પ્રવાહી બનીને, કલારૂપ પામીને આવ્યા છે તેથી સ્મરણકથા સ્પર્શક્ષમ બની છે. અનેક કાવ્યપંક્તિઓ, શ્લોકો, ચિંતનો, સંવાદો, પત્રો, અલંકારો, પ્રતીકો, પુરાકલ્પનો, રસો, વગેરેના સુંદર વિનિયોગને કારણે આ સ્મરણકથા સંવેદ્ય બની છે.

આ સ્મરણકથાની એકાદ-બે મર્યાદાઓ તપાસીએ તો અહીં સર્જકે પોતાના દામ્પત્યજીવન વિશે ખાસ કોઈ વાત દર્શાવી નથી, વળી 'તાપીમાં વહી ગયેલું બાળપણ', 'ટોકરિયો બાવો', 'પારકી પંચાતની પાર્લામેન્ટ, વગેરે પ્રકરણોની વધારે પડતી લંબાઈને કારણે ત્યાં કથા 'બેલેન્સ' ગુમાવતી લાગે છે.

આમ છતાં સ્મૃતિઓના જ સંદર્ભને કેન્દ્રસ્થાને રાખીને લખાયેલી આ સ્મરણાત્મકથા એના સ્વરૂપને સિદ્ધ કરે છે તે આજના સમયમાં ઓછી ઉપલબ્ધિ તો નથી જ.*

---

*ગુજરાત સાહિત્ય અકાદમી તથા પ્રમોદકુમાર પટેલ સ્મૃતિનિધિના સંયુક્ત ઉપક્રમે તા. ૨૦-૨૧ માર્ચના રોજ નવોદિત ગ્રંથસમીક્ષામાં વંચાયેલ સમીક્ષા સુધારા-વધારા સાથે.

## ભગો અને નારણ્ય / શરીફા વીજળીવાળા

એક ગામમાં બે ભાય સ્યે. નાનો ભગો ને મોટો નારણ્ય. મા-બાપ તો બેયને ગામને હોંપીને નાનપણમાં જ મરી ગ્યા'તા. બેય ભાય ગામ આખાનું ધણ ચારે. ગામમાંથી રોટલા આવે એને શેડ્યકઢા દૂધ હાર્યે ખાય ને એય જલસા કરે. હવે ભાય એમાં ભગાને જરાક આંટો ઓસો હતો. ગામને ખબર્ય ખરી પણ નબાપા-નમાયા જાણી હંધાય જાવા દ્યે. એમાં ભાય સાતમ્ય-આઠમ્યના તેવાર આવ્યા. નારણ્ય ભગાને ક્યે 'એલા ભગા, જરીક ગામમાં આંટો તો માર્ય. આજ તો બાયું રોટલાને બદલે થેપલા ને પૂરીયું દેશે...' ભગો તો ગ્યો ગામમાં. દહ-બાર ઘર ફર્યો તાંતો ફાંટ ભરાઈર્યે એટલા થેપલા ભેળા થઈ ગ્યા... ભગો તો પોટલી વાળી - ખંભે નાખીને શીમ કોર્ય હાલતો થ્યો. થોડોક આઘેરોક જઈને ભગા વાંહે ફર્યો. જ્યાં વાંહો વાળીને જોયું ત્યાં ભગો એનો પડસાયો ભાળી ગ્યો. હવે ભાય આમેય એને બે આંટા ઓસા તો હતા જ. એણ્યે તો પડસાયાને પૂશ્યું : 'એલા એય ભાયબંધ, વાંહે વાંહે કાં હાલ્યો આવસ ? ભૂખ્યો થ્યોસ ? ખાવું સે ?' ભગાએ તો ભાય બે-શાર થેપલા નાખ્યાને મોર્ય હાલ્યો. વાંહે કાગડા-કૂતર્યા ખાતા જાય થેપલા. ઘડીકવાર રઈને ઈ તો વળી વાંહો ફર્યો. વળી પડસાયાને પૂશ્યું ને વળી થેપલા નાખ્યા. ઈ તો ભાય ઠેઠ્ય લગણ થેપલા વેરતો ગ્યો. શીમમાં પુગ્યો તંયે હમ ખાવાયે થેપલું નો વધ્યું... નારણ્ય ક્યે 'કાં એલા ભગા, થેપલા નો લાવ્યો ? બાયુંએ નો દીધાં ?' ભગો ક્યે 'નારે ભાય, થેપલા તો લાટ બધા ભેળા થ્યાતા. પણ જોને આ ભાયબંધ વાંહે ને વાંહે હાલ્યો આવેસે... મેં કેટલીવાર થેપલા

નાખ્યા પણ ધરાતો જ નથી.' નારણ્યે જોયું તો પડસાયો... 'એલા મુરખ્યા આ તો કાકો પડસાયો સે ઈ તો ભેળો જ ર્યેને... ભગા, તુંય ખરો ભૂત સો હો... લ્યે જવે આંયકણે રે ને વાસરુનું ધ્યાન રાખ્ય તાં હટી કાઢતાકને હું થેપલા માંગતો આવું.' ઈ ભાય નારણ્ય તો ગ્યો ગામમાં ને વાંહે ભગો એક્લો પડ્યો. હવે પાંહેના કૂવામાં ડેડકા બોલે ડ્રાંઉ... ડ્રાંઉ... ને ભગાના કાન ઊંચા થ્યા. 'એલા આ કોણ કૂવામાંથી ખાઉ ખાઉ... કરે સે? ભાયબંધ કોક' ભૂખ્યા થ્યા લાગેસ...' ભગાએ તો એક પાડરુંને ઉપાડીને નાખ્યું કૂવામાં. ઘડીમ... પાણી ઘડીક હિલોળે સડ્યું તે ડેડકાં મૂંગાં થઈ ગ્યાં... ભગાએ રાડ્ય નાખી...' કાં ભાયબંધ ધરાય ગ્યા?' પણ જેવું પાણી થાળે પડ્યું કે ડેડકાં પાસાં મંડ્યાં ડ્રાંઉ ડ્રાંઉ કરવા... તે ભાય ભગાએ તો વળી એક વાસરુને ઉપાડીને ઝીંક્યું કૂવામાં... એમ વાસરું ને પાડરું નાખતાં નાખતાં કૂવો તો ઢબઢબીને ઉપર્ય આવી ગ્યો... ડેડકાં બોલતાં બંધ થય ગ્યાં... તાં નારણ્ય આવ્યો થેપલાની પોટલી લઈને... હજી તો ઉઘાડવા જાય ત્યાં એનું ધ્યાન ગ્યું.' એલા ભગા, આ ઢોર ક્યાં બધાંય?' ભગો ક્યે' ઈ તો ભાયબંધ ભૂખ્યા થ્યા'તા કાળો દેકારો કરતા'તા તે મેં વાસરુ ખાવા દઈ દીધાં. આ જો કેવા મૂંગાં થઈ ગ્યાંસ ખાયપીને...' 'એલાં ભૂત હવે મૂઠિયું વાળીને ભાગવા જ માંડ્ય... ગામને ખબર પડશે ને તો જીવતા નંઈ મેલે...' ભાય ભગાની જાડી બુદ્ધિમાં કાંય ઊતર્યું તો નય પણ નારણ્ય ભેળો ઈય મંડ્યો ભાગવા.

ભાગતા ભાગતા એક ગામ પાંહે આવ્યા. એક બાઈ ભાત દેવા જાતી'તી. ભગાએ રાડ્ય નાખી 'એલી છાશ દે. ને આ ભાતું પણ દેતી જ જા... ભાર્યે ભૂખ લાગીસે.' બાઈ ક્યે 'તારા બાપની છાશ હશે ને? માંગતા શરમાતો નથી?' ભગો તો આમેય ભરાડી ભૂત જ હતો. રાડ્ય નાખીને ક્યે 'દેસ કે નંઈ?

'મારીશને એક કોણી,
તો ફૂટી જાશે તારી દોણી.'

બાઈ તો ધ્રુજી ગઈ... એણ્યે તો ભાત દઈ દીધું. નારણ્યને બસારાને થેપલા હાર્યે ભાતું ને છાશની દોણી બેય ઉપાડવા પડ્યાં... ઈ તો ઉપડ્યા... જરીક આઘેરાક હાલ્યા તો એક ઢોલી ગળામાં ઢોલ નાખીને લગનમાં વગાડવા

જાતો'તો. ભગાએ તો રાડ્ય નાખી. 'એલાએય ઢોલ દેતો જા તો...' ઢોલી ક્યે 'કાં, તારો કાકો મેલી ગ્યોસે ઢોલ ? લજાતોય નથી માંગતા ?' ભગાએ તો ડોળા ફાડીને રાડ્ય નાખી :

'દેસો ઢોલકું '
કે તોડી નાખું તોલકું ?'

ઓલ્યો તો ભાય ઢોલ મેલીને વયો ગ્યો... ગાંડાનો ભરોહો કોણ કરે ? ભગો ઉપાડે ઈ વાતમાં માલ નંઈ... નારણ્યે જ ઢોલ ગળામાં નાખવું પડ્યું. જરીક આઘેરાક હાલ્યા. ત્યાં એક ભરવાડ ઘેંટા લઈને જાતો'તો. ભગાએ રાડ્ય નાખી, 'એલા એય ભરુ, એક ગાડર દેતો જાજ્યે...' ભરવાડ એમ કોઈને ગાંઠે નંય. એણ્યે તો તુમાખીથી ના કઈ દીધી. ભગાએ તો ભાય ભરવાડની જ કડિયાળી ડાંગ, આંસકીને ઉગામી :

'દેસો ઘેંટુ
કે દઉ એક બે ફેંટ્યું ?'

ભાય ભરવાડ તો ઘા ખાઈ ગ્યો હો... એણ્યે તો એક ગાડર દય દીધું... ગાડરને ખંભે નાખીને ઈ બેય મંડ્યા હાલવા. જરાક આઘેરાક ગ્યા ત્યાં એક પટેલ મળ્યા. ઈ નાહુ લયને ખેતરે જાતા'તા, ભગો તો ભાય આડો ફર્યો, એક રાડ્ય નાખી... 'એ પટેલ, ઈ નાહું દેતો જાજ્યે તો...' પટેલ હતા પોદળા જેવા... ભગાની રાડ્યથી જ ફાટીર્યા... દય દીધું નાહુ ને ઊંધું ઘાલીને મંડ્યા દોડવા...

ઈ ભાય રાંધવું ને ઘેંટું ને દોણી ને ઢોલ ને હુંધુય લયને ભગો ને નારણ્ય મંડ્યા હાલવા. દી' આથમવા ગ્યો તંયી બેય એક ઉજ્જડ ગામમાં જઈ પૂગ્યા. નારણ્ય મનમાં વિચારે કે માળું હાળું આ કૌતુક ખરું કેવાય ! ઘર મજાના રૂડાંરૂપાળાં સે પણ કોય માણહનું જણ્યું દેખાય કાં નંય ? સમશાન જેવું ઉજ્જડ કાં ?' ઈ તો મંડ્યા આંટા મારવા... એક ઘરમાં જઈને જોયું તો આંખ્યું ફાટી રય... ઠેઠ્ય ઉપર્ય આંબતી કોઠીયું... ને એવો જ દહ હાથ લાંબો ખાટલો... કો'ક રાક્ષસ રેતો હોવો જોઈએ એમ નારણ્યે વિચાર્યું. ભગાને તો કોઈ'દી વિચાર આવતો જ નંઈ... ઈ ક્યે... 'નારણ્ય આંયા જ રંઈ.' નારણ્યને મનમાં તો બીક લાગતી'તી પણ ભગાની વાત અટલે શેલ્લી વાત... પશી એમાં

મીનમેખ નો થાય. ઈ તો ભાય ભાતું ને થેપલા ખાઈ ગ્યા ને પશી ભેળું હતું ઈ લયને કોઠીમાં ઘરી ગ્યા...

હવે ભાય ઈ ઘરમાં બાબરો ભૂત રેતો'તો... એની રાડ્યે જ ગામ ઉજ્જડ થઈ ગ્યું'તું. ભગા-નારણ્યને એની કાંય ખબર્ય નો'તી પણ નારણ્યગામને ઉજ્જડ જોયને ચેતી ગ્યો'તો, એટલે જ તો કોઠીમાં ભરાણા'તા બેય... જ્યાં રાત્ય પડીને ઠીકઠીકનું અંધારું જામ્યું... તાં ધમ ધમ અવાજ આવ્યો... માંડ ઝોકે ચડેલ નારણ્યની આંખ્યુ ઉઘડી ગઈ. એણ્યે ભગાનેય ઠોંહો મારીને જગાડ્યો... તાં તો બેય ધ્રુજી ઊઠે એવો બરાડો હંભળાણો. 'માણહ ખાઉં... માણહ ગંધાય, માણહ ખાઉં...' નારણ્યે ભગા સામે જોયું... એણ્યે એને રોકવા મે'નત કરી પણ ભાય ભગો વાર્યો વરે તો ને ? એણ્યે તો નાખી રાડ્ય : 'ભૂત ગંધાય, ભૂત ખાવ... ભૂત ગંધાય, ભૂત ખાવ...'

બાબરો ભૂત તો ભાય મુંઝાણો... એના એક હાકોટે ગામ ઉજ્જડ થઈ ગ્યું ને આજ એના પોતાના જ રે'ઠાણમાં કો'ક એને ખાવાની વાતું કરતું'તું એણ્યે વળી પાસા હતા એટલા જોરથી રાડ્ય નાખી : 'તું કોણ એલા ?'

'પેલા તું કે તું કોણ ?'

'હું બાબરો ભૂત'

'તે હું બાબરા ભૂતનો કાકો ભડભાદર ભૂત.'

'એલા તું મારો કાકો સો ?'

'હા, તારે કાંય વાંધો સે ?'

આ લમણાઝીંકથી બાબરો ભૂત જરાક ઓજપાઈ ગ્યો. ઘડીકવાર પશી બાબરો ક્યે 'એલા તું મારો કાકો હો તો વગાડ્ય મારા જેવી સાતી...'

નારણ્ય ક્યે 'પેલા તું વગાડ્ય.'

ઓલ્યો તો ભાય બેય હાથે મંડ્યો સાતી પીટવા ને કાન ફાડી નાખે એવો અવાજ થ્યો.' નારણ્યે ભગાને ઢોલ દેખાડ્યો. ભગો તો ઊંધું ઘાલીને મંડ્યો ઢોલ વગાડવા...

બાબરો ભૂત વિચારમાં પડ્યો... 'માળો હાળો મારી કાકો હોયેય ખરો !' એણ્યે વળી રાડ્ય નાખી : 'તું મારો કાકો હોત તો મારી જેવો મોવાળો કાઢ્ય...' નારણ્ય ક્યે 'પેલા તું કાઢ્ય'... તે ભાઈ બાબરાએ તો એક મોવાળો ખેંહીને ઘા

કર્યો. દહ હાથ લાંબો મોવાળો... ભગાએ તો ભાય કોઠીના સાણામાંથી રાંધવાનો ઘા કર્યો. બાબરો ભૂત તો ત્રીહ હાથ લાંબા ને બે આંગળીવા જાડા મોવાળાને જોયને ડરી જ ગ્યો. વળી કળ વળી અટલે ક્યેયે 'મારો ખરો કાકો હો તો મારી જેટલા શેડા કાઢી દેખાડ્ય.' નારણ્ય ક્યે 'પહેલા તું કાઢ્ય'...

ઓલિયાએ તો ભાન હડ... કર્યું તાં ખોબો ભરાણો એનો. નારણ્યે તો સાણામાંથી દોણી ભરીને છાશ જાવા દીધી... બાબરાને હવે તો ખાતરી થાતી જાતી'તી. 'આ જી હોય ઈ... પણ સે કો'ક માથાનો ...' તોય એણે વળી હિંમત ભેગી કરી. 'એલા તું મારો કાકો હો તો... મારી જેવડો ટોલો કાઢ્ય જોઈ.' નારણ્યે શરત કબૂલીને કીધું 'પહેલા તું કાઢ્ય.' ઓલ્યાએ તો માથાના જીથરામાં હાથ નાખ્યો ને પટ લેતાક દેડકા જેવડો ટોલો કાઢ્યો. નારણ્યને ઈશારે ભગાએ તો 'ભાફ' લેતાક્નું ચેટું નાખ્યું... હવે ભાય કોઠીની હંકડાશમાં બાવરું થઈ ગ્યેલું. ગાડર તો બેં બેં બેં બેં... કરતુંક બાબરા વાંહે ધોડ્યું ને બાબરો ભાગ્યો... વાંહે ગાડર બેં બેં કરતું જાય ને બાબરો વાંહો વાળીને જોતો જાય ને દોડતો જાય... એમાં બે-શાર ભૂત સામા મળ્યા. 'એલ્યા બાબરા ભાય આમ કેણીકોર્ય? ને આમ ધોડોસો કાં? કો'ક વાંહેથી ઝાલવા આવતું હોય એવા બાવરા ક્યાં થઈ ગ્યાસ?' બાબરો તો ભાગતો જાય અને કેતો જાય...! એલા તું વાત જ નો કર્ય... આ મારી વાંહે જો... મારા કાકાનો ટોલો મારી વાંહે પડ્યો સે... તે ભાય બધાય ભૂતડા ભાગ્યા... તાં વાંદર્યાં ને શિયાળયાં હામા મળ્યા... વાંદર્યા કયે, 'એલા આમ ક્યાં દોડ્યા જાવ સો?' બાબરો કહે, 'મારા કાકાનો ટોલો વાંહે થ્યોસ' શિયાળ કયે : 'એલા આ તો ચેંટુ સે... એલા ડોબાવ આ તમારો કાકો ટોલો નથી. તમારો કાકો ક્યાંસે?'

બાબરો કયે 'ઈ મારા ઘરમાં છે...'.

'હાલો ત્યાં...'

વાંદર્યાં ને શિયાળ મોર્ય હાલ્યા તંઈ બાબરો જાવા તૈયાર થ્યો. ઘરમાં આંટા માર્યા તો નો જડ્યા. બાંડિયા વાંદરાનું ધ્યાન વડલે ગયું. એ રિયા... એણે રાડ્ય નાખી. હવે? બાંડિયો વાંદરો કયે 'હું હેઠો રઉં સું... તમે હંધાય એક ઉપર એક મંડો જોઈ સડવા. નાખો ઓલ્યા બેયને હેઠા... પસી એના

પારખા લંઈ... કેવાક કાકા સે તમારા ઈ જોઈ. તે ભાય બાંડિયો તો બેહી ગ્યો... બધા એક ઉપર એક મંડ્યા સડવા... તાં ભગાએ રાડ્ય નાખી :

'એલ્યા નારણ્ય, લાવ્ય તો ઓલો સૂંડો,
ભાંગું ઓલ્યા બાંડિયાનો મુંડો.'

બાંડિયું બીય ગ્યું... તે હળવેક નારણ્યનું ખહી ગયું. જેવું ઈ ખહ્યું ઇ ભેળા હંદાય પડ્યા ઉપરાઉપર. પડતાવેંત ઊભા થાતાંજને ભાંગ્યા લદડપદડ ગજવાળું થ્યું. પસી ભગો નારણ્ય હેઠા ઊતર્યાં. બાબરાના ઘરમાંથી ઘર લીધું ને ઘર વહાવ્યું તે ત્યાં જ ધામા નાખ્યા.

## 'ગ્રામમાતા'-વસ્તુમૂળ અને નિર્વહણ / લાભશંકર પુરોહિત

કલાપીરચિત 'ગ્રામમાતા'માં કેન્દ્રીય ભાવરહસ્યને જે રીતે કથાતંતુઓમાં ઉપસાવાયું છે એ પરથી કૃતિનો વૃત્તસંદર્ભ લોકકથામૂલક વા અન્યત્ર કશેકથી પ્રેરિત / સૂચિત હોવાની ધારણા વિવેચનમાં એકાધિક સ્થળે વ્યક્ત થતી રહી છે. વર્ડ્ઝવર્થના 'Goody Blake'માં 'આંતરડીની કદુવા લાગવી' અને 'કાયદો જેને ગુનો નથી માનતો એને કુદરત મોટો ગુનો ગણે છે'- એવો જે આશય વ્યંજિત થાય છે તે પરથી આ કાવ્યનું કથાવૃત્ત પણ વર્ડ્ઝવર્થની ઉક્ત રચના પરથી પ્રેરિત હોવાની સંભાવના આપણા વિવેચનમાં પ્રચલિત હતી. તો વળી, કલાપીના અભ્યાસી ડૉ.ઈન્દ્રવદન દવેએ કૃતિમાંનો વસ્તુપ્રસંગ લોકકથા કે દૃષ્ટાંતકથામૂલક હોવા સાથે, રાજવી કલાપીની ચર્યાપ્રીતિને કારણે 'તેમના જીવનમાં બનેલો વાસ્તવિક હોવાનો પણ એટલો જ સંભવ' દર્શાવ્યો હતો.[1]

'ગ્રામમાતા'નું કથાબીજ અન્યપ્રેરિત છે એવી સબળ સંભાવના ડૉ.ઉપેન્દ્ર પંડ્યાએ સને ૧૯૭૫માં દર્શાવી હતી.[2] ઉર્દૂલેખક મુલ્લાહુસેન વાએઝ કાશેફીના 'અખલાકે મુહસીની' પુસ્તકમાંની બે કથાઓ સાથેના ત્રુટક ત્રુટક આંતર સામ્ય પ્રત્યે એમણે ધ્યાન દોર્યું. આ બે કથાઓ પૈકી એક 'બહેરામ ગોર અને બાગબાન'ની વાર્તા અને બીજી 'શાહ કુબાદ અને વૃદ્ધ સ્ત્રી'ની વાર્તા. બહેરામવાળી વાર્તામાં ફરવા નીકળતા બહેરામનું બાગ પાસે આગમન, બાગબાનનો મેળાપ, દાડમનો પુષ્કળ પાક, વૃક્ષો પર કર લેવાની જાગતી ઇચ્છા, દાડમમાંથી રસનું લોપ થઈ જવું - આ સૌ અંશો છે; જ્યારે

શાહ કુબાદવાળી વાર્તામાં શાહનું વૃદ્ધાને ત્યાં આગમન, વિશ્રામ, ગાયના દૂધની વિપુલતાથી શાહને આશ્ચર્યસહ દુર્ભાવ જાગવો વગેરે અંશો છે. ડૉ. પંડ્યા જે પુસ્તકનો હવાલો આપે છે તેને લગતા વિશેષ આધાર કે પ્રકાશનવર્ષ વ. ટાંકતા નથી, પરંતુ ઉર્દૂ-ફારસીના અધ્યાપક મહેતા પાસેથી વાર્તાની વિગતો મળ્યાના ઋણસ્વીકાર સાથે કેવળ વાર્તાલાપ ટપકાવે છે.[3] કલાપીની ઉલ્લિખિત રચનાનો સમય ઑક્ટોબર, ૧૮૯૫ છે. એટલે જો ઉર્દૂપુસ્તક સને ૧૮૯૦ કે તેની પૂર્વે પ્રકાશન પામ્યું હોય તો જ ડૉ.પંડ્યાની સંભાવના સાધાર ઠરે.

'ગ્રામમાતા'ના વસ્તુસંદર્ભની લગભગ સમાંતરે ચાલતી વાર્તા 'જહાંગીરનામા'માંથી સાંપડે છે. મોગલ બાદશાહ જહાંગીરે, પસાર થઈ રહેલી સવારી વેળાએ ખેતરમાં જુવારના છોડ પર ઘણાં ડૂંડાં જોઈને આશ્ચર્ય વ્યક્ત કરવા સાથે શાહ અને બાગવાનનો કિસ્સો, પોતાના આત્મચરિત 'જહાંગીરનામા'માં ટાંક્યો છે. એમાંથી સંબદ્ધ અંશનો ઉતારો, ગુજરાતી અનુવાદરૂપે, નીચે આપ્યો છે. (મૂળ ફારસી કૃતિના હિન્દી અનુવાદ પરથી ગુજરાતીમાં શબ્દશઃ અનુવાદ આ લખનારે કર્યો છે.)

''આજર(ફારસી મહિનાનું નામ)ની ઓગણીસમી તારીખે અમે બાજ સાથે રમતા હતા. (અમારી) સવારી જ્યારે જઈ રહી હતી ત્યારે રસ્તામાં જુવારનું ખેતર જોયું. સામાન્ય રીતે એક છોડમાં એક ડૂંડું હોય છે, પણ આ છોડમાં બાર બાર ડૂંડાં હતાં. આ જોઈને અમને નવાઈ લાગી અને એ વખતે અમને 'શાહ તથા બાગવાન'નો કિસ્સો યાદ આવ્યો.

*શાહ અને બાગવાનનો કિસ્સો*

'દિવસના બપોરની ગરમીના સમયે એક બાદશાહ કોઈ બગીચાના દરવાજા પાસે આવ્યો. એણે એક વૃદ્ધ બાગવાનને દરવાજા પર જોયો અને એને પૂછયું કે બગીચામાં દાડમ છે ? એણે જવાબ આપ્યો કે હા છે. બાદશાહે એને દાડમના રસનો પ્યાલો લાવવાનું કહ્યું. બાગવાનને સરસ સ્વભાવની એક સુંદર દીકરી હતી. બાગવાને એને રસ લઈ આવવાનો સંકેત કર્યો. છોકરી અંદર ગઈ અને તરત દાડમના રસનો પ્યાલો ભરીને આવી. એ રસ ઉપર

થોડીક ફૂલપાંખડીઓ રાખી હતી. એની પાસેથી પ્યાલો લઈને બાદશાહે પીધો અને પછી પેલી છોકરીને પૂછ્યું કે રસના પ્યાલા પર પાંખડીઓ રાખવાનું શું કારણ છે ? છોકરીએ મધુર ભાષામાં જવાબ આપ્યો કે ગરમીમાં પરસેવાથી રેબઝેબ થયા વખતે એકીસાથે વધારે રસ પી જવાનું વાજબી ન ગણાય એટલા માટે, સાવધાનીની દૃષ્ટિએ, એણે પ્યાલામાં રસની ઉપર પાંખડીઓ પાથરી દીધી હતી, જેથી એમાંથી ગળાઈ ગળાઈને થોડો થોડો રસ આવે. છોકરીના આ મધુર વ્યવહારથી બાદશાહ ખૂબ રાજી થયો અને એને પોતાના દિલમાં સ્થાન આપવાનું વિચારવા લાગ્યો. થોડી વાર પછી બાગવાનને એણે પૂછ્યું કે આ બગીચામાંથી દર વર્ષે એને કેટલી કમાણી થાય છે ? બાગવાને ઉત્તર આપ્યો કે ત્રણસો દિનાર. બાદશાહે ફરીથી પૂછ્યું કે દીવાન્‌ને તમે શું આપો છો ? બાગવાને જવાબ દીધો કે ફળાઉ ઝાડની પેદાશમાંથી સલ્તનત કાંઈ લેતી નથી, માત્ર ખેતપેદાશ પર દશમો ભાગ લે છે. બાદશાહના મનમાં વિચાર આવ્યો કે પોતાના રાજ્યમાં ઘણાયે બગીચા તથા અસંખ્ય ફળાઉ વૃક્ષો હશે. જો એના પર દશાંશ કર લેવાય તો રાજ્યને ઘણી આવક થાય અને ખેડૂતને પણ વધારે નુકસાની વેઠવાની ન રહે (એટલે) બગીચાની ઉપજ પર અવશ્ય વેરો નાખવો જોઈએ. આ પછી બાદશાહે ફરીથી કહ્યું કે દાડમનો થોડો રસ હજી લાવો. આ વખતે બાગવાનની પેલી પુત્રી અંદર ગઈ અને ઘણો સમય પસાર થયા પછી થોડોક રસ લઈને આવી. (એટલે) બાદશાહે કહ્યું કે પહેલી વાર તું તરત જ આવી હતી અને છલછલતો પ્યાલો ભરીને રસ લાવી હતી; પણ આ વખતે તને સમય પણ ઘણો લાગ્યો અને રસ પણ થોડોક જ લાવી. એટલે છોકરીએ જવાબ આપ્યો કે પહેલી વાર એણે એક જ દાડમને નિચોવીને આખો પ્યાલો ભરી દીધો હતો એટલે જલદી આવી; પરંતુ આ વખતે પાંચ છ દાડમને નિચોવવા છતાં પણ એટલો રસ ન મળ્યો. બાદશાહને નવાઈ લાગી. બાગવાને ચોખવટ કરી કે પેદાશની અધિકતાનો આધાર બાદશાહની નેક ને સાફ દાનત પર હોય છે. અમને લાગે છે કે આપ બાદશાહ છો. જ્યારે આપે કમાણી અંગે પૂછપરછ કરી ત્યારે આપની દાનત બગડી એટલે ફળોમાંનો રસ ઓછો થઈ ગયો. બાદશાહ પર આ વાતની અસર થઈ અને એણે ફળાઉ ઝાડ પરના વેરા અંગેનો વિચાર છોડી દીધો. આ પછી એણે

કહ્યું કે ફરીથી રસનો એક પ્યાલો લઈ આવો. છોકરી અંદર ગઈ અને તરત જ છલછલતો પ્યાલો ભરીને રસ લાવી ને મીઠી મુસ્કાન સાથે પ્યાલો બાદશાહના હાથમાં આપ્યો. બાદશાહે બાગવાનની સમજણની પ્રશંસા કરી, થોડી વાતો સમજાવી અને એની યુવાન પુત્રીની સાથે શાદી કરી.'

આ નેક અને ઈમાનદાર બાદશાહનો સાચો કિસ્સો કાળરૂપી કિતાબનાં પાનાં ઉપર કાયમી યાદી બની ગયો છે. હકીકતે, આવાં રસપૂર્ણ દેવી ફળ એ તો સારા વિચારોની નિશાની તથા ઈન્સાફનું પરિણામ છે. જ્યાં સુધી ઈન્સાફપસંદ બાદશાહોનાં કાર્યો તથા વિચારો રૈયતના સુખ અને સંતોષને માટે હોય છે ત્યાં સુધી ભલાઈનાં લક્ષણ અને ખેતી તથા બાગબગીચાઓની પેદાશ સારી હોય છે. ખુદાની રહેમ છે કે આ સ્થિર સલ્તનતમાં ફળ ઉપર કોઈ વેરો લાગ્યો નથી અને લાગતો નથી. આ બાબતમાં આખીયે સલ્તનતમાં એક પૈસો યા એક ફળ પણ શાહી ખજાનામાં જમા નથી થતાં કે ઉગાડવામાં નથી આવતાં. આ ઉપરાંત એવું પણ ફરમાન છે કે ખેતીને યોગ્ય જમીનમાં કોઈ ફળાઉ ઝાડ વાવે તો એની પેદાશ પર પણ વેરો નહીં લાગે. અમને ભરોસો છે કે ખુદા આ નાચીજને હંમેશાં રૈયતનું ભલું કરવા તરફ જ પ્રેરતો રહેશે. જ્યારે અમારા વિચાર સાફ ને નેક છે તો હે ખુદા, તું અમને ભલાઈ દે.''[૪]

'જહાંગીરનામા'ની ત્રણ પ્રકારની પ્રતોને એકત્રિત કરી સર સૈયદ અહમદખાંએ એનું અધિકૃત સંપાદન સને ૧૮૬૩માં અલીગઢમાંથી પ્રસિદ્ધ કર્યું હતું. રોયલ એશિયાટિક સોસાયટી, લંડન દ્વારા પ્રકાશિત, એલેક્ઝાંડર રોજર્સનો અંગ્રેજી અનુવાદ તો જો કે મોડો (પ્રથમ ભાગ સને ૧૯૦૯, બીજો ભાગ સને ૧૯૧૪) થયો હતો. પણ એનો ઉર્દૂ અનુવાદ તો સને ૧૮૭૪માં (કલાપીના જન્મવર્ષમાં જ) અહમદઅલી રાયપુરીએ તૈયાર કરી નવલકિશોર પ્રેસ દ્વારા પ્રકાશિત કરાવ્યો હતો.

ડૉ.ઉપેન્દ્ર પંડ્યાએ ઉર્દૂ વાર્તાઓનો સાર, બીજેથી સાંભળીને આપ્યો અને પ્રસ્તુત કૃતિના કથાવૃત્તનું એ વાર્તાઓ સાથેનું સરખાપણું ચીંધી બતાવ્યું; પણ વાર્તાઓના અધિકૃત પાઠ / અનુવાદ કે પ્રકાશનવર્ષ આપ્યા નથી. આ સ્થિતિમાં એમની સંભાવના સબળ હોવા છતાં સાધાર બનતી અટકી જાય છે. જ્યારે કલાપીની કવિતા પર ઇતર પ્રભાવના મર્મશોધક

અભ્યાસી ડૉ.રમેશ મ.શુક્લ તો ડૉ.પંડ્યાના તારણનો હવાલો આપી, કલાપીએ ફારસી વાર્તાનું બીજા અંગ્રેજી અનુવાદને આધારે ઉપાડ્યું હશે એવું અનુમાન કરીને અટકી જાય છે.[૫] આ બંને વિદ્વાનો જે તારણ કે નિષ્કર્ષ પર આવે છે એનો આધારગ્રંથ, મૂળ ફારસી (?) કે ઉર્દૂ / અંગ્રેજી અનુવાદરૂપે સને ૧૮૯૫ પહેલાં પ્રકાશિત થયો હતો ખરો ? આ પ્રશ્નના ચોક્કસ ને હકારાત્મક જવાબના અભાવમાં એમની અટકળો કે સંભાવનાઓ લૂલી બની જાય છે. કામચલાઉ ધોરણે એ સંભાવનાને, દલીલ ખાતર, સ્વીકારી લઈએ તો પણ એ બંને વાર્તાઓ ને 'ગ્રામમાતા'ના કથાવૃત્ત વચ્ચે કેટલાક અંકોડા ખૂટતા રહી જાય છે.

ડૉ.પંડ્યાએ ઉદ્ધૃત કરેલા વાર્તાસારમાં, વ્યક્તિના વિચાર કે વૃત્તિનો પડઘો આસપાસની સૃષ્ટિમાં પણ ઝિલાય છે એવો ધ્વનિ કેન્દ્રમાં છે. અને એટલા વૈચારિક તંતુ પૂરતું 'ગ્રામમાતા' સાથે સામ્ય છે ખરું, બાકીના વૃત્ત-અંશો બંને વાર્તાઓમાં અલગ અલગ પડી જાય છે. બહેરામ ગોરવાળી વાર્તાના ઘણા વૃત્ત-અંશો 'ગ્રામમાતા'ના કથાનકમાં ઊપસતા જરૂર લાગે. પ્રવાસી બાદશાહ, તૃષાતુર દશા, બાગવાનનો મેળાપ, દાડમના પાકની વિપુલતાથી બાદશાહની દાનત બગડવી, રસનું અલોપ થવું : આટલા વાર્તાઘટકો મળતા આવે છે; જ્યારે શાહ કુબાદવાળી વાર્તામાં વૃદ્ધ સ્ત્રી અને બાદશાહનો મેળાપ, ગાયના દૂધની વિપુલતાથી બાદશાહને આશ્ચર્ય થવું : એટલા અંશોની વૃત્ત-કૃતિ મળતી લાગે. આ બંને વાર્તાઓમાંથી થોડાથોડા અંશો 'ગ્રામમાતા'ની કથાઘટનામાં આયાત થયા હોય એવી સંભાવના સ્વીકારવા કરતાં 'જહાગીરનામા'વાળી વિસ્તૃત પ્રસંગકથા અને એ પરની જહાંગીરની ટિપ્પણી પરથી જ 'ગ્રામમાતા'નું કથાનક ઉઠાવાયું હોય એ સંભાવના વધુ સ્વીકાર્ય બને એવી છે. 'જહાંગીરનામા' મૂળ ફારસીમાં તેમ જ ઉર્દૂ સંસ્કરણ રૂપે કલાપીના જન્મ પૂર્વે પ્રકાશિત થઈ ચૂક્યું હતું. ફારસી ને ઉર્દૂભાષાના પ્રત્યક્ષ પરિચયે વા શિક્ષક દ્વારા સાંપડેલા પરોક્ષ સંપર્કે, રાજવી કલાપી, બાદશાહ જહાંગીરના આત્મચરિતના પૂરા પરિચયમાં કે પ્રસ્તુત કથાવૃત્ત પૂરતી જાણકારી પામ્યા હોય એ બનવાજોગ છે. એમાંનું ભાવરહસ્ય એમને અપીલ કરી ગયું હોય તે પરથી એમણે ખંડકાવ્યના પરલક્ષી વસ્તુઘાટમાં

ઉક્ત ભાવવિચારને સૌરાષ્ટ્રી પરિવેશમાં ગૂંથવાનું તાક્યું હોય.

આવી સાદી દૃષ્ટાંતકથા કે દંતકથાના સારગર્ભ વૃત્તસંદર્ભને કલાપી જ્યારે કાવ્યરચનાના ઉપાદાન તરીકે ઉઠાવે છે ત્યારે એનું રસાત્મક રૂપાંતરણ કેવાં પરિમાણો ઉપસાવે છે; અને એમ થવામાં વ્યક્તિ કલાપીની અંગત મનોસૃષ્ટિ અને કવિ કલાપીની રસદૃષ્ટિ કેવી પ્રભાવકારી નીવડે છે એ બાબત, રસપ્રદ તપાસનો મુદ્દો બની રહે.

કલાપી જેવા અત્યંત સંવેદનશીલ અને આત્મનિષ્ઠ ઊર્મિકવિના કિસ્સામાં, પરલક્ષી વૃત્તસંદર્ભોને પ્રયોજતાં ખંડકાવ્યો પણ, મૂલતઃ એમની અંગતતાના ગાઢા સ્પર્શથી અલિપ્ત રહેતાં નથી. આવી કૃતિઓમાં ઘટનાતંતુઓના આંતરવણાટ અને એમાંથી ઉદ્ભાસિત રહસ્યદર્શનની બાબતમાં અંગતતાના આવા અણસાર તીવ્રપણે કળાઈ આવે છે. 'ગ્રામમાતા'નું તો કથાવૃત્ત જ દંતકથા સદૃશ રહ્યું છે, એટલે મૂળ કથાનકમાં કવિ દ્વારા થતો ફેરફાર તરત જ નજરવગો ને એકદમ ઉઘાડો પડી આવે. મૂળ વક્તવ્યને જાળવીને કવિએ અહીં કથાવૃત્તના જે અંશોને અન્યત્ર વાળ્યા એમાં સૌથી મહત્ત્વનો ફેરફાર દેખાય છે કૃષક પિતા-પુત્રીને સ્થાને વૃદ્ધ કૃષકદંપતીની પાત્રયુતિની ગોઠવણમાં-માત્ર આટલા ફેરફારથી જ કથાના આંતર રહસ્યની સમૂળગી ધરી જ કેવી બદલાઈ ગઈ? યુવાન પુત્રી દ્વારા બાદશાહની તૃપાતૃપ્તિ નિમિત્તે થતી ખાતરબરદાસ્ત પાછળ, બાગવાન પિતાની ગણતરીપૂર્વકની ડોકાતી ચતુરાઈને પરિણામે જ બેટીને બેગમપદ સાંપડે છે! એ વૃત્તનિરૂપણમાં નર્યા પ્રાકૃત વ્યવહારને તાકતી પ્રયોજનલક્ષી સ્થૂળતા છે, આનાથી ઊલટું, કવિતામાં તો, માદકતા પ્રસારતી યુવતીને બદલે વૃદ્ધા દ્વારા થતા આતિથ્યમાં માતૃસહજ વાત્સલ્યની ભીની છાલકનો ભાવ વ્યંજિત થાય છે; અને એમાં પ્રાકૃતતાથી ઉપર ઊઠતી નિષ્પ્રયોજન ને નિર્વ્યાજ અતિથિપ્રીતિની ગરિમા છે. મૂળ કથામાંની રતિમૂલક આસક્તિનું, આ રીતે, વાત્સલ્યમૂલક માતૃપ્રીતિમાં થતું સ્થાનાંતરણ કવિની અંગત મનોસૃષ્ટિ-ને જીવનદૃષ્ટિ પણ-નું દ્યોતક બની રહે છે. આ બાબત સાથે સંકળાયેલી એક નાની વિગત પણ નોંધવી જરૂરી લાગે છે. કૃતિનું મૂળ શીર્ષક તો હતું 'શેલડી', પણ ખુદ કવિએ જ એ શીર્ષકને પાછળથી ફેરવીને 'ગ્રામ્યમાતા' શીર્ષક આપ્યું.[૬] રચનાના

બહિર્ગત ઘટક એવા શીર્ષકમાં થતા આ નજીવા લાગતા ફેરફારમાં પદાર્થસંકેતક સંજ્ઞાને બદલીને ભાવસંકેતક સંજ્ઞાના થતા આરોપ પાછળ કવિની ખુદની મનોગત માતૃગ્રંથિ કારણરૂપ હોય એમ માનવું સયુક્તિક લાગે છે.

કલાપીના તીવ્ર હૃદયમંથન અને તત્પ્રેરિત પ્રણયકવિતાના અંતસ્તલમાં, માતૃરતિ (Oedipus complex) ગ્રંથિની અતિ સંકુલ અવચૈતસિક મનોઘટના ઉદ્દીપક / પ્રેરક ન હોઈ શકે ? એના અંગત જીવનના પરિચિત સંદર્ભો, મનોસૃષ્ટિમાં ડોકિયું કરાવતી પત્રધારા અને 'હૃદયત્રિપુટી' જેવી આત્મનિષ્ઠ દીર્ઘકવિતાની અભિધેય ઉપપત્તિઓથી દોરવાઈને આપણું વિવેચન, 'પ્રણયત્રિકોણ'ની પ્રચલિત કારિકાના પ્રકાશમાં કલાપીકવિતાને ઉકેલતું રહ્યું છે. માત્ર પાંચ વર્ષની વયે પિતાનું છત્ર ગુમાવતા કલાપીની સમગ્ર વાત્સલ્યભૂખ માતા પ્રત્યે પૂર્ણપણે વળે છે. ચૌદ વર્ષની વયે, માતાનું અવસાન એમના જીવનમાં એવો ભાવાત્મક ખાલીપો ઊભો કરે છે કે માતૃવિરહથી રહેંસાતું કિશોરચિત્ત આપઘાતના વિચારો સેવતું થઈ જાય છે! તે પછીના વર્ષે જ, પંદર વર્ષની વયે, એમનાથી આઠેક વર્ષ મોટાં એવાં બાવીસ વર્ષની વયનાં રાજબા સાથેનાં એમનાં લગ્ન, અતૃપ્ત માતૃપ્રેમની એમની ઝંખનાને પ્રિયાપ્રેમના પૂરમાં દિશાન્તરિત કરનારી ઘટના બને છે. બાહ્ય પ્રમાણોથી માદક-શૃંગારી ભાસતું રાજબા-કલાપીનું આરંભિક દાંપત્ય, સમવયસ્ક સ્ત્રી-પુરુષની ઉભયનિષ્ઠ સમાનરતિપ્રેરિત હોવા કરતાં, વિશેષ તો, વયભેદ અને ઉત્કટ માતૃઝંખનાને કારણે પ્રિયા/માતાનાં પ્રકટ/પ્રચ્છન્ન સ્થિત્યંતરોમાં વિલસતું દાંપત્ય છે. આ પછીના અરસામાં શોભનાનો કલાપી-પ્રવેશ, મનોવૈજ્ઞાનિક ભૂમિકાએ, શુદ્ધ સ્નેહનો-સ્થાનાપન્ન દાંપત્ય પ્રેમનો કિસ્સો છે; નહિ કે પ્રણયત્રિકોણનો. આ સ્થિતિમાં કલાપીની કવિતા, અને એ જેમાંથી ફૂટી છે એવી એની અંગતતાના વસ્તુનિષ્ઠ અર્થઘટન માટે નકરું કાવ્યશાસ્ત્ર કામ ન આપી શકે. સાહિત્ય અને મનોવિશ્લેષણની ઉભયવિધ સવ્યસાચી વિવેચના માટે કલાપીની ક્ષર-અક્ષર વ્યક્તિ, અભ્યાસનાં અદ્યતન સાધનો અને સમજની ઉપલબ્ધિને કારણે, હવે પડકારરૂપ ગણાવી ઘટે. અહીં એની લાંબીચોડીમાં ન ઊતરીએ તો પણ પ્રસ્તુત કાવ્યના આંતરબાહ્ય કથાનિબંધનમાં માતૃગ્રંથિની કારકતા એટલી સ્વયંસ્પષ્ટ છે કે એને ઉવેખી

શકાય એમ નથી. કવિની અસંપ્રજ્ઞાત ચેતનાના સ્તરે અસ્ફુટપણે ધબકતી માતૃગરિમાની ભાવગ્રંથિ જ અહીં પિતા / પુત્રીને સ્થાને વૃદ્ધદંપતીની પાત્રઘટના ભણી એને પ્રેરે છે. વળી, એમ થવાને કારણે, 'દાનત એવી બરકત' એવા મૂળ વાર્તારહસ્યને તો કશી આંચ આવતી નથી. ઊલટું, મૂળ કથામાંનો સૌન્દર્યલોલુપ વિલાસી બાદશાહ અહીં સૌજન્યસંપન્ન અભિજાત રાજવી તરીકે ગૌરવકલ્પ પામે છે. બીજા ગૌણ ફેરફારોમાં ઘટનાના સ્થળ અને કાળવિષયક ફેરફારને પણ નોંધવા જોઈએ. મૂળ વાર્તામાંનો દાડમનો બગીચો અહીં શેરડીનું ખેતર બને છે અને ઉનાળાના બપોરની ગરમીનું સ્થાન 'હેમંત'ની સવારનો 'ઠંડો હિમભર્યો વહે અનિલ' લે છે. આ બંને ફેરફારો કવિની કલ્પનાપ્રીતિ કરતાં વાસ્તવનિષ્ઠાને વધુ ઉપલક્ષે છે. મૂળમાંના કથાવૃત્તને આપણા નિકટ પરિચિત પરિસરમાં મૂકવા માટે આમ કરવું જરૂરી હતું. સૌરાષ્ટ્રની ભૂમિમાં દાડમનો બગીચો ઊભો કરવા કરતાં શેરડીનો પાક ઊગાડવાનું જ સહજ અને સ્વાભાવિક બને. અને શેરડીના સાંઠાઓથી લચી પડતાં ખેતરોનો ઋતુકાળ, આપણે ત્યાં, ઉનાળો નહિ પણ શિયાળો છે. આમ, 'દેશ'ને અનુવર્તીને 'કાળ' કલ્પાયો. પરંતુ આવી ગોઠવણમાં પ્રતીતિકરતાની દૃષ્ટિએ ચૂક રહી ગઈ એ તરફ કવિનું ધ્યાન નહિ ગયું હોય? શિયાળાની વહેલી સવારમાં ફરવા નીકળતા યુવાન રાજાને, તાપણું સળગાવી ઠંડી ઉડાડતું વૃદ્ધ કૃષક દંપતી સત્કારે છે એવા સમયે-શિયાળાના પ્રભાતમાં-રાજાને તરસ લાગે એ તો જાણે સ્વીકારી લઈએ, પણ 'બીજું' પ્યાલું ભરી દે ને હજી મુજને તૃષા'-માં વ્યક્ત થતી તીવ્ર તૃષાતુરતાની વાસ્તવ અનુભવ સાથે સંગતિ બેસતી નથી. પરંતુ પેલા સારકથનની તારવણી માટે મૂળ કથામાંના ઉક્ત ઘટનાક્રમને અનુસરવાનું અનિવાર્ય હતું આ કારણે દેશ-કાળની પરિચિતતા ઊભી કરવા જતાં, ઘટનાપ્રકૃતિ સાથે સમયસંદર્ભની પ્રતીતિકરતાનો સાંધો ઢીલો રહી ગયો ! વસ્તુમાં સમયસંદર્ભની ઘટનાગત અપ્રતીતિકરતાની આ ક્ષતિ, કૃતિનું કથાવૃત્ત ઇતરોત્થ છે એવા અભિપ્રાયના સમર્થનરૂપે ટાંકી શકાય ખરી !

આવી સાદી દૃષ્ટાંતકથાને કવિતાના વસ્તુદ્રવ્ય તરીકે વાપરતી વખતે, મૂળ વૃત્તાંતમાં થતા ફેરફારો કલાપીની મનોસૃષ્ટિના પ્રકાશક છે; તો

બહિર્ગત ઘટક એવા શીર્ષકમાં થતા આ નજીવા લાગતા ફેરફારમાં પદાર્થસંકેતક સંજ્ઞાને બદલીને ભાવસંકેતક સંજ્ઞાના થતા આરોપ પાછળ કવિની ખુદની મનોગત માતૃગ્રંથિ કારણરૂપ હોય એમ માનવું સયુક્તિક લાગે છે.

કલાપીના તીવ્ર હૃદયમંથન અને તત્પ્રેરિત પ્રણયકવિતાના અંતસ્તલમાં, માતૃરતિ (Oedipus complex) ગ્રંથિની અતિ સંકુલ અવચૈતસિક મનોઘટના ઉદ્દીપક / પ્રેરક ન હોઈ શકે ? એના અંગત જીવનના પરિચિત સંદર્ભો, મનોસૃષ્ટિમાં ડોકિયું કરાવતી પત્રધારા અને 'હૃદયત્રિપુટી' જેવી આત્મનિષ્ઠ દીર્ઘકવિતાની અભિધેય ઉપપત્તિઓથી દોરવાઈને આપણું વિવેચન, 'પ્રણયત્રિકોણ'ની પ્રચલિત કારિકાના પ્રકાશમાં કલાપીકવિતાને ઉકેલતું રહ્યું છે. માત્ર પાંચ વર્ષની વયે પિતાનું છત્ર ગુમાવતા કલાપીની સમગ્ર વાત્સલ્યભૂખ માતા પ્રત્યે પૂર્ણપણે વળે છે. ચૌદ વર્ષની વયે, માતાનું અવસાન એમના જીવનમાં એવો ભાવાત્મક ખાલીપો ઊભો કરે છે કે માતૃવિરહથી રહેંસાતું કિશોરચિત્ત આપઘાતના વિચારો સેવતું થઈ જાય છે! તે પછીના વર્ષે જ, પંદર વર્ષની વયે, એમનાથી આઠેક વર્ષ મોટાં એવાં બાવીસ વર્ષની વયનાં રાજબા સાથેનાં એમનાં લગ્ન, અતૃપ્ત માતૃપ્રેમની એમની ઝંખનાને પ્રિયાપ્રેમના પૂરમાં દિશાન્તરિત કરનારી ઘટના બને છે. બાહ્ય પ્રમાણોથી માદક-શૃંગારી ભાસતું રાજબા-કલાપીનું આરંભિક દાંપત્ય, સમવયસ્ક સ્ત્રી-પુરુષની ઉભયનિષ્ઠ સમાનરતિપ્રેરિત હોવા કરતાં, વિશેષ તો, વયભેદ અને ઉત્કટ માતૃઝંખનાને કારણે પ્રિયા/માતાનાં પ્રકટ/પ્રચ્છન્ન સ્થિત્યંતરોમાં વિલસતું દાંપત્ય છે. આ પછીના અરસામાં શોભનાનો કલાપી-પ્રવેશ, મનોવૈજ્ઞાનિક ભૂમિકાએ, શુદ્ધ સ્નેહનો-સ્થાનાપન્ન દાંપત્ય પ્રેમનો કિસ્સો છે; નહિ કે પ્રણયત્રિકોણનો. આ સ્થિતિમાં કલાપીની કવિતા, અને એ જેમાંથી ફૂટી છે એવી એની અંગતતાના વસ્તુનિષ્ઠ અર્થઘટન માટે નકરું કાવ્યશાસ્ત્ર કામ ન આપી શકે. સાહિત્ય અને મનોવિશ્લેષણની ઉભયવિધ સવ્યસાચી વિવેચના માટે કલાપીની ક્ષર-અક્ષર વ્યક્તિ, અભ્યાસનાં અદ્યતન સાધનો અને સમજની ઉપલબ્ધિને કારણે, હવે પડકારરૂપ ગણાવી ઘટે. અહીં એની લાંબીચોડીમાં ન ઊતરીએ તો પણ પ્રસ્તુત કાવ્યના આંતરબાહ્ય કથાનિબંધનમાં માતૃગ્રંથિની કારકતા એટલી સ્વયંસ્પષ્ટ છે કે એને ઉવેખી

શકાય એમ નથી. કવિની અસંપ્રજ્ઞાત ચેતનાના સ્તરે અસ્ફુટપણે ધબકતી માતૃગરિમાની ભાવગ્રંથિ જ અહીં પિતા / પુત્રીને સ્થાને વૃદ્ધદંપતીની પાત્રઘટના ભણી એને પ્રેરે છે. વળી, એમ થવાને કારણે, 'દાનત એવી બરકત' એવા મૂળ વાર્તારિહસ્યને તો કશી આંચ આવતી નથી. ઊલટું, મૂળ કથામાંનો સૌન્દર્યલોલુપ વિલાસી બાદશાહ અહીં સૌજન્યસંપન્ન અભિજાત રાજવી તરીકે ગૌરવકલ્પ પામે છે. બીજા ગૌણ ફેરફારોમાં ઘટનાના સ્થળ અને કાળવિષયક ફેરફારને પણ નોંધવા જોઈએ. મૂળ વાર્તામાંનો દાડમનો બગીચો અહીં શેરડીનું ખેતર બને છે અને ઉનાળાના બપોરની ગરમીનું સ્થાન 'હેમંત'ની સવારનો 'ઠંડો હિમભર્યો વહે અનિલ' લે છે. આ બંને ફેરફારો કવિની કલ્પનાપ્રીતિ કરતાં વાસ્તવનિષ્ઠાને વધુ ઉપલક્ષે છે. મૂળમાંના કથાવૃત્તને આપણા નિકટ પરિચિત પરિસરમાં મૂકવા માટે આમ કરવું જરૂરી હતું. સૌરાષ્ટ્રની ભૂમિમાં દાડમનો બગીચો ઊભો કરવા કરતાં શેરડીનો પાક ઊગાડવાનું જ સહજ અને સ્વાભાવિક બને. અને શેરડીના સાંઠાઓથી લચી પડતાં ખેતરોનો ઋતુકાળ, આપણે ત્યાં, ઉનાળો નહિ પણ શિયાળો છે. આમ, 'દેશ'ને અનુવર્તીને 'કાળ' કલ્પાયો. પરંતુ આવી ગોઠવણમાં પ્રતીતિકરતાની દૃષ્ટિએ ચૂક રહી ગઈ એ તરફ કવિનું ધ્યાન નહિ ગયું હોય? શિયાળાની વ્હેલી સવારમાં ફરવા નીકળતા યુવાન રાજાને, તાપણું સળગાવી ઠંડી ઉડાડતું વૃદ્ધ કૃષક દંપતી સત્કારે છે એવા સમયે-શિયાળાના પ્રભાતમાં-રાજાને તરસ લાગે એ તો જાણે સ્વીકારી લઈએ, પણ 'બીજું' પ્યાલું ભરી દે ને હજી મુજને તૃષા'-માં વ્યક્ત થતી તીવ્ર તૃષાતુરતાની વાસ્તવ અનુભવ સાથે સંગતિ બેસતી નથી. પરંતુ પેલા સારકથનની તારવણી માટે મૂળ કથામાંના ઉક્ત ઘટનાક્રમને અનુસરવાનું અનિવાર્ય હતું આ કારણે દેશ-કાળની પરિચિતતા ઊભી કરવા જતાં, ઘટનાપ્રકૃતિ સાથે સમયસંદર્ભની પ્રતીતિકરતાનો સાંધો ઢીલો રહી ગયો! વસ્તુમાં સમયસંદર્ભની ઘટનાગત અપ્રતીતિકરતાની આ ક્ષતિ, કૃતિનું કથાવૃત્ત ઇતરોત્થ છે એવા અભિપ્રાયના સમર્થનરૂપે ટાંકી શકાય ખરી!

આવી સાદી દૃષ્ટાંતકથાને કવિતાના વસ્તુદ્રવ્ય તરીકે વાપ[illegible]
મૂળ વૃત્તાંતમાં થતા ફેરફારો કલાપીની મનોસૃષ્ટિના પ્ર

કાવ્યનિબંધનમાં પ્રત્યક્ષ થતો કળાપ્રપંચ એમની રસદૃષ્ટિનો દ્યોતક છે. કશાયે મોણ કે આટામણ વગર સીધા સારકથન ભણી પાંસરી ગતિએ આગળ ધપતી પ્રાસંગિકા(episode)ને, એ કાળે જ સાવ નવાસવા ચલણમાં આવેલા ખંડકાવ્યના ઢાંચામાં જે પ્રકારે ઢાળે છે એ કવિકીમિયો કેવો છે ? કેન્દ્રીય ઘટનાને કૃતિના વસ્તુપટ પર પ્રવેશાવતાં પૂર્વે, એની પાર્શ્વભૂમિકા બાંધતાં 'સમય' અને 'સ્થળ'નાં પ્રકૃતિચિત્રો કલાપીની ચિત્રનિર્માણમાં કૌશલ દાખવતી કલ્પકતાનો હૃદ્ય અનુભવ સંપડાવે છે. ઘટનાસમય અને ઘટનાસ્થળની રસોદ્દીપક ચિત્રણા આરંભના બંને શ્લોકમાં અનુક્રમ ધરાવે છે. હેમંત-રવિની સુરખીભરી મૃદુ-દીપ્તિ; અભ્રરિક્ત નભસ્થલીની બૃહદ્ વ્યાપ્તિ, 'ઠંડા હિમભર્યા અનિલ'ની ઉત્સાહપ્રેરક સ્પર્શદ્યુતિ, ઉડ્ડયનશીલ શુકપંખીઓની કર્ણમંજુલ ગીતિ : આવાં ચતુર્વિધ ઐન્દ્રિય-કલ્પનની સંસૃષ્ટિથી સાકારાતું પ્રભાત, શ્લોકનો ધ્યાનાર્હ સર્ગવિશેષ છે તો કમલસદૃશ કપોલની કૂણી કૂણી રક્તિમા પર રવિકિરણનો મુલાયમ સ્પર્શ ઝીલતાં કૃપકશિશુઓની ક્રીડાસ્થલી શા શેરડીના ખેતરનું કલ્પનૈકગ્રથિત્ સ્થળચિત્ર બીજા શ્લોકનો આસ્વાદ્ય સર્ગ છે. ત્રીજા શ્લોકમાં ઘટનાસંબદ્ધ પાત્રોની ઉપસ્થિતિથી વસ્તુનો મુખ્ય પટ ખૂલે છે. તો ત્રીજા અને પાંચમા શ્લોકમાં વૃદ્ધ કૃષક દંપતીનાં અનુક્રમે સ્થિતિમૂલક અને ગતિમૂલક રેખાંકનો, આછા લસરકે સાક્ષાત્કારક પ્રભાવનિર્મિતાના સુંદર નમૂના બને છે. ત્રીજા શ્લોકમાં સગડી તાપતું 'સુખી જોડું' જે અત્યંત સાદાઈ ને લાઘવથી 'કર્તાએ (યાને કવિએ) નિરમ્યું દિસે' એની સ્થિરતા મનોરમ છે; તો પાંચમા શ્લોકના પૂર્વાર્ધમાં 'શિથિલ કર'થી ..-નેજવું કરીને 'નયન નબળાં ફેરવીને' 'ધીમે ઊઠીને' દૂર નિહાળતી વૃદ્ધાની સક્રિયતા ને ઉત્તરાર્ધમાં સગડી પરના દેવતાને ફેરવતા ને ગણગણતા બેસી રહેલા વૃદ્ધની અક્રિયતા : આવાં દ્વિવિધ ગતિદશાનાં માર્મિક ..કનોમાં, નારી/નરના પ્રકૃતિરંગો કેવા ઝીણવટથી વ્યંજિત થયા છે ? શ્લોક ..ર, છ, સાત, આઠ ને દશમાં ઘટનાના ક્રિયાવિકાસને વ્યક્ત કરતું કથન; શ્લોક અગિયારથી ચૌદમાં વૃદ્ધા અને યુવાનની ઉક્તિઓમાં ઊપસતા સંવાદોમાં પાત્ર કે પ્રસંગના પ્રકાશિત થતા આંતરમર્મો, શ્લોક આઠથી ચૌદના વસ્તુગ્રથનમાં ઊભરતી નાટ્યાત્મક ક્ષણોનો સહજ ઉઘાડ, પ્રકૃતિ, પરિસ્થિતિ,

પ્રસંગ કે પાત્રની સાક્ષાત્કારકતા રચી આપતા આછા અલંકારોથી રસાતાં કલ્પનો : સાદી ને સરલ કથાને કાવ્યદરજ્જે થાપનારી આ સૌ રસસામગ્રી કવિ કલાપીની રળિયાત પ્રતિભાની રમણીય પરિણતિ છે. ખંડકાવ્ય માટે એ કાળે પ્રાયઃ અનિવાર્ય લેખાતું વૃત્તવૈવિધ્ય, અહીં પણ હાજર છે જ; પરંતુ નિષ્પાવ સૌંદર્યઅંશોની વ્યંજનાની સમર્પકતાને ધોરણે જ એની સાભિપ્રાયતા અહીં સિદ્ધ થાય છે. પિંગળની માત્રિક શિસ્તના અનુબંધની વફાદારીમાથી નીપજતા વશીકરણમાં એ અટવાતું નથી.

એક રાજવીની આત્મકથામાં કેવળ પ્રાસંગિક રૂપે ઉદ્ધૃત થતી સાદી દૃષ્ટાંતકથા, બીજા રાજવીની કવિતામાં વસ્તુરૂપ ધારીને રસસૌંદર્યને કેવી રીતે પામતી થાય છે એનું સબળ નિદર્શન, અહીં 'કથા'ને 'કવિતા'ની જોડાજોડ તપાસમાં મળી રહે છે. પ્રથમ કિસ્સામાં આત્મચરિત મધ્યે બોધરૂપે ટપકતો ટૂચકો, કેવળ ચમત્કૃતિપૂર્ણ કથા છે, બીજામાં એ જ બોધલક્ષી કથા, કાવ્યમાં રૂપાંતરણ પામીને, પ્રકારાંતરે આત્મચરિતનો ઉદ્ગાર પણ બની રહે છે.

સંદર્ભ


૧. 'કલાપી-એક અધ્યયન' ડૉ. ઈન્દ્રવદન દવે, પ્રકાશન, ગુજરાત યુનિ. અમદાવાદ, ૧૯૬૯, ૩૩૩,

૨. 'કલાપીદર્શન' સં. ધનંજય શાહ, પ્રકાશન એન.એમ.ત્રિપાઠી, ૧૯૭૫, ૯૮

૩. એજન, ૯૮-૧૦૦

૪. 'જહાંગીરનામા' (જહાંગીરકા આત્મચરિત), હિન્દી અનુવાદ, ૫૬૦-૬૨, અનુવાદ : વ્રજરત્નદાસ, પ્રકાશન, નાગરી પ્રચારિણી સભા, કાશી; પ્રથમ આવૃત્તિ, સં.૨૦૧૪

૫. 'કલાપી અને સંચિત' ડૉ. રમેશ શુક્લ, ૫

૬. 'કલાપીનો કેકારવ' સં. 'સાગર', પ્રકાશણ. પુ.સ.સં.મંડળ, વડોદરા, આ.૩, સં.૨૦૦૯/ માર્ગદર્શક ટીકા, ૧૮

# સમાચાર

• લોકસભાની તેરમી ચૂંટણીમાં ભાજપ અને તેના સાથીદારો સ્પષ્ટ બહુમતિથી ચૂંટાઈ આવશે એમ લાગે છે.

• સોનિયા ગાંધી લોકસભાની બંને બેઠકોની ચૂંટણીમાં વિજયી નીવડશે.

• કેટલાક વિવાદાસ્પદ નેતાઓ ધવન, સ્વામી, બાદલ અને ભજનલાલને પ્રજાએ જાહેરજીવનમાંથી ફગાવી દીધા છે.

• દિલ્હીની એક બેઠક પરથી મનમોહનસિંહ જેવા વિખ્યાત અને પ્રામાણિક નેતાને પણ પરાજય સાંપડ્યો છે.

• કોંગ્રેસ પક્ષમાં પ્રિયંકા વાઢેરના વધતા જતા વર્ચસથી કોંગ્રેસ પક્ષના આગેવાનો ચિંતામાં મૂકાઈ ગયા છે.

• ગુજરાતમાં ભાજપ બળવાન પક્ષ તરીકે ઊપસી આવ્યો છે.

• દેશના ઉદ્યોગપતિઓ ભવિષ્યમાં રચાનારી સ્થિર સરકારને કારણે શેરબજારમાં તેજીની અપેક્ષા રાખે છે.

• ઓસ્ટ્રેલિયાને શ્રીલંકાએ છેલ્લી ક્રિકેટ મેચમાં હરાવ્યું છે.

## ગઝલ / અંજુમ વાલોડી

### એક

ઘરથી કબર સુધીનો છે સીધો જ માર્ગ, પણ
એ માર્ગે અમને ચાલતાં વર્ષો વહી ગયાં.

બાંધી દીધું મકાન ફક્ત ચાર માસમાં,
પણ એને ઘર બનાવતાં વર્ષો વહી ગયાં.

મુઠ્ઠીમાં બંધ કીધો હતો તારા પ્યારને,
એ બંધ મુઠ્ઠી ખોલતાં વર્ષો વહી ગયાં.

અક્ષર આ માત્ર બે જ છે આ 'પ્રેમ' શબ્દમાં,
પણ એનો અર્થ પામતાં વર્ષો વહી ગયાં.

જાણે કરી'તી ભૂલ કંઈ મેંય ભૂલમાં,
એ ભૂલને સુધારતાં વર્ષો વહી ગયાં.

ને તોય કોઈ દિલની મેં કાળાશ જોઈ નહિ,
આંખોમાં કાજળ આંજતાં વર્ષો વહી ગયાં.

બે

નથી દોષિત તો કાં ગભરાય છે ? આવ,
કચેરી ન્યાયની મંડાય છે, આવ.

સૂરજનો અશ્વ ઝોકાં ખાય છે, આવ;
હરણ મૃગજળને પીવા જાય છે, આવ.

વદનને કાપતી રેખા નિહાળી,
ક્ષણોની આરસી તરડાય છે, આવ.

બરફ થીજી ગયો છે છાપરા પર,
ને સગડી ઠંડી થાતી જાય છે, આવ.

ફસ્યો છે મૌનનો ડૂચો ગળામાં
ન કૈં કહેવાય, ના સહેવાય છે, આવ.

થયું જેનાથી તુજ જીવન અજીરણ,
કબર તે જુલ્મની ખોદાય છે, આવ.

અહીં કોલાહલોના ગુંબજોમાં,
અવાજો મૌનના પડઘાય છે, આવ.

જોઈ લઉં છું સ્વપ્નને સાકાર ભીંત પર,
છે એટલો તો મારો અખત્યાર ભીંત પર.

ખાલી કરી ગયા છે વસાહત કરોળિયાં.
જાળાની રહી ગઈ છે ફક્ત હાર ભીંત પર.

હળવે રહીને મૂકજો ચિત્રો ભવિષ્યનાં,
વીતી ગયેલ કાળનો છે ભાર ભીંત પર.

માન્યું હતું, પ્રલયમાં સહારો તો જોઈશે,
દોરી'તી એટલે તો મેં પતવાર ભીંત પર.

વસવાટ આપણો અહીં એક છત નીચે હતો,
છે તો ય કેમ દ્વેષની તલવાર ભીંત પર ?

મિત્રો તો છે પરંતુ ખરી મિત્રતા નથી,
આધાર આપણો છે નિરાધાર ભીંત પર.

જેને મળી શક્યું ન કોઈ સ્થાન પત્રમાં,
જોવા મળે છે એવા સમાચાર ભીંતમાં.

**સંવાદી ગઝલ / 'અંજુમ' વાલોડી**

કહ્યું એણે : ગઝલ-બાની સરળ, સુંદર, મઝાની છે,
કહ્યું મેં : એટલા માટે કે એ દિલની જુબાની છે.

ભલા મિત્રોથી શું ડરવું ! કહ્યું એણે તો હું બોલ્યો :
મગર સાથે રહી રહવું મગરથી, સાવધાની છે.

કહ્યું એણે : મરણ નિશ્ચિત છે, તો કાં હોય ડર એનો ?
કહ્યું મેં કે, મરણની બાદ પણ એક જિંદગાની છે.

પૂછ્યું : આ આપનાં ઝરણાનાં ક્યારે પૂર ઓસરશે ?
કહ્યું : વરસાદની મોસમ હવે પૂરી થવાની છે.

પૂછ્યું એણે : હવે પાકા ઘડા અહિયા નથી બનતા ?
કહ્યું મેં : પણ મને તો ટેવ હોડીમાં જવાની છે.

કહે છે એ હવે તો ઊંઘ પણ પૂરી નથી મળતી,
કહું છું હું : દિવસ મોટો થયો તો રાત નાની છે.

કહ્યું મેં તારી આંખોમાં તો છે ગહેરાઈ દરિયાની !
પૂછ્યું એણે : તમન્ના શું તમારી ડૂબવાની છે ?

કહે છે એ : હવે તો પત્ર લખતાં હાથ ધ્રૂજે છે.
કહું છું હું : ખરે, એ ભીંત પડવાની નિશાની છે.

કહે છે એ : વસાવી લો કોઈનો પ્રેમ હૈયામાં,
કહું છું : એ તમારી સલ્તનતની રાજધાની છે.

પૂછે છે એ : સહુ લંડનમાં ઓળખતા હશે તમને ?
કહું છું : મૂર્ખ ના બન, રીતે એ સૌ ગામડાની છે.

પૂછે છે : બોલે તેના બોર વેચાયે, એ સાચું છે ?
કહું છું : જીભને કાબૂમાં રાખે એ જ જ્ઞાની છે.

## માનવી / 'અંજુમ' વાલોડી

(સિક્કાની એક બાજુ)

શું કહું છું - શું કરે છે માનવી !
નિત્ નવા ખેલ્ આદરે છે માનવી !

પાથરે છે ક્યાંક લયલા કાજ પ્રાણ,
ક્યાંક સીતાને હરે છે માનવી !

પ્રેમની એને નથી દરકાર કંઈ,
રૂપને રોયા કરે છે માનવી !

કેટલો છે આપખુદ !- નિજનાવને.
નાશ-આરે લાંગરે છે માનવી !

કંસ, રાવણ, ગોડસે, નીરો, યઝીદ-
કેટલાં રૂપો ધરે છે માનવી !

લાખ વાની હો કદી સામે, છતાં
ભૂખમાં તડપી મરે છે માનવી !

ને ભર્યા પેટે કદી ઝોળી લઈ,
દ્વારે દ્વારે કરગરે છે માનવી !

હિંસ્ર પ્રાણીઓ બધાં કંઈયે નથી;
એ બધાંમાં મોખરે છે માનવી !

પિતૃઆજ્ઞા પાળવા થઈ પરશુરામ,
માતૃહત્યા પણ કરે છે માનવી !

વિષ્ણુની છાતીએ છોકર મારવા,
રૂપ ભાર્ગવનું ધરે છે માનવી !

વેડફી દઈ દ્રૌપદીના ચીરને
ચીંથરીમાં ખુશ કરે છે માનવી !

કૈંકનું લોહી ચૂસી લઈ આખરે,
ઝેર પોતે પી મરે છે માનવી !

શાંતિ એને એટલી છે પ્રિય કે
જંગ એ ખાતર કરે છે માનવી !

ઈશથી પણ એ ડરે છે ? શી ખબર !
માનવીથી તો ડરે છે માનવી !

માપવા પાણી કદી અંધારનું,
દીપ ઓલવતો ફરે છે માનવી !

નર્ક જેવું નર્ક હૈયામાં લઈ.
સ્વર્ગની ઇચ્છા કરે છે માનવી !

રંગ શું ફિક્કો થયો અંધારનો ?
રક્તથી સેંથી ભરે છે માનવી !

રામને નામે તરે છે પથ્થરો,
લક્ષ્મીને નામે તરે છે માનવી !

એ બધું જોઈ કહી ઊઠે છે દિલ :
શો ઘડ્યો આ ઈશ્વરે છે માનવી !

## નોતરિયા જમાઈરાજ / સાંદીપનિ

નોતરિયા થવાનું ગૌરવ ઓર છે. પોતે મોટો મહોત્સવ માંડી બેઠા હોઈએ ત્યારે માત્ર દરેક જાતની જવાબદારી જ હોય છે. લગ્ન જેવો અવસર ન આવે તો નજીકનાં અને દૂરનાં સગાંને મનનપૂર્વક કોણ યાદ કરે છે? એમણે અમને ચાંદલો લેવા બોલાવેલા એટલે અમારે પણ મોંઘવારીના દરે ચાંદલો કવર કરવા કોને કોને નોતરવાં એનું ચિંતન થાય છે. આપણી સ્મૃતિ સમૃદ્ધ રહે એ માટે મંગલ અવસરો, ભલે તેમાં સાંસ્કૃતિક દંગલ થાય – આવવા જ જોઈએ. ખર્ચ તો પોતે જ કરે છે, પણ નોતરિયાં અમે નોતરું આપીએ છીએ એનું ગૌરવ લે છે.

એમને નોતરાં દેવા વિદાય કરતાં પહેલાં જમાડવામાં આવે છે. ચાંદલો કરી ચોખા લલાટે ચોડાડવામાં આવે છે. પછી વાહનખર્ચ અને હાથખર્ચ અપાય છે. માણસ જમાઈ થવાનું કેમ પસંદ કરે છે? સાસરે લગ્ન પ્રસંગ આવશે તો સિનિયોરિટી પ્રમાણે નોતરિયાં થવાનો અધિકાર મને જ મળશે એવો સંકલ્પ એમાં ખરો જ. રૂમાલની નાનકડી ઝોળીમાં કંકુચોખા લઈને બે જણે નોતરાં દેવા નીકળવાનું. બંને સિનિયર, જૂનિયર જમાઈ હોય એ પ્રોટોકોલ છે. બે જમાઈ પોતીકા ન હોય તો કાકાના જમાઈનો હક્ક બને છે. તેનું પાલન ન થાય તો રિસામણાની દુર્ઘટના બની શકે છે! એ જમાઈ નોતરિયાંને સાસરાનાં એકે એક સગાંનાં નામ સરનામાં જાણવાનો ચાન્સ મળે છે. આપોઆપ જ તેમને મળેલી નોતરાંની યાદી એમને માટે માર્ગદર્શિકા સહિત સરવે પણ બની રહે છે – યુવાનને કોઈ પણ ઈનામ એવૉર્ડ ન મળવાનાં

હોય કે તે મેળવવા માટે કરવા પડતા જ્ઞાનયોગ અને કર્મયોગમાં રુચિ હોય તે છતાં માનાર્હ બનવું જ હોય તો તેને માટે જમાઈ બનવાનો સરળ માર્ગ ખુલ્લો છે. જમાઈ બનવા માત્રથી પોતામાં પ્રશસ્ય ગુણોનો ઉમેરો થઈ જાય છે, કઈ કઈ અસાધારણ માનપ્રદ યોગ્યતા ઊતરી આવે છે તે કોઈ જાણતું નથી, તે જાણવાનો પ્રયત્ન પણ થતો નથી, કારણ કે જમાઈ થવા માત્રથી સાસરે માનાર્હ, માનવંત થઈ જવાય છે. યુવાનો પરણવાનું સાહસ કેમ કરે છે, આ પ્રશ્નનો સાચો ઉત્તર આ જ હોઈ શકે. લોકશાહી આવ્યા છતાં જમાઈ હજી 'રાજા' જ કહેવાય છે. તેમને માજી થવાનો કોઈ ભય નથી. ઘણા ખરા સંતોષી યુવાનો જમાઈ થયા પછી જીવનનિર્વાહ યોગ્ય કામ કરે છે, પણ કામની કદર રૂપે ઈનામ, એવોર્ડ મળે એવાં સાહસો, દુ:સાહસો કરતાં જ નથી, કારણ કે સાસરે માત્ર જમાઈ હોવાની યોગ્યતાએ જે બહુમાન મળે છે, વળી તે જીવીએ ત્યાં સુધી મળતું રહે છે, આવી સરસ અને વળી સરળ તક માનાર્હ બનવા માટે મળે તે કોઈ જતી ન કરે, અને એવી રીતે માનવંતા થયા પછી જેમાં તેમાં સાહસ, દુઃસાહસ કરી, લાગવગ લગાડી, ખુશામદ કરી ઈનામ એવોર્ડ મેળવી માનાર્હ થવાના લફરા કે ઝંઝટમાં કોણ પડે ? વળી હવે કોઈ પણ ઈનામ, કોઈ પણ એવોર્ડ વિવાદાસ્પદ બને છે. ઈનામ / એવોર્ડ આપનારા અવસર સાચવીને ખસી જાય છે, પછી યાદ પણ કરતાં નથી. પણ જમાઈ બનવું એકંદરે નિર્વિવાદ હોય છે, અને જમાઈ બન્યાથી સાસરિયામાં આજીવન માનાર્હ બની રહેવાય છે. વળી સસરાની પ્રથમ પુત્રીના સન્માન્ય પતિ બન્યાથી જે સિનિયોરિટી પ્રાપ્ત થાય છે તે આજીવન અકબંધ રહે છે. કેટલાક યુવાનો સાસુસસરાની પ્રથમ દીકરીને જ પરણવાનો આગ્રહ રાખે છે તેમાં આજીવન સિનિયોરિટી જાળવી રાખવાનું દૂરગામી ડહાપણ હોય છે. ઘણી સાળીઓ હોય એ યુવાન ખરેખર ભાગ્યવાન કહેવાય નહીં, બલકે તે ભાગ્યવાન હોય જ છે. જમાઈ રાજા તો કહેવાય જ પણ વડા જમાઈ ચક્રવર્તી રાજા હોય છે. સિનિયર જમાઈ હોવું એક બહુ મોટું માનાર્હ ટાઈટલ હોય છે. પત્નીને પણ તેના પિયરે 'મોટી દીકરી'નું માન મળે છે. તો એવી દીકરી પણ જે કુટુંબમાં ઘણા દીકરા હોય, ક્રમબદ્ધ શ્રેણીમાં તેમાં જ અને વળી મોટા દીકરા સાથે જ પરણવાનો ટારગેટ રાખે છે. વાસ્તવમાં પરણતી વખતે માનપ્રદ

સિનિયોરિટીની ગણતરી ચક્રવર્તી બની રહે છે. કુટુંબમાં મોટી દીકરી હોવા કરતાં સાસરે મોટી વહુ હોવાનું સાંસ્કૃતિક મૂલ્ય અને ગૌરવ વિશેષ હોય છે. કુટુંબમાં આવતા પ્રત્યેક મંગલ અવસરોમાં તો પ્રથમ મહિલા હોવાનો આદર અને અધિકાર આપોઆપ જ મળે છે. જો કે બડા જમાઈ સાસરે પ્રથમ પુરુષનો દેખાવ કરતા નથી. એમને પ્રથમ જમાઈ હોવાનો આદર પૂરતો હોય છે. સંયુક્ત કુટુંબમાં વડા જમાઈ અને મોટી વહુ હોવાના સાંસ્કૃતિક અધિકારો અને ગૌરવની સામે એક દિવસ મળતું ઈનામ કે એવોર્ડ કુછ વિસાતમાં હોતા નથી, તે સામયિક હોય છે, પ્રસંગે પ્રસંગે રિન્યૂ થતાં નથી. દેવોમાં ગણપતિ પહેલાં તેમ સંયુક્ત કુટુંબમાં વડા જમાઈ પહેલાં અને શુભકાર્યોમાં સરસ્વતી વંદના પ્રથમ તેમ શુભ અવસરે મોટી વહુ પ્રથમ.

જમાઈરાજ સાસરા તરફથી લગ્નના અવસરે નોતરાં દેવા જાય છે, ત્યારે નોતરાં મેળવનારાં તો નોતરિયા જમાઈને જ એ માટે કારણભૂત માને છે અને એ ભાવાર્થે પણ એમના પ્રત્યે આવભગત સહિત આદર પ્રગટ કરે છે. સસરા જે કંઈ ખર્ચ કરે છે, તેનો ભાવાત્મક અને માનાર્હ પુરસ્કાર નોતરિયા જમાઈરાજ જ પામે છે. કંકોતરી વહેંચવા નીકળેલો તો નર્યો ટપાલી લાગે ! કંકુ ચોખા ઉંબરે નાખી તમને ફલાણાનાં લગ્નનાં નોતરાં છે કહેનાર ખરેખર માત્ર નોતરિયા નહીં, જમાઈરાજ પણ લાગે છે.

## પાત્રો / અલગારી

મારા જીવનનો એક જ રેકોર્ડ અને તેયે મેં નહીં પણ કુટુંબના માણસોએ યાદ રાખેલો તે એ કે આ એંસી વર્ષની જિંદગીમાં એક તોલો સોનુંયે મેં વસાવ્યું નથી ! ઘણા અવસરો આવ્યા, બધા ઉકલ્યા, સોની ઘરે આવે એવું તો મારું ઘર રહ્યું નથી, પણ ઘરવાળાને એવે વખતે સોનીને ત્યાં આંટા મારતા જોયા છે. પરંપરાપ્રાપ્ત જે હશે, શું હતું તે પણ હું જાણતો નથી, પણ તેમાંથી ભાંગતોડ કરીને બધા અવસરો સાચવનારાઓએ સાચવી લીધા. અમારે માટે અવસર સાચવવા એ જ મહત્ત્વનું હતું, એમાં ઉજવણી આવી જતી; અને મને તો વરણાગિયો થતાં ઘરની ખૂણેની ઓરડીમાં ભરાઈને બારણું બંધ કરી દેવા જેટલો ક્ષોભ થાય. સારું થયું કે આ 'નંગ'ની પરખ નાનપણથી જ થઈ ગયેલી એટલે ખિજાનારા ખિજાય અને અંતરંગ હોય તે ટોણો મારે, એટલા સહ્ય આઘાતથી મારી ઘાત પતી જતી હતી.

આમ છતાં જીવનમાં સોનાનો સ્પર્શ નથી જ થયો એવું નથી. એમ તો ડોસીએ ઘરે જરીકામ એટલે કચરામાં જતા ચાંદીના તાર વીણી વીણીને ભેગા કરી તેને ગળાવી કેડે ખાસ્સો વીસપચ્ચીસ તોલાનો કંદોરો પહેરાવેલો તે ધોતડી ધોતિયાને કમરે સાચવી રાખવા માટેનો વજનદાર આધાર એટલે એને સહેલો. ::પણને એવી રીતે ઉપયોગી થતું હોય, તેનો મોહ ન હોય તોયે ચલાવી લઈએ. પાયજામો પહેરવા માંડ્યો તે સાથે એ કમરેથી ગયો તે ગયો. ન તો એ પહેરવાનો કોઈ ઉજમ હતો, ન તો એ ગયો ત્યારે કશું ગયું એવું લાગ્યું. કમરે પટો તો ક્યારેય બાંધ્યો જ ન હતો. હા, પણ સોનાથી સાવ અસ્પૃશ્ય

રહેવાનું બન્યું નથી. તેમાં ન તો મને રાગ હતો, ન તો વૈરાગ. આજથી પંચોતેર વર્ષ પહેલાં સાચા જરીની ભરેલી મખમલની ટોપી અને કાનની બૂટે સોનાના તારવાળી સાચા ત્રણ મોતીવાળી વીંટળી બધા છોકરાના કાનમાં હોય જ. છોકરી હોત તો એ જ રીતે, કાનમાં સાચા મોતીની સોનાના તારવાળી જડ હોત ! આ '<u>જળકમળવત</u>' શબ્દ તો મોટી વયે વાંચ્યો અને જાણ્યો, પણ એવા શબ્દથી અપરિચિત છતાં સાચા અર્થમાં જળકમળવત શબ્દ જીવનમાં કોઈ ગુરુ ઠાંસે તે પહેલાં ઊતરી ગયેલો. એ વીંટળીનું એક જ અવિસ્મરણીય સ્મરણ એ છે કે માસીએ ખૂણે બેસાડી ધૂપેલમાં સોય બોળી કાન વીંધ્યા તેનું દર્દ તો ખરું, પણ ઘા રુઝાયો ત્યાં સુધી એમાં દોરો રહ્યો પણ વીંટળી પહેરાવી તે પછીના દિવસો વીસરાતા નથી. કાનની બૂટે મણિકા લટકાવ્યા હોય એવો ભાર લાગે. કાને બંને હાથ રાખી, બૂટને ટેકો કરીને કેટલા દિવસ ચાલ્યો તે યાદ નહીં, પણ એવું ઘણા દિવસ ચાલેલું. એ દિવસની સામાન્ય માનસની ગરીબીના ગ્રાફની આજની ઉડાઉ લહેરી પેઢીને તો કલ્પનાયે નથી. દૂર નીકળી ગયા હોઈએ અને ઝીણી નજરવાળો વાઘરી મળી જાય તો જાતને જરાયે તકલીફ આપ્યા વિના કાનેથી સોનાના તારની વીંટળી ઉતારી લે અને ઘરના ઘઘડાવે તો નહીં પણ ઘઘલાવે ત્યારે ભાન આવે કે પેલો લઈ ગયો તે 'ગુમાવ્યું.' પણ ગુમાવ્યાનું લાગે ઘરનાને આપણને તો રમતમાં કોડી ગુમાવી હોય કે રસ્તે જડી ગયેલી કોઈ ચીજ જાય તો જ લાગે કે ગયું !

વાત વધારવા જેવું આ થતું લાગે છે પણ જે એક વાત સાહિત્યનાં પાત્રો વિશે કહેવા જેવી લાગી તે નિમિત્તે આ આડકથા નીકળી. 'શકુન્તલા' કાવ્ય બરાબર અનુવાદ અને ટિપ્પણો દ્વારા માણ્યું છે, એના પાત્રો અજાણ્યાં છે એવું નથી, એમ તો નાનપણમાં હવેલીમાં રહેતાં કેટલાંક જાજરમાન પાત્રોને જાણતો હતો, પણ આ આપણા જેવો પૈસો નહીં પણ રૂપા નાણું, રૂપાનો સિક્કો છે એવી ચોખ્ખી સમજ. ન એમનો રુઆબ પડે કે ન તો એમના પર ધ્યાન જાય. એટલું ખરું કે એ કંઈ જુદા છે અને વ્યવહારના મોંઘા સિક્કા છે એવી પાકી સમજ. ન તો એનો મોહ, ન તો આકર્ષણ કે નહીં જરા જેટલો <u>ધાક</u>. આપણને તો પરિચિત પાઈ પૈસાના સિક્કા પાતીકા. આ ધાક ન પડવો એણે પેલી ગીતા કહે છે તે અનાસક્તિયોગ અનાયાસ આણ્યો. પૈસા,

પ્રસિદ્ધિના ધાકમાં આવી ગયેલા આસક્ત થાય છે, પછી ગીતા પાસે અનાસક્તિયોગ શીખવા જાય છે, 'પ્રભાવ' શબ્દ સાર્થ નથી, સત્યથી ખાસ્સો દૂર છે. પૈસા, પ્રસિદ્ધિ, અધિકારના પ્રભાવમાં નહીં, પણ અંતર્મન સુધી ધાક પહોંચી જાય છે અને બાપના ધાકમાં દીકરો માત્ર કમાણીનો ધંધો કરે એમ આસક્તિ અને કમાણી શરૂ કરે છે અને પેલા ઉપદેશકો હરડાં બેડાં ને આમળાં જેવાં મોહ, માયા ને મોતીની ત્રણ મણકાની માળા ફેરવ્યા કરે છે. એ લોકોની પોતાની કહી શકાય એવી કોઈ પ્રાપ્તિ, જેને શોધ કહી શકાય - તે છે ખરી ? એ બધા ઉત્પાદકો નહીં, વિતરકો કે કેન્વાસરો હોવા જોઈએ.

ખૂબ ખૂબ વાંચ્યું તેમાં કેટકેટલાં પાત્રો આવ્યાં ! દેશી વિદેશી વાર્તા નવલકથામાં સેંકડો પાત્રો આવ્યાં અને યાદ અપાવો તો કહું એટલા પરિચિત ખરાં. કનુ મુનશીના ઑપ ચઢાવેલાં કે પાણી ચઢાવેલાં ગજવેલ જેવાં પાત્રો જાણીતાં પણ પેલી હવેલીઓમાં રહેનારાં જીવતાં પાત્રો જેવાં 'જાણીતાં' હતાં, ન તો એમની ઉપેક્ષા હતી, ન તો એમનો કશો ધાક હતો. ગેણિયા બળદનો ધાક નહીં, કિશોર વયમાં 'પ્રભાવ' હતો, એની આંખો અને સમગ્ર ચેતનામાં કશુંક એવું સજીવ, સદા જાગ્રત જીવતત્ત્વ હતું કે તે સંસ્કાર, સંસ્કૃતિ, પરંપરા, કુલીનતા - આ સર્વથી અસ્પૃશ્ય એવા મને એ પાત્ર સ્પર્શેલું, એનો ધાક નહીં, પણ મારા પર પ્રભાવ.

હું કિશોરવયે ચોકસીઓની દુકાનો આગળથી સાવ પસાર થયો નથી એવું નથી. કાચના શોરૂમમાં મૂકેલા પ્રભાવશાળી ઘરેણાં, ભેટ આપવા માટેનાં સુશોભનો, ભેટમાં આપવા માટેની રૂપાળી ચીજો ઊભા રહીને બરાબર નિરીક્ષણ કરતો. બીજી વાર પસાર થવાનું થાય તો કશી શંકા નહીં, પણ અધૂરો રહેલો તર્ક કે ધારણા પૂર્ણ કરવા માટે ફરી ઊભો રહીને નિરીક્ષણ કરતો. ન તો એમાં આકર્ષણ હતું, લોભ હતો, ન તો મોહ હતો. નરવી નજરે, ગુલબંકીની ચાલે જતી છોકરીને આંખ માંડીને નથી જોઈ એમ ન કહું, જાજરમાન શેઠાણીને નથી જોયાં એમ ન કહું - બલકે નિરીક્ષણ કર્યું છે - એમાં આપણી બહાર જે ધ્યાન ખેંચે એને માનસિક રીતે અનાયાસપણે પામવાની સહજ પ્રવૃત્તિ હતી. ડાળ પર કૂદતાં વાંદરા, ચપોચપ ઊડતી, બેસતી, જતી, પાછી ફરતી ચકલીનું નિરીક્ષણ કર્યું. કારણ

કે એ અનાયાસ નજરે પડેલાં જીવનનાં વિવિધ રૂપ-સ્વરૂપ હતાં.

કશા 'વિશેષ'નો પણ ધાક ન પડવો અને 'હિંમત' જેવું સવામણ વજનનું નામ આપવાની જરૂર નથી. પસાર થતી, રાજાની સવારી જોઈને 'રાજા તો જાડો છે !' કહેનાર બાળકમાં વળી કઈ હિંમત હતી ? એ ઉદ્‌ગાર અનાયાસ હતા - કારણ, એના પર કશો આંતર્‌બાહ્ય ધાક નહોતો. તેમ મેં કોઈ બહુ મોટું પરાક્રમ કરી નાખ્યું છે એવી સભાનતા નહોતી. માત્ર સ્વભાવમાં પવિત્ર આદિમપણું અને પોતાને વિશે કશો જ ભાવ કે રૂપ ઘૂંટ્યાં ન હોય તો જેણે ભાષાને માત્ર 'ઉપયોગ' ગણી હોય તે ક્યાં તો નફફટાઈ કહે ક્યાં હિમત. મને, સંખ્યાબંધ પાત્રો 'મને જુઓ,' કેટલાકે 'ઓળખો' તો 'મને પામો' એવી જીદ કરનારો યે વાંચનમાં મળ્યાં છે. આ શહેરના બજાર, હાટમાંથી, કેટકેટલી દુકાનો પાસેથી, તેમાં બેઠેલાં ઊભેલાં પાત્રો પાસેથી પસાર થયો છું ! ફૂટપાથ પર તો સંખ્યાબંધ માણસો સાથે ભટકાયો છું, કેટલાયે ચાલાકો છેતરી ગયા છે અને જતાં જતાં મર્માળું હસ્યા છે. નિર્વાહ માટે વર્ષો સુધી બેસવું પડ્યું ત્યાંયે પાત્રોયે મળ્યાં છે, પણ માત્ર બે જ ધોરણ ભણ્યો તેમાં યાદ રહેલો કુંદન, રવિ તો આ દુનિયામાંયે નથી, એમની સામાજિક પાત્રતા એવી કે નિશાળ મારે માટે બંધ થયા પછી દેખાય તો એમને દૂરથી જોઈ રહું અને સામેથી પહેલ થાય તો ક્ષોભપૂર્વક જાઉં પણ ખરો, પણ એવાં વર્ષોનાં વર્ષો પોતાથીયે અજાણતા અનાયાસ અંતરમાં રહેલા ને પ્રસંગ મળતાં બેધડક કૂદકો મારી બહાર આવતાં પાત્રો કેટલાં ? ઘરેણાં, અલંકાર જેવાં કાલિદાસનાં પાત્રો, યક્ષ, યક્ષિણી, માનુની અને વાર્તા - નવલકથામાં તો ઘણાં, પણ એ તો દટાયેલી સિલક બહાર કાઢી ગણવા જેવું.

હજાર પાત્રોમાંના 'યુદ્ધ અને શાંતિ'નાં બે જ પાત્રો નતાશા અને જાડિયો

પણ 'આપવીતી' આત્મકથાના ધર્માનંદ કોસંબી અને 'ભોંયતળિયાનો' દોસ્તાએવસ્કીનો - 'માણસ' આ પાત્રો આવે છે સ્મૃતિમાં અને હું મૂંગો થઈ જાઉં છું. નિર્ણયશક્તિ, કલ્પના, તર્ક - બધું લાંબા મૌનમાં જરા ડોકિયુંયે કરી શકતાં નથી. બસ, મૂગો મૂગો કશુંક અકથ્ય અનુભવ્યા કરું છું અને એવી અનાયાસ ઘડી તો કંઈ કેટલીયવાર આવી હશે. પુનાની હોસ્પિટલમાં પડેલો ક્ષયનો મરાઠી દરદી ખેડૂત, સાબરમતી જેલના ખાટલે હતો ત્યારેય સાંભરેલો, પણ તે પછી તો ત્યાં એમણે 'બુદ્ધદર્શન' વિશે લખેલું પુસ્તક વાંચેલું અને ભોંયતળિયાના માણસની રૂપાન્તરિત સ્થિતિ તો પોતેય ક્યાં નથી અનુભવી? સુ.જો.એ ભલે ભોંયતળિયાનો માણસને આત્મસાત્ કરીને લખ્યું તે વાંચ્યું છતાં એ બધું બહાર છે, અંદર છે પેલો ભોંયતળિયાનો માણસ. બુદ્ધ કહે છે એ કરુણાનીયે ઊંચે પણ કોઈ તત્ત્વ છે - એ અનુભવું છું. પણ નામ પાડી શકતો નથી, પાડવું યે નથી, અનુભૂતિનો સાર્થ અનુવાદ કરી શકે એવી ભાષા શોધવાની હજી બાકી છે. એ બે પાત્રોને હું કદી 'આવજો' કહી શક્યો નથી, કહી શકવાનો નથી. એમાં નથી 'કહેવાતો સસ્તો પ્રેમ', જાડીભમ લાગણી, વળ ચઢાવેલો અભિગમ... બસ, સાહજિક પ્રવેશ અને જીવનભરનાં ઘરવાસી.

## ડામચિયો / રતિલાલ 'અનિલ'

હવે કોઈ બાળપણનો મિત્ર આવે અને લહેરમાં વાતો કરતાં આપણે કેવા ડામચિયાં થઈ ગયાં એમ સાથે બોલીને હસવાનું મન થાય છે. અમારે ત્યાં વળી ફર્નિચર કેવું ? પણ ફર્નિચરના પ્રતિનિધિ તો અમારે ત્યાં હતા - તેય અમારા જેવા ! ખૂબ ઉપયોગી, અનિવાર્ય, માનમરતબા, પ્રતિષ્ઠાની આળપંપાળ અને બોજ વિનાનાં, આમ કર્મે બોઝીલ પણ જીવીએ ખાસ્સા હળવા ફૂલ. ઘરમાં ડોસી કે ડોસી એક કે બંને ન હોય તો ઘર અડવું લાગે. કોઈ ભારેખમ વાત કરવાની હોય કોઈ સાથે ત્યારે લશ્કરમાં હાથીને આગળ કરવામાં આવે એ રીતે એમને આગળ કરવામાં આવે અને એવા એ કોઈની સાથે કામની, જવાબદારીની વાત કરતાં હોય તે ઓરડાના બારણા પાછળ મારા જેવા છોકરાને સાંભળવાનું અને ડાહ્યા ડમરાને જોઈ હોઠ દાબીને હસવાનુંયે મન થાય. આખી જિંદગી કામનાં વૈતરાં સાથે રાજપાટ વગરના નહીં, પણ ખજાના વગરના શહેનશાહો આવેલા આર્થિક હુમલા બહાદૂરીથી નહીં કળેકળે ખાળે અને કામ અને કંઈ ને કંઈ ગૂંચવણિયું ઉકેલવામાં છેવટે એ હાડમાંસના ડામચિયાં થઈ જાય. હવે કાલિદાસ તો મોટા કવિ તે કરતાં મોટા માણસ વધારે, એમણે ઠીકરાંના ઠામવાસણ ન જોયાં હોય, જોયાં હોય તોયે દૂરથી એમાં રંધાયેલાં સમાજવાદી ભોજન નહીં કર્યાં હોય અને ખાસ તો અમારે ત્યાં અને આસપાસ ડોસાંડગરા રહેતા એવા તો એમના ખાસ વાસમાં કોઈ રહેતું ન હોય, એટલે ડોસા અને ડામચિયા વચ્ચે રહેલી સમાનતા અને

એમાંથી ઉપજતી ઉપમા શે સૂઝે ? અમે તો હરફંન મૌલા ખરા જ તેમ ઘરના બીજાં ઠાવકા ખરા, સમય આવ્યે જોરૂકા પણ ખરા, પણ ખૂણે બેસે એવા નહીં, એમને એ પાલવે પોસાય નહીં, રસોડે ન હોય ત્યારે સાંજે ચાર છ આના રળી આપે એવા કોઈને કોઈ કામ કરતા નહીં. ઘરમાં ખૂણો પાળે માત્ર ડામચિયો ! પેલા ગુપ્તવાસ જેવા પેટીપલંગ આવ્યા છે, તેમાં અનામત દળના ગોદડાં ગાદલાં ગુપ્તવાસ સેવે છે કે તપ કરે છે એ સમજાતું નથી, પણ ડામચિયો ખૂણો સેવે તેના પર આખા ઘરનાં ગોદડાં સિંચાય. મહેમાણો માટેના અનામત ગાદલાં અમ ગરીબો ઊંચે ન આવે એમ ઊંચે ન આવે દબાયેલાં રહે, અલબત્ત ઘરમાં અવસર આવે ત્યારે ઉપર શું બહાર આવે. અમારા જેવા કલ્પનાશીલોને લાગે કે ડામચિયાંમાં સાવ નીચે દબાયેલાં ગોદડાં બહાર આવે એ માટે જ ઘરમાં કોઈ અવસર અને મહેમાનો આવતા હશે ! કાઠિયાવાડી સુથારે ઈમારતી ફર્નિચરના સુથારી કામમાં ખપ ન લાગે એવા મૂલ્યે સસ્તા પણ મૂળભૂત સશક્ત લાકડામાંથીં એ ડામચિયો બનાવેલો. એના પગ સશક્ત હોય અને આડા બે ત્રણ પાટિયાં નીચેની બાજુએ સરખા છોલાયેલાં ન હોય એવા આડા હોય, વચ્ચે નીચેનાં ગોદડાંને હવા મળ્યા કરે એ માટે અવકાશ હોય. એ સુથાર ખભે ઊંચકીને જાતે ડામચિયો વેચવા આવે તે ચારપાંચ રૂપિયામાં અને તેયે ભારે ભાવખેંચ કરીને ખરીદેલો તે ઘરને ખૂણે આખા ઘરના ગાભા - ગોદડાનો સખ્ત ભાર ઊંચકે. રૂના ગોદડાં ગાદલાં ઊંચકવાના હોય તો તે 'પોચો ભાર' કહેવાય પણ આ તો ઊતરેલા સ્વચ્છ ધોયેલા ગાભા ચીંથરાંનાં વજનદાર સપાટ ગોદડાં-ગોદડી ! વરરાજા, અલબત્ત ઘોડા સહિત સાસરાના આંગણે પોતે ઊતરીને ઘોડાનો ભાર ઉતારે અને સંસારનો બોજ માથે ચઢાવે તેમ રોજ રાતે પોતા પરનો ભાર ઉતારે અને સવાર પડે કે છૂટું થયેલું પરચૂરણ બાંધો રૂપિયો થઈ જાય તેમ બધા છૂટાં ગોદલાં-ગોદડાં એક થઈ જાય, ડામચિયો એમ રોજ સવારે પોતા પર ભાર ચઢાવે ! બહારના માણસો એ સૌના દર્શન ન કરી શકે એટલે ઉપરથી તે ઠેઠ ડામચિયાંની બેઠક સુધી શેતરંજી પગ લટકાવીને બેસી જાય. બીજાં ગોદડાં ગાદલાંને છુપાવીને એ દેખાયા કરે !

હવે વસ્તીમાં ઉઘાડપગાં બિલ્ડીંગો દેખાય છે. અંગદના ટાંટિયા જેવા એ અફર ટાંટિયા દેખાયા કરે એ પગો વચ્ચેથી શેરીનાં કૂતરાં ગલૂડિયાં જ નહીં,

સ્કૂટર અને કાર આવ-જા કરે છે, એ સ્ટ્રક્ચરની પ્રેરણા સ્થપતિને આ ડામચિયા તરફથી જ મળી હશે ! પહેલાં અમે ઘરમાં ઉઘાડપગો ડામચિયો જોતા. હવે ઉઘાડપગા બિલ્ડીંગો જોઈએ છીએ ! ધોતલી પહેરતા ત્યારે અમે અડધા પગ ઉઘાડા રાખતા, ધોતિયું પહેરતા ત્યારે ઢાંકતા તોયે પગની પાછલી બાજુએ હવા મળવા જેવો અવકાશ રહેતો અને તે ઓછો હોય ત્યારે હેલારા કરતો પવન આવતો અને જમણા હાથને કામે લગાડવો પડતો. ડામચિયાના પગ પણ અમારા પગ જેવા જ - ફેર એટલો કે એને પેલી ચકલીને નથી તેમ એને પણ ઘૂંટણ નહીં ! ઉપરથી પાતળા ને ઊંધી ઊતરડ જેવો નીચે જતાં જાડા થતા જાય. બધાં ગોદડાં સવારે હજી જમીને રાતભર ઉઠાવેલો બોજ દૂર થતા હળવાશ અનુભવતાં જમીન પર આરામ કરતાં હોય, ડામચિયાં પર ભવિષ્યે આવનારા મહેમાનોની રાહ જોતા ચાર પાંચ ગાદલાં પડ્યાં હોય ત્યારે તેના પર ચઢી બેસી પગ હલાવવાની મોજ માણી છે તે તો અમને કોઈ ભૂલથી સિંહાસને અને તેયે રાષ્ટ્રપતિ વિદેશપ્રવાસે ગયા હોય ત્યારે, ચઢાવી દે એના કરતાં જાતે ડામચિયે ચઢી બેસી બંને પગ બરાબરથી બરાબર હલાવેલા તેનો નરવો નિશ્છલ આનંદ ઑર ! સંતાકૂકડીની રમત વખતે એ ડામચિયા નીચે સંતાયેલા એ તો કોઈ યોગી ગુફામાં ઘડી તપ કરે એના કરતાં વધારે આત્માનંદી, પુણ્યશાળી ! ઉપર નાખેલી શેતરંજીનો છેડો લંબાવી એકાંતવાસ સર્જી લેતા અને કોઈ અમને શોધી કાઢે અને સામટા હાસ્યનો ફુવારો ઊડી એ ક્ષણની ઉત્સાહભેર રાહ જોતા. છાપરા નીચે એ તો અમને આશરો મળ્યો જ હતો પણ આવી રીતે ડામચિયા નીચે આશરો મળે નહીં, પણ મેળવી લેવાય એની મઝા ઑર !

અમારા એ આનંદની ઘરના માણસોને ઈર્ષ્યા આવી હશે કે શું, એ ડામચિયા નીચેના અવકાશમાં તેલનો ડબ્બો, તુવેરદાળનો મૂળે ઘાસલેટિયો, બર્માશેલના ભૂરી ઝાંયના ઘાસલેટનો ડબ્બો - મૂક્યાં અને અમારો એક ગુપ્તવાસ છીનવાઈ ગયો ! મોઢામાં હોય તે પેટમાં તો ઊતરે જ એમ ગોદડામાં ગુપ્તવાસ સેવતાં થોડાક માંકડને ડામચિયાના પગ, આડા પાટિયાના સાલના પોલાણમાં ગુપ્તવાસ સેવવાનો અલબત્ત દિવસે જ હોં ! આપણે ત્યાં રાતપાળી શરૂ થઈ એમાં માંકડો રાતપાળી કરે એની પ્રેરણા અવશ્ય રહી હશે ! હા, હવે

એવું લાગે છે ખરું ! ઘરવાળા ડામચિયા પાસે ખૂણો પળાવે તે એમનાથી સહ્યું જતું નહીં હોય ! અમે ભલે પેલા ભારતીઓ જેવા અનિવાસી બનીએ, પણ ડામચિયો જાહેરમાં આવી સૂર્યસ્નાન કરે એવી એમની શુભ કામના ! એટલે ઉનાળે ડામચિયાં કંઈ ગાલ્લું નહીં, હીંચકાનાં કડાં નહીં, તોયે, અમારા ઘરમાં અમૃતકુપ્પી તો ક્યાંથી હોય ? પણ ગ્યાસતેલની કુપ્પી હતી. તેના દ્વારા ડામચિયાના સાંધામાં તેલસિંચન કરવા માટે ડામચિયાને બહાર કાઢે, ઉઘાડે છોગ કરી નાખે. અને પેલા અમેરિકનો રવિવારે ચડ્ડીભેર દરિયાકિનારે સૂર્યસ્નાન કરે એમ ડામચિયો સૂર્યસ્નાન કરે ! આખો દિવસ જાહેરમાં સૂર્યસ્નાન કરી સાંજ ખૂણો પાળવા યથાસ્થાને આવે. સ્થાનભ્રષ્ટ ગોદડાં બીજી સવારે મનું ગુમાવેલું મૂળ સ્નાન પ્રાપ્ત કરે. ડામચિયાં બહાર સૂર્યસ્નાન કરતા હોય ત્યારે ગોદડાંગાભા ઢગલો થઈને પડ્યા હોય તે ચકલે બેઠેલા મજૂરોની ટોળી જેવા લાગે. એ ડામચિયો ક્યાં ગયો, કયા સેકન્ડ હેન્ડ પ્રેમીને ત્યાં ગયો એની જાણ નથી, નહિતર એના દર્શન કરવા જવાની ઉંમર તો હજી છે. જૂનું આંગણ, જેના પર બેસી પગ હલાવેલા, તે ડામચિયો, કૃષ્ણને તેમનાં ક્રીડાસ્થાનો સાંભરતા હોય એવાં સાંભરે રે, મને સાંભરે રે !

**નવલશા હીરજીની આજકાલ / પ્રાણજીવન મહેતા**

*(થોડેકથી થોડુંજ આગળ)*

આખો દિ' વેપાર-વણજ શોધ-સંશોધન બારામાં હડિયાંપટ્ટી કાઢી હાંફતો હાંફતો ઓફિસ માંડ પૂગ્યો. ઓફિસમાં અંદર ડોકિયું કરતાં હેબતાઈ જવાયું. હોય નહીં. ભૂલથી કોઈ બીજાની ઓફિસમાં હાંફ હાંફતો દાખલ તો નથી થયો ને – એવું વિચારતો ઊભો રહ્યો. મારી ભૂલ અંકે કરવા ઓફિસ બારા લટકતું નામ-ઠામ ખપાટિયું વાંચી જોયું. ના, ભૂલ મારી નથી. ઓફિસ તો આ જ, આપણી પોતીકી – નવલશા હીરજીની જ. તો –

તો શું ? જોયું તે માન્યામાં ના બેઠું. અંદર દાખલ થયો. નવલશા ભગવાં ધારણ કરી ખુરશી ખાલી મેલી ટેબલ ઉપરે જ પલાંઠ વાળી ધૂણી ધખાવી આસનસ્થ બેઠેલા. ભગવામાં બાવા પહેરે ભગવામાં બાવા પહેરે એવી એક ટૂંકી પોતડી કે લંગોટ જેવું કંઈ. ખભે નામ અંકિત ખેસ જેવું વળી ખરું. હું ઓફિસમાં દાખલ થયો ત્યારે નવલશા ધ્યાનસ્થ બેઠેલા. ખળભળાટને કારણ નવલશા ધ્યાનભંગ થયા ને નિજ નેત્ર ઉઘાડબંધ-ઉઘાડ કર્યાં. મને આવેલો ભાળી મારી મેર તાકી રહ્યા.

હું સાવ અવાચક. આ એકાએક પરિવર્તન પવન ક્યાં ફુંકાયો ? વિચારતો ઊભો રહ્યો. ના, કાંઈ ભૂતનો ભરોસો, ના ભાવિના ભણકાર ને અહીં તો વર્તમાન બાવા સરીખો ટેબલે પલાંઠ વાળી બેઠેલો ભાળું.

મારી વિચારધારા આગળ વધે તે પહેલાં નવલશા બોલ્યા,

એવું લાગે છે ખરું ! ઘરવાળા ડામચિયા પાસે ખૂણો પળાવે તે એમનાથી સહ્યું જતું નહીં હોય ! અમે ભલે પેલા ભારતીઓ જેવા અનિવાસી બનીએ, પણ ડામચિયો જાહેરમાં આવી સૂર્યસ્નાન કરે એવી એમની શુભ કામના ! એટલે ઉનાળે ડામચિયાં કંઈ ગાલ્લું નહીં, હીંચકાનાં કડાં નહીં, તોયે, અમારા ઘરમાં અમૃતકુપ્પી તો ક્યાંથી હોય ? પણ ગ્યાસતેલની કુપ્પી હતી. તેના દ્વારા ડામચિયાના સાંધામાં તેલસિંચન કરવા માટે ડામચિયાને બહાર કાઢે, ઉઘાડે છોગ કરી નાખે. અને પેલા અમેરિકનો રવિવારે ચડ્ડીભેર દરિયાકિનારે સૂર્યસ્નાન કરે એમ ડામચિયો સૂર્યસ્નાન કરે ! આખો દિવસ જાહેરમાં સૂર્યસ્નાન કરી સાંજ ખૂણો પાળવા યથાસ્થાને આવે. સ્થાનભ્રષ્ટ ગોદડાં બીજી સવારે મનું ગુમાવેલું મૂળ સ્નાન પ્રાપ્ત કરે. ડામચિયાં બહાર સૂર્યસ્નાન કરતા હોય ત્યારે ગોદડાંગાભા ઢગલો થઈને પડ્યા હોય તે ચકલે બેઠેલા મજૂરોની ટોળી જેવા લાગે. એ ડામચિયો ક્યાં ગયો, કયા સેકન્ડ હેન્ડ પ્રેમીને ત્યાં ગયો એની જાણ નથી, નહિતર એના દર્શન કરવા જવાની ઉમર તો હજી છે. જૂનું આંગણ, જેના પર બેસી પગ હલાવેલા, તે ડામચિયો, કૃષ્ણને તેમનાં ક્રીડાસ્થાનો સાંભરતા હોય એવાં સાંભરે રે, મને સાંભરે રે !

**નવલશા હીરજીની આજકાલ / પ્રાણજીવન મહેતા**
*(થોડેકથી થોડુંજ આગળ).*

આખો દિ' વેપાર-વણજ શોધ-સંશોધન બારામાં હડિયાંપટ્ટી કાઢી હાંફતો હાંફતો ઓફિસ માંડ પૂગ્યો. ઓફિસમાં અંદર ડોકિયું કરતાં હેબતાઈ જવાયું. હોય નહીં. ભૂલથી કોઈ બીજાની ઓફિસમાં હાંફ હાંફતો દાખલ તો નથી થયો ને – એવું વિચારતો ઊભો રહ્યો. મારી ભૂલ અંકે કરવા ઓફિસ બારા લટકતું નામ-ઠામ ખપાટિયું વાંચી જોયું. ના, ભૂલ મારી નથી. ઓફિસ તો આ જ, આપણી પોતીકી – નવલશા હીરજીની જ. તો –

તો શું ? જોયું તે માન્યામાં ના બેઠું. અંદર દાખલ થયો. નવલશા ભગવાં ધારણ કરી ખુરશી ખાલી મેલી ટેબલ ઉપરે જ પલાંઠ વાળી ધૂણી ધખાવી આસનસ્થ બેઠેલા. ભગવામાં બાવા પહેરે ભગવામાં બાવા પહેરે એવી એક ટૂંકી પોતડી કે લંગોટ જેવું કંઈ. ખભે નામ અંકિત ખેસ જેવું વળી ખરું. હું ઓફિસમાં દાખલ થયો ત્યારે નવલશા ધ્યાનસ્થ બેઠેલા. ખળભળાટને કારણ નવલશા ધ્યાનભંગ થયા ને નિજ નેત્ર ઉઘાડબંધ-ઉઘાડ કર્યાં. મને આવેલો ભાળી મારી મેર તાકી રહ્યા.

હું સાવ અવાચક. આ એકાએક પરિવર્તન પવન ક્યાં ફુંકાયો ? વિચારતો ઊભો રહ્યો. ના, કાંઈ ભૂતનો ભરોસો, ના ભાવિના ભણકાર ને અહીં તો વર્તમાન બાવા સરીખો ટેબલે પલાંઠ વાળી બેઠેલો ભાળું.

મારી વિચારધારા આગળ વધે તે પહેલાં નવલશા બોલ્યા,

'કાં ભેરુ, નવાઈ લાગે તને, કેમ ?'

'આ બધું જોઈ વાઈથી પણ કશું આગળ થાય મને નવલશા'

નવલશાને વાઈ-નવાઈ સંઘ નાહવા નિચોવવાનો પણ સંબંધ નહીં, એટલે મારો ટૂંક ઉત્તર સુણી અલિપ્ત રહ્યા.

'નવલશા, તમે આ વેશ ધારણ કર્યો તે વેશ તો તમને ઘણો રૂડો દીસે. પણ તમે વેશને વશ કેમ થયા તે મનમાં બેસતું નથી.' મેં પેશ-પૃચ્છા કરી.

નવલશા નિર્લેપ ભાવે બોલ્યા.

'ભાઈ, મારા ભેરુ. મને કંઈ એરુ નથી કરડ્યો કે હું વગર વિચારે ના વિચારવા જેવું કરું. ના પણ કરું. સાંભળ, વેશને વશ હું નથી થયો. વેશ મારે વશ હવે. આ જગતમાંથી મન હવે રૂઠી-ઊઠી ગયું છે મારું. જગતમાં કોઈનો વિશ્વાસ શ્વાસ લેવા પૂરતો પણ કરવા જેવો નથી રહ્યો તે હવે મને સમજાયું. મનમાં ભાંજગડ ચાલી. થયું ક્યાંક વહેતો થાઉં. પણ વહી વહીને ક્યાં વહી જવાનું મારે આ બધો વહીવટ ઉભડક મેલી. એટલે અંતે વિચાર્યુ. હવે વધુ વહી નથી ચિતરવી કે વધારે વટ પણ નથી પાડવો. વેપાર-વણજને વહીની સંગ બાંધી બધું માળિયે મેલી મુક્તિ મેળવવાનું નક્કી કર્યું. આ બાવાવેશ ભાળી આવનાર દયા ખાઈ ખાઈ કંઈ આપી જાશે. સમજુ લેણદાર કંઈ લમણે હાથ મેલતો બોધવેણવચન લેતો જાશે.'

નવલશાએ એમની લાંબી વેશ-પરિધાન પરિક્રમા પૂર્ણ કરી. પરિક્રમા એમણે પૂરી કરી; હાંફ મને ચડી. નવલશાનાં બોધવચન સુણી મને અનેક પ્રશ્નો થયા. આ એકાએક પરિવર્તન કેમનું થયું ? ન અણસાર, ન ભણકાર ને વગર ભભૂત ચોડે નવલશા બાવા કેમના બની ચૂક્યા ? હું હજુ વિચારતો હતો ત્યાં નવલશા ઓચર્યા.

'જો મારા વહાલા; અહીં વેરી ઘણા. ધંધામાં વેરી, વળી ઘાપામાં એથીય અદકા. મેં પંડે જાત પર વશીકરણ કરી વેરને વશમાં કીધો. વસાતમાં હવે કંઈ બચ્યું નથી. ન માલ, ન પૂંજી, ન વેપાર વણજ કે ના તો વળી તેના હિસાબ કિતાબ ને એની ગણતરી. ગણતરી માંડી જોયું તો આ વેશ પરિધાન કર્યે કંઈ છૂટકો થાય તે ભળાયું. એથી હવે મેં બાવા બનવાનું નિર્ધારિત કર્યું. તને ખબર છે ને વેરથી વેર વેરણછેરણ થઈ જાય.'

નવલશા અટક્યા. મને નવલશાની બાવા-બાવની સાંભળી નવાઈ નીપજી. ઘઉંના ફાડિયા પાડતો માણસ બાવાવેશ પરિધાન કરે ને એકાએક ભાષાભંગી રચી બાવા-વચની પાઠ રચે તે કંઈ ઝટ્ટ દઈ સમજાયું નહીં.

મને વળી પ્રશ્ન સૂઝ્યો તે નવલશાને પૂછી જ નાખ્યું.

'નવલશા, આ વહી અને પેલો વટ, તે વેપાર ને વણંજ બધું એકાએક આટોપી માથે મેલી ટોપીને બદલે ભગવા ધારણ તો કર્યાં. એ ઠીક બધું. પણ ઓફિસનું શું કરીશું આપણે?'

'મેં અગમચેતી વાપરી તે અંગે પણ વિચારી લીધું છે, વત્સ. બધું આટોપાયે ઓફિસમાં જ ધૂણી ધખાવી બેસીશું. ચીપિયો પછાડી રોકડનું રટણ કરીશું. ઉધારનું ઉઠમણું. દેમારની દાનતમાં બરકત બેસે ને લેનારને હરકત પેસે એવી પ્રાર્થના કરીશું. રોકકળ કર્યે કંઈ નહીં વળે; કે કંઈ નહીં મળે. સમજ જરી.'

'ઓફિસમાં ધૂણી ધખાવી બેસશો તે તો સમજાયું આટઆટલાં વરસોથી બધો સાજ સજાવી મેલ્યો છે ઓફિસ માંહે તે સઘળું ધૂળધાણી ને વા-પાણી થઈ જાશે તે જાણો તમે નવલશા.

'જો ભાઈ બધું ધૂળધાણી થાય કે પછી વા-પાણી થાય. મેં નિર્ણય કર્યો તે કર્યો. ભગવાં એક વાર ધારણ કર્યાં તે હવે કદી નહીં ઉતારું તે તું નક્કી જાણ.'

'સમજ્યો નવલશા, તમારી વાત સમજ્યો સોળે આના. મને મૂંઝવણ એ વાતે થાય કે ધૂળ તો આપણી ઓફિસે ઢગલામોઢે. વા-પાણીની પણ વ્યવસ્થા કરતાં થઈ રહેશે. પણ પેલી ધાણીનું શું? ધાણી ફોડવા જુવારદાણાનો ખપ નહીં પડે, નવલશા? વિચાર્યું તમે?'

મેં ઉપરાઉપર પ્રશ્નધમણ ફૂંકી.

નવલશા ચૂપ રહ્યા. મેં વિચાર્યું નવલશા ઊંડું વિચારી હમણેં ઉપરછલ્લું કંઈ બોલશે. ઘણી વેળ વીતી ગઈ તોય તે કંઈ વાણીવિલાસ વિસ્તાર થયો નહીં એટલે મેં પ્રશ્નોત્તરી ફરી ધજા જેમ ફરફરાવી.

લાલ કપડું ભાળી આખલો શીંગડાં આડાં ને નજર સીધી માંડતો જેમ ફૂંફાડે ફૂંફાડે સટ મૂકે તેમ નવલશા સડસડાટ ઉચ્ચરી ગયા:

'એલા એ, પ્રશ્નપૂજક, તને જાણ ખરી? મેં કેટલે ગણી કેટલું વિચાર્યું છે

તેની ? તને તો તારા પ્રશ્નોની પડી છે. મને મારા વેરાગની. મને વેશની પડી છે. વેશને આનુષંગિક હું વિચારું અબઘડી. વા-પાણી ધૂળધાણી એ સંધાવનું થઈ રહેશે. હું ધાણીબારામાં કંઈ પૂછતો હતો, તે લે જાણ હવે. બાવા બન્યા છીએ તે થોડા બાધા પણ બનવું પડશે. બોધવચન ગ્રહણ કરવા આવનાર ભક્તોને ભેટરૂપ દાણા આપતા જવાનું કહેતા રહેશું. ધૂણી તો ધખતી રે'શે હવે આઠે પોર ને બારે માસ. ધખતી ધૂણીમાં દાણા રોડતો બેસજે રોજેરોજ મારે પડખે બેસી. ધાણી ફૂટતી રે'શે આપોઆપ. તારો પ્રશ્ન પછી પ્રશ્નચિહ્નથી આગળ નહીં વધે એટલું તું નક્કી જાણ.'

નવલશા હાંફતા અટક્યા.

મારા પ્રશ્નચિહ્ન આગળ હવે આશ્ચર્યચિહ્ન બેઠું. મોરઢેલની મહેફિલમાં કાગડો - કબૂતર બેસે તેમ. પ્રશ્નોનું ગૂંચળું વાળી ગજવે મેલ્યું. પણ મનમાં હજુ સળવળાટ થયા કરતો. સળના વળ સરખા કરતાં નવલશાને વળી પૂછી જ નાખ્યું, 'નવલશા, તાજા બાવા થયા છો તે ચેલા પણ તમારે મૂંડવા પડશે નવાસવા નવેસરથી નવલાં રૂપે તેનું શું ?

'અરે ઘેલા, ચેલા તો હું મારા પૂર્વાશ્રમમાં જ મૂકી ગયો છું. ગણ્યા ગણાય નહીં ને ભૂલ્યા ભુલાય નહીં તેટલા. મારો બાવાવેશ પેખી તેઓ મારી નિશ્રામાં આવી પૂગશે આપામૂળા.'

નવલશાનો બાવાવેશ એમના સ્થૂળ શરીર પરેથી સૂક્ષ્મ શરીરમધ લોહીકણકણમાં રમતોભમતો ફેરફુદરડી ફરતો જીવાત લગ પહોંચી ગયો હોય તેમ જણાયું. ઉન્માદમાં આવી નવલશા ભજનધૂન ભરડવા બેઠા.

'મનવા, કાહે જોત ઉજાસ મનવા –'

વાહ, શી ભજન બોલતોલ તોડફોડ આદરી નવલશાએ. સુણી રહ્યો. ઘડીક થયું બખોલ બેઠું ઘુવડ ભર મધ્યાહ્ને આંખો મીંચી ભજન ગાયાં. ભજનમાં તાલ-ત્રિતાલ-બેતાલના હાલહવાલ થતા સાંભળી રાગ ભેરવને છળઉછળ પડતો સુણી હું અકળાયો. મારી અકળામણ ત્રણથી અદકેરી તોલમાપમાં તોળાય તે પહેલાં કહ્યું.

'નવલશા, ભજનવાણીમાં કંઈ મૂળે કચાશ પેઠી લાગી મને'

'અરે વહાલા, વત્સ, ક્યારેક કચાશ પણ મીઠીમધુરી લાગે.'

'નવલશા, મૂળ ભજનબોલ તો આ પ્રમાણે – '

હું વાક્ય પૂરું કરું ત્યાં એમણે બીજી ભજનધૂન આરંભી.

'ભમ આગળ ભમ બચકાં ભરે, ભમ આગળ ભાઈ

ભમ તો બટકાં ભરે રે ભાંઈ –' એમ આગળ લંબાવ્યે જતાં નવલશા ઘડી અટક્યા. અટકી વળી આગળ વધવા મથ્યા ત્યાં –

મારી અકળામણને ઉભરો ચડ્યો. રહેવાયું નહીં, ઝટ્ટ ઊભા થઈ નવલશાને મોં આડે હથેળી મૂકી. નવલશાને મોએં ગળણું તો મૂક્યું પણ ત્યાં સુધીમાં અશુદ્ધ બધું વહી ચૂક્યું હતું. મારાથી ન રહેવાતાં મેં કહ્યું:

'નવલશા, પહેલાં તમે ભજનપોથી પૂર્ણપણે ભણો. પછી ગણો. ભણીગણી ભજન બાદમાં ગણગણો. આમ ના મફતમાં ભજનને ભરડો નહીં તો સારું. તમને, તમારા બાવાવેશને આવેશમાં આવી જઈ ભજન-ભરડ જરીય શોભતું નથી.'

મારું સાંભળી નવલશા તાડુક્યા,

'આપણે અહીં ભજનશોભાયાત્રા કાઢવા નથી બેઠા. મૂરખ, સમજ. હું ભજું તે જ ભજન. તારી શૂન્ય સમજમાં નહીં બેસે શું બ્રહ્માંડ ને શું ભમાંડ. મારી સમજે તું સમજ. મારી નજરે નિહાળ. બ્રહ્માંડ કરતાં ભમાંડ તો ભાઈ અતિ વિશાળ. બ્રહ્માંડમાં જે ના સમાયું તે સઘળું ભમાંડે ભરાણું. માટે હે મૂરખ, અજ્ઞાની તું મારી ભજનવાણીને સમજવાને થોડો યત્ન કર. પ્રયાસ કર. હવે મને જેવી ભમાંડવાણી ફળી તેવી તને પણ ભવિષ્યમાં જરૂર ફળશે. આ બાવાની વચનવાણી છે. ફોક નહીં થાય. વા ફરે, વાદળ ફરે ફરે વંટોળ એવા કોઈ ગાદીહીણા ગજાવનાના રાજાની કે ગુંજાહીણા ગરજુની વાણી નથી. તું બોલ્યો તે બોલ્યો, હવે બોલે તે સમજીવિચારીને બોલજે.'

પનોતી જેમ કાચે પાયે બેસે ને બેઠા પછી ચલાયમાન થવાનું નામ ના લે, તેમ નવલશાની ભમણાવિચારણા પણ મને એમના ચિત્ત-મને પાકે પાયે બેઠેલી જણાઈ, એટલે મેં એમની ભમણાભક્તિને મનોમન નમન કર્યાં.

બાવા બખડજંતર બરાબર ગોઠવાયે જતું હતું. એટલામાં લખેશરી શેઠ સાકરચંદ સોમચંદનો વાણોતર ઓફિસ બારા આવી ઊભો. ઓફિસ માંહેનો હાલહેવાલ અને અહેવાલ જોઈ સાંભળી અંદર પગ મૂક્યો. મેં એને જરી

તેની ? તને તો તારા પ્રશ્નોની પડી છે. મને મારા વેરાગની. મને વેશની પડી છે. વેશને આનુષંગિક હું વિચારું અબઘડી. વા-પાણી ધૂળધાણી એ સંધાવનું થઈ રહેશે. હું ધાણીબારામાં કંઈ પૂછતો હતો,' તે લે જાણ હવે. બાવા બન્યા છીએ તે થોડા બાઘા પણ બનવું પડશે. બોધવચન ગ્રહણ કરવા આવનાર ભક્તોને ભેટરૂપ દાણા આપતા જવાનું કહેતા રહેશું. ધૂણી તો ધખતી રે'શે હવે આઠે પોર ને બારે માસ. ધખતી ધૂણીમાં દાણા રોડતો બેસજે રોજેરોજ મારે પડખે બેસી. ધાણી ફૂટતી રે'શે આપોઆપ.'તારો પ્રશ્ન પછી પ્રશ્નચિહ્નથી આગળ નહીં વધે એટલું તું નક્કી જાણ.'

નવલશા હાંફતા અટક્યા.

મારા પ્રશ્નચિહ્ન આગળ હવે આશ્ચર્યચિહ્ન બેઠું. મોરઢેલની મહેફિલમાં કાગડો - કબૂતર બેસે તેમ. પ્રશ્નોનું ગૂંચળું વાળી ગજવે મેલ્યું. પણ મનમાં હજુ સળવળાટ થયા કરતો. સળના વળ સરખા કરતાં નવલશાને વળી પૂછી જ નાખ્યું, 'નવલશા, તાજા બાવા થયા છો તે ચેલા પણ તમારે મૂંડવા પડશે નવાસવા નવેસરથી નવલાં રૂપે તેનું શું ?

'અરે ઘેલા, ચેલા તો હું મારા પૂર્વાશ્રમમાં જ મૂકી ગયો છું. ગણ્યા ગણાય નહીં ને ભૂલ્યા ભુલાય નહીં તેટલા. મારો બાવાવેશ પેખી તેઓ મારી નિશ્રામાં આવી પૂગશે આપામૂળા.'

નવલશાનો બાવાવેશ એમના સ્થૂળ શરીર પરેથી સૂક્ષ્મ શરીરમધ લોહીકણકણમાં રમતોભમતો ફેરફુદરડી ફરતો જીવાત લગ પહોંચી ગયો હોય તેમ જણાયું. ઉન્માદમાં આવી નવલશા ભજનધૂન ભરડવા બેઠા.

'મનવા, કાહે જોત ઉજાસ મનવા –'

વાહ, શી ભજન બોલતોલ તોડફોડ આદરી નવલશાએ. સુણી રહ્યો. ઘડીક થયું બખોલ બેઠું ઘુવડ ભર મધ્યાહ્ને આંખો મીંચી ભજન ગાયાં. ભજનમાં તાલ-ત્રિતાલ-બેતાલના હાલહવાલ થતા સાંભળી રાગ ભેરવને છળઉછળ પડતો સુણી હું અકળાયો. મારી અકળામણ ત્રણથી અદકેરી તોલમાપમાં તોળાય તે પહેલાં કહ્યું.

'નવલશા, ભજનવાણીમાં કંઈ મૂળે કચાશ પેઠી લાગી મને'

'અરે વહાલા, વત્સ, ક્યારેક કચાશ પણ મીઠીમધુરી લાગે.'

'નવલશા, મૂળ ભજનબોલ તો આ પ્રમાણે – '

હું વાક્ય પૂરું કરું ત્યાં એમણે બીજી ભજનધૂન આરંભી.

'ભ્રમ આગળ ભ્રમ બચકાં ભરે, ભ્રમ આગળ ભાઈ

ભ્રમ તો બટકાં ભરે રે ભાઈ –' એમ આગળ લંબાવ્યે જતાં નવલશા ઘડી અટક્યા. અટકી વળી આગળ વધવા મથ્યા ત્યાં –

મારી અકળામણને ઉભરો ચડ્યો. રહેવાયું નહીં, ઝટ ઊભા થઈ નવલશાને મોં આડે હથેળી મૂકી. નવલશાને મોએં ગળણું તો મૂક્યું પણ ત્યાં સુધીમાં અશુદ્ધ બધું વહી ચૂક્યું હતું. મારાથી ન રહેવાતાં મેં કહ્યુંઃ

'નવલશા, પહેલાં તમે ભજનપોથી પૂર્ણપણે ભણો. પછી ગણો. ભણીગણી ભજન બાદમાં ગણગણો. આમ ના મફતમાં ભજનને ભરડો નહીં તો સારું. તમને, તમારા બાવાવેશને આવેશમાં આવી જઈ ભજન-ભરડ જરીય શોભતું નથી.'

મારું સાંભળી નવલશા તાડુક્યા,

'આપણે અહીં ભજનશોભાયાત્રા કાઢવા નથી બેઠા. મૂરખ, સમજ. હું ભજું તે જ ભજન. તારી શૂન્ય સમજમાં નહીં બેસે શું બ્રહ્માંડ ને શું ભ્રમાંડ. મારી સમજે તું સમજ. મારી નજરે નિહાળ. બ્રહ્માંડ કરતાં ભ્રમાંડ તો ભાઈ અતિ વિશાળ. બ્રહ્માંડમાં જે ના સમાયું તે સઘળું ભ્રમાંડે ભરાણું. માટે હે મૂરખ, અજ્ઞાની તું મારી ભજનવાણીને સમજવાને થોડો યત્ન કર. પ્રયાસ કર. હવે મને જેવી ભ્રમાંડવાણી ફળી તેવી તને પણ ભવિષ્યમાં જરૂર ફળશે. આ બાવાની વચનવાણી છે. ફોક નહીં થાય. વા ફરે, વાદળ ફરે ફરે વંટોળ એવા કોઈ ગાદીહીણા ગજાવનાના રાજાની કે ગુંજાહીણા ગરજુની વાણી નથી. તું બોલ્યો તે બોલ્યો, હવે બોલે તે સમજીવિચારીને બોલજે.'

પનોતી જેમ કાચે પાયે બેસે ને બેઠા પછી ચલાયમાન થવાનું નામ ના લે, તેમ નવલશાની ભ્રમણાવિચારણા પણ મને એમના ચિત્ત-મને પાકે પાયે બેઠેલી જણાઈ, એટલે મેં એમની ભ્રમણાભક્તિને મનોમન નમન કર્યાં.

બાવા બખડજંતર બરાબર ગોઠવાયે જતું હતું. એટલામાં લખેશરી શેઠ સાકરચંદ સોમચંદનો વાણોતર ઓફિસ બારા આવી ઊભો. ઓફિસ માંહેનો હાલહેવાલ અને અહેવાલ જોઈ સાંભળી અંદર પગ મૂક્યો. મેં એને જરી

થોભવા ઈશારો કર્યો. પણ ઈશારે સમજે તો તે વાણોતર શાનો ? એણે તો લેણી રકમનો આંક માંડવાને બદલે ચોપડાનું નાડું ચોડી સમૂળો ચોપડો જ નવલશા કશે ઉઘાડી પાથરી દીધો. નવલશા નવલી પથરાયેલ જાજમને નિસ્પૃહભાવે નિહાળી રહ્યા. ઘડીક ચોપડાને તો ઘડીક વાણોતરને નિર્લેપભાવે જોયા જ કર્યું. પછી મને ઈશારે પેલા સાથે વાર્તાલાપ આદરી વાત આટોપવાને આદેશ કર્યો.

હું નવલશાના ઈશારાને અમલમાં આણું તે મોર જ પેલા વાણોતરે ચોપડાનું ફેરફિંડલું વાળી બગલવચ્ચ મૂક્યું. બગલ ભરી ભરી લાગી. ગલોફે કોઈ પાન મેલે ને ગલોફું ભર્યું ભર્યું લાગે તેમ. પછી થોડો શ્વાસ લઈ બોલ્યો,

'શેઠ નવલશાએ આ શું વેશ કાઢ્યો ? મારે મારા શેઠ સાકરચંદને શું જવાબ આપવો ?

મેં એમને શાંત પાડતાં કહ્યું,

'લો ભાઈ, આ સાકર કટકી. શેઠ સાકરચંદનું મોં મીઠું થાશે આ શુભ રોગ સાંભળી. હા, જુવો ભાઈ, કહું. વાત એમ છે જાણે, દેણદારો દેવામાં ઢીલા. ઢીલાપણું એટલું તે ઢીલમાં પડ્યું કે નવલશાને બાવા બનવાનો વારો આવ્યો. જ્યાં દેણદારો દેવું ન ચૂકવે ત્યાં તે લેણદારોનું લેણું કેમ ભરપાઈ થાય ? હવે તમે એક કામ કરો. આવ્યા જ છો તો શેઠ સાકરચંદને કેજો બાવા નવલશાને ભેટરૂપે કમંડળ માંહે સાકરપડીકાં મોકલે. કમંડળની જ ખામી છે આવા કને. જે કંઈ ખાલી કમંડળે એકઠું થાશે તે દૂધે ધોઈ છાશે નવરાવી ાણીએ નીચોવી સાકરપડીકાં સમેત તમારી પાઈ પાઈ પરત કરીશું. મારા આ તમને વેણ-વચન. કોલ-કરાર.'

પેલો વાણોતર લેણાનું વિસરી કમંડળનું મનોમન ગોઠવતો, કશું બબડતો બબડતો બારણા બારે નીકળ્યો. નવલશા એને જતો જોઈ રહ્યા. મોટું મજાનું બાવા-બગાસું ખાધું ને મારી સામે ટગરટગર જોઈ મરકમરક હસ્યા. એમને ં શેઠ સાકરચંદનો વાણોતર વા ભેળી વાત લઈ ગયો ને જરૂર વા-વંટોળ સઘળા લેણિયાતોમાં હમણે પવનચકરડી સમ ઘૂમી-ફરી વળશે. ાપોઆપ કોઈ લેણિયાત સમજીવિચારી અહીં આવવાનું ટાળશે એટલું તો નક્કી.

નવલશાનું મનમાં ચાલતું નક્કીપણાનું પૂર્ણપણે નક્કી થાય ત્યાં તો પેલા રજધૂળમાટીકણઢેફાંવાળા ભાઈ ઓફિસમાં ધીમા શ્વાસે ને ઉતાવળી હાંફે દાખલ થયા. હું એમને ચહેરેમહોરે ઓળખી ગયો તે મારી અગમચેતી. એમનો વેશ જોઈ કોઈ ઝટ્ટ દઈ ઓળખી શકે નહીં એ એટલું જ ખરું. અરધું ફાટેલું ધોતિયું અને ઉપર એથીય અદકી ફાટેલ બંડી. માંહેનું ખમીસ કોઈ દેરી પરની ફરફર થાતી ધજા જેવું લીરેલીરા. આવી નવલશા ટેબલ ઉપર બેઠા હતા ત્યાં ઊભા રહ્યા. મને જોઈ હાંફ હેઠ બેસાડતા કહે,

'ક્યાં મારા શેઠ નવલશા ?'

'આ બેઠા ટેબલે નવલશા નવલા રૂપે.'

'મારી મજાક ના કરો. કયારથી બાવાઓને બેસાડવા મંડ્યા ઓફિસ માંહે ?'

'ભાઈ, આ બાવા ના હોય. નવલશા પોતે જ.'

એવામાં નવલશા ઉવાચ,

'બોલો, હું પંડે જાતે ને પોતે નવલશા હીરજી. બાવો બની બેઠો તે મૂળે મને તમે પણ ઓળખી ના શક્યા રજ માત્ર. સાવ ધૂળઢેફા જેવા જ રહ્યા.'

'હવે ધૂળઢેફાંમાં પણ ક્યાં સમજ બચી છે રજકણ માત્ર ? નવલશા ? પણ તમારું આમનું આમ કેમ થયું ? બાવા બનાવનારો આજે બાવો બની બેઠો ? મેં મારી આટલી ઉંમરમાં જોયું સાંભળ્યું કે ભાળ્યું જાણ્યું નથી.'

'હવે જુવો, સાંભળો ભાળો ને સમજ જેવું બચ્યું હોય તો સમજો પણ ખરા. હું તમને પૂછું તમારા આ હાલહેવાલ કેમના થયા તેનો તો અહેવાલ આપો મને પહેલાં.'

'શું કહું નવલશા. જુવો ને પેલી જમીન તે જ મારા પડતરની મોકાણ. મારા હાલહેવાલમાં પડતર જમીન જ મૂળ કારણ. તમને કહ્યું સોનું સોનામહોરો પાકશે પડતરમાં તે જમીન તમારા ગળે વળગાડી ગયો. પડતરમાં તમે વાયદા કર્યા લેણદેણ દેવડ દેવડના. હું લેણદેણના આસરે મોતીમાણેક પાકે એવી જમીન ખરીદવાની દોડધામમાં પડ્યો. તમારે ભરોસે જમીન વેચનારને ગજવેથી આગોતરી રકમ પણ ચૂકવી-જેમતેમ. હવે જેમ જેમ હું જમીનની માંગણી કરું છું પેલા કને તેમ તેમ તે શું કહે છે મને, ખબર છે તમને નવલશા ?'

નવલશા આંખો મીંચી બેઠા રહ્યા. વેળ રહી આકાશવાણી ઓચરતા હોય તેમ બોલ્યા,

'સંધીય ખબર છે, મારા વહાલા.'

ધૂળઢેફાવાળા ઘેલાને નવલશાએ વહાલો કહ્યો. વહાલપ વધામણી અંગેઅંગ સમાવી ફુલાવી એણે આશ્ચર્યોદ્‌ગાર કાઢ્યા,

'અહોહો, નવલશા, તમને પણ આ વાતની જાણ થઈ જ ગઈ? હોય નહીં. આ સોદા બારામાં હું જાણું ને વેચનાર જાણે. ત્રીજું કોઈ ના જાણે જાણ. તમને તે વળી કેમની જાણ થઈ? શું જાણો?'

'બાવા અમથા નથી બન્યા. બાર ગાઉમાં શું બને તેની અમને જાણ હવામાનના વરતારા માફક થાય આપમેળે. હું જાણું. જુવો, પેલા વેચનારે તમને એટલું કહ્યું કે જમીન હજુ ઊગી જ નથી તો ક્યાંથી આપે? જમીન ઊગે, પછી પાકે. ખરું ને? પણ જમીન ઊગે કેમની? કંઈક ઉગાડવા પાણીપિયતનો ખપ પડે ને? પિયત થાય એટલું પાણી મળતું ના હોવા કારણ જમીન પછી શું જમીનમાંથી ઊગે?'

'હા, ખરું બોલ્યા નવલશા તમે. તમે તો અંતરયામી.'

નવલશાએ જીભચીપિયો તાળવે પછાડતાં કહ્યું,

'હવે ભલા ભા, અંતરને રાખો ફાટેલ ધોતિયા છેડે ગાંઠ વાળી. રસ્તે જતાં વાટ મળે ના મળે ગાંઠ ઉકેલી અંતરને પૂછશો કેટલું અંતરબાકી ઠામઠેકાણે પૂગવાને તે. બાક્કી તો જેવું વાવો તેવું લણો. અથવા કહું જેવું લણો તેવું જ વાવો. જેવું જાણો તેવું લણો. અથવા કહું જેવું લણો તેવું જ વાવો. જેવું જાણો તેવું ગણો. જુવો, હું પણ એવું જ કંઈ હમણે લણવા બેઠો હવે. તમે મને પેલી પડતર જમીન સોનું સોનામહોર પાકશે એમાં એવું કહી ગળે બળદની ઘંટડી માફક વળગાડી ગયા તે મારે ત્યાં સોનાપૂર કરવું કે શું તેની સમજ હજુ સુધી નથી પડતી. એટલે તો ભભૂત ચોળી બાવો બની બેઠો અહીં ઓફિસમાં.'

હું બન્નેનો વાર્તાઆલાપ સાંભળી રહ્યો. મને થયું કંઈક બોલું. પણ પથરાળ જમીનમાં પાણીપિયત કરવાથી કંઈ જ નહીં ઊગે સિવાય થોરથુવેર કે કાંટાળો બાવળ, સમજી ચૂપ રહ્યો.

ધૂળઢેફાવાળાભાઈ પણ પોતાના સોદાબારામાં ઊંડું વિચારી રહ્યા. એમને

થયું અહીં ઝાઝું ઊભા રહેવામાં હવે કંઈ માલ નથી કે કોઈ મોલ પાકે તેમ પણ નથી.ધોતિયું ખંખેરવાનો વિચાર કરતા હતા ત્યાં નવલશાએ સમયસૂચકતા વાપરી વાર્યા. કહ્યું,

'રહેવા દો મારા ભાઈ, થોડી ધૂળ ભલે રહી હેમખેમ. કંઈ ક્યાંક બીજે ખંખેરવા કામ લાગશે.'

નવલશાના સદ્વચન સાંભળી તેને અનુસરી ધૂળઢેફાંવાળા ભાઈ ઓફિસેથી હાંફ હેઠે બેસાડી માથે મસાણ ખડકી વહેતા થયા.

એવામાં શેઠ સાકરચંદના વાણોતરે ઓફિસ પ્રવેશ કર્યો. આ ફેરા હાથમાં કમંડળ ને સાથમાં ચીપિયો પણ. ચીપિયો ખખડાવતો નવલશા પાસે લાવી એમના ચરણે ધરી ઝટ્ટ ચાલતો થયો.

હું અન્યમનસ્ક હવે ફેર બાવા-બાવની ક્યારે વંચાશે તેની આતુરતાપૂર્વક રાહ જોતો બેસી રહ્યો.

## શેઠ/શેઠાણી-સોના-તંદ્રા-અને / પ્રાણજીવન મહેતા

શેઠને વા પિત્ત વાયુ કફનો વળગાડ. કંઈ ને કંઈ વળગ્યું જ હોય. કંઈ ના વળગ્યું હોય એવું જો કે બને તો નહીં અને ભૂલેચૂકે શેઠ પૂરેપૂરા શરીરે સ્વસ્થ હોય તો પોતે જ કોઈક ને પદ્ દઈ વળગે એટલું તો નક્કી. પછી સામે શેઠાણી હોય, પેઢી પરનું કોઈ વાણોતર હોય કે શેરીમાં રખડતું કોઈ કૂતરું હોય. વળગ્યે જ છૂટકો. આમ વળગવું શેઠની રગરગમાં વહ્યા કરે. સતત તે વહ્યા જ કરે વણઅટક્યું.

છાતીમાં કફ ભરાયો હોય, પેટમાં પિત્ત વા વાયુ ઉપરતળે થતાં હોય, પગગોઠણે વા ભરડો લઈ પડ્યો હોય પણ શેઠ સઘળા સામે અડીખમ ઊભા રહે. એમની વહારે ક્યારેક વૈદ ચડે ને વૈદને સહારે શેઠ વાને વહેતો કરે, પિત્તને પડતું મૂકે, કફને ખોં ખોં કે ખી ખી કરી હસી કાઢે તો વાયુને વિચાર વહેણમાં તરતો મેલી દે. ક્યારેક આ બધી વ્યાધિ-ઉપાધિમાં કોઈ એકનો છુટકારો ભૂલેચૂકે ના થાય તો શેઠ છેવટ વૈદને વળગે ને એમની સઘળી વ્યાધિ વૈદને ગળે બાઝે. ક્યારેક તો વૈદ શેઠના હાથની નાડી છોડી છાંડી પોતાના ચોરણાનું નાડું ઝાલી સમરાંગણથી નાસી છૂટે.

પણ આજ કંઈ જુદું જ રચાયું. શેઠના મન-મગજમાં વિચારવાયુ ઘૂમી ફરી વળ્યો ને શેઠના મગજ ઉપરની ટાલના રહ્યાસહ્યા વાળ પણ સળવળી ઊઠ્યા. મગજ અંદર વાવાઝોડું પ્રવેશી બધું ખેદાનમેદાન કરી ગયું.

બન્યું એવું બનવાકાળે. શેઠ પલંગે આડા પડ્યા હતા. શેઠાણી પણ ઝૂલા પર બેસી પગની ઠેસે ઝૂલો ઝૂલાવતા ઝૂલણગીત ગાતાં ઝૂલી રહ્યાં હતાં.

શેઠની નજર એકાએક ધન ભરેલ તિજોરીથી સરી, ધનભરેલ કોઠીથી ઊતરી શેઠાણીના ચમકતે ચહેરે મા શીતળાએ એકેક કરી ચોમેર ચાંલ્લા ચોડી દીધેલ તેની ઉપર જઈ અટકી. જરી ખટકી પણ ખરી. શેઠે ઝીણી નજરે અંકે કરી જોયું તો એક નહીં, બે નહીં, બાર નહીં પણ અનેકાનેક ગણ્યાગણ્યા નહીં ને છાબડીમાં - ના, શેઠાણીના ચહેરે સમાય નહીં એટલા. શેઠની નજર તો બસ શેઠાણીના ચહેર-ચાંદલે ચોંટી. પાટલા ઘોની જેમ. નજરને પાછી વાળવા પ્રયત્ન કરે પણ નજર પાછી પાની કરવાનું નામ ના લે. નીરખને ગગનમાં - ના, પણ એવું નહીં. નીરખ નીરખમાં પણ ફેર. શેઠનું નીરખવું નીતરી રહે એટલે વિચારે. શેઠાણીનો આ ચાંદલેમઢ્યો ચહેરો સાવ રાતાપીળા ફૂલ ખરી પડેલ ઠૂંઠા ખાખરા પલાશ જેવો લાગે. પલાશ યાદ આવતાં શેઠના મનમગજમાં કંઈ વળી રાતુંપીળું યાદ આવ્યું ને શેઠના વિચારમાં રતાશ-પીળાશ આપોઆપ પ્રવેશી. શેઠ એક ધ્યાન વિચારી રહ્યા. શેઠાણીના ચહેરે મા શીતળાએ ચાંદલા ચોડ્યા છે તેમાં દરેક ચાંદલે ધારો કે બેત્રણ રાઈદાણા સમાય અથવા તો ચારછતલકણ માય, કાંતો અકાદ બે જુવારબાજર દાણા પણ ગોઠવી મેલી દેવાય. શેઠની વિચારધારા દાણા ગોઠવતી અટકી નહીં. અટકે ખટકે ખોટવાય કે ખોડંગાઈ ઊભી રહે તે વિચારધારા જ નહીં; એમ શેઠનું સમજવું, માનવું. શેઠ વળી એક આંગળ જમણે લમણે મૂકી કંઈક આગળનું આગળ વિચારતા રહ્યા.

વિચારમાં ને વિચારમાં શેઠ ઘણું આગળ વિચારી ગયા. દાણા શેઠાણીના ચાંદલે ચાંદલે ગોઠવી મેલીએ તે તો વળી દડી પડે. ફોગટ જાય. નકામું એટલું બીજ બગડે તો ? વધુ વિચારતાં શેઠના મનમાં પેલી પલાશફૂલની રતાશ-પીળાશ પ્રગટ થઈ. પ્રગટ થતાં જ એની પકડ મજબૂત થઈ. શેઠને સૂઝ્યું : શેઠાણીના ચહેરે ચાંદલા કાળામશ ને કોરાધાકોર પડ્યા છે તેને સોનાટીકડીએ મઢાવીએ તો કેમ ? શેઠે મનમાં જ પોતાને પ્રશ્ન કર્યો ને પોતે જ પોતાને ઉત્તર વાળતા વળી વિચાર્યું - તે જ ઠીક રહેશે. સોનું સુખરૂપ સચવાઈ રહેશે ને શેઠાણીનો ચહેરો પણ રૂપસુખ પામશે.

શેઠની વિચારધારામાં રૂપ અને સુખ કે પછી સુખ અને રૂપ આવી અટવાયા ને શેઠ થોડા આડે પાટે ચડી ગયા. શેઠ થોડું ગતમાં ગરકી ગયા. વિચારે :

ચોરીમાં ચાર ફેરા ફરતાં જેટલા ચક્કર તમ્મર ભમ્મર નો'તા ચડ્યા તે આજ આ શેઠાણી ચહેરે ચાંદલા ભાળી ચડે છે તેનું શું કરવું ? ચોરીમાં તો હું શેઠાણીની લગોલગ લગાર મારી કાયામાયા ગોઠવી બેઠો હતો. પણ મારી પારખુ નજરમાં કેમ કંઈ ના બેઠું તે હજુ લગણ આ મનમાં ઊભડક જ ઊભું ભાળું. ચોરીમાં તો શેઠાણીએ વામ લાંબો ઘૂમટો તાણે. મને શી જાણ થાય કે એમને ચહેરે ચાંદલા ઢાળેલ ઘૂમટે ઢંકાયેલ તેની ? એ થોડા ચમકતા'તા તે ચમકારે હું ચેતી જઉં ? હું કેમ કરી કળી શકું ઘૂમટામાંહે શું ઘુંટાયું દટાયું છે તે ? હશે. જે થયું તે તો થયું જ વળી. હવે બાકી કરવાને ક્યાં કાંઈ રહ્યું છે તે આ બારામાં અમથો વિચારું ? અમથો જીવ બાળી ધુમાડો કરું. અમથો અમથો મગજનું દહીં, દહીંની છાશ ને છાશનું પાણી વગર માખણે ઉતાર્યા કરું ક્યારનો તે ઠીક નહીં. હવે, શેઠાણીના ચહેરે ચાંદલા ભાળી જીવને થોડો ચચરવા દેવાશે ?

શેઠની ચાંદલા ચચરણ અટકી. શેઠ પોતાના સોના આયોજન પર આફરિન થઈ ગયા. શેઠ થોડું થોડું મલક્યા. શેઠનો મરકાટ બે હોઠને ખૂણેથી છૂટો પડી પટમાં પથરાઈ પહોળો થાય તે પહેલાં જ શેઠાણી શેઠના મરકાટનો અરથ પામી ઝૂલણ ઝૂલેથી ઊતરી લટકમટક શેઠની પડખે સરક્યા. શેઠાણીને શેઠના મરકાટ મલકાટ માપની સઘળી જાણ. શેઠાણીને શેઠના મલકાટ કોષ્ટક મોઢે. મુખપાઠ માફક સડસડાટ કોષ્ટક ગોઠવી મેલે મનોમન અને શેઠાણી તદ્અનુસાર આચરે. શેઠ તસુભાર મલક્યા હોય તો શેઠાણી શેઠમલકાટ કોષ્ટકઅનુસાર આ અરથ અને આ આચરણ. મૂછ ફરફર ફરફરી હોય શેઠના મલકાટ કારણ તો તો વળી તે તે પ્રમાણે તેનું તેવું અનુસરણ ને આચરણ પણ વળી ખરું. શેઠના મલકાટનું પ્રમાણ પ્રમાણી શેઠાણી શેઠની પડખે પોતાની જાત પાથરી બેઠા.

શેઠાણીના સરકવાનો સળવળાટ શેઠે અનુભવ્યો. આવા અનુભવથી શેઠ સાવ અજાણ તો નહીં જ. પણ વળી ક્યારેક જ અનુભવાતા આવા અનુભવનું ભાવન કરી એને આવકારી શેઠ સહેજ સજાગ થઈ ગયા. અને એમની સોના-તંદ્રા તૂટી. શેઠાણી આગળ આંખ આડા કાન કે કાન આડી આંખ, મન આડે મોકાણ કે મોકાણ આડે મન કરવા ઠીક નહીં એવું તેવું વિચારતા શેઠ શેઠાણી સામે જોઈ રહ્યા. પણ એમના મનમાં થોડો ખટકો રહી ગયો. કટાણે વેળાએ

સોના-તંદ્રા તૂટી ને તોડફોડનો અવાજ પડ્યો શેઠના મનની અંદર જ પડ્યો તે ઘણી વેળ રહી મનમાં જ શમી ગયો. શેઠને થયું, હાશ, આ તોડફોડ થઈ તે ઠીક તો ના થયું પણ બધું મનોમન સમાઈ ધરબાઈ ગયું તે તો ઠીક જ થયું. ક્યાંક સોના-તંદ્રા તોડફોડ થઈ તે શેઠાણીના પહોળા પાથરેલ ખોળે પથરાઈ વેરાઈ પડત તેને વીણી વીણી એકઠી કરવી ભારે મુશ્કેલ થાત. જે થાય તે સારું થાય અને સારા માટે થાય એવો સારાસારનો પામતોલ કાઢતાં શેઠ પણ શેઠાણી સામું ચટીક જોઈ રહ્યા. ત્યાં શેઠાણી બોલ્યાઃ

'આજ કંઈ મૂછદોર ફરફર ફરકે એવડું મલકો તમે તો ? શી વાત છે તે તો કહો મને જરી, હું પણ જાણું તો ખરી.'

શેઠ શેઠાણીના પ્રશ્ને પોતાનો મૂછમલકાટ મનદાબડીમાં ગોઠવી મેલી દાબડીનું ઢાંકણ ધબ દેતુંક બંધ કરી બોલ્યા :

'તમે જ કો મારા મૂછદોર  મલકાટનો મરમ, તમારા પેલા કોષ્ટક મુજબ તો તમે ખરા.'

શેઠના આવા અણધાર્યા ને વણકલ્પ્યા અણવિચાર્યા જવાબમાં આગળ શું બોલવું તે ઉત્તર શોધવા શેઠાણી પળવેળ ચૂપ રહ્યા. શેઠાણીને ચૂપ ભાળી શેઠે પાછી ઉશ્કરણી ઉમેરી.

'હાં, ક્યાં ગયું તમારું કોષ્ટક ગનાન ? તમારી કોષ્ટક ચોપડી ચોપાનિયાને ઉંદર કાતરી ગયું કે ઊધઈ વેતરી ગઈ કે પછી વાંદા-કંસારી ગળી ગયા ? મૂંગા શું બેઠા અમારી પેઢી પરના બુડથલ ગમાર મૂરખમુરત વાણોતરગણ સમા ? '

શેઠાણી શેઠનું સંભાષણ સાંભળી સમસમી ગયાં. પ્રશ્ન પૂરેપૂરો સમજાયો ત્યારે શેઠાણીને જાણ થઈ કે પોતાની ગણતરી એમની પેઢી પરના વાણોતરગણ ભેળી સહુ ઉપમા સમેત થાય છે. શેઠાણીને આમ સમજાય બધું. પણ થોડું થોડું. થોડી થોડી વાર રહીને. રહી રહીને થોડું સમજે કે પોતાને કાંઈ થોડું રહ્યું સહ્યું સમજાયું છે ખરું. રહી રહીને પણ રહ્યું સહ્યું થોડું સમજે ખરી એનું નામ શેઠાણી એમ શેઠ પણ કહે ક્યારેક અને શેઠાણી પોતાની રહીસહી સમજ પર હરખાય પણ ખરાં.

શેઠાણીને પણ થયું આ બધું અણસમજવું સમજવું ઠીક નહીં. પોતાની

સમજ અણસમજમાં ખપે તે પહેલાં જ સમજપૂર્વક શેઠાણી શેઠ કનેથી
કરતા પાછા ઝૂલણ ઝૂલણે જઈ ગોઠવાયાં.

શેઠને પણ થયું ચાલો ઘાત ગઈ ને વાત ગઈ. બલા ટળી તે આપ
શુભલાભ ઘડી. મોકાણ થાત જો વાત માંડીને કરત તો. મોકાણની માં
ચાલો મોકાસર ને માફકસર થઈ. મોકાણ મોકાણ વિચારતા શેઠના મ
તણખો તિખારો પડ્યો અને એકાએક એમને યાદ આવ્યું : મોકાણે
જરૂરી છે તે. પેઢી પર મોકાણવહીવટ સંભાળતા વાણોતરને, કાનોકા
આવ્યો હતો કે નમતી બપોરી વેળાએ બળદગાડું હવેલી પર મોકલવા.
થયું મોકાણિયો ક્યાંક મૂળે જ વિસરી તો નહીં ગયો હોવાને મારી
ભલામણ ? ત્યાં તો શેઠને કાને બળદ ડોકે ઝૂલતી રણઝણતી ઘૂઘરી
અવાજ પડ્યો. હાશકારો અનુભવ્યો. શેઠ મોકાણે જાવા સજ્જ થયા
પાઘડી મેલી. જાંઘ ઉપર ચડી ગયેલ ધોતિયું ઠીકઠાક સમુસૂતરું ગોઠવ્યું
ઘાલી બટન ઘાલ્યા. આંખે ચશ્મો ચોડ્યો. પગમાં ખાસડા ઘાલ્યા. એ
ગાડાખેડૂ ડેલીમાં આવી ઊભો.

ગાડાખેડૂને જોઈ શેઠ તાડુક્યા. પોંખ્યો.

'કાં મોડું થયું ? મોકાણે ગ્યો તો કે' શું ? '

' ના, શેઠ, મોકાણે તો તમારે જાવાનું છે, હું એટલે તો ગાડું લાવ્યં

'ઠીક હવે, મોકાણને મૂક મસાણે. ચાલ બેસ ગાડે. હું આવ્યો અબ

ગાડાખેડૂ ગાડે જઈ ગોઠવાયો. શેઠ શેઠાણીને કશું કહી ડેલી બારા
ગાડે ખડકાયા. શેઠની કાયા કંઈ ભારેખમ. ધૂંસરી થોડી પહેલાં ઉંચક
પાછી બળદગાડે પછડાઈ. બળદ પણ સમજ્યા કંઈ વાર ગાડે ભરા
ગાડાખેડૂએ ડચકારો દીધો ના દીધો ને ગાડું આગળ.

ગાડું ગાડાવાટે આગળ વધ્યું. શેઠની પેલી સોના-તંદ્રા પણ ચીલે
ગાડાવાટે આગળ ધપી. ગાડું ગામથી બારા નીકળી સીમ વટાવી
વધતું ચાલ્યું. વાટમાં સોનાપુર આવ્યું. શેઠે ગાડામાં બેઠા બેઠા દૂર પ
રાતાપીળા ભડકા ભાળ્યા. ભડકા ભાળી શેઠ પણ બળદ જેમ બળદ જે
ભડક્યા. ગાડાખેડૂને ઝટ પૂછી નાખ્યું; 'એલા ત્યાં શું ભડકે બળે ? કોઈ
મળી સોનું ગાળતા લાગે કે કેમ ?'

ગાડાખેડૂને શેઠનું કંઈ સમજાયું નહીં. મૂંઝાયો. ધીરે રહી કહ્યું.

' શેઠ, એ તો મસાણ. ગામને છેવાડે આવેલું મસાણ છે.'

શેઠ એમની સોના-તંદ્રામાં ગળાડૂબ હતા. એટલે ગાડાખેડૂ શું બોલ્યો તેની સમજ ના પડી : પાછી ઘોંચપરોણ કરી એટલે ગાડાખેડૂએ મસાણને સોનાસ્વરૂપ આપતાં શેઠને કહ્યું.

'શેઠ, એ તો ગામ છેવાડે આવેલું સોનાપુર છે, સોનાપુર; અને ભડકે બળે તે તો, તે તો - :

ગાડાખેડૂને અધવચ્ચે અટકાવી શેઠ બોલ્યા, 'મૂંગો મર. મને જાણ બધી, ડાહીનો નહીં તો. મને સમજાવે, મૂરખ.'

શેઠના મનમાં એકાએક આવેલું સોના-પૂર સોનાપુર પાસે જ ટકી ગયું. થોડા ખિન્ન થયા. મોકાણે નીકળેલા શેઠને વાટમાં જ કાણ થઈ. થયું. જે થાવા કાળ હોય તે જ થાવા કાળે થાય.

આગળ વધતાં ગાડું સહેજ ચીલે આવતી ઘોંચમાં પડ્યું. ગાડા પૈડું થોડી ઊંડી ઘોંચમાં ફસાઈ ગયું. કેમેય આગળ ના વધે.

શેઠ ગાડે બેઠા ધૂંવા ફૂવાં. ખીજમાં બોલ્યા : આ બળદે પણ બળદ જેવા જ લાગે. જરી અમથુંય જોર નહીં કરતા. પેઢી પરના વાણોતર ભેળાં રહી રહીને બધું એમની પાસેથી જ શીખ્યા લાગે. આળસ તો જાણે વાણોતરાને વારસામાં મળ્યો હોય તેમ ખોળે ખાંધે પાથરી બેઠા હોય જ્યારે જુવો ત્યારે. આ બળદિયાની ખૂંધે પણ આળસ બગાઈ માફક બેઠું ભાળું. એલા ખેડૂ, જરા ઘોંચપરોણ કર બળદોને, જેમ હું કરું વાણોતરોને તેમ, તો જ આ ગાડું આગળ વધશે. નહીં તો માહી મોકાણ અહીં જ પૂરી થાશે વાટમાં વગર પૂગ્યે મોકાણે.'

ગાડાખેડૂ શેઠનું લાંબું લચક સાંભળી રહ્યો. ગાડે ગોઠવેલ ડંફૂકો ઊંચકી ઉગામ્યો બળદો મેર ને બળદ ભડક્યા. ગાડું ચસક્યું ને ઘોંચ બારા નીકળ્યું.

શેઠની મોકાણ આગળ ધપી. થોડી વારે શેઠે જાણ્યું એક બળદ જરા ખોડંગાતો ચાલે ગાડું ખચકાતું આગળ વધે. શેઠે ગાડાખેડૂ મેર પ્રશ્ન કરતા હોવ એમ જોઈ રહ્યા. ખેડૂ બોલ્યો :

'બળદ છે ને તે જરી લંગડી ચાલે ચાલે. એની ખરીમાં શૂળ ભરાઈ ગઈ હોય એમ લાગે મને.'

ખેડૂનું સાંભળી શેઠના મનમાં પાછો ચમકારો થયો. સોના-તંદ્રાનો તૂટેલ તાર પાછો સંધાતો હોય એમ શેઠને લાગ્યું. આખો અનુસ્વાર ઓગાળી શેઠે લંગડીનું લગડી સાંભળ્યું. સાંભળ્યું જ નહીં ફક્ત, સમજ્યા પણ ખરા.

શેઠની સમજ પણ સમજણી. એટલે વળી પાછી સોના-તંદ્રા આગળ વધી. સોના-પુર ને લગડી ને એવું તેવું વિચારતા મોકાણે મહાલતા શેઠ વાટમાં જ સોનું સોનું થઈ ગયા. મનોમન હરખાયા. આટલા બધા સોનાનું શું કરવું તે વિચારી હરખ હિલોળે હીંચ્યા. હરખ હૈયે ના સમાયો તે હોઠે આવી ઉભરાયો. હરખમાં ને હરખમાં શેઠ ગાણું ગાવા મંડ્યા.

'એક બંગલા બને ન્યારા, એક બંગલા- ' એવું મોટા ઘાંટે વેરાન વાટે ગાડે બેઠા બેસૂરું શેઠ ગાણું ગાવા લાગ્યા.

ગાડાખેડૂ પણ વળી મૂંઝાયો. ઉજ્જડ વેરાન વાટે શેઠ હવેલી છોડી બંગલે ક્યાં પૂગી ગયા તે વિચારી રહ્યો.

ઘાંટે ગવાતા ગાણામાં બંગલાનું બગલા થઈ જતું અને અનુસ્વાર ઘાટા પડઘે ઓગળી જઈ શેઠના કાને અફડાતો. શેઠનું બંગલા બગલા ગાણું સૂણી ગાડાખેડૂ મનોમન મરકી રહ્યો. શેઠ સ્વ-સૂર પડઘો સુણીસાંભળી ચમકી ગયા અને બંગલાનું બગલા સુણી અચરજ અનુભવી. શેઠને થયું આ ગાણું ચસકે છે કે પછી મારું માથું? ઝાઝી જાણ ન થતાં માથે પહેરેલ પાઘડી સમેત માથું ખંજવાળવા મંડ્યા. ખંજવાળથી કંઈ આંગળીએ અનુસ્વાર આવી અટકી ચડે નહીં પણ એકાદ જૂ-લીખ આગળ ટેરવે હરતી ફરતી રમતી ઝૂલતી શેઠે ભાળી ખરી.

મોકાણે જાતા શેઠનું ધીમે આગળ વધી રહ્યું. આગળ ઉપર આવી ચડેલ જૂ લીખને શેઠ ઘડીવેળ એકીટશે જોઈ રહ્યા. આ જ છે મારી સોના-તંદ્રાનો શત્રુ. આ મીંડુ જ મારા માથામાં ઘર કરી બગડીનું બંગડી કરી મેલે છે ને વળી ક્યારેક બંગલાનું બગલા પણ. ખીજમાં ને ખીજમાં હાથ ઝાટકી આગળ બેઠેલ જૂ-લીખને પટમાં ફેંકવા પ્રયત્ન કર્યો. હાથ ઝાટકતા શેઠના મનનું બધું તળિયા ઝાટક થઈ ગાડામાં પથરાઈ પડ્યું. ગાંડાઘેલા થઈ શેઠ પાછા ઘાસમાં ખોવાઈ ગયેલ સોઈ શોધતા હોય તેમ પોતાની સોના-તંદ્રા શોધવા આમતેમ હવાતિયાં મારતા કેટલીય વાર બગ હાથ પસવારતા રહ્યા.

## સ્ટૂલ / અલગારી

કમ્મર વર્ષો સુધી ટટાર રહી, વાંસે ધબ્બા ખાધા એટલે તો ખરી જ, પણ અઢેલ્યા વિના સ્ટૂલ પર બેસવાનું બન્યું એટલે ! સ્ટૂલ બેઠા વિના કરોડરજ્જુનો પરિચય શરીરસાત નથી થતો. અમારા ઘરમાં સમાજવાદી ફર્નિચરના બેએક નંગ હતા, તેમાંનું એક તે ચારપગું સ્ટૂલ ! એ શબ્દ બોલતા, 'ટૂ' બોલતા જે જુસ્સો અનુભવાય છે તે તો ૧૦૮ વાર સ્ટૂલ શબ્દ બોલો તો સાક્ષાત્કાર થાય. રાષ્ટ્રભાષાનો પ્રચાર ને પ્રભાવ એ પડ્યો કે હવે મામલો વારંવાર 'ટૂલ પકડે છે !' અમે તો સ્ટૂલ પકડતા અને છતને કે કબાટના ઉચ્ચ સ્થાને પહોંચવા સ્ટૂલ પકડીને ઘરમાં ફરતા. વરઘોડામાં ફરતી પેટ્રોમેક્ષ બત્તી જોઈ ? એ સ્ટૂલ પર ઊભેલી હોય છે ! જડી દેવામાં આવી એ ગૌણ છે પણ ઊભી કરવામાં આવી એ મહત્ત્વનું છે ! સ્ટૂલના પોલાણમાં માથું નાખી વરઘોડાનો માણસ તો માથે મણિ રાખી ફરતા નાગરાજ જેવો લાગે ! બત્તીનેયે હવાફેર કરવાનું મન થાય, તેનેયે મને કોઈ માથે મૂકીને ચાલે એવા ગૌરવની ઇચ્છા હોય, તે પૂર્ણ કરનાર સ્ટૂલ ! પગે પહોળું ને ઉપર સંકોચ સ્વરૂપનું !

અમને અને સ્ટૂલને સ્થાનભ્રષ્ટ થવું પડ્યું નથી. ઘરમાંથી ઓટલે જવું હોય, ગરબા જોવા હોય, (અનાયાસ સંભળાય એ તો બાયપ્રોડક્ટ થઈ) તો સ્ટૂલ લઈને ઓટલે લઈ જાવ, સ્ટૂલ પર બેસો ! સ્ટૂલ પર બેસવાનું જ નહીં, ઊભા રહેવાનું સ્વીકારો તો સ્ટૂલ અને પોતાને સ્થાનભ્રષ્ટ થવાનું હોય જ નહીં.

શેરીમાં પરિવ્રાજક સુથાર કાંખે છોકરું નહીં. સ્ટૂલ લઈને આવ્યો. વડીલને

ખેડૂનું સાંભળી શેઠના મનમાં પાછો ચમકારો થયો. સોના-તંદ્રાનો તૂટેલ તાર પાછો સંધાતો હોય એમ શેઠને લાગ્યું. આખો અનુસ્વાર ઓગાળી શેઠે લંગડીનું લગડી સાંભળ્યું. સાંભળ્યું જ નહીં ફક્ત, સમજ્યા પણ ખરા.

શેઠની સમજ પણ સમજણી. એટલે વળી પાછી સોના-તંદ્રા આગળ વધી. સોના-પુર ને લગડી ને એવું તેવું વિચારતા મોકાણે મહાલતા શેઠ વાટમાં જ સોનું સોનું થઈ ગયા. મનોમન હરખાયા. આટલા બધા સોનાનું શું કરવું તે વિચારી હરખ હિલોળે હીચ્યા. હરખ હૈયે ના સમાયો તે હોઠે આવી ઉભરાયો. હરખમાં ને હરખમાં શેઠ ગાણું ગાવા મંડ્યા.

'એક બંગલા બને ન્યારા, એક બંગલા- ' એવું મોટા ઘાંટે વેરાન વાટે ગાડે બેઠા બેસૂરું શેઠ ગાણું ગાવા લાગ્યા.

ગાડાખેડૂ પણ વળી મૂંઝાયો. ઉજ્જડ વેરાન વાટે શેઠ હવેલી છોડી બંગલે ક્યાં પૂગી ગયા તે વિચારી રહ્યો.

ઘાંટે ગવાતા ગાણામાં બંગલાનું બગલા થઈ જતું અને અનુસ્વાર ઘાટા પડઘે ઓગળી જઈ શેઠના કાને અફડાતો. શેઠનું બંગલા બગલા ગાણું સૂણી ગાડાખેડૂ મનોમન મરકી રહ્યો. શેઠ સ્વ-સૂર પડઘો સુણીસાંભળી ચમકી ગયા અને બંગલાનું બગલા સુણી અચરજ અનુભવી. શેઠને થયું આ ગાણું ચસકે છે કે પછી મારું માથું? ઝાઝી જાણ ન થતાં માથે પહેરેલ પાઘડી સમેત માથું ખંજવાળવા મંડ્યા. ખંજવાળથી કંઈ આંગળીએ અનુસ્વાર આવી અટકી ચડે નહીં પણ એકાદ જૂ-લીખ આગળ ટેરવે હરતી ફરતી રમતી ઝૂલતી શેઠે ભાળી ખરી.

મોકાણે જાતા શેઠનું ધીમે આગળ વધી રહ્યું. આગળ ઉપર આવી ચડેલ જૂ લીખને શેઠ ઘડીવેળ એકીટશે જોઈ રહ્યા. આ જ છે મારી સોના-તંદ્રાનો શત્રુ. આ મીંડુ જ મારા માથામાં ઘર કરી બગડીનું બંગડી કરી મેલે છે ને વળી ક્યારેક બંગલાનું બગલા પણ. ખીજમાં ને ખીજમાં હાથ ઝાટકી આગળ બેઠેલ જૂ-લીખને પટમાં ફેંકવા પ્રયત્ન કર્યો. હાથ ઝાટકતા શેઠના મનનું બધું તળિયા ઝાટક થઈ ગાડામાં પથરાઈ પડ્યું. ગાંડાઘેલા થઈ શેઠ પાછા ઘાસમાં ખોવાઈ ગયેલ સોઈ શોધતા હોય તેમ પોતાની સોના-તંદ્રા શોધવા આમતેમ હવાતિયાં મારતા કેટલીય વાર બગ હાથ પસવારતા રહ્યા.

## સ્ટૂલ / અલગારી

ક્મ્મર વર્ષો સુધી ટટાર રહી, વાંસે ધબ્બા ખાધા એટલે તો ખરી જ, પણ અઢેલ્યા વિના સ્ટૂલ પર બેસવાનું બન્યું એટલે ! સ્ટૂલ બેઠા વિના કરોડરજ્જુનો પરિચય શરીરસાત નથી થતો. અમારા ઘરમાં સમાજવાદી ફર્નિચરના બેએક નંગ હતા, તેમાંનું એક તે ચારપગું સ્ટૂલ ! એ શબ્દ બોલતા, 'ટૂ' બોલતા જે જુસ્સો અનુભવાય છે તે તો ૧૦૮ વાર સ્ટૂલ શબ્દ બોલો તો સાક્ષાત્કાર થાય. રાષ્ટ્રભાષાનો પ્રચાર ને પ્રભાવ એ પડ્યો કે હવે મામલો વારંવાર 'ટૂલ પકડે છે !' અમે તો સ્ટૂલ પકડતા અને છતને કે કબાટના ઉચ્ચ સ્થાને પહોંચવા સ્ટૂલ પકડીને ઘરમાં ફરતા. વરઘોડામાં ફરતી પેટ્રોમેક્સ બત્તી જોઈ ? એ સ્ટૂલ પર ઊભેલી હોય છે ! જડી દેવામાં આવી એ ગૌણ છે પણ ઊભી કરવામાં આવી એ મહત્ત્વનું છે ! સ્ટૂલના પોલાણમાં માથું નાખી વરઘોડાનો માણસ તો માથે મણિ રાખી ફરતા નાગરાજ જેવો લાગે ! બત્તીનેયે હવાફેર કરવાનું મન થાય, તેનેયે મને કોઈ માથે મૂકીને ચાલે એવા ગૌરવની ઇચ્છા હોય, તે પૂર્ણ કરનાર સ્ટૂલ ! પગે પહોળું ને ઉપર સંકોચ સ્વરૂપનું !

અમને અને સ્ટૂલને સ્થાનભ્રષ્ટ થવું પડ્યું નથી. ઘરમાંથી ઓટલે જવું હોય, ગરબા જોવા હોય, (અનાયાસ સંભળાય એ તો બાયપ્રોડક્ટ થઈ) તો સ્ટૂલ લઈને ઓટલે લઈ જાવ, સ્ટૂલ પર બેસો ! સ્ટૂલ પર બેસવાનું જ નહીં, ઊભા રહેવાનું સ્વીકારો તો સ્ટૂલ અને પોતાને સ્થાનભ્રષ્ટ થવાનું હોય જ નહીં.

શેરીમાં પરિવ્રાજક સુથાર કાંખે છોકરું નહીં. સ્ટૂલ લઈને આવ્યો. વડીલને

ત્યારે ઊભા રહેવાનું ચોઘડિયું નહીં પણ મુહૂર્ત તે સુથાર અને વડીલની દૃષ્ટોદૃષ્ટ મળી. સુથારની આંખમાં ચમક આવી. 'લેવું છે ?' એવો પ્રશ્ન ઉદ્ગાર રૂપે પ્રગટ થયો. કેટલાયે ઉદ્ગારને આપણે પ્રશ્ન માની લઈએ છીએ તો કેટલાક પ્રશ્નને ઉદ્ગાર ! આવી લીલા ચાલ્યા કરે છે એટલે કૃષ્ણની જેમ આપણે પણ લીલાપુરુષ છીએ. વડીલ પણ પ્રાજ્ઞ એટલે કહે કે આપવું હોય તો બોલ ! પેલાએ કાંખેથી છોકરું ઉતારે એમ સ્ટૂલ ઓટલે ઉતાર્યું. વડીલે એની સપાટી પર હાથ ફેરવ્યો, પગ દાબી જોયા, ભલે થોડો સમય પણ વિશ્રંભ વાર્તાલાપ ચાલ્યો એનો સાર એ કે વડીલના બેલેન્સમાંથી પાંચેક રૂપિયા ગયા ને ઘરમાં સ્ટૂલ આવ્યું અને એનો કબજો સત્તાવાર ભલે રહ્યો પણ એનો ભોગવટો તો અમે જ કર્યો. સ્ટૂલ શું આવ્યું જાણે અમારે માટે ઘરમાં ઓટોમેશન સિસ્ટમ આવી ! કબાટ પર ચઢાવેલા પોટલામાં પોતાની પ્રિય ચોપડી છે. તેનું નામ એકાએક યાદ આવ્યું, તેના દર્શનની ઇચ્છા થઈ ! (અમને વળી અભીપ્સા થાય ?) તો સ્ટૂલ લઈને પહોંચો કબાટ પાસે, સ્ટૂલ પર ચઢો, કબાટના માથેથી પોટલાનો ભાર, ઘડી ચપકાપુણ્ય, તેયે અજાણ્યે થઈ જાય એમ, ઉતારો. પછી પોટલા પરની ધૂળ પ્રથમ ખંખરો, પોટલામાંથી ચોપડી કાઢો, એને ફેરવી જુઓ, રાખી લઈ, ફરી પોટલું બાંધી ગરૂડે ચઢી નહીં, સ્ટૂલે ચઢી કબાટના માથે ચડાવી દો. વળી પટાવાળાએ પોતાનો ખૂણો નક્કી કર્યો હોય તેમ સ્ટૂલે પસંદ કરેલા (એમ માનવું ! આપણે ત્યાં માન્યતાથી પ્રતિષ્ઠા સત્ય જેટલી છે !) ખૂણે મૂકી આવવું. અને સ્ટૂલ વૃક્ષ જેટલું જ તટસ્થ હોય છે ! ફેર એટલો જ કે સ્ટૂલની તટસ્થતા ફરતી હોય છે. અમને ઘણી વાર એવો વહેમ પડ્યો છે કે, ઘરમાં સ્ટૂલ છે એટલે જ છત પરથી લટકતો છતાં ચોક્કસ ઊંચાઈએ રહેતો વીજળીનો બલ્બ ઘરમાં સ્ટૂલ છે એટલે જ પ્રથમ આંખ મીંચામણાં કર્યા પછી ઑફ થઈ જતો હશે કે વીજળી ઝપ્પ દઈને ચાલી જતી હશે ! સ્ટૂલને બલ્બની નીચે લઈ જાવો, તેના પર જુસ્સાભેર ચઢો, બલ્બની સરતપાસ નહીં, કારણ કે પોતે 'સર' નહીં. હોય તો એક માત્ર જાત, એટલે જાતતપાસ કરો. બલ્બ હલાવી અંદરનો તાર લટકી ગયો હોય તો બલ્બને હલાવીને ચોંટાડી ફરી પ્રકાશને પ્રગટ કરો. પુનર્જીવન બધી વખતે શક્ય નથી હોતું એટલે મોટે ભાગે તો બલ્બને બદલવો પડે. પણ આ જાતતપાસ, તેયે વળી છત

સુધીની ઊંચી અને જાતમહેનત એ સ્ટૂલને કારણે જ થતી ! દરેક વખતે કંઈ ખીલીનું સ્થાન ઊંચે હોય એવું નહીં, અરે સ્થાન હોય એ અનિવાર્ય પણ નહીં હોય, પણ ઘરમાં ભીંત છે તો તેમાં ખીલી ન ઠોકીએ ? એવી ચેલેન્જ મળે એટલે ભીંત પાસે સ્ટૂલ લઈ જઈ ખીંટી ઠોકીએ. પછી ખીંટીનેય અડવું અડવું નહીં લાગે, બલકે પોતે ખમતીધર છે એવું ગૌરવ પણ તે અનુભવે એ માટે તેના પર કેલેન્ડર માગીને મેળવી લીધેલું હોય ! કોઈ શહેનશાહનું સિંહાસન ન કરી શકે એવું કામ સ્ટૂલ કરે ! આપણે કરી શક્યા તે સ્ટૂલના બંધુકૃત્યે એટલે કર્તા રૂપેના યશ એને જ ઘટે ! ભીંતે શણગાર વધ્યો સ્ટૂલ આવ્યા પછી એટલે વડીલે સ્ટૂલ વસાવ્યું મને કે કમને, તે ભીંતની પ્રેરણાથી એવું અમને રહીરહીને લાગ્યા કરે છે. અત્યારે તો અમે જ હચમચી ગયેલા છીએ, સ્ટૂલને હચમચાવ્યું તેના પ્રત્યાઘાતરૂપે પણ એવું બન્યું હોય ! પણ અમે જીવનમાં કોઈને યે 'ટેકો' કર્યો હોય તો સ્ટૂલને ! બલકે ઘણો ટેકો કર્યો તેયે વારંવાર ! અત્યારે અમે બંને સમાન હચમચેલા છીએ છતાં સાવ નિવૃત્ત નથી. વડીલે કોઈ વાર સ્ટૂલ બેસીને નિરાંત બીડી પીધી છે – એ દૃશ્ય આંખ સામે તરે છે. જાતે ચિત્રકાર હોત તો એમનું એવી સ્થિતિનું તૈલચિત્ર દોર્યું હોત અને ભીંતનું કેટલુંક રોકાણ દૂર કરી એજ સ્ટૂલ પર ચઢી એ તૈલચિત્ર ટાંગ્યું હોત !

આ જન્મે નહીં તો ગયા જન્મે આ જીવે કોઈ કોઈ દોષ કર્યા હશે એટલે કોઈ કોઈ વાર સરકારી કાર્યાલયે જવાનું બન્યું છે. એ કાર્યાલયના તમામ અનુભવો વીસરાઈ ગયા એના યશ, ઑફિસ બહાર સ્ટૂલ પર બેઠેલા પટાવાળાના અનુપમ દૃશ્યને કારણે. ખુરશી પર બેઠેલા સાહેબ કરતા સ્ટૂલ પર બેઠેલા પટાવાળાનું દૃશ્ય વધારે પ્રેરક, મનભર અને સ્મૃતિપટે અંકાઈ ગયેલું છે ! સાહેબો બદલાય ખુરશીય બદલાય પણ ધ્રુવ સત્ય જેવા સ્ટૂલ અને પટાવાળો એમના સ્થાને નિશ્ચળ હોય ! સાહેબની ગેરહાજરીમાં સ્ટૂલ પર બેસી નિરાંતે બીડીના કસ ખેંચતો પટાવાળો નિજાનંદી કરતા બ્રહ્માનંદી વધારે લાગે ! પટાવાળાનું સ્ટૂલ જરા ઊંચું, એના શરીરનું કાઠુ કાઠુમકરાણી જેવું છતાં અમને તો મંત્ર જ અંતરેથી ઊગેલો. શિવમંદિરે નંદીના માથે ફૂલ ચઢાવ્યા વિના શિવલિંગ પર પીળા કરેણનાં ફૂલ ચઢાવવા ન જવાય તેમ, સ્ટૂલ પર બેઠેલા પટાવાળાને આદરપૂર્વક મળ્યા વિના કેબિનમાં ખુરશી પર બેઠેલા

સાહેબ પાસે ન જવાય, ચોક્કસ અંતર રાખી ઊભા ન રહેવાય.

જીવનના કેટકેટલા વિષાદભર્યા સમયે બેસવા જેવું અને બેસીને વિચારવા જેવું સ્ટૂલ પર જ લાગ્યું છે. સ્ટૂલ પર એકાકી ઓરડામાં બેઠા હો એ આખું સિચ્યુએશન અનન્ય હોય છે. સ્ટૂલ સાથેના એકાંતે, સ્ટૂલ પર બેસીને વિચારવાને કારણે જ મધ્યમવર્ગના માણસને જ લભ્ય એવા ઉકેલા મળ્યા છે. હિમાલયની ગુફાના પથરા પર બેસી વિચાર્યું હોત તો એ ઉકેલો ન મળ્યા હોત !

જૂના ઘર સાથે પેલું સ્ટૂલ પણ ગયું તે પછી નવા ઘરે પણ નવા પ્રશ્નો આવ્યા છે. પ્રશ્નોય માણસની સાથે જ ઘર બદલે છે ! પણ બેસવાનું સ્ટૂલ ન હોવાથી ઉકેલ ઝટ સૂઝતા નથી.

**કાફલાનો એક**

*જુદો બધાથી પડું છું રહી બધા સાથે.*
*કે મારો માર્ગ હું કાપું છું કાફલા સાથે.*

અજંપોત્સવી રચનાઓ એક સાથે વાંચવા મળી ત્યારે ૧૯૮૨થી તે ૧૯૯૫ સુધી વર્તમાન ગઝલનો સ્થિર પાયો રચી આપનારી એક સામૂહિક પ્રવૃત્તિ ગુજરાતવ્યાપી ચાલી તેના અદના સાક્ષી રૂપે કહો કે કાફલામાંના એક રૂપે સફર કરી હતી તે આખો સમય ફરી જીવવા લાગ્યો હોવાનું અનુભવ્યું. ભાઈશ્રી 'અંજુમ' તો ૧૯૪૨ પછી મળ્યા અને સૌમ્યપ્રકૃતિનો એ ખાનદાન જીવ મુશાયરાના મંચ પર છેલ્લા તબક્કામાં ક્યારેક જ આવ્યો હશે. પરંતુ એક આત્મીય સર્જક રૂપે અમારો સંબંધ આજ સુધી રહ્યો છે. જાતની જાહેરાત અને જૂથવાદના સાહિત્યજગતમાં એવા સાહિત્યાનુરાગી, સાહિત્યના મૂગા અભ્યાસી 'અંજુમ'એ મહાકવિ ઇકબાલના ફારસી ભાષામાં અને થોડા ઉર્દૂ ભાષામાં રચાયેલા શેરોના 'ઇકબાલી મુક્તકો' રૂપે અનુવાદ કર્યો તે સંગ્રહ રૂપે પ્રગટ થયો. એક દિવસ અચાનક દિલ્હીની સાહિત્ય અકાદમીનો પત્ર આવ્યો કે અકાદમી 'ઇકબાલી મુક્તકો' માટે અનુવાદકને અનુવાદ માટેનું રૂપિયા દશ હજારનું ઇનામ જાહેર કરે છે ત્યારે મારા આનંદાશ્ચર્યનો પાર ન રહ્યો. ખૂણે બેસી કોઈ માણસ નોંધપાત્ર કામ કરે છે એ જોનારું કોઈક તો છે એ પ્રતીતિ પ્રસન્નકર બની.

સૂરત જિલ્લાના વાલોડ ગામ વિશે યોગ્ય જ કહેવાયું છે કે ત્યાં વિશિષ્ટ

માણસો પ્રગટ થયા છે. 'અંજુમ' સૂરતની અંજૂમને-ઈસ્લામની હાઈસ્કૂલમાં શિક્ષક રૂપે જોડાયા ત્યારથી અમારી મૈત્રી ગાઢ થઈ એની પ્રાથમિક ભૂમિકા ગઝલની પણ સાહિત્ય સુધી વિસ્તરેલી. મારે કેટલાંક સામયિકોનું સંપાદન કરવાનું આવ્યું તે સમગ્ર સમયગાળામાં એમની પાસે રચના મેળવી પ્રગટ કરવાનો અનાયાસ ઉમળકો મને રહ્યો છે. ઉર્દૂ ફારસીના અભ્યાસી અંજુમભાઈ પાસે મારે ફારસી, ઉર્દૂ શાયરી અને અરબી છંદશાસ્ત્ર વિશે કેટલુંક કામ કરાવવું હતું પણ એમના મોટાભાઈ લંડનની સરકારી હૉસ્પિટલમાં ડૉક્ટર એટલે એમણે 'અંજુમ'ને બ્રિટન તેડાવી લીધા ત્યારથી, પાંત્રીસ વર્ષથી તેઓ ત્યાં છે એટલે અંગત સાહિત્યિક ચર્ચા અને શું થઈ શકે તેવા નિર્ણયની કોઈ ભૂમિકા ન રહી અને એ એટલા સૌમ્ય પ્રકૃતિના છે કે પોતા તરફથી ક્યારેક ગઝલ આપે, ભારત આવે તો કલાક બે કલાક મળીએ. મૈત્રીનો સંવાદ જે નીપજાવે તે સહચિંતન તેમાંથી પ્રેરાતી પ્રવૃત્તિ પણ હોય છે. 'પ્યારા બાપુ' માસિકનો સંપાદક હતો ત્યારે એમની પાસે પ્રેરક પ્રસંગો લખાવી પ્રગટ કરતો રહ્યો. મૂળે સર્જક પ્રકૃતિના ચિત્રકારો ગાંધીભાઈઓને એ એટલા ગમ્યા કે એક પાઠ્યપુસ્તકના કક્ષાની 'અલ્લાહના બંદા' પુસ્તિકા પ્રગટ કરી. બ્રિટનના કવિ લેખકો જલસા કરે છે, અહીંના કવિલેખકો ત્યાં આંટાફેરા મારે છે પણ આ માણસ કે તેની હેસિયત વિશે અજાણ રહેવાનું, અસ્પૃશ્યતાનું સુખ અનુભવતા હશે !

આ સંગ્રહમાંની મોટા ભાગની ગઝલો, મુક્તકો ૧૯૫૭ સુધીના ગાળાની હશે, અમારા સંગ્રહો સાથે એનો સંગ્રહ પ્રગટ થવો જોઈતો હતો તો કાળન્યાય પણ મળ્યો હોત. જે માણસ હાઈકુ લખી શકે તે આધુનિક સાહિત્યપ્રવાહોથી અજાણ તો ન જ હોય. એમણે વિશ્વસાહિત્યમાં આદર પામેલા સર્જકોનાં કેટલાંક કાવ્યોનાં પોતાની પસંદગીએ અનુવાદ પણ કર્યા છે પરંતુ ગઝલ માટે એમણે અભ્યાસ અને પ્રતીતિએ પરંપરા-રિવાયત સ્વીકારી છે. વતનની સ્મૃતિમાં લખાયેલા આ મુક્તકની ચોથી પંક્તિ જુઓ :

દૂર રહીને દેશની નજદીક થાતો જાઉં છું,
ત્યાં વિતાવ્યાં'તાં જે વરસો યાદ આવે છે ઘણાં,

શક્ય છે કે જોઈ લઉં છું દેશને એમાં કદાચ,
વાદળો આકાશમાં નકશા બનાવે છે ઘણા.

પરંપરિત ગઝલોનું જે ભાવજગત પ્રતીકો દ્વારા સર્જાય છે તે હોય તો સાકી/સૂરા પ્રતીકો જે સંક્ષેપ કરે છે, સૂચક બને છે એની પ્રતીતિ થાય. સૂરા એટલે જીવવા માટેનો એક વ્યાકુળ તરફડાટભર્યો જુસ્સો. પ્રતીકપ્રયોજનનો હેતુ સમજીએ તો બધું સરળ, સાર્થ થઈ જાય છે.

આ સંગ્રહમાંની તમામ રચનાઓનો આંખે ઊડીને વળગે એવો વિશેષ એ છે કે કાવ્યપ્રવાહ એકસરખો વેગવંતો છે અને ભાષા એકસરખી સાદી બોલચાલની છે. કવિને જાણે અટકી અટકીને કહેવાની મુશ્કેલી જ નથી ! આવેગ આનંદ અને વિષાદના સંવેદનની વ્યાકુળતા, વ્યગ્રતામાંથી આવે છે. કવિ ભાવજગતમાં જુદું જુદું વિચારે છે પણ મિજાજ વ્યાકુળ અજંપાનો જ રહ્યો છે. ગઝલમાં શે'રે, શે'રે જુદા ભાવ હોય પણ સહજ ભાષા અને તેનો વેગીલો પ્રવાહ રચનાઓનું એક સ્વરૂપ અનાયાસ રચે છે. જુદા જ વિષયની રચના કરતી વેળાયે કવિ પોતાથી જુદા પડતા નથી, સળંગ જ રહે છે એને સર્જકની પોતીકી મુદ્રા કહેવી હોય તો કહી શકાય. પરંપરાનો અર્થ પરિચિતા પણ છે. આ શે'રમાં જે આત્મીય પરિચિતા પ્રગટ થાય છે એવી પરિચિતતા હોય તો પરંપરાની ગઝલ પણ આસ્વાદ્ય બને છે :

પરિચિત હોય જે પગલાના શ્વાસની 'અંજુમ',
તે બારણાને ટકોરાની પણ જરૂર નથી.

'હાશ, પહોંચ્યા'ના ભાવે લેવાતો શ્વાસ સૂચકપણે જુદો હોય, તે સાંભળનાર આત્મીયજન ટકોરો પડવાની રાહ બારણું ખોલવા માટે ન જુએ. 'સહૃદયભાવન' જેવા ભારેખમ અપરિચિત શબ્દો હું નથી પ્રયોજતો.

ભૂલા પડ્યા વિનાનું ભટકવાનું હોય તો,
ચાલ્યા કરું હું, જો તને મળવાનું હોય તો.

પડઘાતો રૂહે છે કાનમાં  દુનિયા બધીનો શોર,
તારો અવાજ એમાં ભળે તો ગઝલ કહું.

ગઝલની અતિરંજિત રંગદર્શિતા કરતાં આ રંગદર્શિતા નીતરી અને માર્મિક છે અને સામાન્યપણે કંઈ કહેવાનું હોય તે કહેવાય, એવા કશા ઠાઠ, ફોનેટીક ઘોંઘાટ વિનાની છે, ભાવકે તે માણવાની છે.

દરેક સર્જક પાસે 'એંઠો' શબ્દ આવે છે. અનેક જીભોએ એંઠો કરેલો, ચોક્કસ સ્વાદ વળગ્યો હોય એવો શબ્દ, ખૂબ લોકપ્રિય પેય જેવા બજારુ શબ્દને બદલે નીતર્યા મેઘજળ જેવો શબ્દ આવે ત્યારે કસોટી સર્જકની નહીં, ભાવકની થાય છે.

સુંદર છે, ચિત્રમય છે, પણ અમને નથી કબૂલ,
વાદળ બનીને માત્ર ગરજવાનું હોય તો.

ન કાં રળિયામણો લાગે વિરહ પણ,
હવે તો દૂર ડુંગર થઈ ગયો છે.

પાડે સોહિણી ચીસ હજીયે,
ફૂટેલી ગાગરની માટી.

તમામ રચનામાં રવાની, ગતિવેગનો અનુભવ થાય છે પણ બે શે'ર જુઓ :

વીંધી શક્યો નહિ જ્યારે બરફના વાદળને
તો વ્હીલું મોઢું લઈ વળી ગયો તડકો.

સૌ બિન્દુઓના ઐક્યનો એવો પડ્યો પ્રભાવ,
ઝીલી શક્યાં ન ભાર તો વાદળ તૂટી પડ્યાં.

આ બંને શે'રની પ્રથમ પંક્તિ સામાન્ય લહેજામાં વહે છે પણ બીજી પંક્તિ ભાવાનુકૂલ પકડેલી ગતિએ આગળ વધે છે પણ 'વાદળ તૂટી પડ્યાં' શબ્દમાં અચાનક ઘટના બનવાનો વેગ અનુભવાય છે.

કે પડછાયો હતો રણનો, ગયો ક્યાં ?
મેં જોયો તો હતો દરિયો, ગયો ક્યાં ?

અહીં સામાન્ય ગતિએ પ્રશ્ન થાય છે, પણ બીજી પંક્તિમાં એ વેગ પકડે છે અને તે 'ગયો ક્યાં ?' રદીફને તારસ્વરે લઈ જાય છે. આવી કેટલીક ચર્ચા કોઈ કોઈ ઉદાહરણ સાથે કરવા જેવી છે.

ગઝલો પરંપરિત વિષયોની છે તો અંધકાર, શહેરમાં, એકલતા, રસ્તા, મૌન, માટી, ભીંત પર ફૂટપાથ પર ખુશ્બૂ જેવી અલગ પડતી ગઝલો પણ છે તો હળવી ગઝલ, સૂઈ જા, ચિંતા ન કર એવી અલગારી મિજાજની ગઝલ પણ ધ્યાન ખેંચે છે, હઝલ તો પોતે જ સૂચક છે તો 'સંવાદી ગઝલ'માં માણવા જેવી માર્મિક પ્રસન્નતા છે. આખી કૃતિ એક જુદો જ ગઝલ રંગ પ્રગટ કરે છે. કવિ વિવિધ રસ પ્રગટાવવાની શક્તિ ધરાવે છે. માનવી એક સિક્કાની બીજી બાજુમાં તો કહેનાર સીધો જ પ્રગટ થાય છે - એમાં વેધકતા છે.

'ઇકબાલી મુક્તકો'ના કવિને એ પ્રકાર સિદ્ધ થઈ ગયો છે.

શું કહું 'અંજુમ' આજ રસ્તામાં
એક બાળા મને રડાવી ગઈ;
એ પડી ગઈ ને મેં ઉઠાવી, તો
નાક એનું ચઢાવી ચાલી ગઈ.

અચાનક ઊઠ્યા શાંતિનો ભંગ કરતા
કૂવેથી સખીઓના હસતા અવાજો;
નકી કોઈ પનિહારી લપસી પડી છે,
સૂણું છું ઘડા ફૂટવાના અવાજો .

જ્યાં ક્ષિતિજની ગોદમાં સંધ્યા ઢળે,
સર્વ કોઈ ઘર ભણી પાછા વળે;
શહેરમાં ગયેલા પતિની વાટમાં,
એક વૃદ્ધાનો હજી દીવો બળે.

આવાં આસ્વાદ્ય શબ્દચિત્રો પણ મુક્તકોમાં મળે છે.

ઉર્દૂ નઝમ વાંચી / સાંભળી હોય કે એ વિશે જાણ્યું હોય તેઓ આ સંગ્રહની નઝમોમાં રજૂઆતનો વેગીલો જુસ્સો છે તે સમજી માણી શકશે. કવિને જાણવા કવિના મૂળ સુધી જવું પડે એટલું જ નહીં, કાવ્યપ્રકારના મૂળ સુધીયે જવું પડે. એક જ વિષયની ગુજરાતી કવિતા કરતાં એની રજૂઆત જુદી જ પડે. ગુજરાતીમાં ગઝલકૂળના અન્ય કાવ્યપ્રકારોમાં કત્અ્ સિવાયના કાવ્યપ્રકારો પ્રચલિત નથી. ગુજરાતી ભાષામાં સ્ટાંઝાનું બનેલું ગીત છે એટલે ગઝલકૂળના એવા સ્ટાંઝાવાળા કાવ્યપ્રકારો ખાસ પ્રચલિત નથી. ગુજરાતીમાં 'હાઈકુ'ના તો સંગ્રહ થયા છે. ત્રણ હાઈકુમાંના બે તો કવિને બ્રિટનના હવામાને આપ્યાં છે. અને 'અંજુમ'ની સર્જકતાનો પરિચય સ્વતંત્ર શેરોમાં મળે છે. એક જ રદીફની ગઝલમાં શેરનું પ્રખર ચોટદાર સ્વરૂપ, વેધકતા ક્યારેક જ પ્રગટે છે પણ પ્રાસ, રદીફના બંધન વિના માત્ર વિચારને વ્યક્ત કરવા શે'ર રચાય છે ત્યારે માત્ર બે પંક્તિમાં રહેલી શક્યતા તાગી, પ્રગટ કરી શકાય છે -

હવે તો ગમતી નથી કડવી વાત કોઈને,
કે ચસ્કો જીભનો લાગ્યો છે કાનને હવે !

'ચસ્કો' શબ્દ પ્રયોજને કવિએ સ્મિત સાથે માણસની મનોવૃત્તિને અહીં આબાદ પ્રગટ કરવામાં આવી છે. અશક્ય લાગતી વાત કવિ રૂઢ શબ્દ દ્વારા હાસ્ય દ્વારા સંમત થઈએ એવી કુશળતાથી કહે છે.

ન એ ધરામાં હતી, ના તો એ ગગનમાં હતી,
મજા હતી તો ફક્ત મારા ઉડ્ડયનમાં હતી.

આ જગતમાં માણસ માટે બધું જ માણસના સંદર્ભે છે, ઈશ્વરની વાત પણ માણસના સંદર્ભ વિના થઈ શકતી નથી, અને જગતના સર્વ પદાર્થોમાં રસ છે, પણ તે માણવાની અફર શરત એ છે કે માણસ પોતાનો રસ ઉમેરે તો જ એ રસ પ્રાપ્ત થાય !

કવિએ માનવજીવન, માનવજગત, તેની ગતિવિધિ વિશે કોઈ પણ વિચારસરણી, દર્શન, અભિમત પ્રત્યે પ્રતિબદ્ધ થયા વિના કવિનજરે નિહાળ્યું છે, અર્થો ઘટાવ્યા છે, સંવેદન અનુભવ્યું છે, કહો કે અજંપ થયા છે. વિહ્‌વળતા, વ્યાકુળતા આનંદોલાસનીયે હોય અને અજંપાની યે હોય. અંજુમની રચનામાં જે ભાવાવેગ, ભાષાવેગ દેખાય છે તે એ અજંપાના સૂચક છે.

માનવસમાજની રચના પછી કેટકેટલા સુધારકો, ક્રાન્તિકારો સામાજિક ન્યાય, માનવીય ન્યાય માટે આવ્યા, પણ પરંપરિત અન્યાયો જેવા ને તેવા છે અને નવા સૂક્ષ્મ અને જટિલ અન્યાય સભ્યતાના વિકાસ સાથે ઉમેરાયા છે. પયગમ્બરો, ક્રાંતિકારીઓ એ વિશે અજંપ થાય એથી થોડો સમય સુધારો દેખાય છે, તે પછી માનવીય અજંપો જેમનો તેમ રહે છે કે એટમ બોમ્બના અંતિમબિંદુએ પહોંચે છે.

> કોદાળી, પાવડો લઈ આવ્યા હતા ઘણા,
> ખોદી શક્યું ન કોઈ તોયે જુલ્મની કબર.

વિષાદના સાદે શરૂ થતી પહેલી પંક્તિ બીજીએ પવન પડી જાય એવા હતાશા નિઃશ્વાસમાં પૂરી થાય છે.

એ જ પ્રશ્ન આ શે'રમાં પ્રલંબ સૂરે ઊઠે છે :

> કંઈ યુગોથી પુકાર્યા કર્યો એક યુગને,
> કંઈ યુગોથી અમે એક યુગપુકાર છીએ.

અનંત ધીરજ ખૂટતાં જે વ્યગ્ર બળવાન સાદ ઊઠે છે, કંઈ કેટલા યુગોથી એક યુગને પુકાર્યો છે અને યુગોથી અમે યુગપુકાર છીએ. આ શબ્દયોજના

કહે છે કે દરેક યુગે માનવીનો એક યુગનો પોકાર રહ્યો છે, આજેય છે, કોઈ પણ અન્યાયને દફનાવવાની કબર ખોદી શક્યું નથી.

વ્યાકુળ કર્યા કરી છે અમે એક જહાનને,
ને તોયે એક જહાનની સાતા છીએ અમે.

વિશ્વને વ્યાકુળ કરનાર તત્ત્વ જ વિશ્વની આશા છે, સાંત્વન છે. ભાવાવેગ સાથે ભાષાવેગ પણ અનુભવો.

કવિ ઊંચા અવાજે સામાન્ય શબ્દોમાં વેધક પ્રશ્ન કરી શકે છે :

જો નહીં સંભળાય સર્જકનો અવાજ,
તો પછી આ ગુંબજો શા કામના ?

કદાચ કહેવાતા દિગ્ગજ સાહિત્યકારોના કવિએ વેધક પ્રશ્ન કર્યો છે ? અને આ બીજા શે'રમાં એમણે શાણી સલાહ આપે છે.

ન શક્તિ હોય ચીલો પાડવાની,
તો 'અંજુમ', સૌથી આગળ ચાલવું નૈં.

અને આ શેર તો એક આભ વીંધતી ચીસ છે. કવિએ રોમ શબ્દના બે સંસર્ભો દ્વારા આબાદ ચોટ સાધી છે :

'અંજુમ', બળી રહ્યું છે મારું રોમ રોમ,
નીરોના હાથમાં શું હજી પણ સિતાર છે ?

કવિ પોતાને પૂછે છે :

હું ઊજવી તો રહ્યો છું અજંપના ઉત્સવ
ન તોય જંપશે આ વ્યગ્રતા, તો શું થાશે ?

આ કવિના ચિંતન વિષય મારી જેમ માણસ છે, તેમ કાર્યો છે, અને માણસ જ માણસને નિરાશ કરતો આવ્યો છે, છતાં એ જ વળી આશા પણ છે.

અકળાઈને બપોરના સૂરજના તાપથી,
પડછાયો મારો, મારા પગોમાં પડી ગયો.

આ શે'રમાં કવિ કહે છે એમ સાચો માણસ જીવતો હશે તો માણસના પડછાયા જેવો માણસ પરાજિત થશે, એના શરણે આવશે.

**- રતિલાલ 'અનિલ'**

કવિ અંજુમ વાલોડીના તાજેતરમાં પ્રગટ થનારા કાવ્યસંગ્રહની પ્રસ્તાવના





# સમાચાર

• સરકારી નિયંત્રણો અને તુમારશાહીને કારણે કર્ણાટકનો વીજ પ્રોજેક્ટ એક બહુરાષ્ટ્રીય કંપનીએ રદ કર્યો છે.

• ભાજપમાંથી કલ્યાણસિંહની છ વર્ષ માટે હકાલપટ્ટી કરવામાં આવી છે.

• સોનિયા ગાંધી કોંગ્રેસની રાષ્ટ્રીય કારોબારીની બેઠકમાં મહત્ત્વના નિર્ણયો લેશે.

• ભારત અને ઓસ્ટ્રેલિયા વચ્ચે રમાનારી ટેસ્ટમેચ પ્રતિષ્ઠાનો જંગ બની રહેશે.

• ભરૂચ ખાતે વિડિયોકોનની ફેક્ટરીમાં ભારે આગ લાગી છે.

• ગુજરાત રાજ્યમાં ઊભી થયેલી અછતની પરિસ્થિતિ નિવારવા માટે સરકાર પ્રયત્નો કરી રહી છે.

• કાશ્મીર સરહદે પાકિસ્તાને તોપમારો શરૂ કર્યો છે.

• નૌકાદળના બરતરફ કરાયેલા વડા ભાગવતને ફરીથી નોકરીમાં લેવાની દરખાસ્ત હાઈકોર્ટે નકારી કાઢી છે.

• ભારત ત્રણથી ચાર હજાર બોફોર્સ તોપો ખરીદવા માટે તૈયાર થયું છે.

• અનાજ પરની સબસીડીમાં કાપ મૂકવાની અત્યારે કોઈ દરખાસ્ત નથી.

